# श्री राम—चरित्र.



મરાઠી લેખક.


ચિંતામણ વિનાયક વૈદ્ય.

એમ. એ એલએલ. બી.


ગુજરાતી ભાષાન્તર કરનાર.


ચન્દ્રમુખ ધનવંતરામ પંડયા.

એમ. એ. એલએલ. બી.

સબ જડ્જ, સંગમનેર.





આ પુસ્તક.

રા. રા. શંકર નરહર જોશી એમણે ૮૧૮ સદાશિવ પેઠ ચિત્રશાળા પ્રેસ પૂના-સિટીમાં છાપી પ્રસિદ્ધ કર્યું.







આવૃત્તિ ૧ લી          સન ૧૯૧૯

કિંમત ૧-૪-૦

# અર્પણ.

એક-બાણ, એક-પત્ની વ્રત,
એક-વચન શ્રીરામ ॥
ચરણ-કમળમાં ગ્રંથ આ,
અર્પું હું અભિરામ ॥

# પ્રસ્તાવના.



જે દેશમાં "રામ લક્ષ્મણ જાનકી, જય બોલો હનુમાનકી" ઠેર ઠેર આબાલ-વૃદ્ધના મુખમાંથી ઉચ્ચાર થતું સંભળાય છે, અને જ્યાં ગામડાંઓમાં પણ રામ અને હનુમાનની મૂર્તિઓ અને દેવળોનાં દર્શન થાય છે તે દેશમાં રામનું નામ પ્રિય છે એ કહેવાની જરૂર નથી. મરાઠી કવિ મોરોપંતે કહ્યું છે કે "श्रीरामायण गाइले तरी पुनः गावें ति ऐसे करी" અર્થાત્ 'શ્રીરામાયણ મેં ઘણીવખત ગાન કર્યું તથાપિ પુનરપિ એક વખત ગાઉં એવી ઇચ્છા કરી' મેં બીજું રામાયણ રચ્યું. આ કવિએ મરાઠી પદ્યમાં ૧૦૮ રામાયણ રચ્યાં છે, આવા લોકપ્રિય ગ્રંથને પ્રસ્તાવનાની જરૂર નથી.

આ ગ્રંથમાં પ્રથમ ઉપોદ્ઘાતમાં રામાયણ તથા રામ-કથાનું ગૌરવ ટૂંકમાં દર્શાવી આગળ શ્રી-વાલ્મીકિ રામાયણમાં આપેલી રામકથા વર્ણવી છે. કથા અને વર્ણન મૂળ-ગ્રંથને અનુસરીને આપ્યાં છે અને એક બે સ્થળે ફેરફાર કર્યો છે તે શિવાય બીજે સર્વ સ્થળે આદ્ય કવિ વાલ્મીકિની કલ્પના કાયમ રાખી છે એટલું જ નહિ, પણ કોઇ કોઇ સ્થળે તો મૂળ ગ્રંથના સંસ્કૃત શબ્દો જેમને તેમ કાયમ રાખ્યા છે. તાત્પર્ય એ કે ગ્રંથ વાંચતાં વાંચતાં, પરિચિત જનોને મૂળ રામાયણ વાંચીએ છે એમ લાગે અને અપરિચિત જનોને મહાકવિ વાલ્મીકિની ઉચ્ચ કવિતાશક્તિની ઓળખ થાય. ગ્રંથની ભાષા, બને તેટલી સરળ રાખવામાં આવી છે.

ગ્રંથમાં વચ્ચે વચ્ચે મુખ્ય પ્રસંગોને યોગ્ય એવાં ચિત્ર આપી તે પ્રસંગો વાંચકના મનપર ઠસે એવી વ્યવસ્થા કરવામાં આવી છે.

ગ્રંથના છેવટના ભાગમાં એક નાનકડો ઉપસંહાર આપી તે સમયની સ્થિતિ તેમજ રામાયણનાં રહસ્યનું એક શબ્દ-ચિત્ર ચિતરવા પ્રયત્ન કર્યો છે. બાળક તેમજ વૃદ્ધ સર્વ સ્થિતિનાં માણસોને મનોરંજક અને બોધપ્રદ થાય એવા સર્વ વિષયો આ પુસ્તકમાં સમાવવામાં આવ્યા છે. સારાંશ આ પુસ્તક જુદી જુદી સ્થિતિના તેમજ જુદી જુદી રૂચિના વાંચકોને આનંદદાયક તેમજ ઉપયોગી થઇ પડે તેમ કરવાનો પ્રયત્ન કર્યો છે. આ પ્રયત્ન કેટલે દરજ્જે સફળ થયો છે તે ઠરાવવાનું કામ સુજ્ઞ અને રસિક વાંચનારને સોંપું છું. તા૦ ૨૫-૪-૧૯.

—ચંદ્રમુખ ધનવંતરામ પંડ્યા.

# श्रीराम–चरित्र.



## ઉપોદ્‌ઘાત.



આપણા ભારતીય સાહિત્યમાં શ્રીમદ્વાલ્મીકિરામાયણ એ એક સર્વોત્કૃષ્ટ ગ્રંથ છે. રામાયણનો મહિમા જેટલો ગાઇયે તેટલો ઓછોજ છે. આ ગ્રંથને 'કોહિનૂર' હીરાની ઉપમા આપીયે તોપણ ચાલે. આ કોહિનૂરનાં કિરણો આર્ય ભૂમિપર સર્વત્ર પ્રસરી રહ્યાં છે અને તે સર્વને નીતિનો ઉજ્વલ માર્ગ દેખાડે છે. રામાયણ જેવો ઉદાત્ત અને સર્વોત્તમ ગ્રંથ કોઇ પણ ભાષામાં નથી એમ કહીયે તો તેમાં કાંઇ પણ અતિશયોક્તિ કહેવાય નહિ. કાવ્યનાં બે અંગ હોય છે:—(૧) કાવ્ય રચનાર કવિ અને (૨) કાવ્યનો નાયક. આ બન્ને અંગમાં રામાયણની બરોબરી કરે તેવો કોઇ પણ ગ્રંથ કોઇ પણ દેશમાં મળી આવશે નહિ. રામચંદ્ર સરખો અલૌકિક સામર્થ્યવાળો તથા ઉદાત્ત નીતિવાળો એક પણ પુરુષ ઇતિહાસમાં દૃષ્ટિએ પડતો નથી. તેમજ વાલ્મીકિ ઋષિ સરખી પ્રતિભા તથા ઉચ્ચ કલ્પનાવાળો કોઇ પણ કવિ આજ પર્યંત થયો નથી. ગ્રીસ તથા રોમ દેશમાં પુરાતન કાળમાં હોમર તથા વર્જીલ નામના કવિઓ થઇ ગયા: અને તેઓએ ઇલીયડ તથા ઇનીડ નામના ગ્રંથો લખ્યા છે; જે પાશ્ચિમાત્ય દેશોમાં ઉત્તમ ગણાય છે. ઇંગ્લંડમાં મિલ્ટન નામના કવિએ 'પૅરેડાઇઝ લૉસ્ટ' નામનો ગ્રંથ લખ્યો છે તે ઉત્તમ ગણાય છે. પરંતુ એ બધા ગ્રંથો કરતાં રામાયણ કેટલું બધું શ્રેષ્ઠ છે! કદાચ કોઇ લોકો કાવ્ય–શક્તિમાં હોમર વિગેરેને વાલ્મીકિની બરોબરીયે બેસાડે: પણ તેઓનાં કાવ્યના નાયકો ઍકિલીસ, ઈનાયસ અને ઍડમ, નીતિની

દષ્ટિએ જોતાં રામચંદ્ર કરતાં અતિશય ઉતરતા જણાય છે. સારાંશ એજ કે રામાયણ સંબંધે આર્ય લોકો જે અભિમાન ધરાવે છે તે યોગ્યજ છે. વાલ્મીકિ ઋષિએ રચેલું રામાયણ આખા હિંદુસ્થાનમાં આર્યજનોને પ્રિય થઇ પડયું છે, અને આજ હજારો વર્ષ થયાં તેઓ રામના ચરિત્રનું ગાન કરતાં કરતાં પરમેશ્વરના ચરણમાં લીન થતા આવેલા છે. તેવીજ રીતે આર્ય સ્ત્રીઓના અંતઃકરણમાં સીતા દેવીનું પવિત્ર ચરિત્ર ભરાઇ રહેલું છે. સીતાનો નિઃસીમ પતિપ્રેમ, દૃઢ પતિવ્રત, પતિની સાથે સંકટ ભોગવવાની તેની તત્પરતા, ઇત્યાદિ અસંખ્ય ગુણોનું ચિત્ર આર્યસ્ત્રીઓના હૃદય–પટ પર કોતરાઇ રહી તેઓ હજારો વર્ષથી આપણા સમાજનાં ભૂષણરૂપ થઇ રહ્યાં છે. સારાંશ, શ્રીરામ તથા સીતાજીનાં નામ નહિ જાણતો હોય એવો અભાગી પુરૂષ આજ સુધી હિંદુસ્થાનમાં કોઇ થયો પણ નથી અને હવે પછી થાય એમ લાગતું પણ નથી.

શ્રીરામનું ઉચ્ચ અને મનોહર ચરિત્ર, દુનિયામાં માણસે કેવી રીતે વર્તવું તે દેખાડનાર નિષ્કલંક આદર્શરૂપ છે. રામચંદ્રનું નામ લેતાંજ આપણી સમક્ષ સર્વ સદ્‌ગુણોની મોહક મૂર્તિ આવી ઉભી રહે છે; ઉત્તમ પુત્ર, ઉત્તમ બંધુ, ઉત્તમ પતિ, ઉત્તમ મિત્ર, ઉત્તમ શત્રુ તથા ઉત્તમ રાજા. એ બધાનો નમુનો જોઇયે તો રામચંદ્રજ છે. એક વખતે વાલ્મીકિ મુનિએ નારદજીને પૂછ્યું કે;–"સર્વેથી શ્રેષ્ઠ રાજા કોણ?" ત્યારે નારદે ઉત્તર આપ્યો કે "રામચંદ્ર." તે પ્રસંગે નારદે રામનું જે વર્ણન કર્યું છે તે ઘણુંજ મનોહર છે. "ઇક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થએલા રામચંદ્ર આત્મસંયમન કરી, પોતાના પરાક્રમવડે શત્રુઓને જીત્યા છેઃ તે નીતિમાન્, ધર્મજ્ઞ, બુદ્ધિમાન્ તથા સત્યપ્રતિજ્ઞાવાળો છેઃ તેનું મન મોટું છેઃ તે સજ્જનને ઉદાર આશ્રય આપનારો તથા સર્વ જનપર સમ ભાવ રાખનારો છેઃ તે સમુદ્ર સરખો ગંભીર, હિમાલય સરખો દૃઢ અને ધૈર્યવાન્, ક્રોધમાં અગ્નિ સરખો તીવ્ર, પૃથ્વી જેટલો ક્ષમાવાન, કુબેર સરખો ઉદાર, તથા ધર્મરાજા સરખો સત્યવાદી છે." સર્વ સદ્‌ગુણોના ભંડાર રામચંદ્રને આપણે પ્રત્યક્ષ પરમેશ્વરનો અવતાર માનીયે છીયે એનો અર્થ શો? એજ કે જેના શરીરમાં સર્વ સદ્‌ગુણ હોય તેનામાં ઇશ્વરી અંશ

"ક્રૌંચવધ."



"હે નિષાદ! તને કોઈવખત પ્રતિષ્ઠા મળવાની નથી. કારણ તેં નરપક્ષીને નિર્દય રીતે ઠાર માર્યું છે." (પૃષ્ઠ. ૩)

હોવોજ જોઇયે. જે જે મનુષ્યમાં પરાક્રમ અને નીતિ એકત્ર માલમ પડે તે તે મનુષ્યના શરીરમાં ઈશ્વરી અંશ હોયજ એ સિદ્ધાંત છે.

આવા ઉદાર ચરિત્રને વાલ્મીકિ ઋષિએ પોતાના લોકોત્તર ગ્રંથમાં અમર કર્યું છે. રામાયણ રચવાનો વાલ્મીકિને પ્રસંગ કેમ મળ્યો એ વિષે એક મનોરંજક હકીકત જાણવા જેવી છે. એક વખતે નારદ મુનિએ વાલ્મીકિને રામની કથા કહી સંભળાવી વાલ્મીકિને રામચન્દ્રનું ચરિત્ર કાંઈ અજ્ઞાત નહતું. તોપણ નારદના વાક્યો સાંભળી વાલ્મીકિનું મન ઘણું ભરાઈ આવ્યું. અને તેનાજ વિચારમાં લીન થઇ વાલ્મીકિ સ્નાન કરવા બહાર નિકળ્યા. ગંગા તથા તમસા નદીના સંગમ ઉપર સ્નાન કરવા ઋષિ અરણ્યમાં ચાલ્યા જાય છે એટલામાં નદીકિનારે એક ક્રૌંચ પક્ષીનું જોડું આનંદમાં ક્રીડા કરતું ઋષિની દૃષ્ટિએ પડયું. તેવામાં એક પારધીએ તે જોડામાંના નરનો બાણ મારી વધ કર્યો; આ જોઇ માદા કરૂણાજનક રીતે આક્રોશ કરવા લાગી. આ હૃદયદ્રવક દેખાવથી વાલ્મીકિ ઋષિનું કોમળ અંતઃકરણ ભરાઇ આવ્યું અને ક્રોધના આવેશમાં પારધિને કહેવા લાગ્યા કે;—“ હે નિશાદ ! તને કોઇ વખત પ્રતિષ્ઠા મળવાની નથી, કારણ કે તેં કામથી મોહિત થયેલાં એવાં ક્રૌંચ-દંપતિમાંથી નર-પક્ષીને નિર્દય રીતે ઠાર માર્યું છે. ”

मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समः ॥
यत्क्रौंचमिथुनादेकमवधीः काममोहितम् ॥

આ સંસ્કૃત શબ્દો કવિતા રૂપે પદબદ્ધ થઇ વાલ્મીકિના મુખ કમળમાંથી બહાર પડ્યા. કારણ કે મુખ્ય તો વાલ્મીકિને સરસ્વતી જન્મથીજ અનુકૂળ હતી: તેમાં વળી ક્રોધ અને કરૂણાથી તેમનું હૃદય આ પ્રસંગે ભરાઇ ગયું હતુ એટલે પૂછવુંજ શું ?

સંસ્કૃત ભાષામાં પહેલોજ આ રીતે શ્લોક થયો. અને તેની સુશ્લિષ્ટ રચના જોઇ વાલ્મીકિ ક્ષણ ભર દુઃખ ભૂલી જઇ આનંદમાં નિમગ્ન થયા. એમના મનમાં એકદમ વિચાર થઇ આવ્યો કે આ શ્લોકમાં રામાયણ રચવું. એ કલ્પનાની સાથેજ બ્રહ્મદેવ સાક્ષાત્ ત્યાં હાજર થયા અને તેમણે વાલ્મીકિને “ આદિ કવિ ”ની પદવી આપી. અને વરદાન

આપ્યું કે, મારા પ્રસાદથી તમને રામના સર્વ ચરિત્રનું સંપૂર્ણ રીતે જ્ઞાન થશે. તે વરના પ્રસાદે વાલ્મીકિએ શ્લોકબદ્ધ એવું રામાયણ ઉત્તમ ભાષામાં રચી તૈયાર કર્યું.

રામાયણમાં છ કાંડ છે. તે ઉપરાંત ઉત્તર કાંડ પણ છે. એકંદર ૨૪,૦૦૦ શ્લોક રચેલા છે. કાવ્ય રચાયા પછી કોને પ્રથમ શીખવવું તેનો ૠષિ વિચાર કરવા લાગ્યા. એટલામાં સીતાના સુંદર પુત્રો તેમની દૃષ્ટિએ પડ્યા. તેમની કુશાગ્ર બુદ્ધિ તથા મધુર કંઠ જોઇ ૠષિએ નિશ્ચય કર્યો કે રામાયણ શિખવા એજ યોગ્ય છે. પછી તે બાળકોને તેમણે રામાયણ ગાતાં શિખવ્યું. રામચંદ્ર જેવા ઉચ્ચ પુરૂષનું ચરિત્ર, આદિકવિ વાલ્મીકિ રચનાર અને વળી લવ-કુશ જેવા રામનાજ પુત્ર મધુર સ્વરે ગાનાર એટલે પૂછવુંજ શું! જે જે તે સાંભળવા લાગ્યા તે તલ્લીન અને તટસ્થ થઈ જવા લાગ્યા. એક વખતે વાલ્મીકિ તે છોકરાઓને રાજસુય યજ્ઞ જોવા સારૂ અયોધ્યા લઇ ગયા. ત્યાં તેઓનું ગાયન સાંભળી હજારો લોકો એકઠા થવા લાગ્યા અને છેવટે તેઓની કીર્તિ રામચંદ્રના કાનપર જઈ પહોંચી. અને તેમણે તે છોકરાઓને બોલાવી સર્વ સભા આગળ તે ગાઇ સંભળાવવા આજ્ઞા કરી. તે કાવ્ય ગાવાનો આરંભ થયો ત્યારે રામચંદ્ર તથા સમસ્ત સભા ચકિત થઈ ગઇ અને ચિત્રની માફક સ્તબ્ધ થઇ રહી. તે કથા નીચે પ્રમાણે છે.



# બાલકાંડ.

આર્યાવર્તમાં કોશલ દેશ વિસ્તીર્ણ અને ફળદ્રુપ છે. તે દેશમા થઇને સરયૂ નદી વહે છે, જેના કિનારાપર અયોધ્યા નગરી આવી રહી છે. આ નગરી ખુદ મનુએ નિર્માણ કરી હતી. નગરમાં મોટા મોટા રાજમાર્ગો આવી રહ્યા હતા. રસ્તાપર વારંવાર સુગંધીદાર પાણી છાંટવામાં આવતાં હતાં અને બાજુએ સુંદર વૃક્ષો અને સુગંધીદાર પુષ્પોના વેલાઓ ખીલી રહ્યા હતા. ઠેક ઠેકાણે મોટાં મોટાં બજારો અને ચૌટાઓ ભરાયલાં હતાં, અને તેમાં દરેક પ્રકારની વસ્તુઓ વેચાતી હતી. પ્રત્યેક ઘર ઉંચાં અને સાત સાત માળનાં શોભી રહ્યાં હતાં. શહેરની આસપાસ મજબૂત કોટ બાંધેલો હોઈ તેની આસપાસ ઉંડી ખાઇ હતી અને તે ખાઇની પાર જવા સારૂ ઠેક ઠેકાણે સુંદર પૂલો બાંધેલા હતા. શહેર બહાર સુંદર રમણીય મોટો બાગ હતો અને તેમાં રોજ સાયંકાળે શહેરના લોકો હવા ખાવા આવતા હતા. તે વખતે હજારો કદાવર અને શણગારેલા હાથીઓ ત્યાં દૃષ્ટિએ પડતા હતા. તેમજ સિંધ, કાંબોજ, બલ્ક વિગેરે દેશથી આણેલા સુંદર ઘોડાઓ સંખ્યાબંધ નજરે પડતા હતા. આ ઘોડા–હાથીપર બેસનારા શૂરવીર પણ અસાધારણ તેજવાળા હતા. તેઓ શત્રુ અસાવધ હોય તો તેનાપર શસ્ત્ર ફેંકતા નહિ. તેમજ તેમનાં બાણ કદી વ્યર્થ જતાં નહિ: તેઓ વાઘ, સિંહ આદિ ભયંકર પ્રાણીઓને વગર શસ્ત્રે ફકત બાહુબળે મારી શકતા હતા.

આવા શૂર ક્ષત્રીઓ તેમજ તેવાજ વિદ્વાન્ બ્રાહ્મણ તથા શ્રીમાન્ વ્યાપારીઓથી ભરપૂર એવી આ નગરીમાં ઇક્ષ્વાકુવંશનો દશરથ રાજા રાજ્ય કરતો હતો. દશરથ રાજા જેવો શૂર તેવોજ ન્યાયી તથા દૂરઅંદેશી હોવાથી પ્રજાને ઘણોજ પ્રિય હતો. તે ઘણોજ ધર્મશીલ અને પરાક્રમી હતો. તે સર્વ પૃથ્વીમાં વિખ્યાત હતો અને હજારો રાજાઓ તેની સાથે મૈત્રી કરવા ઇચ્છા કરતા હતા. તેની સભામાં હુંશિયાર, રાજનિષ્ઠ અને શાણા એવા

અષ્ટ પ્રધાન હતા. તેના રાજ્યમાં ચોર, જાર અથવા દુષ્ટ કર્મ કરનાર અથવા ખોટું બોલનાર કોઇ પણ માણસ મળેજ નહિ. સારાંશ, દશરથના રાજ્યમાં કોશલ દેશમાં સર્વ પ્રકારે સુખ અને આનંદ રેલાઇ રહેલાં હતાં.

આ સર્વ અનુકૂળતા છતાં, રાજાને એક બાબતની ન્યૂનતા હતી: તેને ત્રણ પટરાણીઓ છતાં એક પણ પુત્રરત્ન ન હતું. અને તેથી તેનું મન વારે વારે દુ:ખિત થતું. છેવટે તેણે અશ્વમેધ તથા પુત્રકામેષ્ટિ યજ્ઞ કરવા નિશ્ચય કર્યો. આ વિચારને સુમંત, વસિષ્ઠ વિગેરે અષ્ટ પ્રધાને અનુમોદન આપ્યું. સરયૂને કિનારે વિસ્તીર્ણ મંડપ ઉભો કરવામાં આવ્યો અને હજારો મણ અન્ન તથા સામગ્રી એકઠી કરવામાં આવી. પછી દશરથ તથા ત્રણે રાણીએ યજ્ઞની દીક્ષા લીધી. પછી દશરથે યજ્ઞનો ઘોડો છોડયો. તે દેશે દેશ ફરી પાછો ફર્યો અને તેનો યજ્ઞ કર્યો. તે યજ્ઞ પૂરો થતાંજ ઋષ્યશ્રૃંગ મુનિએ પુત્રકામેષ્ટિ યજ્ઞનો આરંભ કર્યો.

ઋષ્યશ્રૃંગ મુનિને આ યજ્ઞ કરવા માટે ખાસ બોલાવી મંગાવ્યા હતા. આ ઋષિની કથા ઘણીજ ચિત્તાકર્ષક છે. ઋષ્યશ્રૃંગના પિતા વિભાંડક મુનિએ બાળપણાથી તેને પોતાની દેખરેખ નીચે ઉછેર્યો હતો. તેને ઋષિ ક્ષણભર પણ છૂટો મૂકતા નહતા અને જાતે વેદાધ્યયન કરાવતા. ઋષ્યશ્રૃંગ મોટા થયા ત્યારે ઘણાજ વિદ્વાન અને તેજસ્વી થયા. એવામાં એમ બન્યું કે અંગ દેશના રાજા લોમપાદના રાજ્યમાં મોટો દુષ્કાળ પડયો અને લોકો અન્નપાણી વગર મરવા લાગ્યા. ત્યારે તેના મંત્રિઓએ સલાહ આપી કે ઋષ્યશ્રૃંગ મુનિને આ રાજ્યમાં આણો તો દુષ્કાળ બંધ પડે. પણ વિભાંડક મુનિની બીકથી આ કામ કરવાનું કોઇ માથે લે નહિ. પછી દશરથની પુત્રી શાંતાને દત્તક લઇ તેને ઋષ્યશ્રૃંગ સાથે પરણાવી વિભાંડકનો ક્રોધ શાંત પાડવો એવી યુક્તિ લોમપાદ રાજાએ રચી. અને વિભાંડક આશ્રમ બહાર ગયેલા જોઇ ઋષ્યશ્રૃંગને છેતરી અંગદેશમાં લઇ આવ્યા. ઋષ્યશ્રૃંગના આગમનની સાથેજ દેશમાં વરસાદની રેલ છેલ થઇ રહી અને આસપાસ આનંદ ફેલાઇ રહ્યો. પછી લોમપાદ રાજાએ પોતાની કન્યા શંતા ઋષ્યશ્રૃંગને પરણાવી. આણી તરફ વિભાંડક ઋષિ ઘેર આવીને જોવા લાગ્યા તો પુત્ર મળે નહિ તેથી તે

ઘણા દુઃખિત અને ગુસ્સે થઇ તેને શોધવા નિકળી પડયા. શોધતાં શોધતા તે અંગ દેશમાં આવી પહોંચ્યા. અને પૂછવા લાગ્યા કે આ કોનો દેશ? ત્યારે પ્રથમ શીખવી રાખ્યા પ્રમાણે લોકો જવાબ દેવા લાગ્યા કે આ દેશ ઋષ્યશ્રૃંગ મુનિનો છે. ઋષિ વિચારમાં પડી અંગદેશની રાજ્યધાની ચંપા નગરીમા આવી પહોંચ્યા તો પોતાનાજ પુત્રના લગ્નનો આનંદોત્સવ સર્વત્ર વ્યાપી રહ્યો છે, આ જોઇ મુનિનો ક્રોધ ઉતરી ગયો અને પુત્રને આશીર્વાદ દઇ ચાલતા થયા. ઋષ્યશ્રૃંગની આ હકીકત મનોરંજક છે. **વિદ્યાર્થી અવસ્થામાં માણસ સંસારથી અલિપ્ત રહે છે તો તે કેવો તેજસ્વી તથા બલવાન થાય છે** તેનું ઉદાહરણ આ કથા પૂરૂં પાડે છે.

હવે ઋષ્યશ્રૃંગે પુત્રકામેષ્ટિ યજ્ઞ શરૂ કર્યો અને સમાપ્તિની વખત થતાં અગ્નિમાંથી એક દિવ્ય પુરૂષ બાહેર આવ્યો. તેનો વર્ણ કાળો હતો અને તેણે લાલ વસ્ત્ર પરિધાન કર્યાં હતાં. તેના શરીરપર રત્નના અલંકાર હતા અને તે સૂર્ય સરખો તેજસ્વી જણાતો હતો. તેના હાથમાં પાયસથી ભરેલું એક દિવ્ય પાત્ર હતું. તે દશરથને કહેવા લાગ્યો, " હું પ્રજાપતિ તારા યજ્ઞથી સંતોષ પામી તારી મનોવાંછના પૂર્ણ કરવા સારૂ આવ્યો છું. આ દિવ્ય પાયસ તારી રાણીઓને પા એટલે તેઓને દેવાશી પુત્ર પ્રાપ્ત થશે." દશરથે તેને સાષ્ટાંગ નમસ્કાર કરી તેના હાથમાંથી તે પાત્ર ભક્તિથી લીધું અને તે દૈવી પુરૂષ અગ્નિમાં અંતર્ધ્યાન થયો. પછી દશરથે તે પાયસનો અર્ધ ભાગ વડીલ રાણી કૌશલ્યાને આપ્યો: અને બાકીનાના બે ભાગ કરી સુમિત્રા તથા કૈકેયીને એક એક ભાગ આપ્યો; પણ પછી મનમાં કાંઇ બીજી કલ્પના આવ્યાથી કૈકેયીના ભાગમાંથી અર્ધો ભાગ કહાડીને પાછો સુમિત્રાને આપ્યો. આ પ્રમાણે તે પાયસ વ્હેંચી આપ્યા પછી તે ત્રણે રાણીએ તેનું મોટી ભક્તિ અને આનંદથી ભક્ષણ કર્યું. યજ્ઞ સમાપ્ત થયા પછી દશરથ રાજાએ ઋત્વિજોને અગણિત ધન દક્ષિણા રૂપે આપ્યું; બ્રાહ્મણોને અન્નદાન કર્યું અને રાજ્યસેવકોને પુષ્કળ બક્ષિસો આપી. યથાકાળે ત્રણે રાણીને ગર્ભ રહ્યા અને દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યા. તે હકીકતથી સર્વ પ્રજાજનોને આનંદ થયો. બાર માસ

પૂર્ણ થયા બાદ ચૈત્ર શુદ નવમીને શુભ દિવસે બરોબર મધ્યાન્હકાળે પુનર્વસુ નક્ષત્રમાં અને ગુરૂ તેમજ ચંદ્ર કર્ક લગ્નમાં હતા, તે મૂહૂર્તમાં કૌશલ્યાને પેટે-સર્વ લોકના નમસ્કાર કરવા યોગ્ય, સર્વ જગતના નાથ એવા–શ્રી રામચંદ્ર જન્મ્યા, અને વિષ્ણુના અર્ધા અંશવાળા તેણે ઇક્ષ્વાકુ વંશને ધન્ય કર્યો. પછી બીજે દિવસે કૈકેયીને પેટે ચોથા અંશવાળા એવા ભરત જન્મ્યા અને ત્રીજે દિવસે લક્ષ્મણ અને શત્રુઘ્ન સુમિત્રાને જન્મ્યા. ભરતનો જન્મ પુષ્ય નક્ષત્રમાં મીન લગ્નમાં થયો અને લક્ષ્મણ શત્રુઘ્નનો જન્મ આશ્લેષા નક્ષત્રમાં કર્ક રાશિમાં થયો. એવી રીતે રામ સર્વથી વડીલ હતા અને તેની પછી લક્ષ્મણ શત્રુઘ્ન ક્રમ પ્રમાણે જન્મ્યા. પ્રાચીન કાળમાં એવી રીત હતી કે વડીલ ભાઇને નાના ભાઇઓ બાપના જેટલું માન આપતા અને સેવા કરતા. તે પ્રમાણે ત્રણે નાના ભાઇઓ રામની સેવા કરતા અને તેને માન આપતા. તેમાં પણ લક્ષ્મણનો ભાવ રામ પર જાસ્તી હતો અને તે તેની હમેશ સેવા કરતો. તેમ જ શત્રુઘ્નનો પ્રેમ ભરત પર જાસ્તી હતો. તેથી રામ–લક્ષ્મણ અને ભરત–શત્રુઘ્ન એમ બે જોડીઓ થઇ.

પુત્રજન્મ થતાંજ દશરથના રાજ્ય–મહેલમાં તેમજ રાજ્યમાં જે આનંદ પ્રસરી રહ્યો તે આકાશમાં પણ માય નહિ. તે વર્તમાન સાંભળતાંજ દશરથે બ્રાહ્મણોને હજારો ગાયનાં દાન કર્યાં; બંદીજનોને બક્ષિસો આપી; અને આમ તેમજ સગાંવહાલાંઓને પણ વસ્ત્રો વ્હેંચ્યાં. બારમે દિવસે વસિષ્ઠ ઋષિએ છોકરાંઓનાં નામ રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન એમ પાડ્યાં. તેઓ શુક્લપક્ષના ચંદ્રમા પ્રમાણે વૃદ્ધિ પામ્યા તેમ તેમ તેઓને યોગ્ય સંસ્કાર દશરથે કર્યા. અને જૂદી જૂદી વિદ્યાનો અભ્યાસ કરાવ્યો. તે ચાર પુત્રોમાં રામચંદ્ર વિશેષ બુદ્ધિમાન્, તેજસ્વી, અને બળવાન્ હતા તે કહેવાની જરૂર નથી. તેમના સદ્ગુણો, બુદ્ધિ અને મોહક રૂપથી રામચંદ્ર એ નામ યથાર્થ થયું. પૂર્ણમાના ચંદ્ર પ્રમાણે રામને જોઇ જોઇને પ્રજાજનને આનંદ થતો એટલુંજ નહિ પણ તેઓનાં નેત્રોને તૃપ્તિ વળતી નહિ. તે ચારે રાજ્ય–પુત્રો કાળક્રમે ઘોડા પર બેસવાની, ધનુષ્ય–બાણ મારવાની ઇત્યાદિ ક્ષાત્રિઓને યોગ્ય એવી વિદ્યાઓના તેમજ વેદના અભ્યાસમાં કુશળ થઇ ગયા. અભ્યાસ કરતાં કરતાં પણ તેઓ

પોતાનાં માત-પિતાની સેવામાં ચૂકતા નહિ. રામચંદ્રની સેવા લક્ષ્મણ અત્યંત ભક્તિ અને પ્રેમથી કરતા; જ્યારે જ્યારે રામચંદ્ર ઘોડેસ્વાર થઇ અરણ્યમાં મૃગયા કરવા જાય ત્યારે ત્યારે લક્ષ્મણ તેમની પાછળ ધનુષ્ય-બાણ લઇ પગે ચાલતા જાય. આ પ્રમાણે તે ચારે રાજ્ય-પુત્રો મોટા થતા ગયા તેમ તેમ પોતાના સૌજન્ય, વિદ્યા, તેમ જ સ્વરૂપથી સર્વને અત્યંત પ્રિય થઇ પડ્યા. દશરથ રાજાને તો તે સદ્ગુણી અને સુંદર પુત્રોને દેખી સ્વર્ગનું સુખ પણ તુચ્છ લાગતું (બાલ. સર્ગ. ૧૫-૧૮).

એક દિવસ દશરથ રાજા પ્રધાનો સહિત સભામાં બેઠા બેઠા પુત્રોના લગ્ન વિષે વિચાર કરતા હતા, તેવામાં વિશ્વામિત્ર ઋષિ ત્યાં એકાએક આવી પહોંચ્યા. તેઓના આગમનની ખબર મળતાં જ દશરથ રાજા સામે ગયા અને મધુપર્કવડે પૂજા કરી અને આદરસત્કારપૂર્વક રાજ્યસભામાં લાવી એક સુંદર આસન પર બેસાડ્યા પછી હાથ જોડી તેમને કહેવા લાગ્યા:— "આપના અણધારેલા આગમનથી મને જે આનંદ પ્રાપ્ત થયો છે તેનું વર્ણન થઇ શકે એમ નથી. મારે ઘેર આપના જેવા મહર્ષિ પોતાની મેળે આવીને ઉભા રહે એ મારો ભાગ્યોદયજ થયો. આપની શી આજ્ઞા છે તે મને કહો; મારી પાસે જે કાંઈ છે તે આપનુંજ છે." દશરથનું આ ભાષણ સાંભળી વિશ્વામિત્ર બોલ્યા:—"હે રાજન્, તારો જન્મ ઇક્ષ્વાકુ વંશમાં થયલો છે અને તારા ગુરૂ વસિષ્ઠ છે. તારા મુખમાંથી નિકળેલાં આ વાક્યો બીજા કોઇના મુખમાંથી નિકળી શકે નહિ. તું તારા વચન પ્રમાણે મારી પ્રાર્થના માન્ય કરીશ એમ મારી ખાત્રી છે. મારી ઇચ્છા યજ્ઞ કરવાની છે. પરંતુ સુબાહુ અને મારીચ નામના બે રાક્ષસ મને હમેશ વિઘ્ન કરે છે. મારો યજ્ઞ શરૂ થતાંજ વેદીપર તેઓ રક્ત માંસ વિગેરે અમંગળ વસ્તુઓ ફેંકે છે. તે લોકોને હું શિક્ષા કરી શકું એમ છે: પણ તેમ કરવામાં મારૂં મોટા પ્રયાસથી સંપાદન કરેલું તપોબલ હું ખર્ચી નાખવા ઇચ્છતો નથી. માટે હે રાજા, મારા યજ્ઞનું રક્ષણ કરવાને તારા રામચંદ્રને મોકલ. એ તારો પુત્ર વયે નાનો છે, તોપણ મહાન્ પરાક્રમી છે. મારા સંરક્ષણના પ્રતાપે તેને કાંઇ પણ ઇજા થશે નહિ. માટે તારે બિલકુલ કાળજી કરવી નહિ. મારા પ્રસાદથી રામનું પુષ્કળ કલ્યાણ

થશે. હું જલદી યજ્ઞ શરૂ કરવાની ઇચ્છા રાખું છું. માટે દશ દિવસ સુધી રામને તું મને સ્વાધીન કર.” આ ભાષણ સાંભળી દશરથના પેટમાં ફાળ પડી અને તેઓ ક્ષણભર સ્તબ્ધ થઈ ગયા. થોડા વખત પછી દશરથ ભાનમાં આવ્યા અને ઘણા દીન સ્વરથી બોલ્યાઃ—“ઋષિવર્ય, રામને હજી સોળ વર્ષ પણ પૂરાં થયાં નથી. તે રાક્ષસો સાથે યુદ્ધ કરવા જેટલો મોટો થયો નથી. તેને લઇ જઇને શું કરશો? જોઇએ તો હું તમારી સાથે આવું; અને મારામાં પ્રાણ હશે ત્યાંસુધી રાક્ષસો સાથે યુદ્ધ કરીશ. તમે રામને લઇ જાઓ નહિ. તે બાળક છે અને હજી અસ્ત્રવિદ્યા શિખ્યો નથી કે યુદ્ધમાં ગયો નથી. રાક્ષસો કપટ યુદ્ધ કરે છે. તે દાવપેચ તેને ખબર નથી. સુંદોપસુંદના પુત્ર સુબાહુ અને મારીચ મોટા પરાક્રમી તેમજ કૃતાંત જેવા ભયંકર છે. તેની સાથે યુદ્ધ કરવા રામને લઇ જાઓ નહિ. અને લઇજ જવાના હો તો મને પણ સાથે લઇ જાઓ. મને તેના વગર ચેન પડશે નહિ. હે ઋષીશ્વર, રામને એકલાને મારાથી મોકલી શકાય એમ નથી.” દશરથનું આ ભાષણ સાંભળી વિશ્વામિત્ર ક્રોધયુક્ત થઈ કહેવા લાગ્યાઃ—“રાજન્, પ્રથમ વચન આપીને પછી તું મારી વિનંતિ માન્ય કરતો નથી એ તને અને તારા કુળને ઉચિત નથી; તારે રામને આપવાની ઇચ્છા ન હોય તો હું આ ચાલ્યો.” એમ કહી વિશ્વામિત્ર એકદમ ઉભા થયા. ત્યારે સર્વત્ર હાહાકાર થયો અને પૃથ્વી કાંપવા લાગી. એવામાં વસિષ્ઠે દશરથને કહ્યુંઃ—“હે દશરથ, ઇક્ષ્વાકુ કુલમાં જન્મ પામેલા પુરૂષને વચનભંગ કરવું શોભતું નથી. રામચંદ્રને અસ્ત્રવિદ્યા આવડતી હોય કે નહિ, તોપણ તેનો કેશ માત્ર વાંકો કરવાનું સામર્થ્ય કોઇ પણ રાક્ષસને નથી. તેમાં વળી વિશ્વામિત્ર રામની પાછળ રક્ષણ કરનાર છે. તે મહાતપસ્વી અને પ્રત્યક્ષ ધર્મરાજા જેવા છે. એટલુંજ નહિ પણ અસ્ત્ર વિદ્યામાં પણ એક્કા છે. તેમની બરોબર રામ-લક્ષ્મણને મોકલવામાં તેનું જરાપણ અકલ્યાણ થવાનું નથી, પણ ઉલટું હિતજ થશે. માટે રામચંદ્રને તેને સોંપી દેવામાં વિલંબ કરો નહિ.” વસિષ્ઠના આ શબ્દો સાંભળી દશરથે રામ લક્ષ્મણને બોલાવી વિશ્વામિત્રને સ્વાધીન કર્યાં.

વસિષ્ઠે વિશ્વામિત્રની ઉપર જે તારીફ કરી હતી તે કાંઇ અયોગ્ય નહતી. વિશ્વામિત્ર એ મૂળ ક્ષત્રિય હતા, પણ પોતાના તપના પ્રભાવથી બ્રાહ્મણ થયા હતા. આપણા જે પરમ પૂજ્ય સપ્તર્ષિઓ છે તેમાં તે ગણાય છે અને પરમ પૂજ્ય ગાયત્રીમંત્ર પણ એજ ઋષિએ રચ્યો છે. વિશ્વામિત્ર ક્ષત્રિય ટળી બ્રાહ્મણ કેમ થયા તે કથા ઘણી બોધકારી છે. બ્રહ્મદેવના પુત્ર કુશને પાંચ પુત્ર હતા. તેમાંનો એક કુશનાભ હતો. તેને ગાધિ નામનો પુત્ર હતો. અને તેના પુત્ર વિશ્વામિત્ર. ગાધિ તેના પિતા અને કુશ તેના પ્રપિતામહ. તેથી તેને ગાધિજ (ગાધિપુત્ર) અને કૌશિક નામ અપાય છે. વિશ્વામિત્રે કનોજ દેશમાં પુષ્કળ વર્ષ ઉત્તમ રીતે રાજ્ય કર્યું. એક દિવસે તે વનમાં મૃગયા કરવા ગયા ને વિશ્વામિત્ના આશ્રમમાં આવી લાગ્યા. વસિષ્ઠે પણ તેનું પ્રેમપૂર્વક આદરાતિથ્ય કરી પોતાના આશ્રમમાં રાખ્યા. વસિષ્ઠ પાસે શબલા નામની કામધેનુ હતી, તે યથેચ્છ વસ્તુ ઋષિને આપતી. અને તેણે આપેલી સામગ્રીવડે તેણે રાજાઓથી પણ થાય નહિ એવા ભપકાથી વિશ્વામિત્રનો આદરસત્કાર કર્યો. વિશ્વામિત્ર મનમાં આશ્ચર્ય પામ્યા કે આશ્રમમાં કાંઇ પણ સાધન નથી છતાં વસિષ્ઠે આ અપ્રતીમ સામગ્રી કયાંથી મેળવી. પછી તપાસ કરતાં તેને વસિષ્ઠ ઋષિની કામધેનુના વિલક્ષણ સામર્થ્ય વિષે ખબર પડી. તેથી તેને કામધેનુ લઇ જવાનો લોભ ઉત્પન્ન થયો. અને તેણે વસિષ્ઠને તેને બદલે પોતાનું રાજ્યપાટ અને જે માગે તે વસ્તુ આપવા કહ્યું. પણ વસિષ્ઠે તે વાત કબૂલ કરી નહિ. એક સાધારણ બ્રાહ્મણ આપણા જેવા ચક્રવર્તી રાજાનું વચન સ્વીકારે નહિ એ જોઇ વિશ્વામિત્રને ઘણો ક્રોધ ચઢયો અને તેણે **સત્તાના તોરમાં** પોતાના માણસોને આજ્ઞા કરી, કે કામધેનુને જોર જુલમથી ઘસડી લઇ જાઓ. તે લોક શબલાને ઘસડી જવા લાગ્યા ત્યારે તે વસિષ્ઠ પાસે આવી અને પૂછવા લાગી કે, "તમે મને વિશ્વામિત્રને આપી દીધી કે કેમ?" ત્યારે વસિષ્ઠે તેને સાંત્વન કરી ઉત્તર આપ્યો, "મેં કાંઇ આપી દીધી નથી: રાજા તને જબરદસ્તીથી લઇ જાય છે: તારી ઇચ્છા હોય તો તું રહે." આ સાંભળતાંજ શબલાએ ક્રોધ કરી પોતાના માથાના કેશમાંથી યવનવીર ઉત્પન્ન કર્યા અને તેઓએ વિશ્વામિત્રના સૈન્યનો નાશ કર્યો.

આ જાણી વિશ્વામિત્ર ઘણા ખિન્ન થઇ પોતાની રાજ્યધાની તરફ પાછા ફર્યા. અને પોતાના પુત્રને ગાદીએ બેસાડી વસિષ્ઠ પર વેર લેવાના હેતુથી તપશ્ચર્યા કરવા સારૂ હિમાલય પર્વત પર જઇ રહ્યા. તેણે પોતાના તપથી શંકરને પ્રસન્ન કરી તેમની પાસથી સર્વ અસ્ત્ર, શસ્ત્ર અને ધનુર્વિદ્યાનું જ્ઞાન મેળવ્યું. આ પ્રમાણે લડાઇમાં સામર્થ્ય પ્રાપ્ત કરી વિશ્વામિત્રે વસિષ્ઠના આશ્રમ પર પાછી ચઢાઇ કરી અને એક ક્ષણમાં તે આશ્રમને ઉજ્જડ કર્યો. ત્યારે વસિષ્ઠ રૂષિ નિરૂપાય થઇ પોતાનો બ્રહ્મદંડ ગ્રહણ કરી બહાર પડ્યા. તેના પર વિશ્વામિત્રે અનેક અસ્ત્રોનો પ્રયોગ કર્યો, પણ બ્રહ્મદંડ આગળ તે સર્વ વ્યર્થ ગયાં. છેવટે વિશ્વામિત્રે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો તે પણ વ્યર્થ ગયો! આ જોઇ વિશ્વામિત્ર ચકિત થયા અને " धिग् बलं क्षत्रियबलं ब्रम्हतेजो बलं बलम " ( ક્ષત્રિય બળને ધિક્કાર છે, બ્રહ્મતેજનું બળ એજ ખરૂં બળ છે. ) એમ બોલી ઉઠ્યા. પછી બ્રહ્મત્વ પ્રાપ્ત કરવાનો નિશ્ચય કરી ત્યાંથી પુનઃ તપશ્ચર્યા કરવા અરણ્યમાં ગયા. સર્વ કાળમાં જ્ઞાનના **સામર્થ્ય આગળ કેવળ જોર** વ્યર્થ છે. એ સિદ્ધાંત આપરથી સાબીત થાય છે. આજ કારણથી શાણા પુરૂષો જ્ઞાનનો મહિમા ગાય છે અને જ્ઞાન મેળવવાનો પ્રયત્ન હમેશ કરે છે.

બ્રહ્મત્વ પ્રાપ્ત કરવા વિશ્વામિત્રે હજારો વર્ષ તપ કર્યું ત્યારે બ્રહ્માએ તેને ' રાજર્ષિ ' પદ આપ્યું. ત્યારે વિશ્વામિત્રે તેમને પૂછ્યું કે " મને બ્રહ્મર્ષિ કેમ કહેતા નથી ? " ત્યારે બ્રહ્માએ ઉત્તર આપ્યો, " હજી તું જિતેંદ્રિય થયો નથી." **કેવળ જ્ઞાનથી બ્રાહ્મણ થવાતું નથી, પણ સાથે સાથે જ્ઞાનને યોગ્ય એવાં શુદ્ધ આચરણ પણ જોઇએ. જ્ઞાનને શુદ્ધાચરણની જોડ મળવી જોઇએ.** મરાઠી કવી મોરોપંતે કહ્યું છે તેમ ' બ્રાહ્મણ કોને કહેવો કે જેને વિષે શાંતિ, દયા, દાન, સત્ય, તપ અને ધર્મ હોય."

બ્રહ્મદેવના શબ્દોનો પુરાવો વિશ્વામિત્રને ટૂંક વખતમાં જડી આવ્યો. અયોધ્યામાં ત્રિશંકુ નામનો રાજા હતો: તેને સદેહ સ્વર્ગમાં જવા ઇચ્છા થઈ. અને તે ઇચ્છા પરિપૂર્ણ થાય એવો યજ્ઞ કરવાની વસિષ્ઠને વિનંતી

કરી. પણ વસિષ્ઠે એ વાત અશક્ય છે એમ કહ્યું. ત્રિશંકુના મનમાં એમ આવ્યું કે વિશ્વામિત્ર વસિષ્ઠનો શત્રુ છે અને તેથી મારૂં કામ કરશે. તેથી વિશ્વામિત્ર પાસ જઇ પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી; વિશ્વામિત્રે તેની વાત કબૂલ કરી અને પોતાના તપોબલથી ત્રિશંકુને સ્વર્ગમાં પહોંચાડયો. પણ ઇંદ્રરાજાને આ વાત પ્રસન્ન ન પડવાથી તેણે ત્રિશંકુને સ્વર્ગમાંથી નીચે ગબડાવી પાડયો; તે જોઇ વિશ્વામિત્રે પોતાના તપોબળથી તેને "તિષ્ઠ, તિષ્ઠ," એમ કહી આકાશમાં અધ્ધર ધારણ કરી રાખ્યો ! તે હજી તારા રૂપે આકાશમાં દક્ષિણ દિશાએ ઉંધે મસ્તકે લટકે છે.

આ પ્રમાણે વસિષ્ઠના દ્વેષથી વિશ્વામિત્રે પોતાનું સર્વ તપ ત્રિશંકુ માટે ખર્ચી નાખ્યું. તેથી તેણે ફરીથી તપ કરવાની શરૂઆત કરી; આ વખતે ઇંદ્રે તેનું તપ ભંગ કરવા મેનકા નામની અપ્સરાને મોકલી અને તેના સંસર્ગથી શકુંતલા નામની કન્યા ઉત્પન્ન થઇ. એટલે પશ્ચાત્તાપ પામી તેણે મેનકાનો ત્યાગ કર્યો અને વળી પાછી તપશ્ચર્યા શરૂ કરી ! તે જોઇ ઇંદ્રે તેને છળવાને રંભાને મોકલી. તેને વિશ્વામિત્રે ક્રોધ કરી શ્રાપ દીધો. પણ ક્રોધ કર્યાથી તેના તપનું પુણ્ય પાછું બળી ગયું તેથી તેણે પુનઃ તપ કરવાની શરૂઆત કરી. છેવટે સર્વ ઇંદ્રિયો જીતી હજારો વર્ષ સુધી વિશ્વામિત્રે નિશ્ચલ મનથી તપ કર્યું; અનેક વિઘ્નો આવ્યાં પણ તેણે પોતાનો હેતુ છોડયો નહિ. આથી બ્રહ્મદેવ પ્રસન્ન થયા અને તેને 'બ્રહ્મર્ષિ' પદ આપ્યું. વસિષ્ઠ પણ બ્રહ્મર્ષિ નામ આપે એવી વિનંતિ વિશ્વામિત્રે કર્યાથી વસિષ્ઠ રૂષિ પણ ત્યાં આવ્યા અને તેમને બ્રહ્મર્ષિની પદવી આપી માન આપ્યું. પછી બ્રહ્મદેવે તે બન્નેની દોસ્તી કરાવી આપી.

વિશ્વામિત્ર બ્રાહ્મણપદ પામ્યા તેની કથા ઉપર પ્રમાણે છે. પૂર્વે શંકરના પ્રસાદથી સર્વ અસ્ત્રવિદ્યા તેને આવડી હતી અને હવે બ્રહ્મપદ આવ્યાથી તે "શાપાદપિ શરાદપિ" બન્ને રીતે પરિપૂર્ણ થયા (બાલ. સર્ગ ૫૧-૬૫).

આવા વિશ્વામિત્રને રામ-લક્ષ્મણ દશરથે સોંપ્યા. ત્યારે કૌશલ્યાએ મોટા પ્રેમથી તેઓને આશીર્વાદ આપી જવાની રજા આપી. પછી આગળ વિશ્વામિત્ર અને પાછળ રામ લક્ષ્મણ, એમ એક એકની પાછળ

તેઓ જવા લાગ્યા. માર્ગમાં સરયૂ નદી આવી. એટલે વિશ્વામિત્રે રામને મધુર સ્વરે કહ્યું:—"આ નદીનું પાણી તું હાથમાં લે; તને હું 'બલા' અને 'અતિ બલા' નામની વિદ્યાનો મંત્ર હાલ શિખવું છું. એ મંત્રના પ્રતાપથી તને કદી પણ જ્વર આવશે નહિ, શ્રમ લાગશે નહિ, રૂપ નિસ્તેજ થશે નહિ, ભૂખ તરસ લાગશે નહિ, અથવા તારાપર રાક્ષસો બેભાન કિંવા નિદ્રિત અવસ્થામાં હલ્લો કરી શકશે નહિ. સારાંશ; તારા જેવો સામર્થ્યવાન્ વીર બીજો કોઈ થઈ શકશે નહિ." તે આજ્ઞા પ્રમાણે રામે વિશ્વામિત્ર પાસથી પાણી લઇ તે વિદ્યાનું ગ્રહણ કર્યું અને તેથી તેના મુખપર વિલક્ષણ તેજ છવાઇ રહ્યું. પછી તે બન્ને રાજપુત્રોએ વિશ્વામિત્રની સેવા કરી સૂકાં પાંદડાં એકઠાં કરી ત્રણ શય્યાઓ તૈયાર કરી અને તે રાત સરયૂના કિનારાપર પડી રહ્યા.

બીજે દિવસે સવારમાં વિશ્વામિત્રે રામ લક્ષ્મણને ઉઠાડ્યા અને પ્રાતઃસંધ્યા વિગેરે આટોપી તેઓ પહેલાં પ્રમાણે માર્ગક્રમણ કરવા લાગ્યા. તે દિવસે સંધ્યાકાળે તેઓ સરયૂ અને ગંગાના સંગમ પર આવી પહોંચ્યા; ત્યાં પુષ્કળ ઋષિઓના આશ્રમ હતા. તેઓએ તેમને સ્વાગત કરી રાત્રે ઉતારો આપ્યો. બીજે દિવસે નિત્યક્રમ આટોપી લઇ તેઓ નાવમાં બેસી ગંગા તથા સરયૂના સંગમને પાર ઉતરી ગયા. પછી બન્ને નદીને નમસ્કાર કરી તેઓ રસ્તો કાપવા લાગ્યા, એટલે રસ્તામાં એક ભયંકર અરણ્ય આવ્યું. તે અરણ્યમાં જંગલી વૃક્ષોના ભયંકર ગર્દી હતાં અને તે ઝાડો આકાશ સુધી ઉંચાં ઉગ્યાં હતાં અને તે પર ચારેપાસથી મોટી મોટી વેલ ચઢી હતી. કાંટાવાળાં ઝાડો ચારે પાસ પ્રસરી રહ્યાં હતાં અને તેથી રસ્તો બંધ થઇ ગયો હતો. એવાં ઝાડોના ઘટાઓમાંથી વાઘ, સિંહ, રીંછ, વિગેરે જંગલી પશુઓની ભયંકર ગર્જના વચ્ચે વચ્ચે સંભળાતી હતી. કાનને કઠોર લાગનારા અવાજ એક સરખા સંભળાયાજ કરતા હતા. કોઇ કોઇ ઠેકાણે સાપોના ભયંકર ફૂંફાડા સંભળાતા હતા. આકાશમાં જોઇએ તો મોટાં મોટાં ક્રૂર પક્ષીઓ ઉડી રહ્યાં હતાં. આવું તે ઘોર અરણ્ય જોઇને રામે વિશ્વામિત્રને પૂછ્યું:—"આ અરણ્ય આવું ઘોર કેમ દેખાય છે?" ત્યારે તેણે જવાબ દીધો; "હે રામ,

આ દેશ પૂર્વે મલદકારુષ નામથી ઓળખાતો હતો, અને ફળદ્રુપ હતો. પણ અહીંઆં સુંદ રાક્ષસની સ્ત્રી તાટકા રહેવા આવી ત્યારથી આ દેશજ ઉજ્જડ થઇ ગયો છે. એ રાક્ષસીથી આ દેશ મુક્ત કરવા સારૂ હું તને અહિં લાવ્યો છું. તેને મારીને આ દેશને સુખી કર. સ્ત્રીહત્યાના દોષની શંકા તારે મનમાં આણવી નહિ. સર્વ જગતને દુઃખ દેનાર સ્ત્રીનો વધ કરવો એમાં પાપ નથી. ભૃગુ ઋષિની સ્ત્રી શુક્રની મા ઇંદ્રનો નાશ કરવા લાગી તે વખતે શ્રીવિષ્ણુએ તેનો તત્કાળ વધ કર્યો. તેમજ વિરોચનની કન્યા મંથરા સર્વ પૃથ્વીનો દ્રોહ કરવા લાગી ત્યારે ઇંદ્રે તેનો વધ કર્યો હતો. સારાંશ, દુષ્ટ સ્ત્રીઓને મારવામાં દોષ નથી. માટે તૈયાર થા. કારણ એ રાક્ષસી થોડાજ વખતમાં આપણા ઉપર તૂટી પડશે." તે સાંભળીને રામચંદ્રે તરતજ ધનુષ્યને દોરી લગાવી અને તેનો ટંકાર કર્યો. એટલે સામેથી એક વંટોળીયો આવતો હોય તેવું દૃષ્ટિએ પડ્યું. અને થોડાજ વખતમાં રાક્ષસી ધૂળ અને પથરાનો વર્ષાવ કરતી કરતી તેઓ ઉપર ધસી આવી. ત્યારે તેના પર તાકીને છાતીમાં એક બાણ રામે એવા જોરથી તો માર્યું કે તે બાણ તેનું હૃદય ફાડીને આરપાર નીકળ્યું અને તે રાક્ષસી જોરથી જમીનપર પડી મરણ પામી. રામના પ્રસંગાવધાન, બળ અને અચૂક શરસંધાન જોઇને વિશ્વામિત્રને ઘણોજ આનંદ થયો. તેણે તેની પીઠ થાબડીને તેના ધૈર્ય અને પરાક્રમનાં વખાણ કરીને કહ્યું, "હે રામ, તારા જેવો અતિશય સત્વવાળો વીર પુરૂષ મારા જોવામાં આજ પર્યંત આવ્યો નથી. મારી પાસથી અસ્ત્રવિદ્યા શીખવાને તું સંપૂર્ણ રીતે યોગ્ય છે. માટે મને જે જે અસ્ત્રવિદ્યા આવડે છે તે સર્વ તને આજજ શીખવી દઉં છું." એમ કહીને તેઓએ ત્યાંજ મુકામ કીધો. અને વિશ્વામિત્રે રામને નાના પ્રકારનાં અસ્ત્રો મંત્રસહિત શીખવ્યાં. અને તે અસ્ત્રોનો પ્રયોગ કર્યા પછી તેને પાછાં ખેંચી લેવાની વિદ્યા જેને 'સંગ્રહણી-વિદ્યા' કહે છે તે પણ શિખવી (બાલ. સર્ગ. ૨૩-૨૭)

બીજે દિવસે પ્રાતઃકાળે ઉઠીને માર્ગક્રમણ કરતા કરતા તેઓ અરણ્યમાંથી બહાર નિકળ્યા. થોડા વખત પછી વિશ્વામિત્રનો રમણીય સિદ્ધાશ્રમ દેખાવા લાગ્યો. નદીકિનારે નાના પ્રકારનાં વૃક્ષો અને ફુલનાં

ઝાડોથી શોભીતા બાગો દૃષ્ટિએ પડતા હતા. તેમજ દરેક જાતનાં અનાજોથી ભરપૂર થયેલાં ખેતરો દેખાતાં હતાં. પૂર્વે શ્રીવિષ્ણુએ વામન અવતાર લઇને બળીને પાતાળમાં ચાંપ્યા પછી, આજ સિદ્ધાશ્રમમાં તપશ્ચર્યા કરી હતી. તે પુણ્ય અને રમણીય આશ્રમ જોઇને તે રાજપુત્રે પુછ્યું, "મુનિવર્ય, આ આપનો સિદ્ધાશ્રમ દેખાતો હોય એમ લાગે છે. ધન્ય દિવસ કે આજ હમે આ પુણ્ય સ્થળે આવી ચડયા છીએ;" વિશ્વામિત્રે જવાબ દીધો, "આ આશ્રમ મ્હારો નથી. તે તમારો છે. આજથી આ આશ્રમનું રક્ષણ રાક્ષસનાથી કરો. કારણ આજેજ હું યજ્ઞની દીક્ષા લેવાનો છું." એમ વાત કરે છે એટલામાં આશ્રમમાંના સઘળા રૂષિઓ સામા તેડવા આવ્યા, અને ઘણા હર્ષથી તે રાજપુત્રોને સન્માન આપ્યું. પછી તરત યજ્ઞની તૈયારી કરીને વિશ્વામિત્રે દીક્ષા લીધી. છ દિવસ સુધી તે યજ્ઞ ચાલુ હતો, ત્યારે રામલક્ષ્મણે રાત દિવસ સજ્જ રહીને યજ્ઞનું અને આશ્રમનું રક્ષણ કીધું. સાતમે દિવસે રાક્ષસનું સૈન્ય એચિંતુ કાળા મેઘની માફક આશ્રમપર હલ્લો કરવા આવ્યું સુબાહુ, મારીચ અને તેનું સૈન્ય દ્રષ્ટિએ પડતાંજ રામચંદ્રે લક્ષ્મણને સાવધ રહેવાનું કહી પોતે ધનુષ્ય તૈયાર કીધું. રામે પ્રથમ માનવાસ્ત્રનો પ્રયોગ મારીચના પર કીધો. તે અસ્ત્રના પ્રભાવથી મારીચ સો યોજન સમુદ્રની પેલી તરફ પડયો. પછી રામે અગ્ન્યસ્ત્ર મારીને સુબાહુને ઠાર કર્યો, અને છેવટે વાય્વસ્ત્ર મારીને રાક્ષસ સૈન્યને વિખેરી નાંખ્યું. આ પ્રમાણે શત્રુના સૈન્યને ઠાર કરીને યજ્ઞમાં આવેલું વિઘ્ન દશરથના પુત્રોએ નિવારણ કીધું અને તે યજ્ઞ નિર્વિઘ્ને સંપૂર્ણ થયો. પછી વિશ્વામિત્રે રામલક્ષ્મણને આલિંગન દઇને તેઓનાં ઘણાં વખાણ કર્યાં, અને ઘણા હર્ષથી રૂષિસહવર્તમાન યજ્ઞની સમાપ્તિ કીધી (બાલકાંડ. સર્ગ. ૨–૩૪).

સુબાહુ અને મારીચ જેવા બળવાન રાક્ષસનો નાશ રામચંદ્ર સહજ કરી શકયા, તેથી જનકરાજાનું ધનુષ્ય રામ ઉંચકી શકશે. અને ત્હેની કન્યા રામચંદ્રની પત્ની થવાને યોગ્ય છે, એવો વિચાર મનમાં લાવીને વિશ્વામિત્ર રૂષિ યજ્ઞ સમાપ્ત થયા પછી બન્ને રાજપુત્રોને સાથે લઇ જનકરાજાનો યજ્ઞ જોવાને રૂષિસહવર્તમાન નિકળ્યા. માર્ગમાં ઘણા દેશ, શેહેર

અને નદીઓ રામચંદ્રને વિશ્વામિત્ર બતાવતા હતા. પ્રથમ શોણ નદી ઉતરીને મધધ દેશમાં ગયા. મધધ દેશની રાજધાની ગિરિવ્રજ ચાર ડુંગરની વચ્ચે વેહેનારી નદીને કિનારે વસી હતી. તે ગિરિવ્રજપરથી વિશ્વામિત્ર વિગેરે જાન્હવી એટલે ભાગીરથી નદીને તીરે પોહોંચ્યા. ભાગીરથીનું રમ્ય પવિત્ર અને વિસ્તીર્ણ સ્થળ જોઇને સઘળાને ઘણો આનંદ થયો. હંસ, સારસ, ઇત્યાદિ પક્ષીયોથી ભરપૂર અને નાના પ્રકારનાં કમળોથી સુશોભિત થયલી ભાગીરથીને તીરે તે દિવસે સ્નાન સંધ્યા કરીને ત્યાં મુકામ કીધો. અગ્નિહોમાદિક કર્મ કરીને પિતૃદેવતાઓને તૃપ્ત કીધા અને ભોજન વિગેરે ભાગીરથીના તીરપર યથેચ્છ રીતે કીધું. પછી સઘળી મંડળી પરવારીને વિશ્વામિત્રની પાસે બેઠી હતી, એટલામાં જાન્હવી ભાગીરથી, ઉર્ફે ગંગાની ઉત્પત્તિ વિશે રામે પૂછવાથી વિશ્વામિત્રે ગંગાની કથા કહેવાનો પ્રારંભ કીધો. તે બોલ્યા:—

"હે રામ, હિમાલય પર્વતને મેરૂકન્યા મેના નામે પત્નીથી બે છોકરી થઈ—એક ગંગા અને બીજી ઉમા અથવા પાર્વતી. દેવતાઓએ હિમાલય પાસે ગંગાની માગણી કરી, એટલે હિમાલયે ગંગાને દેવતાને અર્પણ કરી, અને તે સ્વર્ગ લોકને પવિત્ર કરવા માટે સ્વર્ગમાં લઇ ગયા. ત્યાં આગળ આકાશગંગા હજી પણ આપણને દેખાય છે અને તેને સુરનદી અથવા સ્વર્ણનદી એમ કહે છે. ગંગા સ્વર્ગમાં ગયાથી પૃથ્વી અને પાતાળ બે અતૃપ્ત રહ્યાં. ત્યાર પછી ઇક્ષ્વાકુ વંશમાં તારો પૂર્વજ સગર નામનો રાજા ઘણો પરાક્રમી થઇ ગયો. તેને બે સ્ત્રી હતી. તેણે પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી ભૃગુ ઋષિની આરાધના કરી. એટલે ભૃગુ ઋષિએ પ્રસન્ન થઈને કહ્યું કે, "ત્હારો મનોરથ પૂર્ણ થશે એક સ્ત્રીને એકજ પુત્ર થશે તોપણ તેનાથી વંશ ચાલુ રહેશે. અને બીજીને સાઠ હજાર બળવાન્ પ્રતાપી પુત્ર થશે. આ પ્રમાણે છે. જેને જે જોઈએ તે માગો." ત્યારે કેશિનીએ વંશની વૃદ્ધિ કરે એવો એક પુત્ર માગ્યો અને બીજી રાણી, જે સુપર્ણાની બેન અને અરિષ્ટનેમીની છોકરી સુમતિ, તેણે સાઠ હજાર પુત્રો માગી લીધા. તે પ્રમાણે સગરનાથી બન્ને રાણીને પુત્રો થયા. મોટો છોકરો અસમંજ ઘણો દુષ્ટ નિકળ્યો. તે લોકોનાં છોકરાને ઉંચકીને સર-

કુવામાં નાખી દેતો હતો અને હેમના હાથ પગ તરફડી તેઓ બુડી જતા તે જોઇ હસતો. આ પ્રમાણે તે રાજપુત્રે પ્રજાના પ્રાણ લેવા માંડયા. એટલે તેને હદપાર કરીને તેના પુત્ર અંશુમાનને યુવરાજ કીધો. પછી સગરરાજાએ અશ્વમેધ કરવાનો નિશ્ચય કીધો. હિમાલય અને વિંધ્ય આ બે પર્વતની વચ્ચેના વિસ્તીર્ણ પ્રદેશમાં તેણે અશ્વમેધ કરવાનો પ્રારંભ કીધો અને યજ્ઞનો અશ્વ છોડી મુકયો. તેનું રક્ષણ કરવા માટે યુવરાજ અંશુમાનને નીમ્યો. સગર રાજાના અશ્વમેધથી ઇંદ્રને ભય ઉત્પન્ન થવા માંડયો, તેથી અશ્વને ઇંદ્રે અદ્રશ્ય રૂપે હરણ કરી પાતાળમાં ગુપ્ત રાખી મુકયો. યજ્ઞનો ઘોડો એકદમ ગુપ્ત થયેલો જોઇ અંશુમાનને ઘણું ખોટું લાગ્યું અને તેણે પાછા જઇને સઘળી હકીકત સગરને કહી સંભળાવી. યજ્ઞ કરનારા ઋષિ અને બીજા લોકો કહેવા લાગ્યા કે આ તો અપશુકન થયા. એટલે સગરે ક્રોધ કરીને સાઠ હજાર પુત્રોને આજ્ઞા કીધી કે પૃથ્વી પર જયાં હોય ત્યાંથી અશ્વને શોધી કહાડો. અને પૃથ્વી પર ન જડે તો પૃથ્વી ખોદી કહાડો અને પાતાળમાં શોધ કરો. રાજાની આજ્ઞા થતાંજ સાઠ હજાર રાજપુત્રો પૃથ્વી ફરી વળ્યા, પણ અશ્વનો પત્તો લાગ્યો નહિ. પછી એકેક જણે એકેક યોજન પૃથ્વી ખોદી કહાડીને તેઓ રસાતળમાં પહોંચ્યા. ત્યાં પ્રથમ ચાર દિશામાં ચાર દિગ્પાળો તેઓની દૃષ્ટિએ પડ્યા. તેમને નમસ્કાર કરીને આગળ ચાલ્યા, તો ત્યાં આગળ શ્રીવિષ્ણુ કપિલનો અવતાર લઇને પૃથ્વીનો ભાર માથે ધારણ કરીને બેઠેલા દીઠા અને પાસેજ તે ઘોડો ચરતો દીઠો. યજ્ઞનો અશ્વ હરણ કરનારો આજ માણસ છે, એમ સમજીને સગરના પુત્રોએ શસ્ત્રનો ભડીમાર ચલાવ્યો. કપિલ મહા મુનિએ ક્રોધથી નેત્રો ઉઘાડી સગરના પુત્રો સામું જોયું તેની સાથેજ સાઠ હજાર બળીને ભસ્મ થઇ ગયા!

અહિં આગળ સગર રાજા પુત્રોની વાટ જોતા જોતા દુઃખ પામવા લાગ્યા. ત્યારે તેણે પોતાના છોકરાના છોકરા અંશુમાનને આજ્ઞા કીધી કે "તું મ્હારા છોકરાઓએ ખોદી કહાડેલા રસ્તા આગળ થઇને રસાતાળમાં જા. અને પુત્રોને તથા અશ્વને શોધી લાવ." અંશુમાન્ વડવાની આજ્ઞાથી એકદમ નિકળ્યો તે રસાતાળમાં જઇને દિગ્ગજોને નમસ્કાર

કરીને પોતાના કાકાઓની તપાસ કરવા લાગ્યો. તેણે તેને આશીર્વાદ દઇને આગળ જવાનું કહ્યું. આગળ જતાં જતાં સાઠ હજાર પિતરોનાં મુડદાંની રાખ તેની દ્રષ્ટિએ પડી અને પાસેજ યજ્ઞનો ઘોડો ચરતો હતો તે પણ દ્દષ્ટિએ પડ્યો. આ જોઇને અંશુમાનને ઘણો શોક થયો. આપણા પિતરને સદ્‌ગતિ મળવી જોઇએ આ ઇચ્છાથી તેઓની રાખપર છાંટવા માટે તેણે જળ શોધવા માંડ્યું. પણ પાણી કોઇ જગાએ ગળ્યું નહિ. એટલામાં તેના પિતરોના મામા ગરૂડ તેને મળ્યા. તેણે તેને કહ્યું, "હે અંશુમાન્! આ તારા પિતરો વિષ્ણુના કોપથી બળી ગયા છે. તેનો જો તારે ઉદ્ધાર કરવો હોય તો, સ્વર્ણનદી ગંગાના ઉદકથી તેને સદ્ગતિ મળશે. ત્હારામાં શક્તિ હોય તો ગંગાને અહીં લઇ આવ. હમણાં તો તું આ ત્હારો યજ્ઞનો ઘોડો લઈ જઈ ત્હારા વડવાને આપ. એટલે તેનો યજ્ઞ સમાપ્ત થશે." આ પ્રમાણે ગરૂડે ઉપદેશ કીધાથી અંશુમાન્ યજ્ઞનો ઘોડો લઇને પૃથ્વીપર આવ્યો અને સગરનો યજ્ઞ સમાપ્ત થયો. હવે સ્વર્ગમાંથી ગંગા કેમ લાવવી તેનો વિચાર સગર કરવા લાગ્યો. પણ તે વાત સિદ્ધ થઈ નહિ તે પહેલાં સગર સ્વર્ગસ્થ થયો. પછી અંશુમાન્ ગાદીપર બેઠો. તેને હાથે પણ તે કામ સિદ્ધ થયું નહિ. તેના પછી તેનો પુત્ર દિલીપ રાજ્ય કરવા લાગ્યો. તેણે પણ યજ્ઞ કીધા, પણ પિતરોનો ઉદ્ધાર થયો નહિ. દિલીપના પછી તેનો પુત્ર ભગીરથ રાજ્ય કરવા લાગ્યો. તે ઘણો પરાક્રમી અને દૃઢનિશ્ચયી હતો. તેણે હજારો વર્ષ સુધી તપ કરીને બ્રહ્માને પ્રસન્ન કીધા અને ગંગાનદી પાતાળમાં આવીને પિતરોનો ઉદ્ધાર કરે એવું વરદાન માગી લીધું. બ્રહ્મદેવની આજ્ઞાથી ગંગાનદી મૃત્યુલોકમાં આવવાને કબૂલ થઈ. પણ મ્હારો વેગ મહાદેવ શિવાય કોઈ સહન કરી શકશે નહિ, એમ ગંગાએ કહ્યાથી ભગીરથે ફરી તપશ્ચર્યા કરીને મહાદેવને પ્રસન્ન કીધા. મહાદેવે પોતાના મસ્તકપર ગંગાનો વેગ ધારણ કરવાનું કબુલ કીધું, એટલે ગંગા આકાશમાંથી મહાદેવના મસ્તકપર પડવા માંડી. એટલામાં ગંગાને અભિમાન આવ્યું કે મ્હારા વેગથી હું મહાદેવને પાતાળમાં તાણી જાઉં. **પણ દેવતા લોક સુદ્ધાં ગર્વ કરી શકતા નથી તો માણસના શા ભાર!** પાણીનો વેગ અધિક અધિક થતો ગયો એટલે ગંગાની આ ગર્વિષ્ઠ કલ્પના મહાદેવ સહજ સમજી ગયા. અને તેનો ગર્વ હરણ

કરવાને મહાદેવે સઘળો ઓઘ જટામાં બાંધી લીધો! જટામાંથી બહાર નિકળવાને ગંગાને એક પણ રસ્તો જડયો નહિ. આ જોઇને ભગીરથે ફરીથી મહાદેવને સ્તુતિ કરી પ્રસન્ન કીધા. જેના ગર્વનો નાશ થયો છે એવી ગંગાને મહાદેવે જટામાંથી બહાર પડવા દીધી. તે સાત પ્રવાહથી નિકળી. હ્લાદિની, પાવની અને નલિની એ ત્રણ ઓઘ પૂર્વ દિશામાં ગયા અને સુચક્ષુ, સીતા અને સિંધુ એ ત્રણ ઓઘ પશ્ચિમ દિશામાં ગયા. સાતમો અને મુખ્ય ઓઘ ભગીરથની પાછળ ગયો. ભગીરથ દિવ્ય રથમાં બેશીને ઘણા પરિવાર સાથે અને મંગળ વાજાંઓ સહિત આગળ જવા લાગ્યો: અને પાછળ માછલાં, કાચબા, મગર, ઇત્યાદિ જળચર પ્રાણીઓથી ભરપૂર અને ગંભીર અવાજ કરનારો સફેદ ગંગાજીના પાણીનો પ્રચંડ પ્રવાહ આવતો હતો; એ અદ્‌ભુત દેખાવ જોવા માટે દેવ, ૠષિ, મનુષ્ય, નાગ, યક્ષ, રાક્ષસ, ગંધર્વ, પોતપોતાનાં વાહનોમાં બેશીને આવ્યા; તેઓથી આકાશ અને પૃથ્વી ઉભરાઇ ગયાં હતાં. તેઓએ ભગીરથના પર પુષ્પવૃષ્ટિ કીધી અને તે પુષ્પો પણ પાણીના પટ પર તરવા માંડ્યાં. મહાદેવની જટામાંથી નિકળેલી ગંગા અધિક પવિત્ર થઇ, તેથી તેમાં સ્નાન કરીને સ્વર્ગમાંથી પતિત થયલા અનેક લોકો દિવ્ય વિભૂતિ ધારણ કરીને ફરી સ્વર્ગમાં જવા લાગ્યા. અને હજારો લોક ગંગાના પવિત્ર પાત્રનું દર્શન કરીને સ્નાન કરી પાણી પીને તૃપ્ત થયા. આ પ્રમાણે ગંગાનો પ્રવાહ દેવાદિક અને મનુષ્યો સહિત કોઇ ઠેકાણે સ્વસ્થતાથી તો કોઇ ઠેકાણે ઝપાટાથી, કોઇ ઠેકાણે સપાટ, તો કોઇ ઠેકાણે ઢોળાવવાળા પ્રદેશોમાંથી વહેતો વહેતો જન્હુરાજા યજ્ઞ કરતા હતા ત્યાં આવી ચડયો. ત્યારે ગંગાને ફરીથી ગર્વ થયો કે આ સામાન્ય માણસના મ્હારા આગળ શા ભાર છે. એમ વિચારીને તેની યજ્ઞ–ભૂમિ ડુબાડી નાંખી. એટલે જન્હુ રાજા કોપાયમાન થઇને ગંગાના પ્રવાહનુ આચમન કરી ગયા. આ તેનો વિલક્ષણ પ્રભાવ જોઇને, જન્હુરાજાની દેવતા લોકોએ સ્તુતિ કીધી, અને ત્રણે લોકને પાવન કરનારી ગંગાને છોડી મુકો એમ સઘળા લોકોએ પ્રાર્થના કરી. એટલે તેણે તેને કાનમાંથી બાહાર કહાડી. આ પ્રમાણે ગંગા જન્હુરાજાથી ઉત્પન્ન થઇ, તેથી તેને જાન્હવી કહે છે. આ રીતે ભગીરથની પાછળ જતાં જતાં સગરના પુત્રોએ ખોદી કહાડેલા રસ્તા વાટે સમુ-

" ભગીરથ પ્રયત્ન. "—



ભગીરથ રથમાં બેસીને આગળ જાય છે અને ગંગાનો પ્રચંડ શ્વેત ઓઘ-પ્રવાહ પાછળ આવે છે.

( પૃષ્ઠ. ૨૦ )

દ્રમાંની અંદર થઇને ગંગાજી પાતાળમાં પહોંચ્યાં; અને તેણે પોતાના પવિત્ર ઉદકથી સાઠ હજાર ભસ્મ થઇ ગયેલા સગરના પુત્રનો ઉદ્ધાર કીધો. તે જોઇને ભગીરથ રાજાને ઘણો આનંદ થયો. **હજારો વર્ષનું પૂર્વજોનું પણ, ભગીરથ રાજાએ જેટલાં જેટલાં વિઘ્ન આવ્યાં તેનું નિવારણ કરીને પોતાના ઉદ્યોગથી સિદ્ધ કીધું.** આ જોઇને બ્રહ્માએ પ્રત્યક્ષ દર્શન આપીને ભગીરથ રાજાની સ્તુતિ કીધી. "હે ભગીરથ! સગર, અંશુમાન્, દિલીપ, એવા ત્હારા વડીલોથી જે કામ સિદ્ધ થયું નહિ તે કામ તારા દીર્ઘ ઉદ્યોગથી તેં પાર પાડ્યું. તેથી તને અક્ષય કીર્તિ આ લોક અને પરલોકમાં મળશે, અને ગંગા ત્હારી છોકરી તેથી ભાગીરથી એ નામથી પ્રસિદ્ધ થશે, અને "ત્રિપથગા" ત્રણ લોકમાં ગમન કરનારી એ નામ ત્હારા પ્રયત્નથી તેને મળેલું છે. આ ત્હારા પિતરો–સગરના પુત્રો,–જ્યાં સુધી સાગર એટલે મહાસમુદ્ર કાયમ છે, ત્યાં સુધી સ્વર્ગમાં સુખ પામશે." આ પ્રમાણે વરદાન આપીને બ્રહ્મા અંતર્ધ્યાન પામ્યા. પછી ભગીરથે પોતાના પિતરની ક્રિયા ગંગાના જળથી કરી તેમને પવિત્ર કીધાઃ અને પોતાના કુળનું પણ સિદ્ધ કીધું." ગંગા પૃથ્વી પર આવ્યાની પુણ્ય કથા સાંભળીને રામ લક્ષ્મણને ઘણી નવાઇ લાગી. અને આપણાં કુળમાં કેવા પરાક્રમી, દીર્ઘ ઉદ્યોગી, ભગીરથ જેવા પ્રયત્ન કરનારા ધર્મશીલ રાજા થઇ ગયા, તેની 'આપણે વાત સાંભળીને આપણા વડીલોની માફક યોગ્ય પરાક્રમ કરી બતાવીએ.' એવો તેઓએ મનમાં નિશ્ચય કીધો, અને તે રાત્રિ જાન્હવીને તીરે કહાડી (બાલકાંડ. સર્ગ ૩૫–૪૪.)

બીજે દિવસે પ્રાતઃકાળે ઉઠીને નિત્યની માફક સ્નાન સંધ્યા પરવારીને વિશ્વામિત્ર ઋષિ તે બન્ને રાજપુત્રને અને બીજા ઋષિને સાથે લઇ, ગંગાના કિનારા પર આવીને એક સુંદર મછવામાં બેશી ગંગાને પેલે કિનારે પહોંચ્યા. નદીને કિનારે વસેલી વિશાલા નગરીના રાજાએ સામા જઇને સઘળાને ઘણું માન આપ્યું, અને સુંદર રાજપુત્રોને તેઓએ ઘણો આનંદ પ્રદર્શિત કીધો. પછી ત્યાંથી તેઓએ આગળ ચાલવા માંડ્યું. સાયંકાળને સુમારે તે મિથિલા નગરીની પાસે આવી ચડ્યા; ત્યાં આગળ શાંત અને રમણીય આશ્રમ દેખાયો. તેની શોભા અને તેવીજ શૂન્યતા

જોઇને, રામે પ્રશ્ન કર્યો, ત્યારે વિશ્વામિત્રે ગૌતમ રૂષિ અને તેની પત્નીની કથા કહી;—તેણે કહ્યું "હે રામ, પૂર્વે એક વખતે ગૌતમ રૂષિની સુંદર સ્ત્રી અહલ્યાને ઇંદ્રે ગૌતમ રૂષિનું રૂપ લઇને ફસાવી હતી. તે દુષ્ટ કર્મ કરી ઇંદ્ર આશ્રમમાંથી બહાર નિકળતો હતો એટલામાં ગૌતમ રૂષિ આવી ચઢયા. ઇદ્રે આપણું રૂપ ગુપ્ત રીતે આવી લીધું છે જોઇ, રૂષિને ઘણો સંતાપ થયો. તે અંતર્જ્ઞાનથી ખરી હકીકત સમજી ગયા. પેછી તેણે ક્રોધ કરીને ઇંદ્રને શાપ દીધો અને તે આશ્રમમાં ગયા. એટલે તેમની સ્ત્રી ભયથી હાથ જોડીને સામી ઉભી રહી. ગૌતમ રૂષિએ તેને શ્રાપ દીધો કે "તું હજારો વર્ષ સુધી અદૃશ્ય રૂપે, નિરાહર અને દુઃખભાગી એવી શિલા રૂપ થઇને પડ. જ્યારે રામચંદ્ર આ રસ્તે આવશે ત્યારે તું આ શાપમાંથી મુક્ત થઇશ. અને તેનું આદરાતિથ્ય કરી પવિત્ર થઇશ ત્યારે હું ત્હારો અંગીકાર કરીશ." આવી રીતે ગૌતમ રૂષિએ શાપ નિવારણ કીધો. તે બિચારી અહલ્યા શિલારૂપ થઇ જમીન પર પડી, ત્યારથી તે હજી તેવીજ છે. **અજાણતાં પાપ થાય તો પણ તેનું પ્રાયશ્ચિત્ત માણસને ભોગવવું પડે** છે તેનો આ દાખલો છે. ગૌતમ રૂષિ પણ અહીંજ તપશ્ચર્યા કરે છે. તેથી આ આશ્રમ રમણીય અને શૂન્ય દેખાય છે. તારા પ્રભાવથી હતભાગિની અહલ્યા આજ શ્રાપમાંથી મુક્ત થશે. માટે આપણે અંદર જઇએ." એમ કહીને વિશ્વામિત્ર રામ લક્ષ્મણને લઇને અંદર ગયા. રામચંદ્રના પગની રજ લાગતાંજ અહલ્યા શ્રાપમુક્ત થઇને સામી આવી. આ જોઇને તે બન્ને રાજપુત્રો તેને પગે લાગ્યા. એટલામાં ગૌતમ રૂષિ પણ ત્યાં આવી ચઢયા. **એકાદ વખત માણસને હાથે પાપ થઇ જાય છે પણ પછી તેને તે વિશે પશ્ચાત્તાપ થઇ દીર્ઘ કાળ સુધી સખત શિક્ષા ભોગવવાથી તે માણસ નિર્મળ અને** પૂજ્ય **થાય છે.** એવો સંસારને મીઠો અને કરૂણાયુક્ત નિયમ મનમાં લાવીને ગૌતમ રૂષિએ પ્રેમથી અહલ્યાનો સ્વીકાર કીધો; પછી બન્ને જણે ઘણા હર્ષથી રામ લક્ષ્મણ અને વિશ્વામિત્રની મધુપર્કથી પૂજા કીધી અને તે દિવસે તેને ત્યાં રાખ્યા. તે દિવસે તે ઉપવન ઘણું શોભાયમાન દેખાતું હતું (બાલકાંડ. સર્ગ. ૪૫–૪૯.)

બીજે દિવસે વિશ્વામિત્ર રામ લક્ષ્મણને લઇને જનકને ત્યાં જવા નિકળ્યા. તેમના આવવાની ખબર જનક રાજાને પહેલેથી પડી હતી. યજ્ઞના મંડપ આગળ આવતાંજ જનક રાજા પોતાના પુરોહિત સહિત વિશ્વામિત્રની સામે ગયા. અને તેને ઘણા ઠાઠ માઠથી યજ્ઞ મંડપમાં લાવ્યા અને ઉત્તમ આસન પર બેસાડીને યથાયોગ્ય રીતે પૂજા કીધી. પછી રાજાએ પૂછ્યું, " હે વિશ્વામિત્ર! આપના આવવાથી હું ઘણો છું? અને આ બે તેજસ્વી વીર્યવાન પાસેજ રાખી મુકેલા રાજપુત્રો કોના અને અહીઆં કેમ આવ્યા છે તે જાણવાની મને ઘણી ઉત્કંઠા થઇ છે. સ્વર્ગના દેવતા, અથવા અશ્વિનીકુમાર અહીં આવ્યા છે કે શું! એમ મને લાગે છે. એનું રૂપ, સામર્થ્ય અને એની ઉંમર જોઇને મ્હને મોહ ઉત્પન્ન થયો છે, ત્યારે એ કોણ અને એને આપ કેમ અહીં લઇ આવ્યા છો તે મને સવિસ્તર હકીકત કહો. ત્યારે વિશ્વામિત્રે કહ્યું, " આ દશરથના પુત્ર રામ અને લક્ષ્મણ છે." એમ કહીને પોતાના યજ્ઞ વિશે મારીચ અને સુબાહુની સાથે થયેલું યુદ્ધ અને અહલ્યાના ઉદ્ધાર વિશેની સર્વ હકીકત જનક રાજાને કહી સંભળાવી. આ સાંભળીને તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. એટલામાં ફરી વિશ્વામિત્ર બોલ્યા, " હે જનક રાજા, તારી કન્યા સીતા સ્વર્ગ લોકની દેવકન્યા પ્રમાણે અપ્રતીમ સુસ્વરૂપ છે તેથી તેના વિવાહ કરવાને જે કોઇ મહાદેવનું ધનુષ્ય ઉંચકે તેને દેવાનું તેં પણ કીધું છે, એમ મેં સાંભળ્યું છે. આ ત્હારૂં કહિણ પણ રામચંદ્ર નક્કી પાળશે. એમ મ્હને લાગે છે. તે જોવા માટે અને તારો યજ્ઞ જોવા માટે હું અહીં આવ્યો છું." વિશ્વામિત્રનુ આ ભાષણ સાંભળીને જનકને એટલો આનંદ થયો કે તેનું વર્ણન થઇ શકતું નથી. તેણે તે ધનુષ્ય જ્યાં મૂકયું હતું ત્યાંથી લઇ આવવાની તરત સેવકોને આજ્ઞા કીધી. તે સાંભળીને જનકના નોકરો મહેલમાં દોડ્યા અને પાંચસેં મોટા મજબુત હમાલ એક મોટા આઠ પૈડાંના ગાડામાં પટારો મુકીને ઘસડતા ઘસડતા સભામાં લાવ્યા. એટલામાં જનક રાજાએ ગભરાઇને વિશ્વામિત્રને કહ્યું, " આ ધનુષ્ય દક્ષ પ્રજાપતિના યજ્ઞ વખતે મહાદેવે દેવતાનો નાશ કરવા માટે ઉચકયું હતું. પણ સઘળા દેવતાઓએ મહાદેવની પ્રાર્થના

કીધી. એટલે નીચે મુકીને હમારા વડીલોને આ ધનુષ્ય સ્વાધીન કીધું. તે હમારા ઘરમાં છે. હે વિશ્વામિત્ર મુનિ ! હું યજ્ઞને માટે જમીન ખણતો હતો એટલામાં એક અયોનિજા સુસ્વરૂપ કન્યા મને પ્રાપ્ત થઇ. તે મને ક્ષેત્રમાંથી જડી માટે એનું નામ મેં સીતા પાડયું છે. આ મારા પ્રાણના કરતાં પણ પ્રિય કન્યા જેમ જેમ મોટી થઇ તેમ મને ફિકર પડી કે આ કન્યારત્ન કોને આપવું. ત્યારે મેં પણ કીધું કે, જે કોઇ આ શિવ ધનુષ્ય ઉંચકશે તેને હું મારી કન્યા દઇશ; આ પ્રમાણે મેં પણ કીધું છે. પછી અનેક રાજાઓ તેને વરવા માટે આવ્યા પણ આ શિવધનુષ્ય ઉંચકી ન શકયાથી લજ્જાયમાન થઇને ચાલ્યા ગયા. છેવટે સઘળાઓએ એકત્ર થઇને મિથિલા નગરીને ઘેરો ઘાલ્યો. પણ મેં તપશ્ચર્યા કરીને દેવો પાસેથી અસ્ત્ર મેળવી સઘળાને હરાવી નસાડી મુકયા. આવી આ ધનુષ્ય અને મારા પણની કથા છે. આ ધનુષ્ય ઉંચકનાર કોઇ મળશે કે નહિ એની મને ઘણી ફીકર છે. પણ આ સુંદર અને તરૂણ દશરથના પુત્ર જો આ ઉંચકી શકે તો મારા જેવો કોઇ આ પૃથ્વીમાં ભાગ્યવાન પુરૂષ નહિ. હે વિશ્વામિત્ર ! તમે મારાપર ઉપકાર કરવાને આવ્યા છો, એમ મને લાગે છે." જનકરાજા આ વાત કરે છે એટલામાં તેમના સેવકો તે ધનુષ્યની પેટી ત્યાં લઇ આવ્યા. એટલે વિશ્વામિત્રે પેટીમાં જોઇને રામને કહ્યું, "હે રામ, આ ધનુષ્ય તું સહજ ઉંચકી શકશે. તને એ વાત કઠિણ નથી; આમ આવ અને ઉંચક અને જનક રાજાનું પણ સિદ્ધ કર." આ શબ્દ સાંભળતાંજ સિંહની ગતિએ પેટી પાસે આવીને રામચંદ્રે ડાબા હાથે તેને સહેલથી ઉંચકીને બહાર કહાડયું, અને જમણે હાથે દોરી ચડાવીને ખેંચી એટલે તે જુનું પુરાણું ધનુષ્ય એકદમ ભાંગી ગયું. પછી જેમ ધરતીકંપ થતો હોય અથવા પર્વત તુટી પડતો હોય તેવો અવાજ ધનુષ્ય ભાંગ્યાનો થયો. તે એટલો ભયકંર થયો કે વિશ્વામિત્ર, જનક અને રામ લક્ષ્મણ શિવાય સઘળા રાજાઓ મૂર્છા પામ્યા. કેટલાક વખત પછી સર્વ લોકો સાવધ થયા એટલે જનક રાજાએ વિશ્વામિત્રના સ્તુતિ કીધી કે "હે વિશ્વામિત્ર ! તમારા પ્રસાદથી હું આજે આ કઠિણ પણમાંથી મુક્ત થયો છું; રામચંદ્ર જેવા અલૌકિક સામર્થ્યવાન્ વીર આખી પૃથ્વીમાં નથી. આ ધનુષ્ય ઉંચકીને

સજ્જ કરવાનું તેનું સામર્થ્ય મેં મારી આંખે જોયું છે. આવો સુંદર પરાક્રમી અને અલૌકિક શક્તિનો પતિ મારી સીતાને મળ્યો, એ હમારા કુળની કીર્તિમાં વધારો કરશે એમાં સંશય નથી. હવે વાર લગાડો નહિ. આ આનંદની વાત અને અલૌકિક રામચંદ્રનું પરાક્રમ દશરથ રાજાને જણાવો. અને તેમને લગ્નની સામગ્રી લઇને એકદમ અહીં આવવા વિનંતિ કરો. મારો આ યજ્ઞ ઘણો ખરો પત્યો છે તેથી હવે આપ અહીં રહીને આ મારી આખી જીંદગીમાં સૌથી આનંદદાયક પ્રસંગ આપની સમક્ષ પાર પાડો." એમ કહેતાંની સાથેજ વિશ્વામિત્રે એકદમ પરવાનગી આપી અને કેટલાક સાંડણી સ્વારો આ આનંદની વાત લઇ એકદમ અયોધ્યા તરફ દોડ્યા ( બાલકાંડ. સર્ગ. ૫૦. ૬૬, ૬૭. )

તે સ્વારો એટલા જોરથી દોડ્યા કે અયોધ્યામાં બે દિવસે પહોંચ્યા અને તેઓએ દશરથ રાજાને વિશ્વામિત્રે કહેલા સમાચાર કહ્યા. આ સાંભળીને સઘળાને ઘણો હર્ષ થયો. વસિષ્ઠ ગુરૂને આગળ કરી, પોતાની રાણીઓ અને સગાંવાલાંને સાથે લઇને, દશરથ રાજા નિકળ્યા, તે ચાર દિવસે મિથિલા નગરીમાં તાબડતોબ પોહોંચ્યા. જનક રાજાએ તેમની યોગ્ય રીતે પૂજા કરી અને ઘણા હર્ષથી કહ્યું, "આજ મારૂં ધનભાગ્ય કે દશરથ જેવા રાજા પોતાના છોકરા સાથે મારી છોકરીનું લગ્ન કરવા તૈયાર થયા છે; અને પરમ પૂજ્ય વસિષ્ઠ રૂષિ જેવા મહાજ્ઞાનીનાં પગલાંથી મારી નગરી પાવન થઇ છે. રઘુના વીર્યશ્રેષ્ઠ જેવા કુળ સાથે મારા કુળનો સંબંધ થાય છે, આ મારા ભાગ્યનાં શું વખાણ કરૂં? મે સીતા માટે ઘણું કપરૂં પણ લીધું હતુ, તે આજ રામે પોતાના સામર્થ્યથી પાર પાડયું છે. રામને તો મેં સીતા આપી છે; પણ લક્ષ્મણને મારી બીજી કન્યા ઉર્મિલા આપું છું." આ જનકનું ભાષણ સાંભળીને વિશ્વામિત્ર રૂષિ અને વશિષ્ઠ રૂષિ બન્નેએ મળીને વિચાર કરી પછી જનકરાજાને કહ્યું, "હે જનકરાજા, તમારા બન્નેના કુળનો સંબંધ ઘણો પ્રશંસનીય છે. રઘુકુળ અને જનકનું કુળ તે બન્ને કુળની ધાર્મિકપણામાં અને પરાક્રમમાં કોઇ બરોબરી કરી શકે એમ નથી. આ રામનો વિવાહ સીતા સાથે અને લક્ષ્મણનો વિવાહ ઉર્મિલા સાથે ઘણો અભિનંદનીય છે. તેમાં પણ એક વાત છે; તે સાંભળો કે જેથી આ

બન્નેનાં કુળનો સંબંધ ઘણો યશસ્વી અને વધારે દૃઢ થશે. તારા નાના ભાઇ કુશધ્વજની બન્ને કન્યા લગ્નને યોગ્ય થઇ છે, તેને હમે ભરત શત્રુઘ્નને માટે પસંદ કરીએ છીએ. હવે તારે શું કહેવાનું છે તે કહે. આ હમારા પુત્ર ભરત અને શત્રુઘ્ન રામ લક્ષ્મણ જેવાજ સર્વ ગુણથી યુક્ત, બળવાન, તરૂણ અને સુંદર છે. અને તેનો વિવાહ તમારે ત્યાં થયાથી જનક અને રઘુકુળનો સંબંધ વધારે દૃઢ થશે.'' આ શબ્દ સાંભળીને જનક રાજાને આનંદાશ્રુ આવ્યાં અને હાથ જોડીને તેમને કહ્યું, ''આપ બન્ને મહર્ષિ મારી પાસે યાચના કરો છો તે મારા કલ્યાણ કરવા માટે છે. મારા જેવો આ પૃથ્વીમાં કોઇ ભાગ્યશાળી નથી. આપ કહોછો તે પ્રમાણે ભરત શત્રુઘ્નને મારા ભાઇની કન્યા હું આપું છું. ચારે રાજપુત્રોનો વિવાહ એકજ દિવસે થવા દો. અને એ ચારે દેવ સમાન ગુણશ્રેષ્ઠ બંધુ ચારે કન્યાનું પાણીગ્રહણ પરમ દિવસે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં કરશે. તે દિવસ સારો છે, એમ મને લાગે છે.'' ત્યારે વિશ્વામિત્ર, વસિષ્ઠ વિગેરે બીજા ઋષિઓએ ડોકાં હલાવી પોતાની સંમતિ જણાવી. આ પ્રમાણે ઠર્યા પછી બન્ને પક્ષમાં લગ્નની તૈયારી એ દિવસમાં થઇ ગઇ. દશરથ રાજાએ પ્રથમ વૃદ્ધિશ્રાદ્ધાદિ કૃત્યો કરીને અનેક બ્રાહ્મણને સહસ્રાવધિ ગાયનાં દાન આપ્યાં. પછી સુમુહૂર્તે રામ અને તેમના ત્રણ બંધુઓ એમ ચાર વરરાજાઓ વાજતે ગાજતે જનકને ત્યાં આવ્યા અને તેઓને ઘણા ઠાઠમાઠથી જનકે લગ્નના મંડપમાં આણ્યા. આ વખતનો આનંદ અને ઉત્સવ બન્ને પક્ષની તરફ પ્રસરી રહ્યો હતો. જનકનો ઉપાધ્યાય ગૌતમ-પુત્ર શતાનંદ અને દશરથનો ઉપાધ્યાય વશિષ્ઠ; અને બન્ને પક્ષના મધ્યસ્થ અભિમાની વિશ્વામિત્ર જ્યાં આગળ ઉભેલા છે ત્યાં શું કમી હોય. નાના પ્રકારના અલંકાર ધારેલી અને ઉત્તમ વસ્ત્ર પરીધાન કીધેલી અને સુશોભિત એવી પોતાની પ્રિયકન્યા સીતા જનક રાજાએ રામની સામે ઉભી કીધી અને બોલ્યા, ''હે રામચંદ્ર, તને યોગ્ય અને અનુ-રૂપ એવી મારી સીતા, એ તારી સહધર્મચારિણી થાય છે તેનું તું યોગ્ય રીતે પાણીગ્રહણ કર.'' એમ કહીને જનકે સીતાનો હાથ રામચં-દ્રના હાથમાં આપ્યો. તે વખતે સહસ્ર મંગળવાજાં વાગવા માંડયાં અને સઘળા લોકોએ અને ઋષિઓએ પુષ્પવૃષ્ટિ કીધી. પછી જનકે ઉર્મિ-લાને લક્ષ્મણના સામી ઉભી કીધી અને તેની પાસે પાણી ગ્રહણ કરાવ્યું.

આ પ્રમાણે ચારે રાજપુત્રોનાં લગ્ન જોઇને વૃદ્ધ દશરથ રાજા અને તેની રાણીને આનંદાશ્રુ આવ્યાં; અને વિશ્વામિત્ર રામને લઇ ગયા તે આપણા કલ્યાણ કરવા માટે, એમ સમજીને દશરથ રાજાએ વિશ્વામિત્રનાં ઘણાં વખાણ કીધાં (બાલકાંડ. સર્ગ. ૬૮–૭૩.)

બન્ને પક્ષનાં ઘણા વૈભવથી લગ્ન થયાં. ચાર દિવસ ગયા પછી વિશ્વામિત્ર ૠષિ બન્ને રાજાની આજ્ઞા લઇને હિમાલય તરફ તપશ્ચર્યા કરવા ચાલ્યા ગયા. દશરથ રાજા પણ પોતાનાં વહુ છોકરાંઓને લઇને અયોધ્યા જવાને નિકળ્યા. જનકરાજાએ ઘણું માન આપ્યું. અને જમાઇઓને અને છોકરીઓને સેંકડો દાસ દાસી અને વસ્ત્ર–અલંકાર આપ્યાં અને ઘણા હર્ષથી અને દુઃખથી જવાની રજા આપી. દશરથ રાજા કૃતાર્થ થઇને પોતાના સૈન્યને લઇ ધીમે ધીમે અયોધ્યા ગયા. રસ્તામાં જતાં જતાં એક દિવસે એકદમ અંધકાર થઇ ગયો, નાના પ્રકારના અપશુકન થવા માંડ્યા, અને દિશાઓ ધુમસથી ભરાઇ ગઇ. ત્યારે દશરથ રાજાએ વસિષ્ઠ ૠષિને પુછ્યું, "આ શું છે?" એટલામાં એકદમ વાવંટોળ થયું, વૃક્ષ પડી ગયાં, ધરતી કંપવા લાગી, સૂર્યનું તેજ કમતી થયું અને સર્વ સૈન્યના પર ધુળ ઉડવા માંડી. આ પ્રમાણે જામદગ્ન્યની ભયંકર મૂર્તિ સર્વની દૃષ્ટિએ પડી. માથાપર જટાનો ભાર કીધેલો છે, નેત્ર આરક્ત થયેલાં છે, એક ખાંધ પર મોટી ફરશી મુકેલી છે અને બીજી ખાંધ તરફ એક મોટું ભયંકર ધનુષ્ય ભરાવેલું છે, હાથમાં બાણ લીધું છે, આ પ્રકારની કૃતાન્ત જેવી ભયંકર મૂર્તિ આપણી તરફ આવે છે. આ જોઇને વસિષ્ઠ ૠષિએ વિચાર્યું કે આ જામદગ્ન્ય રામ પૂર્વે સર્વ ક્ષત્રિઓનો નાશ કરીને તૃપ્ત થઇ શસ્ત્ર નીચે મુકી તપશ્ચર્યા કરવા ગયા હતા, તે ફરી તો ગુસ્સે થઇને આવ્યા નહિ હોય? એમ વિચાર કરે છે એટલામાં જામદગ્ન્ય પાસે આવી પોહોંચ્યા. એટલે તરત તેમનું સ્વાગત કરીને પૂજા કીધી. તે ગ્રહણ કરીને જામદગ્ન્ય રામ દશરથના રામ તરફ ફરીને બોલ્યા, "હે રામ, તારૂં અદ્ભુત પરાક્રમ મેં સાંભળ્યું. તેં શિવધનુષ્ય ઉંચક્યું, એટલુંજ નહિ પણ તેને ભાગ્યું. એ તારૂં અમાનુષ કર્મ જોઇને હું આ બીજું ધનુષ્ય લાવ્યો છું. આ ધનુષ્ય લે અને તેની દોરી ચડાવ, હું જોવું. તારા સામર્થ્યની પરીક્ષા કરવા હું આવ્યો છું. અને

એમાં જો તું મારી બરોબર ઉતરશે તો હું તારી સાથે દ્વંદ્વયુદ્ધ કરીશ. કારણ, આજ સુધી મારી બરોબરી કરી શકે એવો કોઈ પુરૂષ મને મળ્યો નથી. લે આ ધનુષ્ય." આ તેનું ભાષણ સાંભળી દશરથરાજાએ નમ્રતાથી હાથ જોડીને કહ્યું, "હે રામ, ક્ષત્રિયોનો વધ કરીને પૂર્વે તું તૃપ્ત થયો છે, તેમાં પણ તું બ્રાહ્મણ છે, મારાં છોકરાંને તારે અભયદાન આપવું જોઇએ એટલીજ મારી પ્રાર્થના છે. તેં પૂર્વે ઇંદ્રની સાથે પ્રતિજ્ઞા કરી હતી કે હવે પછી હું કોઇ દિવસ શસ્ત્ર ઉંચકીશ નહિ. પછી સર્વ પૃથ્વી જીતીને બ્રાહ્મણને દાન આપી તું મહેંદ્ર પર્વતપર તપશ્ચર્યા કરવા ગયો. એમ છતાં પણ તું દૈવયોગે અહીં ક્યાંથી આવી ચડયો? તું તારી પ્રતિજ્ઞાનું રક્ષણ કર અને મારા કુળનો નાશ કરીશ નહિ. આ છોકરાં મને પ્રાણથી પણ વધારે વાહલાં છે, તેને મારીશ નહિ. ઇત્યાદિ ઘણા પ્રકારથી દશરથે સ્તુતિ કીધી. પણ તે તરફ લક્ષ ન આપતાં જામદગ્નિએ રામને કહ્યું, "આ બન્ને દિવ્ય ધનુષ્ય ત્રૈલોક્યમાં પ્રખ્યાત છે. તે ખાસ વિશ્વકર્માએ નિર્માણ કીધાં છે. એક શિવધનુષ્ય તેં ભાંગ્યું તે અને બીજું આ વૈષ્ણવ ધનુષ્ય; એ તેના જેવુંજ મજબુત અને વજનદાર છે." એમ કહીને તે ધનુષ્ય રામને આપ્યું. તે લઇને દાશરથી રામે કહ્યું, "તેં પૂર્વે જે પરાક્રમ કીધાં છે તેની મને ખબર છે, પણ પિતાનું માન રાખવા માટે હું તે માન્ય કરૂં છું. મને તું પ્રાકૃત ક્ષત્રિય જેવો બળહીન સમજતો નહિ. મારૂં પરાક્રમ કેવું છે તે તને હું હમણાંજ દેખાડાવું છું." એમ કહીને રામે તે ધનુષ્યની દોરી તાણીને બાણ ચઢાવ્યું અને ક્રોધાયમાન થઇને રામચંદ્ર બોલ્યા; "તું બ્રાહ્મણ છે તેથી પુજ્ય છે, તારા પર આ પ્રાણહરણ બાણ કરનારૂં છોડી શકતો નથી. પણ આ વૈષ્ણવ બાણ ફોકટ જવાનું નથી. તેં તપશ્ચર્યા કરીને જે લોક મેળવ્યા છે તેના પર આ બાણ નાંખીને તારૂં સઘળું પુણ્ય ભસ્મ કરી નાંખું છું." એમ કહીને રામે તે બાણ આકાશમાં છોડયું, તે વખતે જામદગ્નિ રામ નિસ્તેજ અને નિર્વીર્ય થઇ જઇ પોતાની જગાયેજ નિશ્ચેષ્ટ થઇ ગયા. છેવટે ધીમે ધીમે રામચંદ્રને કહેવા લાગ્યા. તારા આ અદ્ભુત પરાક્રમથી મેં તને ઓળખ્યો. તું સર્વ દેવતામાં શ્રેષ્ઠ મધુદૈત્યનો નાશ કરનાર પ્રત્યક્ષ શ્રીવિષ્ણુ છે. તારો જયજયકાર થાઓ. તેં મારો આમ પરાભવ કીધો જાણી મનમાં ખોટું લગાડીશ નહિ. હું મહેંદ્ર

પર્વત પર ફરીથી તપશ્ચર્યા કરવા જાઉં છું." એમ કહીને જામદગ્નિ રામ ત્યાંથી ચાલ્યા ગયા. ત્યારે દશરથ રાજા વિગેરેનો જીવ નીચો બેઠો. ચારે તરફ શાંત અને રમણીય દેખાવવા માંડયું, દિશાઓ પણ પ્રસન્ન દેખાવવા માંડી અને ધુમસ જતું રહ્યું અને આકાશ સ્વચ્છ થઇ ગયું (બાલકાંડ. સર્ગ. ૭૪-૭૬).

દશરથ રાજા ઘણા હર્ષથી પોતાના કુટુંબને સાથે લઇને આગળ ચાલવા લાગ્યા, અને ધીમે ધીમે અયોધ્યા પોહોંચ્યા. તે પ્રસંગે અયોધ્યાના સઘળા લોકોએ શહેર શણગારીને ઘણું સુશોભિત કીધું હતું. રસ્તા પર સુવાસિક પાણી છાંટ્યાં હતાં અને ઠેકઠેકાણે ફુલના હાર અને તોરણો બાંધ્યાં હતાં. સઘળા શહેરના લોકો ઉત્તમ વસ્ત્ર અલંકાર પેહેરીને દશરથ રાજા તથા વહુ વરને તેડવા સામા ગયા હતાં. તે સર્વને નમસ્કાર કરીને દશરથ રાજા વહુ વરનો વરઘોડો કહાડીને પોતાના રાજમહેલમાં લઇ આવ્યા. અપ્સરાના નૃત્યથી અને બંદીજનોના સ્તુતિપાઠથી રાજદરબાર ઘણો શોભાયમાન દેખાતો હતો. દશરથ રાજાએ સઘળા લોકોનો સત્કાર કીધો અને પછી વસિષ્ઠ ઋષિએ વહુ વરને વધાવી લીધાં. પછી તે ચારે વહુઓએ સર્વને નમસ્કાર કરીને અંતઃપુરમાં પ્રવેશ કીધો તે દિવસે આખા શહેરમાં અત્યંત આનંદ પ્રસરી રહ્યો હતો.

આ પ્રમાણે તે ચારે રાજપુત્રોનાં અનુરૂપ સ્ત્રીઓ સાથે લગ્ન થયા પછી વધુવરો આનંદથી રહેવા લાગ્યાં. રામચંદ્રની સીતાના પર દિવસે દિવસે પ્રીતિ વધવા માંડી હતી. તે જેમ ઘણી અલૌકિક રૂપસંપન્ન હતી, તેમ તેવાજ ગુણથી પરિપૂર્ણ હતી તેણે પોતાના ગુણથી, પતિપ્રેમથી અને નિષ્કામ ભક્તિથી રામચંદ્રને એટલા વશ કીધા હતા કે રામને સીતા પ્રાણથી પણ અધિક પ્રિય હતી. પણ રામચંદ્ર કોઇ દિવસ માતા પિતા અને પ્રજાજનની સેવા કરવામાં જરા પણ ચૂકતા નહિ. તેણે પોતાના શાણપણથી સગાંવાલાંનું મન પોતાના તરફ ખેંચ્યું હતું. આ પ્રમાણે વિવાહ થયા પછી કેટલાક વર્ષ સુધી તે વધુવર તે માતા પિતા અને પુત્ર, તે રાજા અને તે પ્રજા એ સર્વ અયોધ્યામાં રહીને અપૂર્વ સુખનો અનુભવ લેતાં હતાં (બાલકાંડ. સર્ગ. ૭૭).

——:૦:——

# અયોધ્યાકાંડ.



**આ સંસારમાં કોઈ પણ ચીજ કાયમ રહેતી નથી.** વિશેષમાં એજ કે આનંદ અને સુખના દિવસ હંમેશ કાયમ રહે છે, એમ કદી બનતું નથી. ચક્ર–નેમિ–ક્રમ પ્રમાણે એક બીજાની પાછળ સુખ અને દુઃખ ફર્યાં કરે છે. પછી રાજા હોય કે રંક હોય, વિદ્વાન્, મૂર્ખ, દરિદ્રી અથવા શ્રીમાન હોય, તો પણ તેને દુઃખસુખ છોડતાં નથી; પણ એક વાત લક્ષમાં રાખવી કે, સંકટમાં અથવા દુઃખમાં તેનો ઘણો ઉપયોગ થઇ પડે છે. કારણ, ખરા સદગુણની અને ધૈર્યની પરીક્ષા માણસને તે વખતે થાય છે. કાળ બદલાય તો પણ માણસે ધર્મ, સત્ય, અને નીતિ કોઇ દિવસ છોડવાં નહિ. આપણું કર્તવ્ય જેમ સુખની સ્થિતિમાં આપણે કરીએ છીએ તેજ પ્રમાણે દુઃખની સ્થિતિમાં માણસે રહીને તેજ પ્રમાણે વર્તવું જોઇએ. દુઃખની વખતે માણસનું મન ઘણી વખતે કુમાર્ગ તરફ જાય છે. પણ તેને સન્માર્ગે સ્થિર કરવું જોઇએ. દુષ્ટપણું, કુવિચાર, અનીતિ, એવી અનેક ચીજ માણસ દુઃખી સ્થિતિમાં હોય છે ત્યારે તેને તેજ પ્રમાણે સુઝે છે. દુષ્ટ લોકોને અનીતિનો માર્ગ હંમેશાં પસંદ હોય છે. તેની પાસે ગમે તેટલા પૈસા હોય, તેની સ્થિતિ ઘણી ઉત્તમ હોય તો પણ તેને કુકલ્પનાજ પસંદ હોય છે. કોઇના પર સંકટ આવ્યું હોય, તો ખોટું બોલવું, પરદ્રવ્યાપહાર કરવો, અથવા બીજુ પાપ કરવું, આજ સંકટમાંથી તરવાનો રસ્તો સર્વને સુલભ લાગે છે; પણ આવી વખતે સત્પુરૂષની પરીક્ષા થાય છે. **સત્યવક્તા પુરૂષ આવે પ્રસંગે જરા પણ ડગતો નથી,** એ બતાવવા માટેજ રામચંદ્રના પર નીચે વર્ણવેલો પ્રસંગ આવ્યો એમ કહીશું તો ચાલશે.

રામના લગ્ન થઇ ગયાને બાર વર્ષ થઇ ગયા પછી એક દિવસે દશરથ રાજાના મનમાં એમ આવ્યું કે હવે હું વૃદ્ધ થઇ ગયો છું; તેથી રામચંદ્રને રાજ્યાસન પર બેસાડીને રાજ્યનો ભાર તેમના માથા પર

નાખવો. રામચંદ્ર ઉંમરે, અનુભવે, શક્તિએ અને શિક્ષણે આ રાજ્યનો ભાર સહન કરવાને સર્વથૈવ યોગ્ય છે. એમ વિચાર કરીને દશરથ રાજાએ પોતાના રાજ્યના વિદ્વાન બ્રાહ્મણો, મંડળિક ક્ષત્રિયો અને સન્માન્ય લોકોને અનેક શહેરમાંથી અને જીલ્લાઓમાંથી બોલાવી મંગાવ્યા. સર્વ સભા ભેગી થયા પછી દશરથ રાજાએ મધુર અને ગંભીર વાણીથી બોલવાનો આરંભ કીધો. તેમણે કહ્યું, "હે સભાજનો, આપ જેવાનું મેં આજ સુધી સદૈવ રક્ષણ કીધેલું છે. આપનું હિત સાધવા માટે આ શુભ્ર છત્રની છાયા નીચે હું મહેનત કરતાં કરતાં ઘણો વૃદ્ધ થઇ ગયો છું. તેથી હવે આ જીર્ણ થઇ ગયેલા શરીરને વિશ્રાન્તિ આપવી, એજ મને યોગ્ય લાગે છે. કારણ ઈંદ્રિય દુર્બળ થઇ ગયા પછી પ્રજાજનનું રક્ષણ કરવું ઘણું કઠિણ છે. આપ સર્વની કબુલાત હશે તો, આ મારા વડીલ પુત્રને યુવરાજ નીમીને આ સઘળો ભાર સોંપવો, એમ મારા મનમાં આવ્યું છે. આ મારો પુત્ર સદ્ગુણી, વીર્યંવાન અને ઇંદ્ર જેવો પરાક્રમી છે તેથી યુવરાજ થવાને યોગ્ય છે. તે તમારો રાજા થવાથી મારા કરતાં પણ વધારે સુખ તમને મળશે. મારો તો એને કાલેજ યુવરાજ કરવાનો વિચાર છે. આપ સર્વની શું ઇચ્છા છે તે કહો. રામચંદ્રના ગુણ મને પુત્રસ્નેહથી તો વધારે સારા નથી લાગતા? હું શું કરૂં તે આપ સર્વ જણ મને યોગ્ય સલાહ આપો." આ આનંદદાયક દશરથનું ભાષણ સાંભળીને સર્વ જણે ઉત્સાહથી રાજાનું અભિવંદન કીધું. મેઘવૃષ્ટિ થયા પછી જેમ મોરને આનંદ થાય છે અને તે જેમ ચારે તરફ ઉડે છે, તેમ સર્વ સભાજનોએ, "યોગ્ય, યોગ્ય," એવો સ્નિગ્ધ અને ગંભીર ધ્વનિ કર્યો, અને તેથી સર્વ સભા હાલવા લાગી. થોડી શાંતતા થયા પછી ઉંચી જાતના બ્રાહ્મણો સર્વ શહેરના લોકોની અને જીલ્લાઓના લોકોની સંમતિથી બોલવા લાગ્યા, "હે રાજા, તારા જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ પુત્રના સદ્ગુણનાં વખાણ અમે શું કરીએ! થોડામાં કહેવાનું એજ કે ઈક્ષ્વાકુ વંશમાં રામચંદ્ર જેવા પરાક્રમી અને મોટા રાજપુત્ર હજી સુધી થયા નથી. સુશીલ, સત્ય બોલનારા, શાંત, કુકર્મથી રહિત, જિતેંદ્રિય, કૃતજ્ઞ, એવો આ તારો જ્યેષ્ઠ પુત્ર વૃદ્ધ અને વિદ્વાન બ્રાહ્મણ વગેરે સર્વને પોતાના વૈભવ પ્રમાણે માન આપે છે.

તેથી તેની કીર્તિ સર્વ રાજ્યમાં પ્રસરી રહી છે. એનું સામર્થ્ય અને પરાક્રમ ઇંદ્રના જેવું છે. એ સર્વ શસ્ત્રાવિદ્યામાં પ્રવીણ છે. વેદવિદ્યા શિખીને ગૃહસ્થાશ્રમનું યથાશક્તિ પાલન પોષણ કરે છે. અયોધ્યામાંના અને બહાર ગામના લોકોને હમેશાં પોતાનાં ઘરનાં માણસની માફક કુશળ સમાચાર પુછે છે. તેમનાં છોકરાંઓ અને શિષ્ય, ચાકર નોકરની પણ કાળજી રાખે છે. રામચંદ્ર ત્રૈલોક્યનું રાજ્ય કરવાને સમર્થ અને યોગ્ય છે, તો પછી પૃથ્વીના રાજ્યની શી વાત કરવાની. હમને તારા જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ પુત્રના યૌવરાજ્યનો અભિષેક થયેલો જોવાની ઘણી ઉત્કંઠા ઉત્પન્ન થઇ છે તે તુ વહેલી તૃપ્ત કર." એમ કહીને સર્વ લોકોએ રાજાને હાથ જોડયા.

તેમની આ પ્રકારની ઉત્કંઠા અને સંમતિ જોઇને દશરથ રાજાને ઘણો આનંદ થયો. અને તે બોલ્યા, "મારા પ્રિય જ્યેષ્ઠ પુત્રને તમે યુવરાજ થયેલો જોવાની ઇચ્છા રાખો છો તે જોઇને હું ખરેખરો ધન્ય થયો છું. આ ચૈત્ર મહિનો શરૂ થયો છે, ઠેકઠેકાણે વન અને ઉપવન પુષ્પોથી ભરેલાં છે. આજ રમણીય મહિનામાં પુષ્ય નક્ષત્રમાં કાલેજ રામને યુવરાજનો અભિષેક કરવાનો મેં ધાર્યો છે." એમ કહીને દશરથે વસિષ્ઠ ગુરૂને કહ્યું, "ગુરૂમહારાજ, રામનો અભિષેક કરવાને સામગ્રી તૈયાર કરવા માટે હમણાંજ આપ સેવકોને આજ્ઞા આપી દો. તે પ્રમાણે સર્વ તૈયારી થશે." ત્યારે વસિષ્ઠે ધોળાં ફૂલ, ધાણી, મધ, ઘી, ધોળાં નવાં વસ્ત્રો, સર્વ આયુધોથી ભરેલો રથ, ચતુરંગ સેના, ઉત્તમ લક્ષણનો હાથી, શુભ્ર છત્ર, ચામર, વ્યજન, અને ધ્વજ, સોનાના અગ્નિ પ્રમાણે તેજસ્વી ચકમકતા સો કળશ, સોનાથી મઢેલાં ગાયનાં શીંઘડાં, કોઇ જગા પર બાકું ન પડેલું એવું આખું વાઘનું ચર્મ. અને હવનની સામગ્રી એટલી વસ્તુ સવારના પહોરમાં તૈયાર કરીને દશરથ રાજાની અગ્નિશાળામાં મૂકવાની પ્રધાનોને આજ્ઞા આપી દીધી. તેજ પ્રમાણે અંતપુરના અને શહેરના દરવાજા ચંદનયુક્ત માળાઓથી શોભાયમાન કરીને, ધૂપથી સુગંધિત કરવાનું કહ્યું. ઠેકઠેકાણે તોરણો, ફૂલના હારો વગેરે લટકાવી તથા રસ્તાઓમાં સુગંધી પાણી છાંટીને શહેર શણગારવાની આજ્ઞા આપી દીધી. પછી રામને સભામાં લઇ આવવાને દશરથે સુમંત્રને આજ્ઞા કીધી, ત્યારે

તેણે રામના મહેલમાં જઇને રાજાની આજ્ઞા કહી સંભળાવી અને તેમને રથમાં બેસાડીને તરત ત્યાં લઇ આવ્યા. રામચંદ્ર સભામાં પેસતાંજ તેમની સિંહના જેવી ચાલ, તેમનું ચંદ્રના જેવું તેજસ્વી વદન, તેમની શાંત અને સુશીલ વૃત્તિ જોઇને સભાજનનાં હૃદય ભરાઇ આવ્યાં. તેમના વૃદ્ધ પિતાને તેને જોઇને તૃપ્તિ થતી નહતી. રામચંદ્રે સિંહાસન પાસે જઇને "હું રામચંદ્ર આપને નમસ્કાર કરૂં છું" એમ કહીને પિતાને પ્રણામ કીધા. હાથ જોડીને રામ મારી પાસે ઉભા છે એમ જોઇને દશરથે રામચંદ્રને આલિંગન દીધું અને ઘણા હર્ષથી કહ્યું:—

"બેટા રામચંદ્ર! તું મારી જ્યેષ્ઠ પત્નીને પેટે થયેલો મારો અત્યંત પ્રિય પુત્ર છે. અને ઉંમર, ગુણ અને વિદ્યાથી તું હવે રાજ્ય કરવાને યોગ્ય છે. તને યુવરાજ કરીને રાજ્યનો ભાર તારા માથાપર નાંખવાનો મેં આજ નિશ્ચય કીધો છે. આ વાતને સર્વ પ્રજાજને અનુમોદન આપ્યું છે. તે માટે કાલેજ તને યુવરાજનો અભિષેક કરવાનું વસિષ્ઠ ૠષિની સંમતિથી ઠરાવેલું છે. તું સ્વતઃ સુજ્ઞ, સુશીલ અને સુશિક્ષિત છે. તને એ શબ્દ કહેવાની જરૂર પણ નથી. તો પણ પુત્રપ્રેમથી હું તને એ શબ્દ કહુ છું. મને અનુભવ છે તેથી તને ઉપદેશ કર્યાં વગર મારાથી રહેવાતું નથી. રાજ્ય કરનારે અત્યંત વિનયશીલ વૃત્તિથી રહેવું જોઇએ. તેણે સઘળી ઇંદ્રિઓ પોતાના તાબામાં રાખવી જોઇએ. કામ ક્રોધ કરવાથી ભયંકર સંકટ આવે છે. માટે કામ, ક્રોધ, મોહ, લોભ અને મત્સર કોઇ દિવસ કરવાં નહિ. તો પણ પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે સર્વ પ્રજાજનનાં સુખ દુઃખ સમજીને પેટનાં છોકરાંની માફક પાળવાં. આપણા હાથ નીચેના માણસોને હમેશ સંતુષ્ટ રાખવાં એટલે તને અને તારા મિત્રોને, જેમ અમૃતપ્રાપ્તિથી દેવને આનંદ થાય છે તેમ આનંદ થશે. આજે હવે જા અને કાલ સુધી સીતાસહિત વ્રત પાળજે." એવી આજ્ઞા થઇ એટલામાં દૂતોએ આ આનંદની વાત કૌશલ્યા રાણીને કહી સંભળાવી. એટલે તેને પરમ આનંદ થયો અને તેણે તે સુવાર્તા કહેનારા દૂતને પુષ્કળ બક્ષિસ આપી. રામચંદ્રને પિતાની આજ્ઞા થતાંજ તે પિતાને નમ્રતાથી પ્રણામ કરીને કૌશલ્યા

માતાને મળવા ગયા. ત્યાં સુમિત્રા, લક્ષ્મણ, સીતા વગેરે સર્વને પહેલાંથી ખબર મળી હતી. તે સઘળાંને અતિ આનંદ થયો હતો. માતાને મળીને અને તેમનો આશીર્વાદ લઇને રામચંદ્ર પોતાના મહેલમાં ગયા. સભામાંના સર્વ પ્રજાજન દશરથ રાજાની આજ્ઞા થતાં પોતપોતાને ઘેર આનંદથી ગયા, અને અયોધ્યામાં ઘેર ઘેર ઉત્સવ પ્રસરી રહ્યો. ( અયોધ્યા. સર્ગ. ૧-૬ ).

સાંજની વખતે કૈકેઇ રાણીની પિયેરથી આણેલી દાસી મંથરા મહેલના ઓટલાપર સહજ ઉભી હતી; તો તેને અયોધ્યા નગરીની અપૂર્વ શોભા દેખાતી હતી. રાજરસ્તાપર સુવાસિક પાણી છાંટ્યાં હતાં. જ્યાં ત્યાં લોકોએ તોરણો અને ફૂલના હાર લટકાવ્યા હતા. શહેરના દરવાજાઓ શણગારાતા હતા. કોઇ દેવળોમાં રંગાવતા હતા. ઘેરેઘેર નગારાં વિગેરે મંગળ વાજાં વાગતાં હતાં. સઘળા લોકો નાહી ધોઇ પવિત્ર થઇને ઉત્તમ વસ્ત્રો પહેરીને બહાર જતા હતા. આ પ્રમાણે અયોધ્યા નગરમાં આનંદ અને ઉત્સવ પ્રસરી રહ્યો છે. રાજ મહેલમાં ધ્વજા પતાકાઓ બાંધી દીધાં છે. કૌશલ્યાના મહેલમાં મંગળ વાજાંઓ વાગ્યાં કરે છે. સેંકડો બ્રાહ્મણો દાન લઇને બાહાર નિકળે છે. આવી રીતે આનંદ પ્રસરી રહ્યો છે. તે જોઇને તે કુબ્જા મંથરાએ પોતાની પાસે કૈકેઇની ઘરડી દાસી ઉભી હતી તેને પૂછ્યું:—"બાઇ! આટલો આટલો આનંદ કેમ પ્રસરી રહ્યો છે? રામની માતા બ્રાહ્મણોને આટલું બધું દાન આપે છે તેનું કારણ શું છે? શહેરમાં પણ ઠેકઠેકાણે ઉત્સવ પ્રસરી રહ્યો છે તે શું?" ત્યારે તે દાસીએ કહ્યું:—"હે મંથરા! તને ખબર નથી? કાલે દશરથ રાજા આપણા રામને યૌવરાજ્યાભિષેક કરવાના છે. આ આનંદની વાત ચાર તરફ પ્રસરી રહી છે અને તને કેમ ખબર નથી?" ડોસીની આ નિષ્કપટી વાત તે દુષ્ટ કુબ્જાને કેમ ગમે? તેણે કપાળે હાથ મારીને કહ્યું, "એ શું આનંદની વાત છે? એ તો એક ભય ઉત્પન્ન થયો. એનો બંદોબસ્ત થાય તો મારે હમણાંજ કરવો પડશે." એમ કહીને મંથરા ઓટલાપરથી ઉતરીને પોતાની શેઠાણી કૈકેઇ પલંગપર પડી હતી ત્યાં જઇને કહેવા લાગી:—"અરે મૂર્ખ કૈકેઇ! ઉઠ, આમ તું આનંદથી સ્વસ્થ કેમ બેસી રહી

છે? તારા પર ભયંકર સંકટ આવે છે, તેની તને ખબર નથી પડી? તને તારા સૌભાગ્યનું અને ઐશ્વર્યનું ઘણું અભિમાન છે. પણ એ તારૂં ભાગ્ય ઉન્હાળાના પાણીના રેલાની માફક સુકાઇ જવાનુ છે. હે દેવિ! તારા દુખનો પાયો કાલે દશરથ રાજા ઘાલવાના છે. અને રામચંદ્રને કાલેજ યુવરાજ્યાભિષેક કરનાર છે. વધારે શું કહું? મારે તો પગથી તે માથા સુધી આગ લાગે છે; અને તારા ડોળા ઉઘાડવા માટે હું તારી પાસે દોડતી આવી છું." આ ભાષણ સાંભળીને કૈકેઇ હર્ષભેર ઉઠીને પથારીમાં બેઠી અને બોલી, "એમાં દુઃખ કરવાનું કારણ શું છે? જેવો મારો ભરત તેવાજ મારે રામ છે. જેવી સેવા મારી ભરત કરે છે તેવી રીતે રામ પણ કરે છે. ભરત કરતાં પણ રામ મને વધારે લાડકા છે. તેને મહારાજ યુવરાજ કરે છે તે ઘણી આનંદની વાત છે." આ સાંભળીને મંથરાએ કૈકેઇને કહ્યું:—"હે કૈકેઇ! તું ઘણી ભોળી છે. અશ્વપતીના કુળમાં તારો જન્મ થયો છે તોપણ રાજ્યનાં કાળાં ધોળાંની કેવી કેવી યુક્તિઓ થાય છે તેની તને ખબર નથી. "હે વહાલી! હે પ્રિયે," એવા મોહ શબ્દોથી તને મહારાજ ફસાવે છે. કૌશલ્યાના મતથી ભરત શત્રુઘ્નને મોસાળ મોકલી દઇને દશરથ રાજાએ રામને યૌવરાજ્યાભિષેક કરવાનો એકદમ નિશ્ચય કીધો છે. આ કપટ તારા લક્ષમાં આવતું નથી? આ દશરથ રાજા પતિરૂપે તારો શત્રુ ઉત્પન્ન થયો છે. તેથી હવે તું સાવધ રહે. તારૂં અને તારા પુત્રનું આ સંકટમાંથી રક્ષણ કર." આ ભાષણ સાંભળીને પણ કૈકેઇનો આનંદ કમી થયો નહિ. આ જોઇને મંથરાએ ફરી ઉપદેશ કીધોઃ—"હે કૈકેઇ! તું શોકસાગરમાં પડી છે છતાં તને આટલો બધો હર્ષ થાય છે, તે જોઇને મને ઘણું આશ્ચર્ય લાગે છે. કાલે કૌશલ્યાના પુત્રને પુષ્ય નક્ષત્રમાં બ્રાહ્મણો અભિષેક કરશે તે વખતે કૌશલ્યા ખરેખરી ધન્ય થશે. પછી સર્વ પૃથ્વીના અધિપતિની માતા આગળ હાથ જોડીને ઉભી રહેજે, અને તારી જોડે હમારે પણ હાથ જોડી ઉભા રહેવું પડશે. તારા છોકરાઓને પણ રામની આગળ હાથ જોડવા પડશે. પછી આગળ ભરત વંશ કાયમનો આ રાજ્યમાંથી નષ્ટ થશે એમ

સમજ અને રામનો વંશ રાજ્ય કરશે. રામનો ભરોસો શો? હમણાં તારી આગળ મીઠું મીઠું બોલે છે, પણ કાલે યુવરાજ થયા પછી ભરતને રાજ્યમાંથી કહાડી મુકશે. કદાચ પરલોકમાં પણ મોકલી દેશે. કૈકેઇ! તું આંધળી થઇશ નહિ. રામનો રાજ્યાભિષેક ન થાય એવો ઉપાય કર, અને તેઓને ૧૪ વર્ષ વનવાસ મોકલવા, એજ મને ઠીક લાગે છે. વિચાર કર, તેં તારા રૂપથી, પતિના લાડથી અને ઐશ્વર્યના ગર્વથી કૌશલ્યાનું અતિશય અપમાન કીધું છે, તે શોકય રામને યુવરાજ્યાભિષેક થયા પછી તેનું વેર લીધા વગર રહેશે કે?" આ શબ્દો સાંભળતાંજ કૈકેઇનું મન ફરી ગયું અને શોકયનું નામ સાંભળતાંજ તેને ક્રોધાગ્નિ સળગ્યો અને ડોળા અને મોં લાલચોળ કરીને બોલી:— "મારા છોકરાને મોસાળ મોકલી દઇને મહારાજ રામને યુવરાજ શી રીતે કરે છે તે પણ હું જોઉં છું. રામને વનવાસ મોકલી દઇને ભરતને રાજ્ય અપાવું તોજ હું ખરી કૈકેઇ! પણ મંથરાઃ— યુક્તિ શી કરવી? હું કૌશલ્યાની આગળ કદી હાથ જોડવાની નથી." મંથરાએ થોડો વિચાર કરીને કહ્યું:—"હે કૈકેઇ! એની યુક્તિ મારા લક્ષમાં આવી છે. તને સાંભરતું નથી, કે તને દશરથે બે વરદાન આપ્યાં છે? પૂર્વે દૈત્યોએ દેવતા સાથે યુદ્ધ કર્યું હતું અને દક્ષિણમાં શંબરાસુરના વૈજયન્ત નગર પર દેવતાને સહાય કરવા માટે દશરથ રાજાએ સ્વારી કીધી તે વખતે દંડકારણ્યમાં ભયંકર યુદ્ધ થયું હતું. રાક્ષસો રાત્રે નિદ્રાવશ થયેલાં માણસોને પણ ખાઇ જતા હતા. તે ભયંકર યુદ્ધમાં દશરથે તને સાથે રાખી હતી, અને તેનું તું સારથીપણું કરતી હતી. યુદ્ધમાં દશરથ જખમી થઇને પડ્યા, તે વખતે તેને યુદ્ધમાંથી યુક્તિથી બહાર કહાડીને તેં તેઓનું રક્ષણ કીધું. તે વખતે તને બે વરદાન આપ્યા હતાં, તે વરદાન માગવાનો વખત આવ્યો છે. એક વરદાનથી રામને ૧૪ વર્ષ સુધી દક્ષિણમાં વનવાસ ભોગવવા મોકલ અને બીજાથી ભરતનો યૌવરાજ્યાભિષેક માગ. આટલાં બધાં વર્ષ પછી દક્ષિણ દિશામાંથી રાક્ષસોના ભયથી બચીને રામ શી રીતે જીવતા આવશે, અને આવશે તો એટલામાં ભરત રાજ્યપર સ્થિર થયા પછી એને કોણ દાદ દેવાનું છે? વેલી ઉઠ, મહારાજને આવવાનો વખત થયો છે. તેના આવતા પહેલ

લાલચોળ થઇને બેસજે. અને માથાના વાળ વીખેરી મુકી અને મેલું લુગડું પહેરીને જમીન પર આળોટજે. દશરથને તારા પર ઘણું હેત છે. તેઓએ તને વરદાન આપેલાં છે તે તને આપવાંજ પડશે. પણ સંભાળજે. મહારાજ મીઠું મીઠું બોલે તો પણ તારો નિશ્ચય ફેરવીશ નહિ. નાનાં પ્રકારનાં રત્નો અને અલંકારો, અને રાજ્ય સુદ્ધાં આપી દે તો પણ તું તારો નિશ્ચય છોડતી નહિ. આ વાત લક્ષમાં રાખજે." આ પ્રમાણે તે દુષ્ટ દાસીના ઉપદેશથી સૌંદર્યના મદમાં ફાટી ગયેલી તે કૃત્યા કૈકેઇ ક્રોધથી લાલચોળ થઇ ગઇ. તેણે ગળામાંથી મુક્તાનો હાર તોડીને ફેંકી દીધો. સર્વ અલંકાર જમીનપર નાંખી દીધા. ઉત્તમ વસ્ત્ર કહાડીને મેલું વસ્ત્ર પહેરીને " હે પરમેશ્વર! હું અભાગી " એવા દુઃખોના શબ્દો કહાડીને જમીનપર આળોટવા માંડયું. ( અયોધ્યાકાંડ સર્ગ ૭-૯ ).

હંમેશના નિયમ પ્રમાણે દશરથ રાજા સાંજની વખતે અંતઃપુરમાં પ્રવેશ કરીને કૈકેઇના મહેલ તરફ ચાલ્યા. તેઓના મનમાં આનંદના વિચારો ઘોળાયાં કરતા હતા. રામને કાલે આપણે યુવરાજ કરીશું એ આનંદની વાત આપણે કૈકેઇને કહીશું અને આ વાત સાંભળીને એને ઘણો હર્ષ થશે, એમ એને લાગતું હતું. અરિષ્ટસૂચક ગૃહ આપના જન્માક્ષરમાં આવ્યાથી આપના શરીરને અકસ્માત્ નુકસાન કોઇ દિવસે થશે, એમ જોશીના કહેવાથી દશરથે રામને યુવરાજ કરવાનો વિચાર એકદમ કીધો હતો. ભરત મોસાળ ગયા હતા તેને બોલાવવાનો વખત પણ મળ્યો ન હતો, અને કૈકેઇને પેહેલાંથી કહેવાનું રહી ગયું હતું. આ વાતનું આગળ ભયંકર પરિણામ આવશે એમ તેઓના સ્વપ્નમાં પણ નહોતું. કારણ, રામચંદ્ર સર્વને સરખા પ્રિય હતા અને કૈકેઇને પણ રામનાપર નિષ્કપટ ભક્તિ હતી. આપણે કૈકેઇને આ આનંદની વાત કહીશું આવા વિચાર કરતા કરતા દશરથ અંતઃપુરના બાગમાંથી મહેલમાં જતા હતા. મોર, પોપટ, હંસ ઇત્યાદિ પક્ષિઓના મધુર સ્વરો સંભળાતા હતા. વેલાઓથી ભરાઇ ગયેલા લતામંડપોની શોભા જોતા જોતા, ચંપક, અશોક, બકુલ ઇત્યાદિ સુંદર વૃક્ષોની છાયામાંથી, જુદા જુદા પ્રકારના પથ્થરોથી બાંધેલા, અને હસ્તિદંત, રૂપું, સોનું વગેરેથી

ચિત્રવિચિત્ર કીધેલા રસ્તામાંથી, ફુવારાઓ, વાવ, કુવાઓ અને નાનાં સરો-વરોનાં સુગંધિ પાણીની ઠંડી હવા ખાતા ખાતા દશરથ રાજા કૈકેઇના મેહેલમાં ગયા. તો હંમેશની માફક કૈકેઇ નમસ્કાર કરવાને સામી આવી નહિ. કૈકેઇ પૂર્વે કોઇ પણ વખત નમસ્કાર કરવાને ચુકતી નહોતી. પલંગપર પણ તે નહતી એ જોઇને દશરથને આશ્ચર્ય લાગ્યું. એટ-લામાં પ્રતિહારીએ આવીને હાથ જોડી વિનંતી કીધી કે, " આજે રાણી સાહેબને ઘણો ક્રોધ ચડયો છે." આ શબ્દ સાંભળીને રાજાને વધારે આશ્ચર્ય લાગ્યું. તેથી ગભરાઇને ધીમે ધીમે પગલાં મુકતા મુકતા કૈકેઇના ઓરડામાં ગયા. ત્યાં કૈકેઇ નિસાસા મુકતી અને રડતી જમી-નપર આળોટતી દીઠી. તે વૃદ્ધ રાજાને પોતાની પ્રિય પત્નિને આમ શોક કરતી જોઇને ઘણું દુઃખ થયું. અને તેમણે તેના મોંપર હાથ ફેરવીને પુછ્યું, " હે કૈકેઇ! તું આજ આમ શોક કરતી કેમ બેઠી છે? મેં કોઈ યત્કિંચિત્ પણ અપરાધ કીધો હોય એમ મને સાંભરતું નથી. તારૂં કોઇએ અપમાન કીધું છે? તને કોઇએ ન કહેવાનું કહ્યું? મારા આ સમૃદ્ધ રાજ્યમાં સર્વ લોકો તારે સ્વાધીન છે છતાં તને કોણે દુઃખ દીધું? તારે શું જોઇએ તે મને કહે." આ સાંભળીને કૈકેઇ બોલીઃ—" મને કોઇએ દુઃખ દીધું નથી, મારૂં કોઇએ અપમાન કીધું નથી. પણ મારે જે જોઇએ છે તે આપવાનું તમે વચન આપો. પછી મારે જે જોઇશે તે હું માગી લઇશ." દશરથ રાજા પણ વિચારમાં પડયા. તેમના પેટમાં જરા પણ પાપ નહોતું. તેથી તેમને નઠારી કલ્પના મનમાં આવી નહિ. તેઓ બોલ્યાઃ—" હે કૈકેઇ! રામચંદ્ર શિવાય વધારે વહાલું મને કોઇ નથી. તે રામના સમ ખાઇને હું કહું છું કે તું જે માગશે તે હું આપવાને તૈયાર છું. તારા મનમાં હોય તે માગ. મારા વિશે તારે ખોટું બોલશે એવી શંકા લાવવી નહિ." આ શબ્દ સાંભળીને કૈકેઇને ઘણો આનંદ થયો, અને તેણે એક પછી એક એમ ભયંકર શબ્દો કહાડવા માંડયા. તે બોલીઃ—" મહારાજ! રામના સમ ખાઇને તમે મને જો આપવા તૈયાર થયા છો તો સાંભળો. ચંદ્ર, સૂર્ય, દિવસ–રાત્ર, ભૂલોક, ભુવર્લોક એ સર્વને સાક્ષી રાખીને હું તમને કહું છું. સત્યપ્રતિજ્ઞ,

ધર્મિષ્ઠ, ધર્મજ્ઞ દશરથ રાજાએ મારૂં માગેલું કબુલ કીધું છે. તેથી હું માગું છું કે, રામચંદ્રના અભિષેકની જે તૈયારી કીધેલી છે, તે સામગ્રીથી મારા ભરતને યૌવરાજ્યાભિષેક કરો, અને રામને વલ્કલ પહેરાવીને ૧૪ વર્ષ સુધી દંડકારણ્યમાં વનવાસ ભોગવવા મોકલો, એટલે મારો ભરત નિષ્કંટક રાજ્ય કરશે. એજ મારી પ્રાર્થના અને ઇચ્છા છે. મને તમે પૂર્વે બે વરદાન આપ્યાં હતાં તેજ હું માગું છું. કાંઇ નવું માગતી નથી. ઉઠો અને આજને આજ રામને વનવાસ મોકલો. જ્યાં સુધી રામને મોકલશો નહિ ત્યાં સુધી મારો કોપ શાંત પડશે નહિ." આ ભયંકર શબ્દ તેના મુખમાંથી નિકળતા હતા તે વખતે દશરથના કાન ફુટી જતા હતા. થોડા વખત સુધી દશરથ રાજા કાંઇ પણ બોલી શક્યા નહિ. પણ પછી એકદમ તેમના હૃદયમાં દુઃખાગ્નિ થવા માંડયો. છેવટે કેટલાક વખત પછી ક્રોધના જુસ્સામાં દાંત ઓઠ પીસીને જેમ સાપને કોઇએ પ્રહાર કીધો હોય અને જેમ ફુત્કાર કરે છે તે પ્રમાણે દીર્ઘ નિઃશ્વાસ મૂકીને દશરથે "ધિક્, ધિક્," એવા શબ્દોથી ધિક્કાર કીધો અને દુઃખના આવેશમાં તેઓ મૂર્છા ખાઇને જમીન પર પડ્યા. કેટલાક વખત પછી શુદ્ધિ આવ્યાથી દશરથે બોલવાનો આરંભ કીધો, "હે દુષ્ટા! પાપિણી! કુળવિધ્વંસિની! રામે તારો એવો શો અપરાધ કીધો છે કે તું તેની સાથે આટલું બધું વેર વાટે છે? જે રામ તારી સાથે સગી માતાની માફક વર્તે છે, તેના પર આટલો જુલમ કરવાનું શું કારણ? તું પ્રત્યક્ષ કાળ સર્પિણી છે, અને મેં મૂર્ખે કુળનો નાશ કરવા સારૂ તને ઘરમાં રાખી છે. હજારો લોકો જે રામના ગુણ ગાય છે, તે રામને હું શા કારણથી વનવાસ મોકલું? રામના કરતાં મને વધારે પ્રિય કોઇ પણ ચીજ નથી. હું મારૂં રાજ્ય, લક્ષ્મી અથવા પ્રાણ સુદ્ધાં રામની પછવાડે ત્યાગીશ; પણ રામનો ત્યાગ કોઇ દિવસ કરીશ નહિ. સૂર્યના વિના પૃથ્વી રહી શકે, પણ હું રામ વિના ક્ષણભર પણ રહી શકું એમ નથી. હે ચંડાળણી! તું આ દુષ્ટ હઠ છોડ. હું તને પગે લાગું, તું મારા પર દયા કર. ઇક્ષ્વાકુ કુળમાં આજ ભયંકર પ્રસંગ ઉત્પન્ન થયો છે. તારી આજ સુધીની સારી અને ન્યાયી બુદ્ધિ આજ કેમ નષ્ટ થઇ? આજ સુધી તેં કોઇ

અપ્રિય ભાષણ કીધું નથી અને ભયંકર ચીજ માગી નથી; છતાં હમણાંજ તારી બુદ્ધિ આમ કેમ ભ્રષ્ટ થઇ ગઇ તે કોણ જાણે? પાંચ દશ વર્ષ નહિ પણ એકદમ ૧૪ વર્ષ સુધી રામથી વનવાસ કેમ ભોગવાશે! રાજ્ય સુખમાં ઉછરેલા મારા રામથી તે દુઃખ કેમ ભોગવાશે અને તેને વનવાસ મોકલવાની તારી ઇચ્છા કેમ થઇ? હે પ્રિયે, મારી વૃદ્ધાવસ્થા તરફ જો. હું દીન થઇને તારી સ્તુતિ કરૂં છું. મારૂં કહેવું સાંભળ. જગતમાં જે જે શ્રેષ્ઠ વસ્તુ છે તેમાંની તું જે માંગે તે હું આપું, પણ તું આ મૃત્યુતુલ્ય પ્રસંગ લાવીશ નહિ." આ પ્રમાણે દશરથે ઘણા શોકથી તેની સ્તુતિ કીધી. પણ તે દુષ્ટ ચંડાળણીએ પોતાની હઠ છોડી નહિ. તેણે છેવટે છેવટે એકદમ કહ્યું, "તમે મને એકવાર વરદાન આપવાનું વચન આપીને હવે નાકબુલ જાઓ છો તે તમારૂં ધાર્મિકપણું નહિ પણ દાંભિકપણું હું સમજું છું. પૃથ્વીમાંના સઘળા લોકો તમને જુઠા કહેશે. સર્વ ધર્મજ્ઞ રાજર્ષિઓ જ્યાં એકઠા મળશે ત્યાં તમારી નિંદા કરશે. શિબિ રાજાએ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે શ્યેન પક્ષીને પોતાનું માંસ કહાડીને આપ્યું હતુ. અલર્કે પોતાના ડોળા કહાડીને બ્રાહ્મણને આપ્યા હતા. સમુદ્ર પોતાની પ્રતિજ્ઞા ભંગ કરતો નથી. અને તમે પોતાનું વચન ભંગ કરવાને તૈયાર થયા છો. આપના વડીલોને બટ્ટો લગાડશો નહિ. તમારે જો વચનભંગ કરીને રામને યુવરાજ કરવા હોય તો રામને રાજ્ય આપીને કૌશલ્યાસહિત સુખ ભોગવો. પણ રામને જો રાજ્ય આપ્યું તો હું આપની સમક્ષ વિષ પીને પ્રાણ આપીશ. પછી તમારે જે કરવું હોય તે કરો. હું આપના અને ભરતના સમ ખાઇને કહું છું કે રામને વનવાસ મોકલ્યા વિના મને કોઇ દિવસ તૃપ્તિ થવાની નથી. હવે વધારે શુ કહું?" આ વિષ જેવા શબ્દો બોલીને કૈકેઇએ બોલવાનું બંધ કીધું. પછી દશરથે તેને ઘણી સમજાવી અને વિનવણી કીધી પણ તેણે પોતાનો નિશ્ચય છોડયો નહિ. આ જોઇને રામનો ભાવી વનવાસ અને ભરતનો રાજ્યનો ઉપભોગ દશરથની આંખ આગળ દેખાવા લાગ્યો. અને થોડા વખત સુધી ડોળા કહાડીને તે રાક્ષસીના તરફ જોઇ રહ્યા અને કુવાડાથી જેમ ઝાડ તુટી પડે છે તે પ્રમાણે દશરથ

જમીનપર પડી ગયા. ફરીથી શુદ્ધિપર આવ્યા પછી કૈકેઇની ઘણી સ્તુતિ કરીને દશરથ બોલ્યા, "આજે હજારો લોકો રામનો અભિષેક જોવાને ગામે ગામથી આવ્યા છે, તેને હે કૈકેઇ, હું શું જવાબ દઇશ? પરાભવ પામેલા સૈન્યને પોતાનું જેમ તેઓને મોં બતાવવું કઠિણ થઇ પડે છે તેમ મારાથી તેઓને મોઢું કેમ બતાવાશે? અને બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈસ્ય, ઇત્યાદિ પ્રજા મને શું કહેશે? આ વૃદ્ધ રાજા તાડના ઝાડની માફક શું આટલો વધી ગયો? એ ઘણો મૂર્ખ છે. રામનો અભિષેક કરવાનો ઠરાવીને હવે એકદમ વનવાસ મોકલે છે. આ રાજા ગાંડો તો નથી થયો? એવા પ્રકારે લોકો મારો ધિક્કાર કરશે. રામને વનવાસ જતાં જોઇને આર્ય લોકો, "પુત્રવિક્રય કરનાર આ અનાર્ય છે." એમ કહીને મારી નિંદા કરશે; અને જેમ દારૂ પીનારા બ્રાહ્મણને રસ્તામાં લોકો પથરા મારે છે, તે પ્રમાણે લોકો મારા મોંપર થુંકશે. હે દુષ્ટા, તને ન ઓળખતાં મેં આજ સુધી વ્યર્થ મારા ઘરમાં ફંસીની દોરી પ્રમાણે તને રાખી. હે પાપિણી, મને, કૌશલ્યાને અને સુમિત્રાને ત્રણ જણને નરકમાં નાખી દઇને તું સુખી થજે. રામ વનવાસ ગયા પછી મને મૃત્યુ આવ્યા વગર રહેવાનું નથી. પછી તું વિધવા થઇને સુખેથી પુત્રસહિત નિષ્કંટક રાજ્ય કરજે. હે ચંડાળણી, વિચાર કર. મારૂં જીવતર રામ વિના ટકવું અશક્ય છે. હું તને પગે લાગું છું. આ તારી હઠ છોડ." એમ કહીને તેણે લાંબા કીધેલા પગ પકડવાને દશરથે હાથ લાંબા કીધા. પણ તે દુષ્ટાએ પગ લઈ લીધા એટલે પગ હાથમાં ન આવતાં તે જમીન પર પડી ગયા. (અયોધ્યાકાંડ સર્ગ ૧૦—૧૨).

સાયંકાળ વીત્યા પછી સૂર્ય અસ્તાચળે ગયો, અને રાત્રિનો સમય થયો. ધીમે ધીમે ચંદ્રનાં આલ્હાદજનક શુભ્ર અજવાળાં ચાર તરફ પ્રસરી રહ્યાં, પણ તે કૈકેઇના મહેલમાં આનંદ પ્રસરી રહ્યો નહોતો. તે મહેલ ઘણો શૂન્ય દેખાતો હતો. દશરથ રાજા શોકાકુલ થઇને એક સરખાં આંસુ પાડતા હતા. ધીમે ધીમે તે દુષ્ટ રાણીને સમજાવતા હતા. પણ તેણે પોતાની હઠ જરા પણ છોડી નહોતી. સ્ત્રી જાત જ્યાં સુધી સીધી ચાલી ત્યાંસુધી ઠીક છે પણ જ્યારે તેણે મર્યાદા છોડી કે

પછી આહાનું પણ તે સાંભળતી નથી. દશરથે તે રાત્રિ ઘણા શોક અને દુઃખમાં ગાળી. તે વારંવાર નિઃશ્વાસ નાંખતા હતા. આકાશ તરફ જોઈ થોડો વખત તે દુષ્ટ સર્પિણી તરફ જોતા એમ કરતાં કરતાં તે રાત્રિ કહાડી. પણ તેઓનો શોક કમી થયો નહિ.

પ્રાતઃકાળમાં વસિષ્ઠ રૂષિ સ્નાનાદિક કર્મમાંથી પરવારી પોતાના શિષ્યોને સાથે લઇને આશ્રમમાંથી વે'લા વે'લા નિકળ્યા. શહેરમાં પેસતાં જ્યાં ત્યાં આનંદ પ્રસરી રહ્યો છે, રસ્તાઓ સાફ સુફ કરીને સ્વચ્છ સુગંધીદાર પાણી છાંટ્યાં છે, તોરણો અને ફુલના હારો જ્યાં ત્યાં બાંધી દીધા છે, બજાર પણ સઘળી ચીજોથી ભરીને શોભીતો બનાવ્યો છે, આ!! શોભા જોઇને વસિષ્ઠ રૂષિને ઘણો સંતોષ થયો. શણગારેલા મહેલમાંથી થઇને વસિષ્ઠે દશરથની અગ્નિશાળામાં જઇને અભિષેક કરવાની સામગ્રી તૈયાર કરવા માંડી. તેણે સુમંત્રને આજ્ઞા આપી કે તું જઇને દશરથ રાજાને ઉઠાડ અને સ્નાન કરાવ અને હું આવ્યો છું એમ જઇને કહે. પુષ્ય નક્ષત્રમાં ચંદ્રમા પોહોંચ્યા છે. સુમુહૂર્તમાં રામનો અભિષેક કરવાનો છે. તેથી વખત ચુકશો નહિ.” આ પ્રમાણે વસિષ્ઠની આજ્ઞા થતાંજ સુમંત્ર કૈકેઇના મહેલમાં રાજા સુતેલા છે એમ સમજીને સુતની રીત પ્રમાણે રાજાનું સ્તવન કરવા લાગ્યા. પ્રાચીન કાળમાં રાજા લોકને સુત, માગધ, અને બંધિજન સવારે તેમના અને તેઓના વડીલોના ગુણની સ્તુતિ કરીને જગાડતા હતા. તે પ્રમાણે તે સુત સુમંત્ર દશરથનું સ્તવન કરવા લાગ્યા. પણ દશરથને સુમંત્રની સ્તુતિ તરવારના ઘા પ્રમાણે વાગવા માંડી. તેમણે કહ્યું, “હે સુમંત્ર, હું જાગું છું. તારા શબ્દ મને તરવારના ઘા પ્રમાણે વાગે છે. હવે પુરૂં કર.” રાજાના આ દીન શબ્દ સાંભળીને અને તેની શોકથી વ્યાકુળ થયેલી મુદ્રા અને દુઃખથી રડી રડીને અને જાગ્રણથી લાલચોળ થઇ ગયેલા ડોળા જોઇને સુમંત્રને અતિશય દુઃખ થયું, અને તે હાથ જોડીને જરા દૂર ઉભો રહ્યો. રાજાએ તેના સામું જોયું પણ તેનાથી બોલી શકાયું નહિ. ત્યારે તે દુષ્ટ કૈકેઇએ કહ્યું, “હે સુમંત્ર, રામનો અભિષેક થવાનો છે તેથી રાજાને રાત્રે ઉંઘ આવી નથી. તેથી રાજાને શ્રમ થયો છે. માટે તું રાજપુત્ર

રામચંદ્રને અહિં તેડી લઇ આવ. મનમાં જરા પણ ખંચાઇશ નહિ." સુમંત્રે પ્રાર્થના કીધી, "બાઇ સાહેબ, મહારાજની આજ્ઞા થયા વગર હું શી રીતે જાઉં?" ત્યારે દશરથે તેને કહ્યું, "હે સુમંત્ર, મારા સુંદર રામચંદ્રને તેડી લાવ." આ રાજાની આજ્ઞા થતાંજ "કાંઇ આજ વિપરીત છે." એમ શંકા કરતો કરતો સુમંત્ર તરતજ અંતઃપુરમાંથી નિકળીને રામના મહેલમાં ગયો. રામચંદ્ર સ્નાનાદિક કર્મ કરીને ઉત્તમ વસ્ત્ર પહેરીને સોનાના સંહાસન પર બેઠા હતા અને પાસે સીતા હાથમાં ચંદનનો પંખો લઇને પવન નાંખતાં હતાં. તેઓને જોતાંજ સુમંત્ર સાષ્ટાંગ નમસ્કાર કરીને બોલ્યા, "હે રામચંદ્ર, કૈકેઇ સહવર્તમાન રાજા તમને ભેટવાની ઇચ્છા કરે છે. આપ વહેલા ત્યાં ચાલો." રામે એકદમ ઉઠી સીતાના સામું જોઇને કહ્યું, "હે દેવી, રાજા અને માતુશ્રી કૈકેઇ મારા રાજ્યાભિષેક કરવાના સંબંધનો કાંઇ વિચાર કરતાં હશે. હું હમણાં જઇને આવું છું. તું અહીં પરિવારસહિત રહેજે." એમ કહીને રામ એકદમ ત્યાંથી નિકળ્યા. સીતા ઘણા હર્ષથી રામનું કલ્યાણ થાઓ એમ મનમાં પ્રાર્થના કરતાં દરવાજા સુધી મૂકવા ગયાં. રામની સાથે સેંકડો લોકો, મિત્ર, પૌરજન, અને દાસો દોડ્યા. તે સર્વને ઉભા રાખીને રામચંદ્ર અંતઃપુરમાં ગયા અને ત્યાંથી કૈકેઇના મહેલમાં પહોંચ્યા. ત્યાં સર્વ શૂન્ય દેખાતું હતું અને અંદર જઇને જોયું તો એક સિંહાસન પર પોતાના દીન અને શોકથી વ્યાકુળ થયેલા પિતાને બેઠેલા દીઠા અને પાસેજ માથાના વાળ વિખેરીને ક્રોધથી મોં અને ડોળા લાલચોળ કરીને મલિન વસ્ત્ર પહેરેલી સાવકી માતા જમિન પર બેઠેલી જોઇ. આ પ્રકારની માતા-પિતાની સ્થિતિ જોઇને રામચંદ્રનું મોં ફિકકું પડયું અને હોઠ સુકાઇ ગયા. તો પણ હમેશની રીત પ્રમાણે તેણે સામા જઇને પહેલાં પિતાને નમસ્કાર કરીને પછી માતાને નમસ્કાર કીધા. "હે રામ," એટલુંજ દશરથે કહ્યું. શોકથી વ્યાકુળ થઇ ગયલા રાજાથી વધારે બોલાયું નહિ. અને આંખમાંથી અશ્રુધારા વહ્યાં કરતી હતી તેથી રામના સામું જોવાતું પણ નહોતું. આ પ્રમાણે અપૂર્વ ભયંકર સ્થિતિ જોઇને રામને ઘણી ચિંતા થવા લાગી. શોકથી વ્યાકુળ થયેલા

અને વારંવાર નિ:શ્વાસ મુકનારા તે રાજા ગ્રહણ થયેલા સૂર્યનાં પ્રમાણે અથવા ખોટું બોલનારા ઋષિ જેમ નિસ્તેજ દેખાય છે તેજ પ્રમાણે દેખાવા લાગ્યા. તેમનું દુઃખી અને ક્ષુબ્ધ અંતઃકરણ જોઇને પૂર્ણિમાના દિવસે જેમ સમુદ્રને ક્ષોભ થાય છે તે પ્રમાણે રામને આંસુ આવ્યાં. અને તેમણે શોકાતુર થઇ આર્તસ્વરથી માતુશ્રીને કહ્યું, "હે દેવી કૈકેઇ, મારા પિતાને આટલો બધો ક્રોધ આવવાનું કારણ જે હોય તે મને કહો. મારો તો કાંઇ અપરાધ થયો નથી ને? હે માતુશ્રી, મારા તરફથી રાજાને પ્રસન્ન કરો. કાંઇ માનસિક અથવા શારીરિક સંતાપ તો રાજાને થયો નથીને? કારણ, સદૈવ સુખી રેહેવું અશક્ય છે. મારા પ્રિય બંધુ ભરત વિશે કાંઇ અશુભ વાત તો નથી આવી? શત્રુઘ્ન અથવા મારાં માતુશ્રીને તો કાંઇ અશુભ થયું નથી?" આ સાંભળીને તે નિર્લજ્જે કહ્યું, "હે રામ, રાજાને કાંઇ તારાપર ક્રોધ ચડયો નથી, પણ તારી બીકથી તે કાંઇ બોલી શકતા નથી. પોતાના વહાલા છોકરાની આગળ કડવું બોલવામાં રાજાની જીભ ઉપડતી નથી તેથી હું તને તે વાત કહું છું. તે તું અવસ્ય કરશે એમાં કાંઇ શંક નથી. હે રામ, સાંભળ. પૂર્વે રાજાએ મને બે વરદાન આપ્યાં હતાં તે મેં માગ્યાં અને એમણે મને આપ્યાં. હવે પ્રાકૃત પુરૂષની માફક પશ્ચાત્તાપ કરે છે. હું આપું છું એમ કહીને હવે ફરી જવું એ પાણી વહી ગયા પછી પાળ બાંધ્યા જેવું મિથ્યા છે. **સર્વ ધર્મનું મૂળ સત્ય છે.** આ વાતની તને અને સર્વને ખબર છે. તે સત્ય તારે માટે રાજા છોડશે નહિ, તેની મને ખાત્રી છે." આ કૈકેઇનું ભાષણ સાંભળીને રામને અત્યંત દુઃખ થયું અને તેઓએ રાજાની સમક્ષ કૈકેઇને કહ્યું, "હે દેવી, હું જો રાજાની આજ્ઞા ન પાળું તો મને ધિક્કાર છે. મારે માટે તું એવી ખોટી શંકા લાવીશ નહિ. રાજાની આજ્ઞા થશે તો હું અગ્નિમાં પણ પડવાને તૈયાર છું. હવે મને કહે, રાજાની શી આજ્ઞા છે. **રામને એક વચન, એક બાણ અને એકપત્નિવ્રત છે. તે કોઇ દિવસ અસત્ય ભાષણ કરશે નહિ.**" આ રાજપુત્રનું નિષ્કપટ ભાષણ સાંભળીને તે દુષ્ટા પોતાનું ભયંકર વચન બોલવા લાગી, "હે રામ, પૂર્વ દેવદાનવનું

ભયંકર યુદ્ધ થયું, તે વખતે તારા બાપ જખમી થઇને પડ્યા, ત્યારે હું તેનું સારથીપણું કરતી હતી. અને મેં યુક્તિથી રથ યુદ્ધની બહાર કહાડીને તારા પિતાને બચાવ્યા હતા. તે વખતે મને બે વરદાન આપ્યાં હતાં. તે મેં તે વખતે લીધાં નહિ, અને તેમજ મૂકી છાંડ્યાં હતાં, તે મેં હમણાં માગી લીધાં. એક વરદાનથી ભરતનો યૌવરાજ્યાભિષેક થાય. અને બીજાથી તને ૧૪ વર્ષ સુધી દંડકારણ્યમાં વનવાસ ભોગવવા મોકલે એવું વરદાન મેં માગ્યું છે. પિતાની પ્રતિજ્ઞા તારે સત્ય કરવી હોય અને તેં જે હમણાં વચન કહ્યાં તે સત્ય કરવાં હોય તો તું હમણાંજ પિતાની આજ્ઞા પાળ અને વનવાસ જા આ અભિષેકનો સમારંભ છોડી દે અને વલ્કલ પહેરીને વનમાં જા અને મારો ભરત આ પૃથ્વીનું રાજ્ય કરશે. આવી વાત છે તેથી રાજાથી બોલાતું નથી અને તારે માટે તેઓને દયા આવે છે. પણ રાજાની આજ્ઞા તું સિદ્ધ કર અને આ સંકટમાંથી તું તેઓને તાર." આવું ભયંકર કૈકેઇનું ભાષણ સાંભળીને રામને જરા પણ દુઃખ થયું નહિ. તેઓ શાંતપણે બોલ્યા "આ વાતમાં ગભરાવવાનું કારણ શું છે? તું કહે છે તેજ પ્રમાણે થાઓ. હું ઘણા હર્ષથી રાજાની પ્રતિજ્ઞા પાળીશ. અને હમણાંજ વલ્કલો પહેરીને વનમાં જાઉં છું. હે માતુશ્રી, કોઇ પણ પ્રકારનું દુઃખ ભોગવશો નહિ. હું હમણાંજ વનમાં જાઉં છું એ નિશ્ચય સમજો. મારા રાજાએ, મારા ગુરૂએ, પિતાએ, આજ સુધી મારા કલ્યાણને માટે જે આજ્ઞા કીધી હશે, તે હું કોઇ દિવસ માન્ય ન કરૂં એમ કેમ બને? પણ હે દેવી, એક વાત સાંભળો. હજી મને રાજાએ પોતે આજ્ઞા કીધી નથી, કે હું ભરતને રાજ્ય આપું છું. રાજાની તેવી આજ્ઞા હશે અને તેમજ ઇચ્છા હશે તો તે લાગલીજ હું માથે ચઢાવીને તે પ્રમાણે કરીશ. હવે તમે રાજાનું સમાધાન કરો. રાજાની આંખમાંથી મંદ મંદ આંસુ પડે છે તેનું કાંઇ બીજું કારણ નથી. ભરતને તેડવા માટે હમણાંજ દૂત મોકલો. અને હું યત્કિંચિત્ પણ શોક ન કરતાં રાજાની આજ્ઞાથી ૧૪ વર્ષ સુધી વનવાસ ભોગવવા જાઉં છું." આ શબ્દ સાંભળીને કૈકેઇએ પડતા ફળની માફક ઝીલી લઇને આનંદથી બોલી, "હે રામ તારા પિતા લજ્જાથી

તારી સાથે બોલી શકતા નથી. પણ હું તને કહું છું કે જ્યાં સુધી તું અરણ્યમાં જઇશ નહિ ત્યાં સુધી તારા પિતા સ્નાન કરવા ઉઠવાના નથી, અને અન્ન પણ લેશે નહિ." આ સાંભળીને દશરથ "ધિક્, ધિક્," એમ કહીને મૂર્છા આઇને પડી ગયા, એટલે રામે પાસે જઇને બેઠા કીધા. અને જેમ ઉમદા ઘોડાને ચાબૂક મારવાથી જોરથી ધા પડે છે તે પ્રમાણે કૈકેઇના ભયંકર શબ્દોથી જેનું હૃદય ફાટી જાય છે એવા રામે બોલવાનું શરૂ કીધું. "હે દેવી કૈકેઇ, મને કોઇ સામાન્ય માણસ જેવો અર્થ-લુબ્ધ સમજશો નહિ. હું ઋષિ પ્રમાણે સત્ય ધર્મમાં નિશ્ચયી છું. **માતા પિતાની સેવા કરવી અને તેઓનું વચન પાળવું એ શિવાય બીજો પરમ ધર્મ હું બીજો કાંઈ પણ સમજતો નથી.** કૈકેઇ, મને તમે ખરેખરો સદ્ગુણી સમજતાં નથી. કારણ, જો તેમજ હોય તો તમેજ મને વનવાસ જવાની આજ્ઞા કેમ કીધી નહિ? રાજાને શું કરવા દુ:ખમાં નાખ્યા? જેમ રાજાની આજ્ઞા મને માન્ય છે તેજ પ્રમાણે તમારી પણ આજ્ઞા મને માન્ય છે. હું મારી માતાની આજ્ઞા લઇને સીતાને સમજાવી હમણાંજ વનવાસ જાઉં છું. ભરતે રાજ્ય કરવું અને પિતાની સેવા કરવી. અને તમે પણ તેજ પ્રમાણે રાજાની સંભાળ રાખજો. કારણ, એજ આપણો ધર્મ છે." આ સાંભળીને દશરથ રાજાને વધારે શોક થવા લાગ્યો પણ બોલાયું નહિ, તેથી મોટે મોટે સ્વરે રડવા માંડયું. (અયોધ્યાકાંડ. સર્ગ. ૧૪-૧૯).

આ પ્રસંગ ગમે તેમ કરીને પાર પાડવોજ પડશે એમ વિચારીને, રામચંદ્ર માતા-પિતાને પ્રણામ કરી તથા બન્નેને પ્રદક્ષિણા કરીને બહાર નિકળ્યા. બહાર તેમના સઘળા મિત્રો ઉભેલા હતા. તેઓની આંખમાંથી અશ્રુની ધારા વહેતી હતી. તેઓનું સાંત્વન કરીને અભિષેકની સામગ્રીની પ્રદક્ષિણા કરી, ધીમે ધીમે કૌશલ્યાના મહેલમાં ગયા. તેમના ભાવી અપકર્ષને લીધે તેઓનામાં જરા પણ તેજ ઓછું થયું નહોતું. છત્ર, ચામર વિગેરે રાજ્ય-ચિન્હનો નિષેધ કરી અને પછવાડે આવનારા મિત્રો અને શહેરના લોકોને પાછા મોકલીને લક્ષ્મણસહિત રામ કૌશલ્યાના મહેલમાં ગયા. તે સાધ્વી ઘણા હર્ષથી વ્રતસ્થ રહીને આ વખતે

અગ્નિની પૂજા કરતાં હતાં. તેઓ મૌલ્યવાન સાડી પહેરીને બેઠાં હતાં. ત્યાં જઇને માતાને ઘણા હર્ષથી નમસ્કાર કીધા. તે રામને ભેટીને મસ્તકપર હાથફેરવીને બોલ્યાં, " હે દીકરા ! તું આજે મોટા ધર્મશીળ રાજાઓની પંક્તિમાં જઇને બેસશે." રામ પેહેલાં-થીજ વિનયસંપન્ન હતા. અને તેમાં વળી કૌશલ્યાને ખરી વાતની ખબર નહોતી. તેથી તે અત્યંત વિનયથી બોલ્યા, " માતા કૌશલ્યા, મારા પર ભયંકર સંકટ આવ્યું છે તેની તમને ખબર નથી. સાંભળો! તમને, લક્ષ્મ-ણને અને સીતાને ભયંકર ભય ઉત્પન્ન થયો છે. હે માતા, ૧૪ વર્ષ વન-વાસ ભોગવવા માટે આજેજ હું વનવાસ જાઉં છું. મહારાજ દશરથ રાજા ભરતને રાજ્ય આપે છે અને મને વનમાં મોકલે છે ! " આ શબ્દો સાંભળતાંજજેમકેળનાઝાડનેકુહાડો વાગ્યો હોય તેમ કૌશલ્યા એકદમ મૂર્છા ખાઇને પડ્યાં. રામે તેમનું સાંત્વન કરીને તેઓને બેઠાં કીધાં, અને તેમના અંગ પરની ધુળ કહાડી નાંખી. તે વખતે કૌશલ્યા બોલ્યાં " હે રામ, વાંઝીઆંને એકજ દુઃખ હોય છે, કે ' મને છોકરૂં નથી. ' પણ પુત્રવ-તીને વારંવાર દુઃખ આવે છે. હે રામ, આજ સુધી મને જરા પણ સુખ મળ્યું નથી. તે તું યુવરાજ થશે ત્યારે મને મળશે એવી મને આશા હતી. તે નિષ્ફળ ગઇ. અને પૂર્વે નહિ સાંભળેલાં એવાં ભયંકર મ્હેણાં શોકય મને સંભળાવશે. તું અહિં છે તે છતાં મારો કોઇ દાદ લેતું નથી. તો પછી વનવાસ ગયા પછી હું જીવવી કઠિણ છું. ખરેખર મારૂં હૃદય વજ્રનું છે. કારણ આવી ભયંકર વાત સાંભળીને પણ મારી છાતી ફાટી જતી નથી." એવા ઘણા વિલાપ કરતાં કરતાં તે ફરીથી બોલ્યાં, " હે રામ, જેવી પિતાની આજ્ઞા તેવીજ માતાની આજ્ઞા તારે પાળવી જોઇએ. હું તને કહું છું કે, તું વનવાસ જઇશ નહિ. અને જાય તો મને પણ સાથે લઇ જા. તારા વિના મારાથી એક ઘડી જીવા કેમ શકાશે ? " પછી રામે અનેક ધર્મ–પર વ્યાખ્યાન કરીને માતુશ્રીનું સમાધાન કીધું. "પિતાની આજ્ઞા પાળવી એ પરમ ધર્મ છે એમ ઋષિઓ કહે છે. જમદગ્નિએ પિતાની આજ્ઞાથી માતાનું ડોકું કાપ્યું હતું. સગ-રના પુત્રોએ પિતાની આજ્ઞાથી સર્વ પૃથ્વી ખણી કહાડી હતી. અને અંતે

પ્રાણ પણ મુકશો. રાજાની આજ્ઞા અને પિતાની આજ્ઞા મને જેમ વંદ્ય છે તેમ તમારે પતિની આજ્ઞા પાળવી જોઇએ. **અને પતિ ગમે તેવો સારો અથવા નઠારો હોય તો પણ સાધ્વી સ્ત્રીએ પતિને છોડીને જવું યોગ્ય નથી.** હું વનમાં ગયા પછી તમે પણ રાજાને છોડી દો તો પછી મારા પ્રિય પિતા ખરેખર જીવતા રહેશે નહિ! તમે અહીં રહીને મારા પિતાની સેવા કરો. આ તમારો અને મારો પરમ ધર્મ છે. હે માતા, મને જવાની પરવાનગી આપો. અને આશીર્વાદ દો. હું ૧૪ વર્ષ વનવાસ પૂરો કરી નિશ્ચય તમારાં દર્શન કરવા પાછો આવીશ. તે બાબત તમારે ફીકર કરવી નહિ." રામનું ઉપર પ્રમાણેનું વચન સાંભળી કૌશલ્યા શાંત થયાં અને બોલ્યાં:—"દશરથ અને કૌશલ્યા જેવાં માબાપના પુત્રને ધર્મપર આવીજ સ્થિર બુદ્ધિ હોય એમાં કાંઇ આશ્ચર્ય નથી. હે રામ! તારો વનવાસ જવાનો નિશ્ચય હું બદલાવી શકતી નથી. હે પુત્ર! તું નિઃશંક ચિત્તથી વનવાસ જા. તારૂં સદા કલ્યાણ થાઓ. પણ તું પાછો આવીશ ત્યાં સુધી મને નિદ્રા આવશે નહિ. પિતાની પ્રતિજ્ઞા સંપૂર્ણ કરી તું વનવાસમાંથી પાછો આવીશ ત્યારેજ મારા હૃદયનો શોક નષ્ટ થશે. **જે ધર્મ તું આટલી પ્રીતિ અને દઢતાથી પાળે છે તેજ તારૂં વનવાસમાં રક્ષણ કરો.** જે દિવ્ય અસ્ત્ર તને વિશ્વામિત્રે આપ્યું છે તે તારૂં રક્ષણ કરો. તારી માતૃભક્તિ, પિતૃભક્તિ અને તારૂં શીલ તારી રક્ષા કરો અને તને સુરક્ષિત પાછો લાવો. વનમાં રહેનારા રાક્ષસ, યક્ષ, ભૂત, પિશાચ વગેરેથી તને કોઇ પણ જાતનો ઉપદ્રવ થાઓ નહિ." એવો આશીર્વાદ દઇ તેણે દેવતાના અંગ પરથી ઉત્તમ સુવાસિક પુષ્પો લઇ રામના હાથમાં મૂક્યાં અને અશ્રુપૂર્ણ નેત્રોથી તેના પર પ્રેમપૂર્વક દૃષ્ટિ કરી તેને પુનઃ આલિંગન કર્યું. રામે પણ માતાના ચરણ પુનઃ પુનઃ દાબીને પોતાનું શિર તેના પર મૂકી તેમની છેવટની રજા લીધી. ( અ. સ. ૨૦–૨૫. )

રામચંદ્ર કૌશલ્યાની રજા લઇને પોતાને ઘેર ગયા. આજે શું બનશે તે હકીકતની બિચારાં સીતાને કાંઇ ખબર નહોતી. પૂર્ણ ભક્તિથી સીતા દેવતાની પૂજા કરીને રામચંદ્રની વાટ જોતાં હતાં. રામચંદ્ર તેઓની

દૃષ્ટિએ પડતાંજ ઉઠીને સામાં ગયાં. તેમનો ચહેરો શોકથી વ્યાકુળ થઇ ગયેલો જોઇને સીતાનું મુખ એકદમ ઉતરી ગયું, અને હાથ પગ થરથર કંપવા લાગ્યાં. રામનું ધૈર્ય આટલો વખત ટકી રહ્યું હતું, પણ પોતાનાં પરમ પ્રિય પત્નિને જોઇને તે વધારે રહ્યું નહિ, અને તેમના હૃદયનું દુઃખ સ્પષ્ટ જણાઇ આવ્યું. તેમનો ફીકુકો ચહેરો જોઇને સીતાએ આર્ત સ્વરથી પુછ્યું, "હે મહારાજ, આજ કાંઇ નવીન શું છે?" આ વખતે પુષ્યયુક્ત બાર્હસ્પત્ય મુહૂર્ત છે, અને આવે વખતે તમને શું દુઃખ થાય છે? તમારાં છત્રચામર કયાં છે? સુત, બંદી, માગધ, આજ હંમેશની માફક સ્તવન કેમ કરતા નથી? એ શું છે? તમારૂં મુખ આજ સુધી કોઇ વખતે પણ કરમાયું નથી અને આજે કેમ આમ? શું થયું તે મને કહો." એમ સીતાએ પુછ્યું. રામે જવાબ દીધો, "હે સીતા, મારા પરમ પૂજ્ય પિતા મને વનવાસ મોકલે છે. આ વાત એકદમ કેમ બની તે સાંભળ. મારા સત્યવચની પિતાએ એક વખત યુદ્ધના પ્રસંગે કૈકેઇને બે વરદાન આપ્યાં હતાં. તે વરદાન તેણે મારા અભિષેક વખતે માગી લીધાં એકથી ભરતને યૌવરાજ્યાભિષેક અને બીજાથી મને ૧૪ વર્ષ સુધી દંડકારણ્યમાં વનવાસ મોકલેછે. હવેવનવાસજતાં પહેલાં હું તારી પાસે આવ્યો છું. હે સીતા, તું ભરતની આજ્ઞા કોઇ દિવસ અમાન્ય કરીશ નહિ, અને ભરતની આગળ મારા ગુણોનું સ્તવન કરીશ નહિ. કારણ વૈભવશાળી માણસને બીજાની પ્રશંસા ગમે નહિ. મારા ગયા પછી તું વ્રતસ્થ રહીને તેને પગે લાગજે. અને પછી મારી દુઃખી માતાનુ સાન્ત્વન કરજે. ભરતને ગમે તેવાં આચરણ પાળજે. કારણ તે આપણા કુળનો અને દેશનો માલીકથવાનોછે. હવે હું જાઉં છું.તું વ્રતસ્થ રહીને ભરતની આજ્ઞાપાળજે." આ રામનું શોકથી ભરેલું ભાષણ સાંભળીને સીતા ક્રોધ કરીને બોલ્યાં, "હે વીર, ક્ષત્રિઓનાં શસ્ત્રોને જાણનારા તમને ન શોભે એવાં અયશકર શબ્દો આપ કેમ બોલો છો? મહારાજ, માબાપ, બંધુ. પુત્ર, એ સૌ પોતપોતાના ભાગ્યના અધિકારી છે, **પણ ભાર્યા એક પતિનુંજ ભાગ્ય ભોગવનારી છે.** તે માટે વનવાસ ભોગવવામાં મારો ભાગ છે, તેથી મને પણ વનમાં જવાની આજ્ઞા થઇ છે એમ હું સમજું છું.

સ્ત્રીઓને પતિ એજ તેનો આધાર છે। તમે વનવાસ જાઓ છે તો હું આગળ ચાલીને રસ્તામાંના કાંટા સાફ કરી મુકીશ. સ્ત્રીઓનો આધાર પતિજ છે. નહિમાબાપ, નહિ પુત્ર, નહિ સખી. એટલુંજ નહિ પણ તેનો આત્મા સુદ્ધાં નહિ. પણ કેવળ પતિ એજ તેનો આધાર છે. હે વીરશ્રેષ્ઠ, મનમાંનો રોશ કહાડી નાખીને વિશ્વાસ રાખીને મને સાથે લઇ જાઓ. મારામાં જરા પણ પાપ નથી. હું મોટા મોટા ભયંકર અરણ્યમાં જ્યાં નાના પ્રકારનાભયંકરવાઘાદિ હિંસ્રપશુઓહશેત્યાંઆગળપણ હું તમારી સાથે ચાલીશ. પિતાના ઘરથી પણ વધારે આનંદ તમારી સાથે અરણ્યમાં મને થશે, અને હું સુખમાં રહીશ. હું કોઇ પણ ચીજ સંભારીશ નહિ. હું હંમેશ તમારી સેવા કરી અને વ્રતસ્થ રહીને, ઘણાં વર્ષથી તમારી સાથે મધુર અને સુગંધી ફુલોથી ભરપુર એવા અરણ્યમાં સુખેથી રહીશ. સેંકડો લોકોનું તમે વનમાં રક્ષણ કરી શકો એવા છો તો પછી મારી એકલીની શી વાત? તમે વનમાં હશો ત્યારે કોઈ પણ પ્રકારનું હું દુઃખ દેખશ નહિ. ચાલવાનું હશે તોપણ હું તમારી આગળ ચાલીશ. તમને જમાડીને હું જમીશ. તમારા આધારથી જુદા જુદા ડુંગરો, નદીઓ, અરણ્યો, સરોવરો, તથ હંસોથી ભરેલાં તળાવો જોવાની મને બહુ ઇચ્છા છે. તો હે આર્યપુત્ર, મને સાથે લઇ જાઓ. મને મુકીને જશો તો મેં મરવાનો નિશ્ચય કીધો છે. મારી પ્રાર્થના માન્ય કરવામાં તમને ભાર પડશે નહિ." એમ કહેતાં કહેતાં સીતાની આંખમાંથી આંસુ પડવા માંડયાં. (અયોધ્યા. કાંડ. સર્ગ ૨૬–૨૭).

આ પ્રમાણે સીતાએ રામનું મન વાળવાનો પ્રયત્ન કીધો, પણ વનવાસના દુઃખનો વિચાર કરતાં સીતાને લેવા રામનું મન માનતું નહતું. તેના ડોળા લુછીને રામ સીતાનું સાંત્વન કરીને બોલ્યા, " હે સીતા, જનકના અત્યંત પવિત્ર કુળમાં તારો જન્મ થયો છે, અને તું પહેલાથી ધર્માચરણ કરે છે તેથી તને અહીં રહીને સ્વધર્માચરણ કરવાનું કાંઇ કઠિણ પડશે નહિ, અને તેમ કરશે તો મારા જીવને પણ સુખ થશે. કારણ વનવાસના દુઃખનું હું શું વર્ણન કરૂં? ડુંગરોમાં રહેનારા સિંહોની ગર્જનાઓ અને તેના પ્રતિધ્વનિના ઘણા ભયંકર અવાજો થાય છે, અને તે કાને

સાંભળવા કઠણ થઇ પડે છે, અને તેથીજ વનવાસનું દુ:ખ ભયંકર હોય છે. નદીમાં મોટા મોટા મગરો હોય છે, અને ઘુંટણ સુધી કાદવો હોય છે. તેથી મોટા મોટા હાથીને પણ નદી ઓળંગવી ભયંકર થઈ પડે છે, તો માણસના શા ભાર ? તેથી વનવાસ દુ:ખકર્તા છે. રસ્તામાં હજારો કાંટાઓનાં ઝાડ હોય છે, તેમાં સદડાઓના ભયંકર શબ્દો સંભળાય છે. કોસના કોસ સુધી પાણી પીવા મળતું નથી. એવા રસ્તાઓમાં ચાલવું ઘણું કઠણ છે. તેથીજ તું વનમાં આવીશ નહિ. જમીન બરોબર સરખી કરી તેનાપર પાંદડાં નાંખીને સુવું પડે છે, તેથી વનવાસ દુ:ખદાયક છે. અહોરાત્ર જે કાંઇ ફળફુલ મળે તેજપર સંતોષ રાખવો પડે છે, તેથી તું વનમાં આવવાની હઠ છોડ. રસ્તામાં નાના પ્રકારના સાપો નિર્ભયપણે ફરે છે. હે સીતા, તેથી વનવાસ દુ:ખદાયક છે. માટે તું આગ્રહ કરીશ નહિ. ભુખ તરસ મારવી પડે છે, પવનના સપાટા સહન કરવા પડે છે. એવા સેંકડો ભય ઉપસ્થિત થાય છે. માટે વનવાસ આવવાની હઠ છોડી દે.ફરીફરીવિચાર કરતાં પણ મનેવનવાસનુંદુ:ખ ઘણુંભયંકર લાગે છે. તેથી તારે ત્યાં રેહેવું શક્ય નથી.” આ સાંભળીને સીતાએ નમ્રતાથી જવાબ દીધો, “ હે રામ, તમારા સહવાસથી જે વનવાસના દોષોનું તમે વર્ણન કીધું તે મને ગુણરૂપ લાગશે. વાઘ, સિંહ, હાથી, એ સઘળાં તમને જોઇને નાસી જાય છે, તેની મને જરા પણ બીતી નથી. અને મેં પૂર્વે કોઇ દિવસ નહિં જોયેલાં એવાં જાનવરો મને જોવાને મળશે. હું જ્યારે પિયેરમાં હતી તે વખતે મને જોશીએ કહ્યું હતું કે તને પતિની સાથે વનવાસ જવું પડશે. તેથી હું તે વાટ–જ જોતી બેઠી હતી. માબાપે જેના હાથમાં પાણી મુકીને છોકરી આપી તેનીજ તે થઇ. પછી તેઓનો કાંઇ હક્ક ચાલતો નથી. પછી તે સુખી હોય કે દુ:ખી હોય કે મરી ગઇ હોય તેમાં માબાપનું કાંઇ ચાલતું નથી. એવી રીતે સર્વસ્વ થયેલી આપની પ્રિય પત્નિને આપ સાથે કેમ લેતા નથી ? દ્યુમત્સેનના પુત્ર સત્યવાનપર જેમ સાવિત્રીની પ્રીતી હતી તેજ પ્રમાણે મારી તમારાપર છે એ નિશ્ચય સમજજો. અને મને વનમાં લઇ જાઓ. ગમે તેવું ઘોર અરણ્ય હશે તો પણ હું લીલા ઘાસની પથારીપર સુઈશ, તે સુખના જેવું બીજુ સુખ શું ?

વધારેશું કહુ? હે રામચંદ્ર, તમારા સહવાસમાં મને સ્વર્ગસુખછે, અને તમારાવિયોગથી મનેનરકનાજેટલુંદુઃખછે. આ મારોખરોપ્રેમ સમજીને મનેસાથેલઇજાઓ. હું તમારો વિયોગએક ઘડીપણ સહન કરીશકીશ નહિ. તો પછી ચાર, અને દશ એટલે ચૌદવર્ષ સુધી હું તમારો વિયોગ કેમ સહન કરી શકું?" એમ શોક કરતાં કરતાં સીતા રામને ગળે વળગી પડયાં. અને અશ્રુધારાથી તેઓનું શરીર ભીંજવી નાંખ્યું. પછી રામ તેઓનો અતિશય પ્રેમ જોઇને બોલ્યા. "હે સીતા, તારી તૈયારી હોય તો મારી સાથે ચાલ. તારૂં ધૈર્ય અને નિશ્ચય કયાં સુધી છે તેજ મારે જોવું હતુ. તને દુઃખ થાય તે જોઇને મને સ્વર્ગનું સુખ સુદ્ધાં સારૂં લાગતું નથી. તારો વિચાર લીધા વિના મારાથીએકદમઅરણ્યમાં ચાલ એમ તને કેમકહેવાય? તારૂં રક્ષણ કરવાને મારામાં સંપૂર્ણ સામર્થ્ય છે. ચાલ અને વનમાં જવાની તૈયારી કર. તારાં સગાં, બ્રાહ્મણ, નોકર અને બીજાંઓને જેને પૈસોટકો આપવો હોય તેને આપી દે. અને મારી સાથે અરણ્યમાં આવવાની તૈયારી કર." આ પ્રમાણે પતિની આજ્ઞા થતાંજ સીતાને ઘણો આનંદ થયો. તેણે જરા પણ ન ખંચાતાં પોતાની સંપત્તિ બ્રાહ્મણ, સખીઓ અને નોકર ચાકરને આપી દીધી, અને પતિની સાથે જવાને તૈયાર થઇ ગયાં. આ સઘળું લક્ષ્મણ જોતા હતા. આ પતિપત્નિને વનવાસ જવા નિકળેલાં જોઈને લક્ષ્મણ બન્નેના પગપર માથું મુકીને બોલ્યા, "હે, રામ, હું તમારી સાથે વનમાં આવું છું, તમારા વિના મારે ત્રૈલોક્યનું પણ રાજ્ય જોઇતું નથી. તો પછી પૃથ્વીના રાજ્યને મારે શું કરવું છે? મને વનમાં સાથેલીધાથીતમનેમદદ થશે. હું વનમાં તમારી સેવાકરીશ. ધનુષ્ય લઇને તમારી આગળ ચાલીશ. મારા સહવાસથી નાના પ્રકારનાંપક્ષીઓનામંજુલ સ્વરથી ગાજી રહેલાં અરણ્યતમને વધારે પ્રિય થઇ પડશે." રામેતેનું પુષ્કળ પ્રકારે નિવારણ કીધું પણ તેણે પોતાની હઠ છોડી નહિ, પછી તેને પણ સાથે આવવાની પરવાનગી આપી અને કહ્યું, "હે લક્ષ્મણ, જા. સઘળા મિત્રોને મળી આવ અને વરૂણે એક યજ્ઞમાં જનકને બે ભયંકર ધનુષ્યો આપ્યાં હતાં તે આચાર્યનાઘરમાં સંભાળીને મુકયાં છે તે અને બે અક્ષય બાણભાથા, અને બે સૂર્યના જેવી તેજસ્વી તરવારો

ત્યાંજ મુકી છે તે લાવજે. હે લક્ષ્મણ, વહેલો જા. એટલામાં હું મારૂં ધન બ્રાહ્મણોને આપું છું કારણ તેઓ નિત્ય અભ્યાસમાં લીન હોય છે તેથી તેઓને પોતાના ગુજરાનની ફીકર હોતી નથી. તેથી બ્રાહ્મણોને દાન આપવું એજ આપણો મુખ્ય ધર્મ છે." આ પ્રમાણે લક્ષ્મણને આજ્ઞા આપી અને પોતાનું ધન બ્રાહ્મણોને આપી દીધું; અને તેજ પ્રમાણે પ્રજાજનને ધનધાન્ય ગાય, ઘોડા, હાથી, વિગેરે સર્વ સંપત્તિ આપી દીધી. અને તે સર્વ વહેલાં વનમાં જવાને નિકળ્યાં ( અયોધ્યા કાંડ. સર્ગ. ૨૯-૩૨ )

રામ, લક્ષ્મણ અને સીતા, દાન ધર્મ કરીને ઘરની બહાર નિકળ્યાં. તેઓ વનમાં જતાં પહેલાંદશરથની આજ્ઞા લેવાને રાજમહેલમાં જતાં હતાં, તે વખતે હજારો લોક રસ્તામાં એકઠા થયા હતા. અને પગ મુકવાની પણ જગા નહોતી. તે ગર્દીમાંથી ધીમે ધીમે જતાં હતાં તે વખતે તેમની દીન સ્થિતિ જોઇને પ્રજાજનોએ આક્રોશ કીધો. રસ્તામાં જગા નહોતી તેથી હજારો સ્ત્રી પુરૂષો બારીએથી તે ઉદાર દેવતુલ્ય રાજપુત્રોનું અને રાજ કન્યાનું દર્શન કરવા ઉભાં હતાં. "દુષ્ટ કૈકેઈ, હે મૂર્ખ દશરથ, આવા સદ્‌ગુણી પુત્રો અને વહુને એવો કોણ મૂર્ખ હોય કે દેશપાર કરે? ગરીબ બિચારી સીતા!" આવી રીતે પ્રજાજનના શોકથી ભરેલા શબ્દ સાંભળતાં તે ત્રણેજણ કૈકેઇના મહેલમાં પહોંચ્યાં. રામે સુમંત્રને કહ્યું કે તું પિતાની પાસે જઇને કહે કે અમે આજ્ઞા લેવા આવ્યાં છીએ. સુમંત્રે મહેલમાં પ્રવેશ કરી, ખગ્રાસ-થયેલા સૂર્ય જેવા, અથવા રાખથી ઢંકાઇ ગયલા અગ્નિ જેવા, નિસ્તેજ દેખાતા અને નિશ્ચેષ્ટ પડી રહેલા રાજાની સામે ઉભા રહી, પ્રાર્થના કરી:—"હે મહારાજ, તમારા પુત્ર અને પુરૂષોમાં વાઘ જેવા રામ પોતાની સર્વ સંપત્તિ બ્રાહ્મણોને દાન કરી, આપના દ્વાર પાસે ઉભા રહ્યા છે. વનવાસ જતાં પૂર્વે પોતાના સર્વ મિત્રોની રજા લઇ હવે આપની રજા લેવા માટે તેઓ આવેલા છે. માટે તેમને આપનાં દર્શન માટે અંદર આવવાની પરવાનગી આપવા કૃપા કરશો." સત્યવચની, ધર્માત્મા દશરથ આ વાકય સાંભળી ક્ષોભ પામ્યા નહિ. કારણ આકાશને કદી પણ કંપારી છૂટતી નથી અને ગંભીર સમુદ્ર ગમે તેટલો ખળભળે તોપણ મર્યાદા છોડતો નથી. તેઓ શાંત-

પણે બોલ્યાઃ—"હે સૂત, મારા પ્રિય પુત્રને હું સર્વ સ્ત્રીઓ સહિત મળવાને ઇચ્છું છું. માટે મારી સર્વ સ્ત્રીઓ અને માણસોને બોલાવી લાવ. સર્વને મારા ધર્મના મેરૂ જેવા (ધર્મધુરંધર) પુત્રનાં દર્શન કરવ દે." આવી આજ્ઞા થતાંજ સુમંત્ર સર્વ રાજસ્ત્રી અને રાજપુત્રોને બોલાવી લાવ્યો. કૌશલ્યાદિ રાજ-પત્નીઓ અને વસિષ્ઠાદિ સર્વ સુહૃદગ રાજાની આજ્ઞાથી કૈકેઇના મહેલમાં આવ્યા. ત્યારે દશરથે રામને મહેલમાં આણવાની આજ્ઞા સુમંતને કરી. રામે લક્ષ્મણ અને સીતાસહિત મહેલમાં પ્રવેશ કર્યો, અને તેઓ દૂરથીજ નમસ્કાર કરતાં રાજા પાસે આવવા લાગ્યાં. એટલે દશરથ રાજા રામને જોતાંજ તેને આલિંગન કરવા આગળ દોડ્યા. પરંતુ શોકથી અને દુઃખથી વિહ્વળ થયલા હોવાથી તેઓ અધવચ મૂર્ચ્છા ખાઇ પડ્યા! રામ-લક્ષ્મણે તેઓને ઉઠાડીને કોચ પર બેસાડ્યા અને તે ત્રણે તેની આગળ ઉભા રહ્યાં. ત્રણેનાં નેત્રમાંથી એક સરખી અશ્રુની ધારા ચાલી રહી હતી. 'હે રામ,' એમ દુઃખોદ્ગાર કહાડી સર્વ સ્ત્રીઓએ રડવા માંડ્યું અને પોતાના પાલવે આંખ લૂછવા માંડી. તે વખતે તેઓના દુઃખનો ધ્વનિ તેમજ હાથપરનાં ભૂષણોનો ધ્વનિ આખા રાજ-મહેલમાં પ્રસરી રહ્યો. પછી દશરથને શુદ્ધિ આવતાંજ રામ બોલ્યાઃ—"મહારાજ, હવે હું આપની રજા માંગું છું. આપ હમારા સર્વના પ્રભુ છો. મને દંડકારણ્ય જવાની પરવાનગી આપી મને આશીર્વાદ આપો. તેમજ લક્ષ્મણને પણ પરવાનગી આપો અને સીતા મારી સાથે આવવા માંગે છે તેને રજા આપો. એને મેં ઘણુંએ કહ્યું, પરંતુ તે મારી સાથે આવવાનો આગ્રહ છોડતી નથી. હમે સર્વ તમારાં છોકરાં છીએ. સર્વ શોક છોડી હમને જવાની આજ્ઞા આપો." એમ બોલી પિતાની આજ્ઞા શું થાય છે તે સાંભળવાને તેમની તરફ તેઓ ઉત્કંઠાપૂર્વક જોવા લાગ્યા. છેવટે દશરથ રાજાએ ધીમે ધીમે બોલવાનો આરંભ કર્યોઃ—"હે રામ! મને કૈકેઇએ વરદાન મેળવી બંધનમાં નાંખેલો છે, તો તું મને બંધનમાં નાખી અયોધ્યાનું રાજ્ય કર." એ શબ્દ સાંભળી રામને ઘણું દુઃખ થયું. ધર્મનિષ્ઠ અને વાક્-ચતુર રામે નમ્રતાથી જવાબ આપ્યોઃ—"આજ હજારો વર્ષથી આપે અયોધ્યા

નગરીનું રાજ્ય ઉત્તમ પ્રકારે કર્યું છે; આપનાથી અધિક સારો રાજા અયોધ્યામાં કોણ મળી શકે ? આપની પ્રતિજ્ઞા સત્ય કરવાને હું આનંદથી વનવાસ જાઉં છું. ખરેખર મને રાજ્યની જરા પણ ઇચ્છા નથી. ચૌદ વર્ષ સુધી આપની આજ્ઞા પ્રમાણે વનમાં વિહાર કરીને પુન: આપના ચરણ-સ્પર્શ કરવા આવીશ, એમાં કાંઇ પણ સંદેહ નથી. માટે આપ મને નિ:શંક મનથી આજ્ઞા આપો." તે સાંભળી દશરથ બોલ્યા; —"હે પુત્ર રામ ! જા. તું અરણ્યમાં જા. તારી સર્વ પ્રકારે વૃદ્ધિ થાઓ ! તને કોઇ પણ ઠેકાણે કષ્ટ થાઓ નહિ ! તારો માર્ગ સુખપ્રદ થાઓ ! પણ મારી એક વિનંનિ માન્ય કર. તે એ કે, આજનો દિવસ તું અહીં રહી પડ. આજનો દિવસ તારૂં દર્શન કરી હમે માબાપ થોડું ઘણું સુખ ભોગવીએ. તું આજ હમારી પાસ રહી સર્વ સુખનો ઉપભોગ કર. તારી જે ઇચ્છા હોય તે સર્વ તૃપ્ત કરી તને કાલ સવારે વન મોકલી દઇશું. માટે, મારૂં આટલું સાંભળી તું આજ અહીંજ રહી પડ." રામે ઉત્તર આપ્યો:—"મહારાજ ! આજજ વનમાં જવામાં જે ગુણ, જે લૌકિક, અને સત્ય-પ્રતિજ્ઞા છે તે કાલ જવામાં મને કોણ આપશે ! તમે જે વર કૈકેઇને આપ્યા છે તે તેને સંપૂર્ણ રીતે આપવા એવી મારી ઇચ્છા છે. આપના મનમાં કોઇ શંકા લાવશો નહિ. મને ખરેખર રાજ્યની ઇચ્છા નથી અને મારા મનમાં કોઇ પણ ઇચ્છા અતૃપ્ત રહી નથી. મહારાજા, આમ દુ:ખી થઇ આપ અશ્રુપાત કરો નહિ. સર્વ નદીઓનો સ્વામી મહાસાગર કદી પણ શોક પામતો નથી. મારી એજ પરમ ઇચ્છા છે કે આપનું વચન સત્ય થાય અને આપની પ્રતિજ્ઞા ખોટી થાય નહિ. આપના પગ અને આપના સુકૃતના કસમ ખાઇ હું કહું છું કે મારા મનમાં બીજી કોઇ પણ ઇચ્છા નથી. અને હમારા વિષે તલમાત્ર પણ કાળજી કરશો નહિ. હમે હરણોથી ભરપૂર અને અનેક પક્ષીના મધુર શબ્દોથી ભરેલાં વનમાં આનંદથી રહીશું." એ ભાષણ સાંભળી દશરથ ઉત્તર આપી ન શકયા, પણ પોતાના પુત્રને આલિંગન દઇ તેઓ પાછા મૂર્છા પામ્યા: કઠણ હૃદયની કૈકેઇ શિવાય ત્યાં એકત્ર થયલી સર્વ સ્ત્રીઓ રડવા લાગી; સુમંત્ર પણ રડવા લાગ્યો ; સારાંશ, તે સર્વ ગૃહ શોકથી ભરાઇ ગયું. (અયો. સ. ૩૩-૩૫).

વચનથી બદ્ધ થયલા દશરથથી કાંઇ બોલી શકાયું નહિ. ત્યારે છેવટે તેણે સુમંત્રને આજ્ઞા કરીઃ—"સર્વ ચતુરંગ સેના તૈયાર કર અને રામચંદ્રને વળાવવા મોકલ." ત્યારે રામે વિનંતિ કરીઃ—"મહારાજ, મને વનમાં મુનિવ્રત ધારણ કરી રહેવાનું છે. તેથી મારી પાછળ સૈન્ય મોકલવાની શી જરૂર છે? વનવાસને યોગ્ય એવી વસ્તુઓ જેવી કે કોદાળી-પાવડો અને વલ્કલ મને મળે એટલે બસ." એ શબ્દ સાંભળતાંજ નિર્લજ કૈકેઇએ પોતાને હાથે વલ્કલ આણી સર્વનાં દેખતાં રામની સમક્ષ મૂકયાં. રામે પોતાનાં ઝીણાં વસ્ત્ર ત્યાગ કરી તરતજ તે ઋષિઓને યોગ્ય એવાં વલ્કલ ધારણ કર્યાં. તેવીજ રીતે લક્ષ્મણે પિતા સમક્ષ પોતાનાં ઉંચી કિંમતનાં વસ્ત્ર બદલી તાપસોના જેવો વેષ ધારણ કર્યો. પરંતુ ગરીબ બિચારી સીતા! તેને તો નિત્ય રેશમી વસ્ત્રજ પહેરવાની ટેવ હતી તેથી તેની આગળ મૂકેલાં વલ્કલ કેવી રીતે ધારણ કરવાં તેજ તેને સમજ પડે નહિ! જેમ એકાદ હરિણી પોતાની સામા જાળ પ્રસારેલી જોઇ ગભરાઇ જાય, તેમ તે ધભરાઇ ગઇ અને તે વલ્કલો ઉંચકી, ગાંડા જેવી થઇ, હાથમાં આમતેમ ફેરવી, અશ્રુ-પૂર્ણ નેત્રથી પતિ સામું જોઇ તે બોલીઃ—"શું કરૂં? વનમાંની ઋષિ-પત્નીઓ વલ્કલ કેમ પહેરે છે તે મને ખબર નથી." એમ બોલી તે તરતજ મૂર્છા આવી જમીન પર પડી જશે કે શું એમ લાગ્યું. એક વલ્કલ ગળામાં અને બીજું પેટ આગળ રાખી તે અતિશય લજ્જાકુલ થઇ, નીચું ડોકું કરી રડવા લાગી. પરંતુ એટલામાં રામે તરતજ પાસે જઇ, તેનાં રેશમી વસ્ત્રો પરજ તે વલ્કલો તેના ગળામાં બાંધ્યાં. રામને આ પ્રમાણે પોતાને હાથેજ સીતાના ગળામાં વલ્કલ બાંધતા જોઇને અંતઃપુરની સર્વ સ્ત્રીઓના નેત્રમાંથી ધડધડ અશ્રુ વહેવા લાગ્યાં. તે સર્વેએ તેને કહ્યુંઃ—"હે રામ! સીતા વનવાસનું દુઃખ સહન કરવા યોગ્ય નથી. એને બિચારીને તામસ-વૃત્તિ વિષે શું ખબર? હે રામ! અમારી પ્રાર્થના સાંભળ અને એને અહીંજ રહેવા દે." પરંતુ રામે તેઓનું ભાષણ માન્ય કર્યું નહિ અને સીતાના ગળા આસપાસ વલ્કલોની ગાંઠ બાંધી. સીતાને વલ્કલ પહેરતાં

જોઇ, કુલગુરૂ વસિષ્ઠને પણ પુષ્કળ ખરાબ લાગ્યું, અને તે વલ્કલ નાંખી દેવાનું સીતાને કહી તે કૈકેઇ પ્રત્યે બોલ્યાઃ—"હે અતિ પ્રમત્ત થયલી કૈકેઇ! હે કુલકલંક રાણી! રાજાને છળીને પણ તું તૃપ્તિ પામતી નથી! અને મર્યાદા છોડી આવાં કૃત્ય કરે છે! હે દુષ્ટા! સીતા વનમાં જનાર નથી, એટલુંજ નહિ પણ અહીં રહી રામની જગ્યાએ રાજ્ય કરશે. કારણ **સ્ત્રીઓ પણ પુરૂષોના આત્મારૂપજ છે.** જે પુરૂષ પોતાની સ્ત્રીનો યથાયોગ્ય સંગ્રહ કરે છે તેને તે તેવીજ પૂજ્ય છે. અને જો સીતા વનવાસ જશે તો તેની સાથે હમે અને સર્વ નગર-વાસીઓ જઇશું. સર્વ રાજ્ય, સર્વ સહકુટુંબ અમાત્યો, અંતઃપાળો અને સર્વ દેશની સીમાઓના રક્ષણકર્તાઓ જ્યાં જ્યાં રામ સીતા જશે ત્યાં ત્યાં જશે. એટલુંજ નહિ, પણ ભરત સુદ્ધાં શત્રુઘ્ન સહિત વલ્કલ ધારણ કરી જ્યાં રામ રહેતા હશે ત્યાં જશે. પછી તું ખુશીથી આ શૂન્ય નગરીમાં નિશ્ચલ અને નિર્જીવ ઝાડોને લઇ તેના પર રાજ્ય કર. હે દુષ્ટે! **જ્યાં રામ નથી તે રાજ્ય કદી પણ ટકવાનું નથી; જ્યાં રામ જઇને રહેશે ત્યાં અરણ્ય હશે તો તે પણ થોડી વખતમાં આનંદથી ભરેલા રાજ્યમાં ફેરવાઈ જશે.** જો ભરત દશરથનો પુત્ર હશે તો તે કેવળ જબર જસ્તીથી આપેલું યુવરાજ્ય-પદ કદી પણ ભોગવવા કબૂલ થશે નહિ, કિંવા તને માતા પ્રમાણે પણ માનશે નહિ. તું આકાશ પાતાળ એક કરીશ તો પણ તે તારૂં માનનાર નથી; અને પોતાના કુળને તે કોઇ પણ દિવસ કલંક લગાડશે નહિ. માટે હે દુષ્ટા! આ કૃત્ય તેં તારા છોકરાઓ માટે મૂર્ખાંઇથી કરેલું છે તે વ્યર્થ છે. કારણ એવો એક પણ મનુષ્ય તને મળી શકશે નહિ કે જેની ભક્તિ રામ પર હશે નહિ; પછી ભરતની તો શી વાત? આજજ જો! સમગ્ર અયોધ્યા રામની સાથે વનવાસ જશે. ઝાડો સુદ્ધાં રામ તરફ પોતાનાં મુખ ફેરવશે. એ રામને તેં વનવાસ મોકલ્યા અને તેની સાથે સીતા દેવીનો પણ છળ કરે છે, એ તારૂં કેટલું દુષ્ટપણું છે? માટે એમ કર નહિ. હે ગાંડી, આ પતિ-પરાયણ વહુને ઉત્તમોત્તમ વસ્ત્રાલંકાર આપ અને આ વલ્કલ પાછાં લઇ જા." એમ કહીને વસિષ્ઠે સીતાએ પહેરેલાં વલ્કલ કહાડી લીધાં.

વસિષ્ઠનું આ ભાષણ સાંભળીને દશરથને ઘણું ખરાબ લાગ્યું. તેણે કૈકેઇનો ધિક્કાર કરી કહ્યું—:" હે ચાંડાળણી, રામે કદાપિ તારો અપરાધ કર્યો હશે, પણ સીતાએ તારો શો અપરાધ કર્યો છે? રામને વનવાસ મોકલ્યો તેજ પાપ બસ છે. વધારે પાપ શું કરવા કરે છે? તને પૂર્વે કબૂલ કર્યા પ્રમાણે મેં તારી માંગણી સ્વીકારી છે. હવે સીતાનો વ્યર્થ છળ કરી તારે નરકમાં જવાની ઇચ્છા છે કે કેમ? હે સુમંત્ર! ઉત્તમમાં ઉત્તમ એવાં વસ્ત્ર અને અલંકાર આણ; અને આ પરમ ઉદાર એવી રાજકન્યા પોતાના પતિ સાથે વનવાસ જાય છે તેને વસ્ત્રાલંકાર આપી આપણે ધન્ય થઇયે." એમ બોલીને તેણે સીતાને વર્ષો ગણીને ચૌદ વર્ષ સુધી ચાલે તેટલાં વસ્ત્રાલંકાર આપ્યાં. પછી રામચંદ્ર, લક્ષ્મણ અને સીતા એ ત્રણેએ દશરથના પાયપર ડોકાં મૂકયાં અને તેમની પ્રદક્ષિણા કરી તેમને છેલ્લી સલામ કરી. રામે જતાં જતાં હાથ જોડી પિતાની વિનંતિ કરીઃ—" હે મહારાજ! આ મારી વૃદ્ધ માતુશ્રી કૌશલ્યા મારા વિરહથી શોકરૂપી સાગરમાં ડુબી જશે, તેની સંભાળ રાખજો. એ તમારી નિંદા કરશે નહિ અને એનાથી અપમાન સહન થશે નહિ." એમ કહી તેણે માતાની પણ રજા લીધી. એટલે અશ્રુપૂર્ણ નેત્રોથી દશરથ સુમંત્રને કહેવા લાગ્યાઃ—" હે સુમંત્ર! રથ તૈયાર કર. અને રથમાં બેસાડી રામને આપણા રાજ્યની હદપર્યંત પહોંચતા કર. અમે માબાપ આ વીર અને સાધુ પુત્રને વિનાકારણ હદપાર કરીયે છીયે. તો ગુણવાન પુત્રનો એટલો તો સત્કાર કરીયે! સુમંત્ર, ઉત્તમ ઘોડા જોડી જલદીથી રથ લઇ આવ." તે આજ્ઞા પ્રમાણે રથ તૈયાર થઇ આવતાંજ રામ પિતાને નમસ્કાર કરી બહાર પડ્યા. લક્ષ્મણે પોતાની માતાની રજા લીધી ત્યારે તે વીરમાતા બોલ્યાંઃ—" હે લક્ષ્મણ, **રામને દશરથને ઠેકાણે ગણજે. મારે ઠેકાણે સીતાને ગણજે અને અરણ્યને અયોધ્યા સમાન ગણજે.** એટલે તને કોઇપણ પ્રકારે દુઃખ થશે નહિ. તું ખુશીથી વનમાં જા" ( અ. સ. ૩૬–૪૦ ).

રામ, લક્ષ્મણ અને સીતા રાજમહેલમાંથી બહાર પડી રથમાં બેઠાં. રથમાં સીતાનાં વસ્ત્રાલંકાર તેમજ આયુધ, ખડ્ગ ચર્મ વિગેરે આણી

મૂક્યાં પછી સુમંત્રે ઘોડાને હાંકવા માંડયા. રથ ચાલવા લાગ્યો એટલે હજારો લોક રથની ચારે બાજુએ ફરી વળ્યાં. સ્ત્રીઓ, છોકરાં તેમજ વૃદ્ધ માણસો સહિત સર્વ અયોધ્યા નગરી તેની પાછળ દોડી! કોઇ રથની આગળ તો કોઇ પાછળ તો કોઇ બાજુએ ટંગાયલા હોવાથી રથ ચાલી શકે નહિ! "હે સુમંત્ર, ઘોડાની લગામ ખેંચી પકડ! હમને રામનું મુખારવિંદ એક વખત જોવા દે. કૈકેયીનું હૃદય પાષાણનું છે; કારણ તે આવા સત્પુત્રને વનમાં મોકલે છે. ધન્ય! ધન્ય! સીતા દેવી! કે જે પોતાના ધણી સાથે છાયા પ્રમાણે જવા નિકળી છે!" વિગેરે વિલાપ કરતા પ્રજાજનો રથની સાથે દોડવા લાગ્યા. એટલામાં દશરથ રાજા પણ, "હે રામ! એકવાર તારૂં મુખ જોવા દે," એમ બોલતા સ્ત્રીઓસહિત અંતઃપુરમાંથી બહાર દોડતા દોડતા આવ્યા. જ્યાંસુધી રામ સમક્ષ ઉભા હતા ત્યાંસુધી તેના વિયોગનું દુઃખ દશરથને લાગ્યું હતું નહિ; પણ જ્યારે રામ રથમાં બેસી ગયા એમ જાણ્યું ત્યારે તેના હૃદયમાં વિરહાગ્નિ સળગી ઉઠ્યો અને તે મહેલમાંથી બહાર નિકળ્યા. સેંકડો શેહેરીઓ રથને વળગી રહેલા હતા, તે જોઇને તો તેનું દુઃખ બમણું વધ્યું અને તેણે 'શિવ, શિવ,' કહી પોતાનો દેહ જમીન પર પટક્યો. રથની પાછળ દૂર આક્રોશ થતો સાંભળી, રામે પાછું ફરી જોયું એટલે પિતાશ્રીની કરૂણાજનક મૂર્તિ તેની દૃષ્ટિએ પડી! ત્યારે હવે શું કરવું તે તેને સુઝે નહિ. છેવટે તેણે સુમંત્રને કહ્યું કે 'રથ હાંક.' પણ લોક એમ બૂમ મારવા લાગ્યા કે "સુમંત્ર, ઉભો રહે." આ બન્ને વાત કરવી એ અશક્ય થઇ પડયું. રામથી પણ પોતાનાં પગે ચાલતાં આવતાં માબાપ તરફ જોઇ શકાતું નહતું. "હે સુમંત્ર! જલદીથી રથ હાંક!" એમ પુનઃ તેણે ઘણી લાગણીથી સુમંત્રને કહ્યું એટલે રથ ચાલુ થયો. જેમ એક તરત વીયાયલી ગાય પોતાના વાછરડાંને કોઇ લઇ જાય ત્યારે ઓરડે અને પાછળ દોડે, તેજ પ્રમાણે રામની માતા "રામ, ઉભા રહો," એમ બોલતી રથ પાછળ દોડી. દશરથ રાજા, રથ દેખાતો હતો ત્યાં સુધી રથ પર દૃષ્ટિ રાખી, રથ પાછળ જતા હતા. છેવટે અમાત્યોએ વિનંતિ કરીઃ—"મહારાજ, જે જલદીથી પાછા આવે એવી

આપણો ઇચ્છા હોય તે માણસને વળાવવા બહુ દૂર જવું નહિ." એમ કહી જબરજસ્તીથી તે મા-બાપને થોભાવી રાખ્યાં. છેવટે રથ દિસતો બંધ થતાંજ દશરથને મૂર્છા આવી રસ્તામાં પડી ગયા. શોકથી સંતપ્ત થયલા અને ધૂળથી ભરેલા પોતાના પતિને કૌશલ્યાએ બરોબર બેઠા કર્યા. ત્યારે ગદ્ગદ સ્વરે રાજાએ ધીમેથી કહ્યું:--"મને કૌશલ્યાના મંદિરમાં લઇ જાઓ. બીજે કોઇ પણ સ્થળે મને શાંતિ મળશે નહિ." ત્યારે પરિચરોએ રાજાને હલકેથી કૌશલ્યાના મંદિરમાં લઈ જઈ કોચપર સુવાડયા. તે મંદિરમાં પહોંચતાંજ દશરથનું ચિત્ત અધિકાધિક ભમવા માંડયું. "હે રામ! આખરે તું હમને છોડી ગયો ને!" એમ બોલી મોટે સ્વરે તે રોવા લાગ્યા. "તે લોકને ધન્ય છે, કે જેઓ તું ૧૪ વર્ષ પછી આ નગરમાં પાછો આવશે ત્યારે તારૂં મુખ જોવા પામશે! ધન્ય સીતા દેવી અને પુત્ર લક્ષ્મણને! તેઓ મારા રામના નિરંતર સહવાસનું સુખ લઇ શકે છે!" એમ બોલતા અને વારંવાર નિશાસા મૂકતા દશરથ રાજા શોક કરવા લાગ્યા. એટલામાં સાંજ પૂરી થઇ રાત પડી. મધ્યરાત્રીને સુમારે દશરથ હાથ પસારી બોલ્યા:-- "હે કૌશલ્યા, તારૂં રૂપ મને દેખાતું નથી. તું મારી પાસ બેઠેલી છે કે નહિ? મારા વાંસાપર હાથ ફેરવ. કૌશલ્યા! મારો જીવ તેમજ મારી દૃષ્ટિ રામચંદ્રની પાછળ ગયાં છે તે હજી સુધી પાછાં આવતાં નથી! હે દુષ્ટ કૈકેઇ! તું મારી સ્ત્રી નથી અને આજથી હું તારો પતિ નથી! તારાં સગાં વહાલાં મારાં સગાં વહાલાં નથી! હે દુષ્ટા! રામને વનવાસ કહાડી તેં મારા પર આવું વેર લીધું!" ઇત્યાદિ નાના પ્રકારના વિલાપ કરતાં, તેમજ તેથી પણ વધારે શોકયુક્ત એવા કૌશલ્યાના વિલાપ સાંભળતાં, તે વૃદ્ધ દશરથની રાત વીતી ગઇ (અ. સ. ૪૧-૪૪).

આ તરફ રામચંદ્રે શહેરીઓનાં મનનું જેમ તેમ કરી સમાધાન કર્યું અને રથ ચાલુ કર્યો. તો પણ તેની પાછળ અનેક વિદ્વાન બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો જતા હતા. તેને જોઇને રામને ઘણું દુઃખ થયું. અને રથમાંથી ઉતરી તેઓ તેમની સાથે પગે ચાલવા લાગ્યા. તે વખતે બ્રાહ્મણોએ તેમનાંપર પોતાનાં **વાજપેય** યજ્ઞનાં છત્રો ધર્યાં. લોકોનું

સર્વ પ્રકારે સમાધાન કરતાં જતાં જતાં સાંજને સુમારે તમસા નદી આવી લાગી; એટલે 'આપણે અહીંજ મુકામ કરીએ' એમ કહી રામે સુમંત્રને ઘોડા છોડવાની આજ્ઞા કરી. રાત્રે સર્વ લોકોએ સંધ્યાદિ કર્મ આટોપી લઇ ફક્ત જળપાન કર્યું. સુમંત્રે રામ માટે પર્ણ-શય્યા તૈયાર કરી. પ્રભાતે રામે લક્ષ્મણને ઉઠાડી કહ્યું:—"આ બિચારા પ્રજાજને ઝાડો નીચે સુઇ રહ્યા છે. એ જાગે તે પહેલાંજ આપણે રથમાં બેસી ચાલ્યા જઇયે, એટલે તેઓ અયોધ્યા પાછા ફરશે. નહિ તો તે જવાના નથી." એ સાંભળી સુમંત્રે તરતજ રથ સજ્જ કર્યો; અને ત્રણે પરોઢીયામાં નિકળી પડયાં, અને ત્વરિત ગતિથી દૂર નિકળી ગયાં. અનેક ગામોની દૂર હદો અને અનેક સુગંધી પુષ્પથી ભરેલાં વનો પસાર કરી, તે આગળ ચાલ્યાં. રથના ઘોડાઓ અતિશય વેગથી ચાલતા હતા, તોપણ પોતાની સાથે આવેલા પ્રજાજનોની બીકથી, રામના મનમાં એમ લાગતું કે રથ ઘણોજ ધીમે ચાલે છે. આ પ્રમાણે સૂર્યોદય થતાં સુધીમાં તેઓ પુષ્કળ દૂર નિકળી ગયા; બાદ તેઓ વેદશ્રુતિ નામની પવિત્ર નદીપર આવી લાગ્યા. તે ઠેકાણે સ્નાન સંધ્યાદિ આટોપી તેઓ પુનઃ આગળ ચાલવા લાગ્યા. શીતવહા નદી ઓળંગી પછી ગોમતીના તીરપર, કે જ્યાં હજારો ગાયો ચરી રહી હતી, ત્યાં તેઓ આવી પહોંચ્યા. ગોમતીનો વિસ્તીર્ણ પટ ઓળંગી દક્ષિણ દિશામાં ધન્ય-ધાન્યાદિથી સમૃદ્ધ એવા કોસલ દેશમાં તેઓ આવી પહોંચ્યા. કોઇ પ્રકારનો ભય ન હોવાથી ગામે ગામના લોકો આનંદિત, સંપત્તિ સમૃદ્ધિવાળા અને સંતુષ્ટ દિસતા હતા. ઠેક-ઠેકાણે ચૈત્ય-યૂપો દેખાતાં હતાં; મોટાં મોટાં આમ્રવૃક્ષોની વાડીઓ જોતા જોતા, પાણીથી ભરેલાં તળાવોની પાળોપર હૃષ્ટ પુષ્ટ જનોના નમસ્કાર ગ્રહણ કરતા, તે લોક આગળ વધતા છતાં ગાયોનાં ટોળાંથી વારંવાર તેઓનો રથ અટકાવવો પડતો; એમ કરતાં સંધ્યાકાળને સુમારે તેઓનો રથ કોસલ દેશ વટાવી ગયો. પછી થોડાજ વખતમાં ઋષિગણથી સેવિત એવો ત્રિપથગા ભાગીરથીનો પવિત્ર પટ તેઓને દેખાવવા લાગ્યા. એટલામાં શૃંગવેર પુર પાસે રથ આવી ચઢ્યો. આ નાનું સંસ્થાન ભીલોનું હતું, અને ત્યાં રામનો પ્રિય મિત્ર ગુહ રાજ્ય કરતો હતો. તેને બાતમી લાગતાંજ તે

પોતાના વૃદ્ધ અમાત્યો સહિત રામની સામે મળવા આવ્યો. "હે સુમંત્ર! આવો, આપણે પુષ્પ–ફળથી ભરેલાં ઇંગુદી વૃક્ષની નીચેજ આપણો મુકામ કરીયે." એમ રામે આજ્ઞા કરતાંજ સુમંત્રે તે ઝાડ પાસે જઇ રથ છોડયો, અને ઘોડાઓને પાણી પાઇ, ચાકરી કરી, જવ ખવડાવ્યા. પછી રામ લક્ષ્મણે સાયં–સંધ્યા કરી ફકત પાણી પાન કર્યું. પછી સુમંત્ર અને લક્ષ્મણે રામની શય્યા તૈયાર કરી. લક્ષ્મણે રામ અને સીતાના પાદ––પ્રક્ષાલન કર્યાં અને પછી પોતે એક દૂર ઝાડ નીચે સુમંત્ર સાથે વાત કરતા અને ચોકી કરતા બેઠા. ગુહ રાજાએ પણ તેઓની સાથે સર્વ રાત્ર જાગરણમાં કાઢી; આખી રાત રામચંદ્રનું અદ્દભૂત આત્મ–સંયમન, દશરથની વૃદ્ધાવસ્થા, કૈકેયીની દુષ્ટતા પુર–જનોનો પ્રેમ ઇત્યાદિનું વર્ણન લક્ષ્મણના મુખથી ગુહ રાજા મોટી ઉત્સુકતાથી સાંભળતા હતા. પ્રાતઃકાળ થતાંજ લક્ષ્મણને રામે હાંક મારીઃ––"ઉઠ, રાતનો વખત પૂરો થયો; જો આ કૃષ્ણ કોકિલ બોલવા માંડયાં છે; રાનમાંથી મયૂરનો સ્વર સંભળાય છે; આપણે જલદીથી ગંગા ઉતરી પેલે પાર જઇયે." પછી બન્ને ભાઇઓ પ્રાતઃકર્મ આટોપી લઇ ચર્મ, ખડ્ગ અને ધનુષ્ય–બાણ લઇ તૈયાર થયા અને ધીમે ધીમે ગંગાના કિનારા તરફ ચાલ્યા. ગુહનાં આદમીઓ નાવ લઇ તૈયાર ઉભાંજ હતાં. એટલામાં સુમંત્રે આગળ આવી હાથ જોડી વિનંતિ કરીઃ––"રાજપુત્ર, મારે શું કરવું તે વિષે તમે મને આજ્ઞા કરો!" રામ બોલ્યાઃ––"તું અહિંથી પાછો વળ અને અયોધ્યા નગરીમાં જઇ મારા વૃદ્ધ, આર્ય અને જીતેંદ્રિય પિતાને જઇ મારા નમસ્કાર કહીને મારી તરફથી કહેજે કે, 'હે મહારાજ, હમે વનમાં જઇયે છીયે, કિંવા અયોધ્યા નગરી છોડવી પડી, તે બદલ મને કે લક્ષ્મણને તલમાત્ર દુઃખ થતું નથી. હમે ૧૪ વર્ષ વનવાસ પૂરો કરી પુનઃ આપના ચરણનાં દર્શન કરવા પાછા આવીશું. આપ તલમાત્ર પણ દુઃખ કરશો નહિ.' એમ રાજાની વિનંતિ કરી મારી માતાઓ કૌશલ્યા, સુમિત્રા, તેમજ કૈકેયી એ સર્વનું સમાધાન કરજે; અને હું ખુશીમાં છું અને આપને નમસ્કાર કરૂં છું એમ કહેજે. ભરત આવે એટલે મારી તરફથી તેને આલિંગન કરી મારો સંદેશો કહેજે કે, 'રાજાની અને સર્વ માતૃજનની કાળજી

"શ્રીરામનો સંદેશો."—



"હે સુમંત્ર ! તું પાછો જઈશ નહીં તો કૈકેયીનું સમાધાન થશે નહીં." (પૃ.૭૮ ૬૩)

રાખજે. પિતાને જે જે પ્રિય હોય તે કરતો રહે. અને રાજ્યનું કામ લક્ષ લગાડીને કરજે કે જેથી તને આ લોક તેમજ પરલોકમાં સુખ પ્રાપ્ત થશે." આ પ્રમાણે સંદેશો સાંભળતાં સાંભળતાં સુમંત્ર રડવા લાગ્યો અને હાથ જોડી બોલ્યો:—" હે રામ, હું આપની સાથે આવું છું; મને પાછો મોકલો નહિ." ત્યારે તેને પણ સમજાવી રામે કહ્યું:—"હે સુમંત્ર! તું પાછો જઇશ નહિ તો કૈકેયીનું સમાધાન થશે નહિ. રાજાની પ્રતિજ્ઞા સત્ય થયા બદલ તેણીની ખાત્રી કરવા ખાતર તારે પાછું જવું અવશ્ય છે. માટે મારી ખાતર તું પાછો જા. મારા માટે તું કાળજી કરીશ નહિ." આ રીતે સુમંત્રનું સમાધાન કરી રામે ગુહ રાજાને કહ્યું:—" હવે આગળ હમારે નિર્જન વનમાં વાસ કરવાનો છે. માટે મુનિજનોને યોગ્ય એવે વિધિ કરવો જોઇએ. માટે વડનું દુધ લઇ આવ. એટલે જટા ધારણ કરી, હમે વનવાસ આરંભી પિતાનું વચન પૂર્ણ કરીએ." એવી આજ્ઞા થતાંજ ગુહ રાજા વડની સફેદ ચીક એક વાસણમાં કહાડી લઇ આવ્યો. તે ચીક પોતાને હાથે રામે કેશમાં લગાવી માથાપર જટા ધારણ કરી અને લક્ષ્મણના માથાપર પણ તેજ પ્રમાણે જટા બાંધી! આ પ્રમાણે વલ્કલ ધારણ કરનારા અને જટા બાંધેલા તે રાજપુત્રો મહાન્ તપસ્વી ઋષિકુમાર જેવા શોભવા લાગ્યા. પછી ત્વરા કરી રામ ગંગાના તીરપર જઇ પહોંચ્યા અને પ્રથમ સીતાને નાવમાં બેસાડી પાછળથી તે બન્ને બંધુઓ નાવમાં બેઠા. માછીઓને ગુહરાજાની આજ્ઞા થતાંજ તેઓએ નાવ હંકાર્યું અને જલદીથી હલેસાં મારી તેઓએ નાવ સામે કિનારે પહોંચાડયું. સારી જગ્યાએ નાવ ઉભું કરી, રામ, લક્ષ્મણ અને સીતા તેમાંથી ઉતર્યાં અને તેઓએ પોતાના વનના પ્રવાસનો આરંભ કર્યો. "હે લક્ષ્મણ, તું આગળ ચાલ; સીતા મધ્યે ચાલશે અને હું તમારા બન્નેનું રક્ષણ કરવા પાછળ ચાલું છું. આજથી સીતાને વનવાસના દુ:ખનો ખરો અનુભવ મળશે. ખેતર, વાડી, બાગ વિગેરે હવે દૃષ્ટિએ પડશે નહિ. માણસ ભાગ્યેજ દૃષ્ટિગોચર થશે. સપાટ જમીન હવે જોવા મળશે નહિ; હવેજ વનનું ખરૂં સ્વરૂપ સમજાશે." ઇત્યાદિ ભાષણોથી સીતાનું સાંત્વન કરતા કરતા રામ ચાલવા લાગ્યા. થોડા વખત પછી ત્રણેને પુષ્કળ ભૂખ લાગી. તેઓને એ

દિવસનો ખડખડીત અપવાસ હતો. રામે જતાં જતાં ચાર મૃગ મારી આણ્યાં અને એક મોટા વૃક્ષ નીચે મુકામ કર્યો. સંધ્યાકાળ થઇ હોવાથી તે લોકોએ ત્યાંજ મુકામ કર્યો. સાયં-સંધ્યા કરીને રામ લક્ષ્મણે જમીન-પર પાંદડાં પાથરી શય્યા કરી સુવાની તૈયારી કરી. "વસ્તીવાળો પ્રદેશ છોડી નિર્જન અરણ્યમાં આપણી આ પહેલીજ રાત છે. માટે સાવધ રહેવું જોઇયે." એમ કહી રામ, લક્ષ્મણ અને સીતા ઘણા વખત સુધી અયોધ્યા વિષે વાત કરતાં કરતાં બેઠાં. કૈકેયી દશરથના પ્રાણ લેશે કે શું ? આપણાં માતુશ્રીને કેટલું દુઃખ થયું હશે ? કમનસિબ કૌશલ્યા મારા વિરહથી આપણે વનવાસથી પાછા આવ્યા પછી જીવતી મળશે કે નહિ ? હું કેવો અભાગી પુત્ર કે મારે માતાને આવું દુઃખ દેવું પડે છે ? વિગેરે અનેક પ્રકારનો વિલાપ કરતાં તેઓએ રાત્રિ પૂરી કરી.

પ્રાતઃકાળે ઉઠીને તે ત્રિવર્ગ પુનઃ માર્ગક્રમણ કરવા લાગ્યાં. અનેક રમણીય સ્થળ જોતાં જોતાં બે પ્રહર વીતી ગયા બાદ તેઓને ભરદ્વાજ ઋષિનો આશ્રમ દૂરથી દેખાવવા લાગ્યો. આ આશ્રમ ગંગા-યમુનાના સંગમપર, એટલે પ્રયાગ ક્ષેત્રપર આવેલો હતો. દૂરથીજ ગંગા તથા યમુનાના પ્રવાહના એકમેક સાથે અથડાવવાનો પવિત્ર અવાજ તેઓના કાનમાં પડવા માંડયો એટલે રામચંદ્ર બોલ્યા:--"હે લક્ષ્મણ ! આ બે નદીના પ્રવાહ અથડાવવાથી થતો અવાજ સંભળાય છે તે સાંભળ ! આ ગાઢ ઝાડીમાંથી ધુમાડો નીકળે છે તેપરથી ખાત્રી થાય છે કે આપણે ભગવાન ભારદ્વાજ ઋષિના આશ્રમ પાસ આવી પહોંચ્યા છીયે." થોડા વખતમાં આશ્રમ આવી પહોંચ્યો, અને ઋષિઓએ આણી મૂકેલા લાકડાંના ભારા દેખાવવા લાગ્યા. પશુ પક્ષીઓ રામ લક્ષ્મણનાં ધનુષ્ય બાણ જોઇ બીકથી રસ્તો છોડી નાસવા માંડયાં. જુદી જુદી નાની નાની પર્ણકૂટિઓ દેખાવા લાગી. થોડાજ વખતમાં તેઓ આશ્રમ પાસે આવી પહોંચ્યા અને શિષ્ય-પાસ ભરદ્વાજ ઋષિને પોતાની વર્દી કહેવડાવી. રામ લક્ષ્મણ અને સીતાએ આશ્રમમાં જઇ ભરદ્વાજ મુનિને નમસ્કાર કર્યા. રામે પોતાનું નામ અને હકીકત કહી એટલે ભરદ્વાજ ઋષિએ તેનો મધુપર્કથી આદર કરી તેને નાના પ્રકારનાં રાની ફળો અને અન્નરસ ખાવા આપ્યાં અને તેને રહેવાની

સગવડ કરી આપી. પછી ભરદ્વાજ ઋષિ બોલ્યાઃ—" તને જોયાને ઘણાં વરસ થયાં. તને વનવાસ કયાંથી પ્રાપ્ત થયો ? તેનું કારણ મને કયારનુંએ માલુમ પડયું છે. તો તને ઠીક લાગે તો અહિંજ વનવાસ કર કિંવા અહિંથી દશ કોશપર યમુના નદીની પેલી બાજુએ ચિત્ર–કૂટ નામનો પર્વત આવેલો છે; તે રમ્ય સ્થાન પણ ગંધ–માદન પર્વત જેવુંજ પવિત્ર છે. જયાં સુધી ચિત્રકૂટ પર્વતનાં શિખરો નજરે પડે છે ત્યાંસુધી મનુષ્યનાં મનો હમેશ પવિત્ર અને કલ્યાણકારક વિચારથી ભરપૂર રહે છે, અને તેઓને મોહ પ્રાપ્ત થતો નથી. વળી તે સ્થળ એકાંત છે. તેથી ત્યાં રહી તને સુખ પ્રાપ્ત થશે. અથવા તો આ પ્રયાગનું સ્થાન પણ રમ્ય અને પવિત્ર છે, તો અહિંજ રહે." રામચંદ્ર બોલ્યાઃ–"હે ભગવાન ! આ સ્થળ અયોધ્યાથી બહુ પાસે છે. મને અહિં રહેવું શકય લાગતું નથી." આ પ્રમાણે થોડો સમય ભાષણ થયા પછી શ્રમિત થયલા તે ત્રિવર્ગે ત્યાંજ રાત-વાસો કર્યો.

પ્રભાતે ભરદ્વાજ ઋષિએ રામ–લક્ષ્મણને જાગૃત કરી તેઓને નિકળવાની તૈયારી કરી અને ઘણા પ્રેમથી તેઓનો સત્કાર કર્યો. " હે રામ ! અહિંથી ગંગા–યમુનાના સંગમપર જઇ, યમુનાને કિનારે કિનારે પશ્ચિમ દિશા તરફ પ્રયાણ કરો; એટલે જયાં નદી પાર ઉતરી શકાય એવાં આછાં પાણી છે તે વાટ કાદવ કીચડવાળી તરત જણાઇ આવશે. ત્યાં નદી પાર ઉતરી આગળ ચાલજો, એટલે એક અત્યંત લીલોછમ એવો વડ આવશે. ત્યાં વિશ્રાંતિ લેજો અથવા તેમના તેમ આગળ જજો. ઘણી વખત એજ રસ્તેથી હું ચિત્રકૂટ ગયેલો છું. આ રસ્તો સુગમ છે તેમજ ત્યાં ગાઢાં અરણ્યો આવતાં નથી." આ પ્રમાણે રસ્તો બતાવી ભરદ્વાજ ઋષિ પાછા ફર્યા. તે રાજપુત્રો અને તે રાજ–કન્યા ઋષિએ બતાવેલે માર્ગે જતાં જતાં ઉપર કહ્યા પ્રમાણે કાલિંદી નદીના તીર્થપર આવી પહોંચ્યા. પછી રામ લક્ષ્મણે નદી ઉતરવા માટે તરાપો તૈયાર કર્યો. સુકાયલાં લાકડાંની એક ભારી કરી તેને ઘાસની દોરીથી બાંધી, સખત કરી, તેઓએ પાણીમાં નાંખી; તેનાપર નાનાં નાનાં ડાળાંપર પલ્લવ પાથરી તેઓએ સીતાને બેસ-

વાની બેઠક તૈયાર કરી. પછી રામે, કિંચિત લાજથી નીચું જોતી પોતાની પ્રિય પત્ની સીતાને હાથમાં ઉંચકી તે તરાપાપર બેસાડી; અને પોતાનાં હથિયારો તેમજ તેનાં વસ્ત્રો તેની પાસે મૂકયાં. પછી તે બન્ને વીરો પાણીમાં ઉતરી તે તરાપાના બે છેડા ઝાલી તરતા તરતા તેને નદીને સામે કિનારે લઈ ગયા. નદીના મધ્ય ભાગમાં આવ્યાં ત્યારે સીતાએ કાલિંદી નદીની પ્રાર્થના કરીઃ—“ યમુના મૈયા ! તમારા પ્રતાપથી મારા સ્વામી ૧૪ વર્ષનો વનવાસ પૂરો કરી પાછા આવશે તો હું તમારી ષોડશોપચારથી પૂજા કરીશ.” તે બન્ને વીરોએ મોટી હોંસથી અને સાવધપણાથી તે તરાપાને સામે કિનારે ઉતારીને સીતાને નીચે ઉતાર્યાં અને ત્રણે જણ રસ્તે ચાલવા લાગ્યાં. ચાલતાં ચાલતાં ભરદ્વાજે વર્ણવેલા વડના ઝાડ આગળ તેઓ આવી લાગ્યા. પછી પુષ્કળ મૃગ મારી તેઓએ પોતાનું ઉદર-પોષણ કર્યું, અને તે દિવસે તેઓએ ત્યાંજ મુકામ કર્યો. બીજે દિવસે સવારે તેઓ સ્નાન સંધ્યાદિ કર્મો પરવારી માર્ગક્રમણ કરવા લાગ્યા. પછી થોડા વખતમાં ચિત્રકૂટ પર્વત દિસવા લાગ્યો. ત્યારે રામ સીતાને આનંદપૂર્વક કહેવા લાગ્યાઃ—“ હે કમળાક્ષિ ! જો આ વૃક્ષો કેવાં પુષ્પોથી ભરાઇ ગયલાં છે. આ ફુલેલા મધુક વૃક્ષપર જાણે કે દિવાજ સળગી રહ્યા છે ! કિંશુક ( કેસુડાં ) નું વૃક્ષ તો લાલ પુષ્પથી કેવું સુશોભિત દિસે છે ! આ જો બીજાં વૃક્ષો ફળના ભારે કેટલાં નમ્ર થયલાં છે ? આ ફળ-ફુલથી ભરેલાં વનમાં આપણું પોષણ સહેલથી થશે. જો ! મોટા મોટા પર્વતોની બાજુઓપર ગાગેરની ગાગેર ભરીને મધ નિકળે એવા મધપુડાઓ લટકી રહ્યા છે ! આ સુંદર પ્રદેશમાં ફુલનાં તો જાણે કે બિછાનાંજ પથરાઇ રહ્યાં છે ! એક તરફ નત્યૂહ પક્ષી બોલી રહ્યાં છે ! તેને બીજી બાજુથી મયૂર પ્રત્યુત્તર આપે છે ! આ ચિત્રકૂટ પર્વતનો સર્વથી ઉંચો ભાગ જુઓ ! અહિં હાથીના મોટાં મોટાં યૂથો પણ દેખાય છે. હે સીતા ! આપણે આ પર્વતપર એકાદ રમ્ય અને ગાઢી ઝાડોવાળી સપાટ જગ્યા શોધી કહાડી ત્યાં મોટા આનંદથી રહીશું. ” એમ બોલતાં બોલતાં તેઓ ચિત્રકૂટ પર્વત પાસે આવી લાગ્યાં. ત્યાં વાલ્મીકિ ઋષિનો આશ્રમ હતો. ત્યાં પ્રથમ જઇને તેઓએ વાલ્મીકિ ઋષિને નમસ્કાર કર્યા અને તે મહર્ષિએ મોટા આનંદ

અને પ્રેમથી તેઓનું આદરાતિથ્ય કર્યું. પછી રામ લક્ષ્મણ પ્રત્યે બોલ્યાઃ- "હે લક્ષ્મણ, સારાં સારા મજબૂત લાકડાં કાપી લાવ અને આપણે માટે પર્ણકુટી તૈયાર કર. આ ઠેકાણે વાસ કરવો એમ મને બહુ મરજી થાય છે. આ જગ્યા મને પસંદ પડી છે." પછી લક્ષ્મણે તાબડતોબ લાકડાં તોડી લાવી, એક સપાટ જગ્યા શોધી કહાડી, ત્યાં પર્ણકુટી ઉભી કરી. તે દૃઢ અને સુંદર પર્ણકુટી જોઇ રામે લક્ષ્મણનાં વખાણ કર્યાં અને કહ્યું:— "હે લક્ષ્મણ! હવે એક મૃગ મારી લાવ, કે આ પર્ણકુટીનું વાસ્તુ આજજ કરીયે. આજનો દિવસ ઘણો સારો છે." આ પ્રમાણે આજ્ઞા થતાંજ લક્ષ્મણ મૃગ મારી લાવ્યા એટલે રામે યથાશાસ્ત્ર હવન કર્યો અને વાસ્તુ કર્યું. અને તે ત્રણે તે ઝુંપડાંમાં આનંદથી દાખલ થયાં. ત્યાં સર્વ પ્રકારની સગવડ કરી લઇ રામે યોગ્ય ઠેકાણે અગ્નિનાં તથા દેવનાં સ્થાનની વ્યવસ્થા કરી. આ પ્રમાણે તે રમ્ય ચિત્રકૂટ પર્વતપર માલ્યવતી નદીને કિનારે તેઓ પર્ણકુટીમાં મોટા આનંદથી રહેવા લાગ્યાઃ અને અયોધ્યામાંથી તેઓને હાંકી મૂકયાં હતાં તેનું દુઃખ તદ્દન ભૂલી ગયાં. (અ. સ. ૫૪-૫૬)

રામ લક્ષ્મણ સીતાસહ નાવમાં બેસી ગંગાપાર જવા લાગ્યા, તે વખતે સુમંત્ર અને ગુહ રાજા અશ્રુપૂર્ણ નયનોથી તેઓની પાછળ જોયાં કરતા હતા. નાવ પેલે પાર પહોંચ્યા બાદ તે ત્રણ જણ કિનારાપર ઉતરી દેખાતાં બંધ થયાં, ત્યાં સુધી તેઓ તે જગ્યાપર સ્તબ્ધ થઇ ઉભા રહ્યા. રામ કદાચિત્ મારૂં સ્મરણ કરશે એવી વ્યર્થ આશામાં સુમંત્ર બે દિવસ સુધી ગુહને ઘેર રહ્યો. છેવટે ભીલો તરફથી તેને ખબર મળી કે રામ પ્રયાગમાં ભરદ્વાજ ઋષિને મળી, આગળ યમુના ઓળંગી, ચિત્રકૂટ પર્વતપર જઇ રહ્યા છે. ત્યારે ઘણા દુઃખથી રથ જોડી, ગુહની રજા લઇ, અશ્રુ પાડતો પાડતો, સુમંત્ર પાછો ફર્યો. તો બીજે દિવસે સાંજે તેને અયોધ્યા નગરી દેખાવવા લાગી. ચારે બાજુથી શૂન્ય એવી તે નગરીની વ્યવસ્થા જોઇને, અને પોતાનું પણ હૃદય શોક-ગ્રસ્ત હોવાથી, તેના મનમાં એમ ભાસવા લાગ્યું કે કદાચ રામના વિરહાગ્નિથી, હાથી, ઘોડા, નગરલોક, અને રાજા સહિત સર્વ અયોધ્યા નગરી બળીને ખાક થઇ તો નથી! ત્યારે ઘોડાને ચાબુક મારતો મારતો મોટી ઝડપથી તે નગરના દરવાજામાં આવી

પહોંચ્યો. તેને દેખતાંજ સેંકડો સ્રીપુરૂષ તેની આગળ દોડી આવ્યાં અને "હે સુમંત્ર ! રામને ક્યાં મૂકી આવ્યો ?" એમ દીન સ્વરે પૂછવા લાગ્યાં. ત્યારે "મેં તેમને ગંગાતીરે પહોંચાડયા પછી રામ, લક્ષ્મણ, સીતા નદીપાર ઉતર્યાં અને તેની આજ્ઞાથી હું પાછો ફર્યો," એમ તેણે કહ્યું. તે સાંભળતાંજ સર્વ લોકો, "હા ધિક્ ! ધિક્ ! રામ ગંગાપાર ગયા," એમ પોકારી શોક કરવા લાગ્યા. સુમંત્રનો શોક પણ તેના હાથમાં રહ્યો નહિ, અને તે આંખે લૂગડું દઇ, મોટી મુશ્કેલીથી, રથ રાજમહેલ આગળ હાંકી લઇ ગયો. રથમાંથી ઉતરી, મહેલના સાત ચોક ઓળંગી, તે આગળ ગયો. એટલે અંતઃપુરની સ્રીઓ ચારે પાસથી, 'સુમંત્ર એકલોજ પાછો આવ્યો,' એમ કહેતી તેની તરફ દીન મુદ્રાથી અને અશ્રપૂર્ણ નેત્રોથી જોવા લાગી. છેવટે આઠમાં ચોકમાં પાંડુર-ગૃહમાં પુત્રશોકથી કૃશ અને દીન થયલા રાજા સામે જઇ તેણે તેને પ્રણામ કરી રામનો સંદેશો કહી સભળાવ્યો. એક પણ શબ્દ ન બોલતાં તે સંદેશો રાજાએ સાંભળી લીધો. છેવટે શોકનો આવેશ ન સહન થવાથી 'હે રામ !' એ શબ્દ બોલી દશરથ રાજા મૂર્છિત થઇ નીચે ઢળી પડયા. ત્યારે અંતઃપુરમાં એકદમ કોલાહલ થઈ રહ્યો. સર્વ સ્રીઓ બાહુ ઉંચા કરી શોક કરવા લાગી. સુમંત્ર અને કૌશલ્યા બન્નેએ મળી રાજાને ઘણા કષ્ટથી બેઠા કર્યા. પછી તેને કૌશલ્યાએ કહ્યું:—"હે મહારાજ ! આ દૂત, દુષ્કર કામ કરનારા રામનો સંદેશો લઇ, આવેલો છે. એની સાથે આપ કાંઇ પણ બોલતા કેમ નથી ? પ્રથમ આવો ભયંકર અપરાધ કરી હવે આપ કેમ દુઃખ કરો છો? જેની બીકથી તમે રામચંદ્રની કાંઇ પણ ખબરઅંતર પૂછતા નથી તે કૈકેયી અહિં નથી. આપ કાંઇ પણ શંકા ન કરતાં બોલો." એમ બોલતાં બોલતાં કૌશલ્યા પોતેજ શોકાવિષ્ટ થઇને મૂર્છા ખાઇ જમીનપર પડયાં. રાજ્ય મહેલમાં ઉછળી રહેલો આ શોક-સાગર જોઇને સુતે ભારે મુશીબતથી તે બન્નેનું સમાધાન કર્યું. "હે સૂત ! હમને રથમાં બેસાડીને રામ પાસ લઇ જા; નહિ તો હમારા પ્રાણ નિકળી જશે." એમ દશરથ બોલવા લાગ્યા ત્યારે સુમંત્રે તેમને વિનંતિ કરી:—"મહારાજ ! રામ આપની

પ્રતિજ્ઞા આનંદથી પાળે છે. આજ વનવાસમાં તેમને કોઇ પ્રકારનું દુઃખ નથી. સીતા પણ રામનો હાથ ઝાલી અરણ્યમાંનાં ફુલઝાડ જોતાં જોતાં અને ફુલનાં નામ પૂછતાં પૂછતાં આનંદથી ફરે છે. સિંહ, વાઘ વિગેરેને જોઇને પણ તેને બીક લાગતી નથી. માટે આપ સંતાપ કરો નહિ. ચૌદ વર્ષ વનવાસ પૂરો કરી, રામ, લક્ષ્મણ અને સીતા સુખે પાછાં આવી આપના ચરણનું વંદન કરશે." વિગેરે પ્રકારે તેઓનું સાંત્વન કરી સુમંત્ર ચાલતો થયો. પણ તે સાંત્વનની કાંઇ પણ અસર થઇ નહિ. તે મા-બાપ એક સરખો વિલાપ કરતાં એકમેકના દુઃખે વધારે દુઃખી થતાં હતાં! મધ્ય રાત્રીના સુમારે દશરથ રાજા કૌશલ્યાને કહેવા લાગ્યાઃ-- "દેવી કૌશલ્યા! મને હાલ મારા નાનપણની એક વાત યાદ આવે છે. હું તે વખતે નાનો હતો, તારી સાથે લગ્ન પણ થયાં ન હતાં. એક દિવસે વર્ષાઋતુમાં સૂર્ય દક્ષિણ દિશામાં ગયો હતો અને ગરમી દૂર થઇ પાણીનાં ભરેલાં વાદળાંઓ આકાશમાં દોડવા લાગ્યાં હતાં. ત્યારે દેડકા, મોર વિગેરે જનાવરોને આનંદ થતો હતો. પક્ષીઓ પણ ઘણે દિવસે સ્નાનનો લાભ મળ્યાથી પાંખ ચ્હોંટી ગયાથી ઘણી મુશ્કેલીથી ઉડવા માંડયાં. વૃક્ષો, પાણી અને પવનથી તૃપ્ત થઇ ગયાં. જ્યાં ત્યાં જળમય થઇ રહ્યું. ડુંગરોપર સફેદ અને લાલ રંગના પાણીઓના મોટા ધોધવાઓ ભસ્મ લાગેલા સર્પ પ્રમાણે લટકવા લાગ્યા. આવા આનંદદાયક વખતે ધનુષ્ય બાણ લઇને રથમાં બેસી હું મૃગયા કરવા શરયુ નદીના કિનારાપર ગયો. રાત પડી ગઇ હતી. અને એકાદ હાથી, જંગલી પાડો, અથવા બીજાં કોઈ જનાવર પાણી પીવા ત્યાં આવશે એમ મનમાં ધારીને હું અંધારામાં શર-સંધાન કરી બેસી રહ્યો હતો. એટલામાં પાણીની ગાગેર ભરાતી હોય એવો "ગુડ, ગુડ" શબ્દ મારા કાનપર પડયો. એટલે કોઇ હાથી પાણી પીયે છે એમ મને લાગ્યું. એપરથી શબ્દપર તાકીને મેં અંધારામાં બાણ સચોટ માર્યું. તો 'અરર, મરી ગયો!' એવો શબ્દ મારે કાને પડયો, અને કોઇ માણસ પાણીમાં પડયો હોય એમ મને લાગ્યું. ત્યારે ઘણાં દુઃખ અને બીકને વશ થઇ જઈને જોયું તો એક જટાધારી પુરૂષ વિહ્વળ થઇ પડયો છે એમ મને માલમ પડયું. પછી તે બોલ્યોઃ--" મારા જેવા વનમાં રહેનારા મુનિને મારવો એ તને

ઉચિત છે કે ? મારી વાત તો જાણે જવા દે. મારા મરણ માટે મને જરા પણ દુઃખ લાગતું નથી. પણ મારાં વૃદ્ધ અને અંધ માબાપ પાસેના આશ્રમમાં રહે છેઃ તેનું મેં આજસુધી પોષણ કર્યું : હવે તેની શી સ્થિતિ થશે ?" આ શબ્દ સાંભળતાંજ મારા હાથમાંથી ધનુષ્ય-બાણ ગળી પડયાં. છેવટે તે મુનિપુત્ર બોલ્યોઃ--" આ પગ રસ્તો મારા પિતાના આશ્રમ તરફ જવાનો છે. તે રસ્તેથી આ વાસણ ભરી પાણી લઇ જા અને મારાં તૃષાતુર માબાપને પાણી પા. પણ પ્રથમ આ બાણ મારા શરીરમાંથી ખેંચી કાઢ; કારણ મને બહુ દુઃખ થાય છે. " તેપરથી મેં તેનાં શરીરમાંથી બાણ ખેંચી કહાડયું; તેની સાથેજ તપસ્વીએ પોતાના પ્રાણ છોડયા. તે ઘડીએ મને અતિશય શોક થયો. નિરૂપાયે મેં તેના કહ્યા પ્રમાણે ઘડો ભરી લીધો, અને તે આશ્રમ તરફ ચાલ્યો. મારા પગનો અવાજ સાંભળતાંજ તે વૃદ્ધ બોલ્યાઃ-" હે પુત્ર! આટલી બધી વાર કેમ લાગી? વહેલો આવ મુનિ અને હમને પાણી પા. તેં કોઇ પણ દિવસ હમને દુઃખ દીધું નથી. તારા જેવો સુપુત્ર હમને હમારા સુભાગ્યેજ મળ્યો છે." તેઓના આ શબ્દ મને હૃદયમાં બાણની માફક લાગ્યા. પરંતુ બીજો ઉપાય ન હોવાથી ધીરજ રાખી આગળ જઇને હું બોલ્યોઃ—" હું ક્ષત્રિય દશરથ છું. અંધારામાં ચુકીને મારૂં બાણ તમારા પુત્રને લાગ્યું અને તેથી તે મૃત્યુ પામ્યો છે. હે ભગવાન ! મને ક્ષમા કરો. અને તેના કહ્યા પ્રમાણે મેં પાણી આણ્યું છે તે આપ પીઓ." મારૂં આ વજ્રસમાન ભાષણ સાંભળી તે મુનિ " અરે ! પુત્ર ! " એમ બોલી બેભાન થઇ પડયા. થોડી વખતે સાવધ થઇ તે બોલ્યાઃ—" હે ક્ષત્રિય! તેં તારે મ્હોએ મને એ વાત નહિ કહી હોત, તો તારા શિરના હજારો ટુકડા થઇ ગયા હત. હશે, જે થયું તે થયું. હવે હમને હમારો પુત્ર જ્યાં મૃત થઇ પડયો છે ત્યાં લઇ જા." એવી આજ્ઞા થતાંજ હું તેઓને શરયુ નદીને કિનારે લઇ ગયો અને શબપાસે લઇ જઇને તેઓને પુત્રસ્પર્શ કરાવ્યો. તે વખતે તે વૃદ્ધ માતપિતાએ જે શોક કર્યો તે શી રીતે વર્ણવી શકાય ? પુત્રના ગુણ વારંવાર યાદ કરી " હે પુત્ર ! તું ઉત્તમ ગતિ પ્રાપ્ત કરીશ; તારો વિના અપરાધે પ્રાણ ગયો; યુદ્ધમાં સામે ઉભા રહી ઘાયલ થઈ મરનાર વીરો જે સદ્ગતિ પામે છે તે ગતિ તું પામીશ.

પણ હવે હમને જીવતાં રહેવાની આશા વ્યર્થ છે. હે રાજા ! તારા હાથથી આ અજાણે થયલાં પાપ માટે હમારાથી તને શ્રાપ દીધા વગર રહેવાતું નથી. જેવી રીતે હમે પુત્રશોકથી મરણ પામીયે છીયે, તેવી રીતે તું પણ, 'હે પુત્ર' એમ આક્રોશ કરતો મરણ પામીશ." એવો ઘોર શ્રાપ આપી તે વૃદ્ધ મા-બાપ ચિતાપર બળી મુવાં. તે મુનીના તે શ્રાપનું મને આજ સ્મરણ થાય છે. હે કૌશલ્યા ! મારી આંખે અંધારાં આવે છે. મને પકડી રાખ ! હે પુત્ર ! પિતાવત્સલ રામ ! તું હમને છોડી ગયો ! હવે તારૂં સુંદર મુખ હમારી દૃષ્ટિએ શી રીતે પડશે ? ધન્ય છે સીતાને ! ધન્ય છે લક્ષ્મણને ! તેઓ મારા રામની વનમાં સેવા કરે છે. હે કૌશલ્યા ! પુત્રશોકથી મારો જીવ જવાની તૈયારીમાં છે. મારાપર તારો હાથ ફેરવ. હે રામ ! તારી સાથ મેં જે વર્તન કર્યું છે, તે પિતાને છાજે તેવું નથી: પરંતુ, તેં જે મારી સાથે વર્તન કર્યું છે, તે માત્ર સત્પુત્રને ઉચિત છે. જે લોકો મારા સત્પુત્રને ૧૪ વર્ષનો વનવાસ પૂરો કરી આવેલો જોશે તે લોક ધન્ય થશે ! તેઓ દેવોથી પણ ધન્ય થશે ! પણ હું એવો ભાગ્યશાળી નથી ! હે કૌશલ્યા ! તેલ થઇ રહેવા આવેલા દીવાની વાટ જેમ તડતડ અવાજ કરે છે તેમજ મારૂં હૃદય મોહથી તડાતડ તૂટે છે. હે કૌશલ્યા ! નદીના પૂરના વેગની માફક પુત્રવિયોગનું દુઃખ મને ઘસડી જાય છે ! હે મહાબાહુ રામ ! હે પિતાપ્રિય રામ ! હે મારા નાથ ! તું ક્યાં ગયો ? મને એકવાર દર્શન દે. હે કૌસલ્યા ! હે સુમિત્રા ! હે દુષ્ટ કુલકલંક કૈકેયી! મારા રામને ક્યાં મોકલી દીધો ? હે રામ ! હે બાળ ! હે પુત્ર ! " વિગેરે વિલાપ કરતાં, પોતાના પ્રિય પુત્રનું હજારો વખત સ્મરણ કરતાં કરતાં, કંઠ મળી ગયલા ગયલા તે દુઃખી વૃદ્ધ દશરથે મધ્યરાત વીત્યા બાદ પ્રાણ છોડયા. ( અ. સ. ૫૭-૬૪. )

વારંવાર મૂર્છા પામતા દશરથ રાજા પાસ કૌસલ્યા અને સુમિત્રા બન્ને બેઠાં હતાં. પરંતુ તેમને પણ વિલાપ કરતાં કરતાં ગ્લાનિ આવી હતી અને દશરથના પ્રાણ ગયા ત્યારે કોઇ પણ શુદ્ધિમાં ન હતાં. નિત્યની રીતિ પ્રમાણે સવારે બંદીજનો રાજાને ઉઠાડવા આવ્યા. અને નોકરોએ ચંદન વાળાં પાણીથી ભરેલા સુવર્ણના ઘટો સ્નાન માટે આણીને મૂક્યા.

દાસી રાજ્ય મહેલમાં થઇ કૌશલ્યાને જગાડી રાજાને જગાડવા લાગી; તો રાજાને ચેષ્ટારહિત જોયા. છેવટે સુકાઇ ગયલા સમુદ્ર પ્રમાણે કિંવા શાંત પડેલા અગ્નિ પ્રમાણે તે રાજાને જોઇ કૈશલ્યાએ 'અરે મહારાજ,' કરી ચીસ પાડી. તે સાંભળી સુમિત્રાદિ સર્વ સ્ત્રીઓ રડવા માંડી. રાજમહેલમાં એકસરખો કોલાહલ થઇ રહ્યો. રાજમહેલમાં આનંદ નાબૂદ થઇ સર્વત્ર ભયાનક દેખાવા લાગ્યું. ચારપાસ લોકો દીન વદન કરી ફરવા લાગ્યા. શોકા-કુલ થયલી કૌશલ્યા, રાજાનું મસ્તક ખોળામાં લઇ બોલવા લાગ્યાં:—" હે કૈકેઇ! લે, તારા મનની હોંસ હવે પુરી થઇ કે નહિ? હવે તું નિષ્કંટક રાજ્ય ભોગવ. હે દુષ્ટા! પાપ કરનારી! તને મહારાજ મરણ પામ્યાનું દુઃખ શાનું થાય? પણ મારે તો પુત્ર વનમાં ગયો અને પતિ પણ મરણ પામ્યા. હવે હું કોને માટે જીવું? **સ્ત્રીઓનું દૈવત પતિજ છે.** તેનો જીવ લઇ કૈકેઇ શિવાય કઇ સ્ત્રી આનંદ પામશે? માણસને લોભના આવેશમાં, પોતે શું પાપ કરે છે તે સમજ પડતી નથી. **લોભથી માણસ અંધ બની જાય છે.** આ લોભથીજ કુબ્જાના છંદમાં પડી કૈકેઇએ રઘુકુળનો ઘાત કર્યો. હે રામ! દશરથ રાજા મૃત્યુ પામ્ય-એ વાત તને વનમાં ખબર પડી નથી; નહિતો તું મારા જેવી અન થની અપેક્ષા કરી બેસી રહ્યો હત નહિ. હવે મને બીજી કાંઇ પણ ઇચ્છા રહી નથી. હું મારા પતિ સાથે ચિતા પર આરોહણ કરીશ." એમ બોલતી તે પતિના દેહ પર પડી. ત્યારે વ્યવહાર-કુશળ સ્ત્રીઓ તેને જબર જસ્તીથી ઝાલીને ત્યાંથી ખેંચી જઇ દૂર લઇ ગઇ. સર્વ શહેરમાં આ ખબર પ્રસરતાંજ જ્યાં ત્યાંથી શોકાકુલ લોકો બાહેર પડી રાજ-મહેલ તરફ જવા લાગ્યા. મંત્રીઓ પણ રાજ-મહેલમાં એકઠા થયા. પુત્ર જીવતાં રાજાનું પ્રેતકાર્ય પુત્રોની ગેરહાજરીમાં કેમ કરી શકાય એમ વિચારમાં પડી, મંત્રીઓએ રાજાનાં પ્રેતને તેલથી ભરેલી કઢાઇમાં નાંખી મૂક્યું. તે રાતે તેવીજ રીતે દુ:ખમાં પસાર થઇ.

પ્રાત:કાળ થતાંજ શહેરમાંના તેમજ રાજ્યમાંના મોટા મોટા બ્રાહ્મણ, ક્ષત્રિય તેમજ વૈશ્યો રાજ-સભામાં એકઠા થયા. રાજાના સર્વ મંત્રીઓ પણ સભામાં આવ્યા. પછી આગળ શું કરવું તે વિચાર

શરૂ થયો. માર્કંડેય, કશ્યપાદિ ઋષિઓ બોલ્યાઃ—"હે વસિષ્ઠ! ઇક્ષ્વાકુ વંશમાંનો કોઇ પણ રાજપુત્ર શોધી કહાડી તેને રાજા નિમો. કારણ, રાજા વગર રાજ્ય રહે તે કાંઈ ઠીક નહિ. અરાજક રાજ્યમાં કોઇ કોઇનું માનતું નથી. પુત્ર પિતાનું માનતો નથી; સ્ત્રી ભર્તાની પરવા કરતી નથી; દેશમાં સર્વ પ્રકારની અંધાધુની વર્તી રહે છે. કોઇ પણ સહી સલામત ફરી શકતું નથી. સારાંશ, યોગ્ય અને અયોગ્યની પરીક્ષા કરનાર રાજા ન હોય તો દેશમાં સર્વત્ર અંધેર પ્રસરી રહે છે. કોઇને કાંઇજ સુજતું નથી." એ સાંભળી વસિષ્ઠ ઋષિ બોલ્યાઃ—"દશરથે રાજ્ય ભરતને આપ્યું છે. ભરત પોતાના મામાને ઘેર સુખે જઇ રહેલો છે. તેને અંહિની હકીકત ન જણાવતાં જલદીથી બોલાવી લાવવો, એમ મને લાગે છે." ત્યારે સર્વેએ ભરતને તાબડ-તોબ બોલાવી લાવવા વિષે પોતાની સંમતિ જણાવી. પછી વસિષ્ઠે શીઘ્ર ચાલનાર દૂત ચૂંટી કહાડી તેઓને ભરતને બોલાવી લાવવાની આજ્ઞા કરી અને કહ્યું કેઃ—"પુરોહિત વસિષ્ઠે તને આશીર્વાદ દઇ ત્વરિત બોલાવ્યો છેઃ અને કાંઈ જરૂરનું કામ છે એમ ભરતને કહેજો. આ ઉત્તમ વસ્ત્રાલંકાર ભરતને આપજો અને ભરત પાસે તે તેના મામા અને વડવાને અપાવજો. રામ વનવાસ ગયા અને રાજા મરણ પામ્યા એ વાત તેને કહેતા નહિ. કારણ એમ કર્યાથી રઘુ-કુળનો નાશ થશે." કૈકેયી સાથે લગ્ન થયાં ત્યારેજ દશરથે પોતાનું રાજ્ય તેના પિતાને શુલ્ક તરીકે આપ્યું હતું. શુલ્ક એટલે કન્યાની કિંમત, અને કૈકેયીના પિતાના કુળમાં કન્યા-વિક્રય કરવાનો ચાલ હતો. કદાચિત્ આ સંધિ સાંધીને, કૈકેયીનો પિતા અશ્વપતિ રાજા રાજપર હલ્લો કરે એમ વસિષ્ઠના મનમાં બીક હતી. ઉપર પ્રમાણે આજ્ઞા થયા બાદ તે દૂતો ટૂંક માર્ગે થઇ, વિસામો ન લેતાં, ઘોડા દોડાવતા દોડાવતા ચાલ્યા, તે કૈકય દેશના રાજા અશ્વપતિની રાજ્યધાની ગિરિવ્રજ અથવા રાજ-ગૃહમાં ત્રણ દિવસમાં આવી પહોંચ્યા; અને તેઓએ ભરતને મળીને તેને વસિષ્ઠ ઋષિએ મોકલેલો સંદેશો કહ્યો. ભરતે મોટી ઉત્કંઠાથી "રાજા કુશળ છે કે કેમ? મારા પ્રિય બંધુ રામ લક્ષ્મણ ખુશીમાં છે ને? મારી

હવે માતા કૈકેયીએ શું કહાવ્યું છે? મારી સાવકી મા કૌશલ્યા અને સુમિત્રા આનંદમાં છે કે કેમ?" એ પ્રમાણે પ્રશ્ન પૂછ્યા. ત્યારે દૂતે ઉત્તર આપ્યો, "જેઓની કુશળતા વિષે તને આટલી બધી કાળજી છે તે કુશળજ છે; તને લક્ષ્મી પ્રાપ્ત થાય છે; તો ઉતાવળ કર અને રથ જોડ." એ દૂતોનો દ્વિઅર્થી અને સાવધપણાથી આપેલો ઉત્તર સાંભળી ભરતનું મન સમાધાન પામ્યું, અને તેણે તરતજ પોતાના મામા અને વડવાની રજા લીધી અને તેઓને વસિષ્ઠે મોકલેલા વસ્ત્રાલંકારો અર્પણ કર્યા. અશ્વપતિએ પણ વિધ વિધ તરેહના અને ઉંચા પ્રકારના સાલ-જોડા, ઉત્તમ ઉત્તમ ઘોડાઓ, અતિ ચપળ ખચ્ચરો, અંતઃપુરમાં પોષેલા, લઠ્ઠ શરીરવાળા, તીક્ષ્ણ દાંતવાળા અને વાઘની સાથે બાથ ભીડ-નારા એવા કુતરાઓ, ઉંચા અને બળવાન હાથીઓ, દશ સહસ્ર સુવર્ણ મહોરો, વિગેરે મુલ્યવાન વસ્તુઓ, ભેટ તરીકે આપી, ભરત શત્રુઘ્નને વળાવ્યા. પછી ભરત શત્રુઘ્ન રાજ્યગૃહમાંથી જલદીથી નિકળ્યા તે પૂર્વ દિશામાં ચાલ્યા. તેઓની સાથે સેના હોવાને લીધે તેઓને દૂતે જે રસ્તો લીધો હતો તેનાથી વધારે સરળ તેમજ વધારે લાંબો રસ્તો લેવો પડયો. સુદામા, હ્રાદિની, દૂરપારા નામની પશ્ચિમ દિશામાં વહેતી નદી ઓળંગી તેઓ શતદ્રુ નદીપર આવી પહોંચ્યા. તે નદી, ઐરવાની નદી અને અપર પર્વત પાસેની શીલા નદીને ઓળંગી તેઓ આગ્નેય શલ્યકર્ષણ પાસ આવી લાગ્યા. ત્યાં સ્નાન કરી, શિલાવહા નદીનો ચમત્કાર જોતા જોતા, ડુંગરાળ મુલકમાં થઇને, ચૈત્રરથ વનમાં થઇને, તેઓ સરસ્વતી-ગંગાનાસંગમ પર આવી પહોંચ્યા. સરસ્વતીનદી ઓળંગી ઉત્તર મત્સ્યાના ભારૂંડ નામના વનમાં થઇ, પર્વતોથી વિંટાયલી અને વેગથી વહેનારી કુલિંગા નામની નદી ઓળંગી, યમુના નદીપર તેઓ આવી પહોંચ્યા. અહીં તેઓએ પોતાના સૈન્યને થોડો વખત વિશ્રાંતિ આપી. ત્યાં શ્રમિત થયલા અશ્વોને નવડાવીને અને પાણી પાઇને તેમજ પાણી સાથે ભરી લઇ, તે પુનઃ અરણ્યમાં પેઠા, અને અંશુ-ધાન નામના ગામની નજદીકમાં ભાગીરથી નદીપર આવી પહોંચ્યા. ત્યાં નદી ઉતરી શકાય એમ ન હતું તેથી પ્રાગ્વટપુર આગળ આવી

તેઓએ ભાગીરથી ઓળંગી. પછી કુટ્ટિકોટકા પાર ઉતરી ધર્મવર્ધન નામનાં ગામમાં તેઓ આવ્યા. તોરણગ્રામ દક્ષિણ હાથે છોડી, જંબૂપ્રસ્થ થઇને, વરૂથ નામનાં ગામનાં રમ્ય વનોમાં થોડો વખત વિશ્રાંતિ લઇ તેઓ ઉજ્જીહાના નગરીના પ્રિયક વૃક્ષોથી ભરેલા બાગોમાં દાખલ થયા. પોતાનાં સૈન્યને ત્યાં મૂકીને, થોડાંક માણુસ સાથે લઇ, ભરત શત્રુઘ્ન આગળ વધ્યા. અનેક નદીઓ પાર ઉતરી અને ગોમતી નદી વિનત ગામ આગળ ઓળંગી, તેઓ કાલિંગ નગરના સાલ-વનમાં પહોંચ્યા. તે વનને પણ ઝપાટાબંધ પાછળ મૂકી, સંધ્યાકાળને સુમારે, મનુએ નિર્માણ કરેલી અયોધ્યા નગરી પાસ આવતાંજ તેઓને સફેદ જમીન દેખાવા લાગી. શૂન્ય અને નિઃશબ્દ અયોધ્યા જોતાંજ ભરતના હૃદયમાં ધાસકો પડયો, અને તે સારથીને કહેવા લાગ્યાઃ—"હે સૂત! અયોધ્યામાં હંમેશ સ્ત્રી પુરૂષોના તુમુલધ્વનિ સંભળાયાં કરે છે, તે આજ કેમ સાંભળવામાં આવતો નથી? શહેર બહાર બાગમાં જનારા લોકોની ગર્દી આજ જરાપણ દેખાતી નથી. મોટા મોટા લોક રથ, ઘોડા અને હાથી પર બેસી અંદર આવતા અને બહાર જતા હંમેશ દૃષ્ટિએ પડે છે, પણ આજ કોઇજ દેખાતું નથી. તે શું નવું જુનું છે? મારા ભાઇઓ સર્વ ખુશી છે કે નહિ? મારૂં હૃદય ગળી જાય છે." એમ બોલતાં બોલતાંમાં નગરીના વૈજયંત નામના દરવાજા પાસે રથ આવી ચઢયો. દ્વારપાળે ઉઠીને તેને પ્રણામ કરી "જય, જય" કહી સત્કાર કર્યો. તે સ્વીકારી તેને સાથે લઇ તે દુઃખમય મનથી આગળ ચાલવા લાગ્યો, તો તેને સર્વ નગરી શૂન્ય ભાસવા લાગી. રસ્તાઓ, ચૌટાંઓ, બજારો દરવાજાઓ નિર્જન દેખી, ભરતને ઘણી દિલગીરી થઇ. તેના મનમાં નાના પ્રકારની અશુભ કલ્પનાઓ આવવા લાગી. છેવટે દીન થઇ અને નીચે મ્હોએ તે પોતાના પિતાના દુઃખમય રાજ-મહેલમાં દાખલ થયા. (અ. સ. ૬૫-૭૧).

રાજ-મહેલમાં તેને દશરથ રાજા દૃષ્ટિએ પડ્યા નહિ. ત્યારે રાજા મારી માતુશ્રીના મહેલમાં હશે એમ લાગવાથી, ઘણી ઝડપથી તે કૈકેઇના રાજ-મહેલમાં ગયા. તેને જોતાંજ કૈકેઇએ મોટા આનંદથી સુવર્ણા-

સન પરથી ઉઠી તેનું સ્વાગત કર્યું. ભરતે માતાના ચરણ પર પોતાનું શિર મૂક્યું. ત્યારે તેણીએ પ્રેમ-પૂર્વક તેનું તાળું સુંધ્યું. પછી તેને ખોળામાં બેસાડી અને વાંસો પંપાળી, તે બોલી:—"હે પુત્ર ભરત! તારો વડવો ખુશાલ છે ને? તારો મામો યુધાજીત, કેમ છે? તને નિકળ્યાને કેટલા દિવસ થયા? તને મામાએ શું ભેટ આપી?" વિગેરે તેણે જે જે પૂછ્યું તેનો તેણે યથાયોગ્ય ઉત્તર આપ્યો. પછી તેણે ઉત્કંઠાથી પૂછ્યું:- "હે માતા, મારા પૂજ્ય પિતા ક્યાં છે? હું આવ્યો છું તે તેને ખબર કર. કિંવા મહારાજ કૌશલ્યાના મહેલમાં તો નથી ગયા?" તે બિચારાનું આ અજાણમાં કીધેલું ભાષણ સાંભળી, રાજ્ય-લોભથી મોહિત થયલી કૈકેયી બોલી:-"હે ભરત! મહાત્મા, સત્યશીલ, તેજસ્વી, અનેક યજ્ઞના કરનારા, સજ્જનોના આધાર એવા તારા પિતા સર્વ પ્રાણીઓ જે ગતિ પામે છે તે ગતિ પામ્યા છે. (મરણ પામ્યા છે.)" આ ભયંકર વાક્ય સાંભળતાંજ ભરત, "હા પ્રિય પિતા!" એમ બોલી પિતાના શોકથી ધરણી-પર ઢળી પડયા. "હે માતા! હું શી આશાથી આવ્યો અને હું શું સાંભળું છું? મને લાગ્યું કે મારા પૂજ્ય તાત રામને યૌવરાજ્યનો હશો અભિષેક કરતા હશે, અને તેથી મને વસિષ્ઠ ઋષિએ બોલાવ્યો. તે સર્વ મિથ્યા થયું અને મારૂં સદા હિત ઇચ્છનારા તાતે મને છોડી સ્વર્ગવાસ કર્યો. હે માતા, તેને શું થયું હતું? મારા બંધુ રામ લક્ષ્મણને ધન્ય છે કે તેમણે પિતાના મરણ સમયે તેમની સેવા કરી અને તેના શરીરપર હાથ ફેરવ્યો! અરે મહારાજ! હવે મારૂં શિર પ્રેમથી કોણ સુંઘશે? મારાં શરીરપર, જેથી શરીરને સુખ થાય, એવો હાથ કોણ ફેરવશે? માતા કૈકેયી! મારા પ્રિય બંધુ રામજ હવે મારા પિતા સમાન છે. હું તેમનો દાસ છું. મારા આગમનની ખબર તેને કર. **આર્ય જનોને જ્યેષ્ઠ ભ્રાતા પિતાને ઠેકાણે છે.** તેને હું વંદન કરીશ. આર્ય કૈકેયી! મારા પ્રિય પિતા મરણ વખતે શું કહી ગયા? મને કાંઇ છેવટનો સંદેશો તેમણે કહેલો છે કે?" ત્યારે કૈકેયી બોલી, "હે ભરત! તારા પિતા 'હે રામ,' 'હે લક્ષ્મણ,' 'હા સીતા' એવા આક્રોશ કરતા મરણ પામ્યા. કારણ રાજપુત્ર રામ સીતા સહિત વલ્કલ

ધારણ કરી દંડકારણ્યમાં વનવાસ ગયા છે. લક્ષ્મણ પણ તેમની સાથે ગયો છે.” આ પ્રમાણે એક કરતાં એક ભયંકર એવી વાત કૈકેઇ કહેતી ગઇ તેમ તેમ ભરતને અધિકાધિક દુઃખ થવા લાગ્યું. તે બોલ્યા, “હે માતા! રામને હદપાર કરવાનું કારણ શું? તેણે કોઇ બ્રાહ્મણનું ધન હરણ કીધું? કિંવા કોઇ નિષ્પાપ માણસને તો માર્યો નથી? કોઈ પરસ્રીપર રામે નજર નાંખી તો નથી? શું થયું તે મને કહો. કારણ **મને આપણા કુળ વિષે મોટું અભિમાન છે. આપણા કુળમાં એવા દુષ્ટ પુરૂષ ઉત્પન્ન થતા નથી.** તો પરમ પવિત્ર અને ધાર્મિક એવા રામ વિષે શંકા કરવીજ શું કરવા? રામને શા કારણથી હદપાર કર્યા? તે મને જલદીથી કહો.” ત્યારે પોતાને અતિશય શાણી સમજનારી એવી તે મહામૂર્ખ કૈકેઇ આનંદથી બોલીઃ—“હે ભરત! રામે એમાંનું કાઇ પણ દુષ્ટ કર્મ કર્યું નથી. **રામ પરસ્ત્રી પ્રત્યે આડી નજર પણ કરતા નથી.** પણ હે ભરત! મેં એ સર્વ તારે માટે કર્યું છે. મહારાજ રામને યુવરાજ પદે અભિષેક કરનાર હતા, તે મને ખબર પડતાંજ મેં તેમની પાસ મને પૂર્વે આપેલા બે વરો માંગી લીધા. એક વર એમ માંગ્યો કે રામ વનવાસ જાય અને બીજો વર એમ માંગ્યો કે તને યુવરાજ-પદ આપવું. તેથી રામ પિતાની આજ્ઞા પ્રમાણે તરતજ વનવાસ ચાલ્યા ગયા. હવે આ સર્વ તારા હાથમાં આવેલું છે. માટે તું જલદીથી રાજા થઇ જા. વ્યર્થ શોક સંતાપ કર નહિ. આ સર્વ નગરી અને સમૃદ્ધિવાન રાજ્ય તને સ્વાધીન થયું છે.” પોતાના પિતાની સત્ય-નિષ્ઠા, રામની પિતાની આજ્ઞા પાળવાની તત્પરતા, અને તે બન્નેપર તે કારણોથી આવી પડેલો ભયંકર પ્રસંગ, અને તે પણ મારે માટેજ મારી માએ આણેલો—તે સર્વ જોઇને ભરતને અતિશય દુઃખ થયું. તેનાપર ઘા પર ઘા પડવા લાગ્યા. દુઃખથી સંતપ્ત થઇ તે માતાને કહેવા લાગ્યાઃ—“માતા કૈકેયી! મને લાગે છે કે તું આ કુળનો નાશ કરવાનેજ જન્મ પામેલી છે. મારા પિતાએ કેવળ અગ્નિનો ગોળો પોતાના પેટપર ધારણ કર્યો હતો. રામ તારાપર કૌસલ્યા જેટલીજ પ્રીતિ રાખતા હતા. અને કૌસલ્યા માતા પણ, દૂર દૃષ્ટિ રાખી, તારી સાથે સગી બહેન

પ્રમાણે વર્તતાં હતાં. તેના પુત્રને વલ્કલ પહેરાવી વનવાસ મોકલતાં તને દુઃખ કેમ થયું નહિ? હવે પરાક્રમી રામ-લક્ષ્મણ અહિં નથી તો હું કોના જોરપર રાજ્ય કરૂં? મારામાં કદાચ રાજ્ય ચલાવવાની શક્તિ હોય તો પણ તારો આ દુષ્ટ મનોરથ સિદ્ધ થાય નહિ માટેજ હું રાજ્ય કબૂલ કરવાનો નથી. હું મારા જ્યેષ્ટ બંધુ રામને વનવાસથી પાછા બોલાવી તેમને રાજ્ય અર્પણ કરીશ, અને તેના દાસ તરીકે તેમની પાસ આનંદથી રહીશ. હે દુષ્ટ સર્પિણી! તારા આ કૃત્યથીજ મારા તાત મરણ પામ્યા. રામ વનવાસ ગયા તેના અપયશનો મારે કપાળે ડાઘ લાગ્યો. તું મારી માતા નથી, પણ હે દુષ્ટે! રાજ્યનો લોભ કરનારી! પતિના પ્રાણ લેનારી! તું મારી શત્રુ છે. હે પાપિણી, તારા પાપનો હું ભાગીદાર થવા માંગતો નથી. જ્યારે શહેરના લોકો અશ્રુપૂર્ણ નેત્રે મારી તરફ જોશે ત્યારે હું તેઓને શું ઉત્તર દઇશ? હું એ રાજ્ય ગ્રહણ કરનાર નથી.” એમ બોલી ભરત-શત્રુઘ્ન કૌશલ્યાના મહેલ તરફ દોડ્યા. અખંડ રૂદનથી નેત્ર સુજી ગયલાં છે જેનાં, અને જમીનપર પડી રહેલાં, તે કૌશલ્યા માતાને દેખી ભરતને રડવું આવ્યું અને તે તેની આગળ એકદમ પાયે પડ્યા. ત્યારે કૌશલ્યા દુઃખ અને સંતાપના વેગમાં બોલ્યાં:-“હે ભરત! તને રાજ્ય જોઇતું હતું ને? તે લે. તારી માએ ક્રૂર કર્મ કરી તારે માટે નિષ્કંટક રાજ્ય મેળવી આપ્યું છે! પણ મારા પુત્રને વલ્કલ ધારણ કરાવી વનવાસ મોકલવામાં કૈકેયીને શું સુખ પ્રાપ્ત થયું? હવે એ કૈકેયી મને પણ વનમાં મોકલે તો ઠીક; જ્યાં રામ તપશ્ચર્યા કરતા હશે ત્યાં હું પણ જઇશ. નહિ તો ભરત! તુંજ મને ત્યાં પહોંચાડ, અને પછી આ વિસ્તીર્ણ, ધન ધાન્ય સંપન્ન ભૂમિ અને હાથી, ઘોડા વિગેરે સર્વ રાજ્ય તું સુખેથી ભોગવ.” આ શબ્દ સાંભળતાંજ ભરતને પડ્યાપર પાટુ લાગ્યા જેવું થયું. તે મોટા સંતાપથી અને આવેશથી બોલ્યા:—‘માતા કૌસલ્યા! હું નિષ્પાપ છું. મને આમાંની કાંઈજ ખબર નથી. મને તું વિનાકારણ દોષ આપે છે. કારણ રામપર મારી કેટલી ભક્તિ છે તે તને માલમ છે. જો રામમારી સંમતિથીવનવાસ ગયા હોય તો લોકોનાદાસનોપણ દાસ થાઉં! જેની સંમતિથી રામચંદ્ર વનવાસ ગયા હોય તેને સુઇ ગયલી ગાયને લાત

માર્યાં બરોબર પાપ લાગો ! ષડભાગથી પણ અધિક કર લેતાં છતાં પ્રજાનું પાળણ ન કરનારા રાજાને જે પાપ લાગે છે તેટલું પાપ મને લાગો ! જેની સંમતિથી આર્ય રામચંદ્ર વનવાસ ગયા હોય તે માણસ નિર્લજ્જ, પોતાનો ધર્મ નહિ જાણનારો છે અને તે લોકોમાં ફિટકાર પામો ! મોટા ભયંકર સંગ્રામમાંથી નાસતાં નાસતાં તે માર્યો જશે. અથવા તો હાથમાં કાચલું લઇ સર્વ પૃથ્વીપર તે ભિક્ષા માગતો ઉન્મત્ત સરખો રવડશે. " આ પ્રમાણે ભયંકર સમ લઇ, દુ:ખથી સંતપ્ત થયલા ભરત જોરથી જમીન પર પડયા. ત્યારે કૌશલ્યાને એક શોકમાં બીજા શોકનો ઉમેરો થયો. તેણે તેને ખોળામાં લઇ તેનાં મુખપર હાથ ફેરવ્યો અને કહ્યું:—" હે બાળ ભરત ! તારા આ કઠણ સમ સાંભળી મારૂં હૃદય દુ:ખી થાય છે. તું ધર્માત્મા, સત્યપ્રતિજ્ઞાવાળો, છે. તારૂં મન ધર્મથી પરાઙ્મુખ થતું નથી, એ એક મોટું સદ્ભાગ્ય છે. હે પ્રિય ભ્રાતૃવત્સલ ભરત ! તું ઉત્તમ ગતિ પામીશ." એમ કહી તેને પેટસરસો ચાંપી કૌસલ્યા મોકળે કંઠે રડયાં અને ભરતજી પણ રડયા. આ પ્રમાણે તે માતાપુત્રનો શોક સમુદ્રની ભરતી પ્રમાણે વધવા લાગ્યો. અને તેઓએ તે સર્વ રાત દુ:ખમાં કહાડી. ( અ. સ. ૭૨-૭૫ ).

બીજે દિવસે સવારે વસિષ્ઠ ઋષિ ભરતને મળવા આવ્યા. તેણે તેના દુ:ખનું સાંત્વન કરી પિતાની પ્રેત-ક્રિયા કરવાનું કહ્યું. તે પરથી જમીનપરથી ઉઠી વસિષ્ઠની સંમતિથી રાજાનું સર્વ પ્રેત-કાર્ય ભરતે કર્યું. તેલની કઢાઇમાંથી રાજાનું પ્રેત કહાડી જમીનપર મૂકયું તે વખતે દશરથનો ચહેરો ઉંઘમાં પડ્યા હોય તેવો દિસતો હતો અને કિંચિત્ પીળો પડયો હતો. પછી શબને યથાવિધિ સ્નાન કરાવી શિબિકામાં મૂકયું; અને તેની સ્વારી ચતુરંગ સેના સહિત કહાડવામાં આવી. શબની આગળ સુનું, ચાંદી, નાના પ્રકારનાં વસ્ત્રો નોકરો ઉડાવતા હતા. આ પ્રમાણે સ્મશાનમાં પહોંચ્યા બાદ ચંદનનાં લાકડાંની ચિતા પર રાજાના દેહને મૂકયો. પછી તે ચિતાની સર્વેએ પ્રદક્ષિણા કર્યા બાદ તેને યથ શાસ્ત્ર મંત્રાગ્નિની વિધિ કરી. સામવેદીઓએ સામવેદના મંત્રો ભણ્યા; કૌશલ્યા વિગેરે રાજ-સ્ત્રીઓએ પુષ્કળ શોક કર્યો. છેવટે સર્વ

લોકોએ સરયૂતીરે જઇને રાજાને ઉદક અર્પણ કર્યું. પણ તેઓનાં નેત્ર-માંથી અશ્રુરૂપી ઉદક નિકળતું બંધ થયું નહિ. દશરથના અનેક ગુણ યાદ કરી રૂદન કરતા મંત્રી, પુરોહિત, રાજ–સ્ત્રીઓ વિગેરે નગર તરફ પાછા ફરી રાજ–મહેલમાં આવ્યાં. દશ દિવસ પૂરા થયા પછી સૂતક ઉતારી બારમે દિવસે ભરતે શ્રાદ્ધ કર્યું અને બ્રાહ્મણોને ધન, રત્ન, ગાયો, પુષ્કળ અન્ન, કામળાઓ, વસ્ત્રો વિગેરે આપ્યાં; તેમજ હાથી, દાસ–દાસીઓ, રથ, વેશ્યાદિ પણ દશરથની પાછળ દાન કર્યાં. તેરમે દિવસે સવાર થયું ત્યારે ભરત સ્મશાનમાં પિતાની ચિતાને સ્થળે ગયા; તે વખતે તેને અતિશય શોક થઇ તે વિલાપ કરવા લાગ્યા :—" હે મહારાજ, મને આપ રામને સ્વાધીન કરવાના હતા તે રામ તો અરણ્યમાં ગયા. હવે મને છોડીને તમે કેમ ગયા? કૌશલ્યા માતા પુત્રહીન થયલાં છે. તો તેને પણ તમે કેમ છોડી ગયાં ?" વિગેરે પ્રકારે ભરતે પુષ્કળ શોક કર્યો: શત્રુઘ્ને પણ પિતાના ગુણસ્મરણ કરી ઘણો શોક કર્યો: અને બન્ને ભાઇઓ શોકાતુર થઇ જમીન પર ઢળી પડ્યા. છેવટે વસિષ્ઠ ઋષિએ તેઓનું સમાધાન કરી તેઓને ઉઠાડ્યા, અને રાજાનાં બાકી રહેલ અસ્થિનો સંચય કરાવ્યો. પછી સુમંત્રાદિ અમાત્યો, તે રડી રડીને લાલ નેત્ર થયેલાં છે જેના એવા રાજપુત્રોને ત્વરા કરી સ્મશાનમાંથી મહે-લમાં લઇ આવ્યા. ચૌદમે દિવસે સવારે શહેરના મુખ્ય મુખ્ય બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, વિગેરે લોક અને પ્રધાન–મંડળની રાજ–મહેલમાં સભા ભરાઇ તેઓએ ભરતને વિનંતિ કરી:—" હે ભરતજી, દશરથ રાજા આપણને છોડી સ્વર્ગમાં ગયા. જ્યેષ્ઠ પુત્ર રામચંદ્ર–લક્ષ્મણજી સહિત વનવાસ ગયા. તો તમે હમારા રાજા થઇ હમારૂં શાસ્ત્રપ્રમાણે પાલન કરો." એ સાંભળી ભરતે દુ:ખિત થઇ ઉત્તર આપ્યો:—" રામ હમારા સર્વમાં વડીલ છે; તેજ તમારા રાજા થશે. માતાએ પાપ કરી મેળ-વેલું રાજ્ય મારે જોઇતું નથી. હું હમણાંજ વનમાં જઇ મારા પ્રિય બંધુને પાછા લાવીશ." એમ કહી સુમંત્રને આજ્ઞા કરી કે " ચતુરંગ સેના તૈયાર કરો અને એ અભિષેકની સર્વ સામગ્રી તૈયાર રાખો. રામને પાછા આણવા સારૂ હું વનમાં જઇશ. સૈન્યને જવાનો રસ્તો તૈયાર

કરો.” આમ ભરત બોલતા હતા ત્યારે સર્વ પ્રજા-જનોનાં નેત્રોમાંથી પ્રેમનાં આંસુ પડતાં હતાં. “ હે ભરત! તારો સદા જય થાઓ! અનાયાસે મળેલું રાજ્ય તું રામને પાછું આપે છે તે તને ધન્ય છે!” આ પ્રમાણે સર્વેએ તેની પ્રશંસા કરી. પછી સર્વ સૈન્ય તૈયાર થયું. પથ્થર ફોડનારાઓ અને શિલ્પકારોએ રસ્તા તૈયાર કર્યાં; ઉંચા નીચા પ્રદેશ સપાટ કર્યાં. સુતાર, ઝાડ કાપનારા વિગેરેએ વૃક્ષો વેલાઓ આદિ અડચણો દૂર કરી. આચાર્યો, પાણી ભરનારાઓ, વિગેરે નોકર-ચાકરો આગળ રવાના કરવામાં આવ્યા. થોડાજ દિવસમાં સર્વ પ્રકારની તૈયારી થઇ રહી અને રસ્તાની બન્ને બાજુએ પતાકાઓ લગાવવામાં આવ્યા. સર્વ ઠેકાણે સુંદર પુષ્પોથી યુક્ત એવાં ઝાડ રોપી દીધાં હતાં; અને તે પર અનેક પક્ષીઓ મધુર અવાજ કરતાં હતાં; એવો તે સૈન્યને માટે તૈયાર કરેલો રસ્તો સુશોભિત લાગતો હતો. રસ્તામાં જ્યાં જ્યાં સૈન્યને મુકામ કરવાનો હતો ત્યાં ત્યાં ભરતને રહેવા સારૂ સુંદર મહેલો જેવા બંગલાઓ તૈયાર કરવામાં આવ્યા. આ પ્રમાણે ગંગા નદી પર્યંત વ્યવસ્થા થઇ. રસ્તો તૈયાર થયા પછી નિકળવાને દિવસે પ્રાતઃકાળે સૂત, બંદીજન વિગેરેએ વિશેષ સ્તુતિ-યુક્ત એવાં ગીતો ગાઇ ભરતને જાગૃત કર્યા. તેથી ભરતના મનમાં દુઃખ થવા લાગ્યું; એટલામાં તો એક વામ વ્યાસના રાજ-દુંદુભિને સુવર્ણ દાંડીયાઓથી ઢમઢમ વગાડવામાં આવ્યાં અને શંખતૂર્યાદિ જય-વાદ્ય પણ વાગવાં લાગ્યાં. પણ આ અવાજોથી ભરતને જારતો દુઃખ થવા લગ્યું. તેણે આજ્ઞા કરી કે “ હું રાજા નથી: માટે આ વાદ્યો વાગતાં બંધ કરો.” એમ આજ્ઞા આપી તાબડતોબ તૈયાર થયલા રથમાં આરૂઢ થયા, અને ચતુરંગ સૈન્યસહિત મંત્રીઓ, અમાત્યો, પુરોહિતાદિ સાથે લઇ તેમજ પોતાની દુઃખી માતાઓને પાલખીમાં બેસાડી મુસાફરી શરૂ કરી હજારો લોકો પણ રામનાં દર્શન માટે આતુર થઇ મોટી ઉત્કંઠાથી વિધવિધ પ્રકારનાં વાહનોમાં બેસી તેની પાછળ નિકળ્યા. આ પ્રમાણે તે લોક-સમુદાય ધીમે ધીમે શૃંગવેરપુર આવી પહોંચ્યો. તે અસંખ્ય સૈન્ય જોઇ ગુહ રાજાના મનમાં ભય ઉત્પન્ન થયો કે, કદાચ ભરત-રામનો સમૂળ નાશ કરવા તો આવતા

નથી! આ શંકાથી તેણે પોતાનાં લશ્કરને ગુપ્તપણે ગંગા કિનારે હથિયારબંધ રહેવા હુકમ કરી પોતે અમાત્યો સહિત ભરતને સામો મળવા ગયો. પહેલાંની સર્વ હકીકત સુમંત્રે ભરતને કહી અને તે પરથી ભરતે તેને સત્કાર કર્યો; તે પરથી ભરતનો ખરો ઇરાદો તેને માલમ પડયો. ત્યારે તેણે ભરતની પ્રશંસા કરી કે "અનાયાસે હાથમાં આવેલું રાજ્ય તમે શ્રીરામને પાછું આપો છો તો તમારા જેવા ધાર્મિક, ભ્રાતૃ–વત્સલ પુરૂષ દુનિયામાં નિર્માણ થનાર નથી." ભરતે મોટા દુઃખથી પૂછ્યું:—"હે ગુહ! રામ કયાં સુતા હતા તે સ્થળ મને દેખાડ. રામે શું ખાધું હતું? તે શું શું બોલ્યા? તેમણે રાત્રી કેમ કહાડી? તે સર્વ મને કહે." ગુહે જે વૃક્ષ નીચે રામે વાસ કર્યો હતો ત્યાં ભરતને, મંત્રીઓને તથા શોકાકુળ માતાઓને લઇ જઇ રામ અને સીતાની શય્યા બતાવી અને કહ્યું, "મે પુષ્કળ પદાર્થ તેમને ખાવા માટે આણી આપ્યા, પણ તેમણે કાંઇ ખાધું નહિ. ફક્ત ગંગાજળનું પાન કરી તેઓએ રાત કહાડી. બીજે દિવસે વડની ચીક માથામાં ઘાલી બન્ને ભાઇઓએ જટા ધારણ કરી; અને પ્રભાતે ત્રણે ગંગાને પેલે પાર ગયાં." આ સાંભળી ભરતને અસહ્ય શોક થયો અને તે બોલ્યા:—"મને ધિઃકાર છે કે મારા માટે સર્વ ત્રૈલોકયાધિપતિ રામ અને જનકની કન્યા સીતાને જમીનપર શયન કરવું પડયું! સુવર્ણના પલંગપર, ઉત્તમ ઉત્તમ બિછાનાંપર, શયન કરનારાં, એવાં તેઓને જમીનપર સુવું પડયું એ દૈવની ગતિ વિચિત્ર છે! હે ગુહ! આજથી હું પણ જટા અને વલ્કલ ધારણ કરી જમીન પર સુઇશ. અને રામને અયોધ્યામાં પાછા લાવી તેને બદલે હું તેની વનવાસની બાકી રહેલી મુદ્દત પર્યંત વનવાસ ભોગવીશ." આમ કહી શોકાતુર થયલા ભરતે પોતાના કેશની જટા બાંધી અને ઉત્તમ વસ્ત્રોનો ત્યાગ કરી વલ્કલો ધારણ કર્યાં (અ. સ. ૭૬–૮૮).

બીજે દિવસે સવારે તે સર્વ સૈન્ય ગંગા પાર ઉતરવા લાગ્યું સેંકડો પતાકા ચઢાવેલી નાવો આમ તેમ ફરતી હતી. હાથીઓ તરીને નદીપાર ગયા. ઘોડા, રથ અને માણસો નાવમાં બેસી પાર ઉતર્યાં. આ

પ્રમાણે સમગ્ર સૈન્ય ગુહના ભીલોએ પાર ઉતાર્યું. ત્યાંથી કુચ કરી ભરત સૈન્ય સહિત ધીમે ધીમે પ્રયાગ પહોંચ્યા. ભરદ્વાજના આશ્રમ પાસે આવતાંજ મુનિના દર્શન માટે બધા પગે ચાલવા લાગ્યા. ભરદ્વાજ વસિષ્ઠને જોતાંજ આસન પરથી જલદીથી ઉઠી, "હે શિષ્યો! અર્ધ્ય લાવો," એમ કહેતા આગળ ગયા, અને વસિષ્ઠ તેમજ ભરતની યથાશાસ્ત્ર અર્ધ્યાદિથી પૂજા કરીને તેઓને આસનપર બેસાડ્યા. પછી તેઓએ ભરદ્વાજ મુનિને તેનાં શરીર, અગ્નિ, તેના શિષ્યો તેમજ વૃક્ષ તથા પશુ-પક્ષીઓ વિશે કુશલ સમાચાર પૂછ્યા. તેનો ઉત્તર આપી ભરદ્વાજ મુનિ ભરતને કહેવા લાગ્યા:—"હે ભરત! તને રાજ્ય મળ્યું છતાં તેને છોડી તું અહીં કયાંથી આવ્યો તે મને કહે," એ સાંભળી ભરત દુ:ખાતુર થઇ બોલ્યા:—"ભગવન્! આપ પણ જો મારા બદલ શંકા કરતા હો તો મારા જેવો કમનશીબ કોઇ પણ નહિ હોય. મને આપ દોષ દેશો નહિ. મારા માટે મારી માએ જે કારસ્થાન કર્યું હતું તે મને જરાપણ પસંદ નથી. મને તેથી સંતોષ થયો નહિ અને મેં તેનું વચન પણ માન્યું નથી. અને તેથીજ હું પુરૂષોમાં વાઘ સમાન રામને પાછા તેડી જવા સારૂ આવ્યો છું. હું તેમને પગે પડી તેમને પ્રસન્ન કરી પાછા તેડી લાવીશ." વસિષ્ઠ મહર્ષિએ પણ ભરદ્વાજ ઋષિની તેજ પ્રમાણે ખાત્રી કરી આપી. ત્યારે ઋષિ બોલ્યા:—"જે રઘુવંશમાં તેં જન્મ લીધો છે તે વંશને યોગ્ય એવુંજ તારૂં આચરણ છે. વડિલના પર ભક્તિ, આપણી ઇચ્છાઓપર અંકુશ, અને સાધુ-પુરૂષને અનુસરવાની ઇચ્છા, એ સર્વ તારામાં દેખાય છે. તારા બદલ મને સંપૂર્ણ ખાત્રી હતીજ, અને તે તેં આજ દઢ કરી આપી. આ કારણથી મારા મનમાં તારો યથાયોગ્ય સત્કાર કરવો એમ છે; માટે તું આજ અહિં રહે. અને રામચંદ્ર ચિત્રકૂટ પર્વતપર રહે છે ત્યાં કાલે જજે." આ વાત સર્વેએ કબૂલ કરી. પછી ભરદ્વાજ ઋષિએ પોતાના તપના પ્રભાવથી નવીન સૃષ્ટિ ઉત્પન્ન કરી! રત્નખચિત અને સુવર્ણાદિ ધાતુ જડેલા એવા મહેલ ઉત્પન્ન કર્યાં; સુંદર બગીચાઓ, સ્પૃહણીય જળથી ભરેલા જળાશય, ઉતમ ઉત્તમ

પકવાનથી ભરેલાં રસોડાંઓ, નિર્માણ કર્યાં; અને પ્રત્યેક માણસના દરજ્જા પ્રમાણે તેને આસન, આચ્છાદન તેમજ રહેઠાણ આપી, તેણે ભરતને, મંત્રી, પુરોહિત, રાજ–માતા વિગેરે સર્વ સૈન્ય સહિત, મિજબાની આપી. કનક–પાત્રોમાં દિવ્ય અન્નરસ પિરસ્યો. તે દિવસે પૂર્વે કદી નહિ ચાખેલાં એવાં સ્વાદિષ્ટ પકવાન્ન સર્વ લોકો જમ્યા. પછી મોટી રાજ–સભામાં સર્વને હાર–તોરા અને અત્તર આપ્યાં. તે વેળા સિંહાસન માંડયું હતું તે પર ન બેસતાં તેની પ્રદક્ષિણા કરી ભરતે રાજાનાં રાજ–ચિન્હો પોતાના હાથમાં લીધાં. પાન–સોપારી પણ સચિવને સ્થાને બેસી ગ્રહણ કર્યાં. ત્યારે સર્વનાં અંતઃકરણ ગદ્ગદિત થઇ તેઓને પ્રેમનાં આંસુ આવ્યાં. આ પ્રમાણે મિજબાની થઇ રહ્યા પછી સર્વ લોકો રાતે તે મહેલમાં રહ્યા. સવારે ભરતે ભારદ્વાજનાં પાય વંદીને અને તેની દિવ્ય પરોણાગત માટે તેમનો ઉપકાર માની, તેમને વિનંતિ કરીઃ—"ભગવન્, હું રામને પાછા તેડી લાવવા જાઉં છું માટે મારા પર કૃપા–દૃષ્ટિ કરો." એટલામાં કૌશલ્યાદિ સ્ત્રીઓ ભરદ્વાજનાં દર્શન કરવા આવી પહોંચ્યાં. તેઓએ તેમનાં દર્શન કર્યાં પછી ઋષિએ પૂછયા પ્રમાણે સર્વ માતુશ્રીનાં નામ ભરતે તેમને કહ્યાં. તે વખતે ભરતે પોતાની માની ઘણી નિંદા કરી. ત્યારે ઋષિ બોલ્યાઃ—"હે ભરત! તું તારી માને દોષ દે નહિ. કારણ તેણે રામને વનવાસ મોકલી સર્વ જગત્ પર એક મોટો ઉપકાર કર્યો છે. રામના વનવાસ ગયાથી સર્વ સૃષ્ટિનું કલ્યાણ થનાર છે." પછી ભરતને ચિત્રકૂટની વાટ બતાવી ભરદ્વાજ ઋષિ આશ્રમમાં પાછા ફર્યા ( અસ. ૮૯–૯૨. )

ઋષિએ બતાવેલે રસ્તે જતાં જતાં ભરત ચિત્રકૂટ પર્વત પાસ આવી પહોંચ્યા. તે વનની એકંદર શોભા તેમજ મંદાકિનીનો રમ્ય પટ જોઇ અને આજ ચિત્રકૂટ પર્વત છે એમ જાણી ભરતે સૈન્યને દૂર ઉભું કર્યું. પછી એક ઠેકાણે ધૂમાડો નિકળતો દેખાતો હતો, ત્યાંજ રામની પર્ણકુટિ હશે એમ કલ્પના કરી ભરત અતિશય ઉત્કંઠાથી શત્રુઘ્ન સહ જલદીથી આગળ ચાલ્યા તે આશ્રમ સામે આવી પહોંચ્યા. અહીં રામ નિત્ય પ્રમાણે આશ્રમમાં ઉંચી જગ્યાએથી, સીતાનું મન

રીઝવવાને તેમજ પોતાના ચિત્તનું સમાધાન કરવા સારૂ, તેને વન તથા પર્વતની શોભા દેખાડતા હતા—"હે સીતા! આ વનશ્રીની શોભા જોઉં છું ત્યારે મને વનવાસનું દુઃખ જરા પણ લાગતું નથી. નાના પ્રકારની ધાતુથી ભરેલા પર્વતોના ઉંચાં શિખરો જો! વિધવિધ પુષ્પ અને ફળથી ભરેલાં વૃક્ષો અહિં દેખાય છે. જો પેલે ઠેકાણે મંદ મંદ પાણીના ઝરણ પડે છે તેથી પર્વતોની બાજુઓ મદ ઝરનારા હાથીઓ જેવીજ દેખાય છે. હે સીતા! આ વનમાં હું અનેક વર્ષો સુધી રહું તો પણ મને અયોધ્યા નગરી યાદ આવશે નહિ." પર્વતો પરથી દૃષ્ટિ ફેરવી મંદાકિની નદી દેખડાવી, રામ બોલ્યાઃ—"જો આ મંદાકિની નદી! તેના રેતાળ કિનારાઓ હંસ અને સારસોથી કેવા પ્રફુલ્લ દીસે છે! ઠેકઠેકાણે હરણનાં યૂથો જળ-પાન કરી રહ્યાં છે! કોઇ કોઇ ઋષિઓ સ્નાન કરે છે તો કોઇ ઋષિઓ સૂર્ય તરફ મ્હો ફેરવી તપ કરે છે; આ નદીના કિનારાપરના ડુંગરોપર પુષ્કળ ઝાડો આવેલાં છે. અને તેઓ પવનથી હાલે છે તે વખતે ડુંગર જાણે કે મોરની માફક નાચતો હોય એમજ દેખાય છે! ચક્રવાક પક્ષીનો મંજુલ અવાજ કાંને પડે છે. હે સીતા! ચિત્રકૂટ પર્વતનાં અને મંદાકિનીનાં દર્શન થયાં એટલે શહેરમાં રહેવું વ્યર્થ છે એમ મને લાગે છે." એટલામાં મનુષ્યોનું ટોળું દૂરથી દેખાવા લાગ્યું: ત્યારે રામ આશ્ચર્ય પામી લક્ષ્મણને કહેવા લાગ્યાઃ—"હે લક્ષ્મણ! આ સૈન્ય ભરતનું હોય એમ લાગે છે." આ સાંભળી લક્ષ્મણ, તે સેનાની મોટી સંખ્યા જોઇ રામને મોટા ક્રોધથી કહેવા લાગ્યાઃ—"અરે, આ ભરત અયોધ્યાનું રાજ્ય પટકાવી બેઠો એટલેથી સંતોષ ન પામતાં પાછો આપણને મારવા માટે સૈન્ય લઇ અહીં આવ્યો છે! ખરોખર ભરતના પેટમાં પાપ છે! તે આપણો શત્રુ થઇ બેઠો છે તો તેનો વધ કરવો એ સર્વથા યોગ્ય છે." લક્ષ્મણનો ક્રોધ જોઇ રામ બોલ્યાઃ—"અરે લક્ષ્મણ! ભરતને રાજ્ય આપવું છે એમ પ્રતિજ્ઞા કર્યા પછી તેને ઠાર મારીને આપણને શો લાભ મળે? વળી ભરતને મારી રાજ્ય સંપાદન કરીએ તો પણ ભરત વગર કે તારા વગર મને રાજ્ય કેમ પ્રિય લાગે? તમારા વગર મને સુખ

લાગતું નથી: અને લાગતું હોય તો તે અગ્નિ બાળીને ભસ્મ કરો! હે લક્ષ્મણ મને તો એમ લાગે છે કે ભરત નિષ્પાપ છે અને ભ્રાતૃવત્સલ છે અને તે કુળ-ધર્મનો ત્યાગ કરે એમ નથી. મને મારા જીવ કરતાં પણ ભરત પ્રિય છે. તે બહુધા મને વનમાંથી પાછો તેડી જવા આવતો હશે; ભરત શોકાતુર થઇ અહીં આવે છે એમાં કાંઇ શંકા નહિ. માટે તું તેની સાથે નિષ્ઠુર અથવા અપ્રિય ભાષણ કરીશ નહિ. તેને કાંઇ કહીશ તો તે મને કહ્યા બરોબર છે એમ સમજજે." આ સાંભળી લક્ષ્મણને ઘણી લજ્જા ઉત્પન્ન થઇ. પછી લક્ષ્મણને શાંત કરી રામ બોલ્યા:—"હે લક્ષ્મણ! ઘણું કરીને આપણે અહિં દુ:ખમાં છીએ એમ સમજી ભરત આપણને પાછા અયોધ્યામાં લઇ જવા માટે આવે છે. અથવા તો અત્યંત સુખમાં રહેવા યોગ્ય એવાં પ્રિય સીતાને અયોધ્યામાં પાછાં લઇ જવા માટે મારા પિતા આવે છે. જો આ આપણા વૃદ્ધ પિતાનો શત્રુંજય નામનો મોટો હાથી સર્વની આગળ ચાલે છે. પણ તેના પર આપણા પિતાનું ખ્યાતિ પામેલું દિવ્ય સફેદ છત્ર દેખાતુ નથી. આથી મને મોટો સંશય ઉપસ્થિત થાય છે કે કાંઇ વિપરીત થયું તો નથી!" આમ વાતચીત કરતા, સીતા અને લક્ષ્મણનું સાંત્વન કરતા, રામ પર્ણકૂટીના બારણાંમાં બેઠા હતા તેવામાં તેમની જટાધારી, કૃષ્ણ હરણનું ચામડું ઓઢેલી, વલ્કલ ધારણ કરેલાં છે. જેણે, સિંહ સરખા સ્કંધથી શોભતી અને કમળ સરખાં નેત્રવાળી એવી મૂર્તિ, ભરતજીની દૃષ્ટિએ પડી. તેને દેખીનેજ દુ:ખ અને મોહથી આકુલ થઇ ભરત આગળ ધસ્યા અને 'હે આર્ય!' એટલાજ શબ્દ બોલતા બોલતા તેઓ રામના ચરણ-કમળમાં મૂર્છિત થઇ પડ્યા! રામના નેત્રમાંથી પણ અશ્રુ વહેવા લાગ્યાં, અને તેમણે ભરતને ઉંચકી લઇ પોતાના ખોળામાં બેસાડી તેનું માથું પ્રીતિથી સુંઘ્યું અને મમતાપૂર્વક બોલ્યા:—"હે ભરત! આપણા પિતા કયાં છે? તું અરણ્યમાં કેમ આવ્યો છે? તાત જીવતા હોય તો તને અહિં આવવા દેત નહિ. હે ભરત! તારી મુલાકાત ઘણા દિવસે અને અયોધ્યાથી ઘણા દૂર એવે ઠેકાણે થઇ છે. આવા દુર્ગમ અરણ્યમાં તું શા માટે આવ્યો છે? મારા ગરીબ પિતાજી

એકદમ પરલોક-વાસી તો થયા નથી? અથવા તને નાનો જાણી તારૂં રાજ્ય કોઇ દુશ્મને હરણ તો કર્યું નથી ને? હે ભરત! તું સારી રીતે પિતાજીની સેવા કરે છે કે કેમ? વસિષ્ઠ ઋષિની આજ્ઞા તું પાળે છે ને? તું આ જટા-વલ્કલ ધારણ કરી અરણ્યમાં કેમ આવ્યો છે? કહે કહે!" ભરતે હાથ જોડીને વિનંતિ કરી:—"મહારાજ! મારા માના કહ્યા પરથી દુષ્કર કર્મ કરી આપણા પિતા પુત્ર-શોકથી પરલોક પામ્ય અને મોટું પાપ કરનારી મારી મા, રાજ્ય-ફળ મેળવવાને બદલે ઉલટી વિધવા થઇ બેઠી. એટલુંજ નહિ પણ તેને ઘોર નરક પ્રાપ્ત થશે. આર્ય! મારા પર કૃપા કરો! તમે સર્વથી જ્યેષ્ઠ તેમજ શ્રેષ્ઠ છો. તેમજ રાજ્ય કરવાને યોગ્ય છો. માટે તે રાજ્યનો સ્વીકાર કરી હમે સર્વ સુહૃદ્જનોનો મનોરથ પૂર્ણ કરો." એમ કહી રૂદન કરી ભરતે રામના પગ જોરથી પકડી રાખ્યા. રામે ભરતને પેટસરસા ચાંપ્યા અને કહ્યું:—"ભરત! તું નિષ્પાપ છે. તારો કાંઇ પણ દોષ નથી. માટે તું તારી માને દોષ દઇશ નહિ. કારણ મા-બાપ પુત્રનાં માલિક છે. જેટલો દરજ્જો પિતાનો છે તેટલોજ માતાનો પણ છે. મા-બાપ બન્નેએ મને વનમાં જવાની આજ્ઞા કરી તે મારે પાળવીજ જોઇએ અને તને તેઓએ અયોધ્યાનું રાજ્ય આપ્યું છે તે તારે ગ્રહણ કરવું જ જોઇએ. આવી આજ્ઞા કરી પિતાજી સ્વર્ગમાં ગયા તે આજ્ઞા હવે હું શી રીતે ઉલ્લંઘન કરૂં? વળી અયોધ્યા નગરી પિતાજી ગયા પછી મને શૂન્ય દેખાશે, તેને લઇ મારા જેવા કમનસીબ માણસને શું કરવું છે? રાજા મારા શોકથી મરણ પામ્યા; તેમને મારાથી હાથ પણ ફેરવાયો નહિ! હું કેવો અભાગી? અરે, ભરત શત્રુઘ્નને ધન્ય છે! કે તેઓએ પિતાજીનો પ્રેત-વિધિ કરી તેમનો છેવટનો સત્કાર કર્યો. ચૌદ વર્ષ વનવાસ પૂરો કરી અયોધ્યા પાછો આવીશ ત્યારે મને સદુપદેશ કોણ આપશે?" એમ બોલી તે ઉઠયા અને સીતા આગળ જઇ શોકાકુળ થઇ કહ્યું:—"હે સીતા! તારા સસરા સ્વર્ગવાસી થયા. હે લક્ષ્મણ! તારા પિતા મરણ પામ્યા. ભરત રાજા સ્વર્ગવાસી થયાની દુઃખમય બાતમી લાવ્યા છે." રામ આમ બોલતાંની સાથે સર્વના નેત્રમાંથી અશ્રુધારા વહેવા

લાગી. બિચારી સીતાની આંખમાં તો અશ્રુનું પૂર આવ્યું અને તેનાથી કાંઇ પણ દેખાતું નહતું. છેવટે રામે સર્વનું સમાધાન કરી કહ્યું:— “ હે લક્ષ્મણ ! ઇંગુદીનાં ફળો આણ. મારાં વલ્કલો લઇને ચાલ. આપણે નદી પર જઇ પિતાને ઉદકાંજલિ આપવી જોઇએ. સીતા ! ચાલ, આગળ થા. હે લક્ષ્મણ, હું તારી પાછળ આવું છું. આ દારૂણ ક્રમ સંસારમાં પૂર્વાપરથી ચાલતો આવેલો છે.” આ પ્રમાણે શોક કરતાં તે ત્રણે મંદાકિની નદીને કિનારે આવી પહોંચ્યાં. ત્યાં યથાવિધિ સ્નાન કરી અને રાજાને ઉદકાંજલિ અર્પણ કરી રામે ઇંગુદીના ફળનો પિંડ રાજાને અર્પણ કર્યો. અશ્રુપૂર્ણ નેત્રે રામ બોલ્યા:—“ જે અન્ન મનુષ્ય પોતે ખાય છે તેજ અન્ન તે દેવાદિકને અર્પણ કરે છે. તેથી હે રાજા દશરથ ! હું તમને ઇંગુદી-ફળનો પિંડ આપું છું ” શ્રાદ્ધ પૂરૂં કરી પાછા ડુંગર પર ચઢી તેઓ આશ્રમ પર આવી ચઢ્યા. ત્યારે રામે, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્નને છાતી સાથે દાબી મોટે સ્વરે રૂદન કર્યું. તેની સાથે તે ત્રણ ભાઇઓએ પણ રૂદન શરૂ કર્યું. એટલે તે પુરૂષોમાં સિંહ એવા નરોના રડવાના અવાજ સર્વ ગિરિની ગુફાઓમાં પ્રસરી રહ્યા. આ દુઃખિત સ્વર સાંભળી રામના દર્શન સારૂ આવેલા સુમંત્રાદિ અમાત્યો અને શહેરીઓ તરતજ દોડી આવ્યા અને આશ્રમ-દ્વારમાં બેઠેલા રામને દેખતાંજ તે પણ રડવા લાગ્યા. રામે તે સર્વ લોકનું સાંત્વન કરી, તેઓને આલિંગન દઇ તેમનો સત્કાર કર્યો. એટલામાં રાજ-માતાઓ અને વસિષ્ઠાદિ સર્વ આવી પહોંચ્યાં. વલ્કલ અને મૃગચર્મ ધારણ કરનાર રામને તે ઝુંપડાંનાં દ્વાર આગળ બેઠેલા જોઇને સર્વનાં નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી. રામે સર્વનો સત્કાર કરી પોતાની સર્વ માતાઓને નમસ્કાર કર્યાં. તે સર્વેએ પોતાના સુકોમળ હાથ તેનાં વાંસાપર ફેરવી વાંસાપરની ધૂળ સાફ કરી નાંખી. પછી લક્ષ્મણે માતાઓને પ્રણામ કર્યાં અને છેવટે સીતાએ પ્રણામ કર્યા. સીતાને પોતાની સામે ઉભી જોઇને કૌશલ્યાએ તેને છાતી સાથે ચાંપી અને કહ્યું:— “ હે સીતા ! આ તારૂં દીન મુખ જોઇને મારા પેટમાં દુઃખાગ્નિના ભડકા સળગી ઉઠે છે.” એટલામાં રામે વસિષ્ઠ મુનિને નમસ્કાર કર્યા અને

લક્ષ્મણ તથા સીતાએ પણ કર્યાં. પછી માતા અને પુત્ર, ગુરૂ અને શિષ્ય, સાસુ અને વહુઓ, બંધુ-બંધુઓ અને રાજા-પ્રજા એ સર્વ એક બીજા સાથે મળીને રામ અને દશરથના ગુણ ગાવા લાગ્યા. દશરથ માટે શોક કરતાં કરતાં અને તેના ગુણ ગાતાં ગાતાં આખી રાત વીતી ગઈ તેનું પણ તેઓને ભાન રહ્યું નહિ. ( અ. સ. ૯૩-૧૦૪ ).

પ્રાતઃકાળ થતાંજ સર્વ લોક સ્નાનાદિ નિત્યકર્મ આટોપી લઇ પાછા રામના આશ્રમ પાસ આવી બેઠા. થોડા વખત કોઇ કાંઇ બોલ્યું નહિ, કારણ સર્વ બેઠા બેઠા દુઃખ ભરેલા વિચાર કરતા હતા. છેવટે ભરતે બોલવાનો આરંભ કર્યો:—" હે રામ ! દશરથ રાજાએ મારી માતું સાંત્વન કરવાના હેતુથી મને રાજ્ય-પદ આપ્યું; તે હું આપને અર્પણ કરૂં છું. આપણ નિષ્કંટક આ રાજ્યનો ઉપભોગ કરો. આ સર્વ પ્રજા આપને રાજ્ય-ગાદી પર બેઠેલા જોઇ, જેમ દેદીપ્યમાન સૂર્યને જોઇને લોક આનંદ પામે છે, તેમ સંતોષ પામશે." આ ભાષણ સાંભળી સર્વ લોકે " સાધુ સાધુ " કહી વાહવાહ કરી. રામચંદ્રે શાંતિથી ભરતનું સાંત્વન કરી કહ્યુ:—" હે ભરત ! જો કે મનુષ્ય કાંઇક અંશે યથેચ્છ આચરણ કરી શકે છે તો પણ તે સંપૂર્ણ રીતે સ્વતંત્ર નથી. કારણ તેને તેની મરજી વિરૂદ્ધ દૈવ જ્યાં ત્યાં ખેચી જાય છે. સર્વ ચીજોનો નાશ થાય છેજ; સંચય થયો કે તેનો વ્યય તો થવાનોજ. ચઢે તે પડે એ નિયમ છે. સંયોગની પછી વિયોગ નિશ્ચિત છે. જન્મથી પાછળ મૃત્યુ છેજ. ફળ આવે કે પછી પાકીને છેવટે જમીનપર પડ્યા શિવાય રહેતું નથી: તેમજ પ્રત્યેક પ્રાણીને જન્મની પાછળ મૃત્યુ છેજ. રાત વહી ગઇ તે પાછી આવતી નથી. સમુદ્ર પાણીથી ભરેલો છે, પરંતુ તેમાં વહેતું યમુનાનું પાણી પાછું આવતું નથી; એવી આ અપરિહાર્ય સ્થિતિમાં નદીના પ્રવાહ પ્રમાણે માણસના આયુષ્યની ગતિ છે: અને ગયલું આયુષ્ય પાછું આવતું નથી. આ વિચાર કરી મનુષ્યે પોતાના આત્માને સુખ-સમાધાનમાં રાખવો જોઇએ. કારણ પ્રાણી માત્રને સુખની આવશ્યકતા છે. સારાંશ, જે સ્થિતિ પ્રાપ્ત થઇ છે તે સ્થિતિ માટે તારે હવે શોક કરવો નહિ. સ્વસ્થ થા; અને આત્મનિયમન કરનારા એવા આપણા

પિતાએ જે આજ્ઞા કરી છે તે પ્રમાણે અયોધ્યા નગરમાં જઇ રાજ્ય કર. પિતાની આજ્ઞા પ્રમાણે ચાલવું એ પણ મારી ફરજ છે. આપણે બન્નેએ પિતાની આજ્ઞા પાળવી જોઇએ. સારાંશ, પ્રત્યેક સ્વર્ગાભિલાષી માણસે ધર્મને અનુસરી, દુષ્ટતા છોડી, અને વડીલોની આજ્ઞા પાળી, ચાલવું એ ઉત્તમ માર્ગ છે.” આ ઉત્તર સાંભળી ભરતે ફરીથી વિનંતિ કરી:—“હે રામ! આપ સત્ય–પ્રતિજ્ઞ, બુદ્ધિવાન અને દેવના જેવા સત્વશીલ છો. હું પરદેશમાં હતો તેવામાં મારી માતાએ મારે સારૂ જે કર્યું છે તે મને જરાપણ માન્ય નથી. પણ શું કરૂં? તે મારી મા છે એટલે હું ધર્મ–બંધનથી બંધાયલો છું; નહિ તો એ દુષ્ટ પાપિણીને મે સખત શિક્ષા કરી હોત. દશરથ રાજાને પણ હું દોષ દઇ શકતો નથી. કારણ વૃદ્ધ અને ક્રિયાશીલ એવા તે મારા વડીલ, મારા તાત, મારા રાજા, એટલુંજ નહિ પણ મારૂં સર્વસ્વ છે. તેને હું કેમ દોષ દઇ શકું? તેને હું શી રીતે દોષ દઉં? પણ **અંતકાળે સર્વ મનુષ્યની બુધ્ધિ વિપરીત થાય** છે એ કહેવત પરાપૂર્વથી સાંભળીએ છીએ, તે કહેવત તમને વનવાસ મોકલી પિતાએ ખરી કરી છે. હશે, પિતાએ જે જે ભૂલ કરી છે તે તે સુધારો લેવી એ પુત્રનુ કર્તવ્ય છે: અને તેમ કરે તોજ “નરકમાંથી તારનાર” એ નામ તેને શોભે છે. માટે તમે અમારા સર્વની વિનંતિ માન્ય કરો. અને જે અન્યાય થયો છે તેને સુધારી લઇ રાજ્યનું સંરક્ષણ કરો. આપણા ક્ષત્રિય–ધર્મને આ અરણ્ય–વાસ ઉચિત નથી. પ્રજા–પાલન કરવાને યોગ્ય એવા આપણને જટા શોભતી નથી: માટે આપ આવું અનુચિત કર્મ કરો નહિ. હું તમારાથી વિદ્યામાં યોગ્યતામાં, અને વયમાં ઉતરતો છું. આપ છતાં હું ગાદીપર કેવી રીતે બેસું? હે રામ! આ અપયશનો ડાઘ મને અને મારી માને લાગેલો છે તે ધોઇ નાંખો, અને આપણા પિતાને પાપમાંથી ઉગારી લો. હું તમને પગે પડું છું. મારાપર કૃપા કરો. અથવા મારી વિનંતિ માન્ય ન કરતાં આપ વનમાંજ જવાનો હો તો મને પણ આપની સાથે આવવા દો.” આમ કહી ભરત રડવા લાગ્યા અને રામને જમીનપર પડી સાષ્ટાંગ કર્યાં. તે સર્વ જનોની સમક્ષ રામે ભરતનું ફરીથી સમાધાન કર્યું:—

"હે ભરત! જ્યારે પિતાજીએ તારાં માતુશ્રી સાથે લગ્ન કર્યાં તે વખતે તેમણે તારા વડવા અશ્વપતિને શુલ્ક એટલે કન્યા-વિક્રય તરીકે અયોધ્યાનું સર્વ રાજ્ય આપી દીધું હતું. તે ઉપરાંત પૂર્વે દેવ અને દાનવોનું યુદ્ધ થયું તેમાં દશરથનો જીવ તારી માએ બચાવ્યો હતો અને તેના બદલામાં તેને દશરથ રાજાએ બે વર આપ્યા હતાં; તે વર તેણીએ હાલ માંગી લીધા અને મને ચૌદ વરસ વનવાસ મોકલ્યો અને તને યુવરાજપદે સ્થાપિત કર્યો. આવી સ્થિતિમાં પિતાજીને દોષ આપવાનું કાંઇ પણ કારણ નથી. વચન પાળવા માટે જીવ ગયો તો પણ તેણે આ કામ કર્યું. હવે તારે જો પિતાની પ્રતિજ્ઞા સત્ય કરવી હોય તો તું જલદીથી અભિષેક કરાવ. પિતાનું વચન પાળવા માટે ચૌદ વર્ષ વનવાસ કરવાનો નિશ્ચય કરી હું અહિં આવી રહેલો છું. **પિતાનું વચન સત્ય કરવું એજ પુત્રનું કર્તવ્ય છે.**" રામનું આ ભાષણ સાંભળી સર્વ લોકો સ્તબ્ધ થઇ ગયા. કોઇથી કાંઇજ બોલી શકાયું નહિ. ત્યારે જાબાલી ઋષિ નાસ્તિકપણાનો ઢોંગ કરી વચ્ચે બોલી ઉઠયાઃ—"પિતા કોણ અને પુત્ર કોણ? એ સર્વ સંબંધ ક્ષણિક છે. પિતાની પ્રતિજ્ઞા પુત્રને શી રીતે બંધન-કારક થાય? અરે! આ શ્રાદ્ધાદિ કર્મો દ્રવ્યના લોભી ભિક્ષુકોએ પૈસા મેળવવાના હેતુથી ઉભાં કર્યાં છે. નહિ તો બાપ મરી ગયા પછી અને તે પંચભૂતમાં મળી ગયા પછી તેને પિંડ કેવી રીતે પહોંચે? ભાઇઓ! મૃત્યુલોકમાં આપેલો પિંડ સ્વર્ગ-લોકમાં મૃત પિતાને પહોંચતો હોય તો જીવંત પિતા પરગામ હોય તો તેને પણ એવીજ રીતે પિંડ આપીએ તે પરગામ કેમ પહોંચતો નથી? સારાંશ, પિતા-પુત્ર, સગાંવહાલાં વિગેરે સર્વ ઢોંગ છે. જે આપણી સામું આવે અને જે આપણે ઉપભોગ માટે પ્રાપ્ત થાય તે ખુશીથી ગ્રહણ કરવું. તને ભરત ખુશીથી રાજ્ય આપે છે તે તું પિતાની આજ્ઞાની પરવા ન કરતાં ખુશીથી ગ્રહણ કર." જાબાલિનું આ નાસ્તિક ભાષણ સાંભળીને રામને ક્રોધ ચઢયો અને તેણે ઉત્તર આપ્યોઃ—"હે જાબાલિ! **મને સર્વ વસ્તુ કરતાં સત્ય વધારે પ્રિય છે. સત્યની બરોબરી કોઇ પણ ચીજ કરી શકે એમ નથી. વિશેષમાં રાજાએ તો સત્ય**

અવશ્ય પાળવુંજ જોઇએ. કારણ રાજ્યની ઈમારતજ સત્યના પાયાપર રચાયલી છે. જે રીતે રાજા ચાલે છે તેજ રીતે પ્રજા ચાલે છે. રાજાજ જો સત્યનો ત્યાગ કરે તો પ્રજા સત્ય રીતે કેમ ચાલે? એમ થાય તો સર્વ લોક અસત્ય રીતે વર્તવા લાગશે. હું કદી પણ સત્યથી ચળવાનો નથી. જે મનુષ્ય અસત્ય બોલે છે તેને લોક પાપી ગણી તિરસ્કાર કરે છે. સત્ય સર્વ ધર્મનું મૂળ છે. સત્યથીજ મનુષ્યને જમીન, કીર્તિ, દ્રવ્ય, વિગેરે પ્રાપ્ત થાય છે. સત્યરૂપી–સેતુને હું કોઇ પણ દિવસ લોભ કિંવા મોહને વશ થઇ છોડનાર નથી. કૈકેઇ સમક્ષ રાજાને મેં જે વચન આપ્યું તે પ્રમાણે હું ચૌદ વર્ષ વનવાસ કરીશ; અને ત્યાર પછીજ પાછો આવીશ. અને રાજ્ય ગ્રહણ કરીશ. ભરત ક્ષમા–શીલ અને વડીલોના આજ્ઞા પાળનાર છે તેથી વડીલની પ્રતિજ્ઞા પાળશેજ એવી મારી ખાત્રી છે." આ પ્રકારનું તે બન્ને ઉદાર–વૃત્તિના રાજ–પુત્રોનું નિર્લોભ અને સ્તુતિપાત્ર વર્તન જોઇને પ્રેક્ષકો "ધન્ય ધન્ય" કહેતા રોમાંચિત થઇ ગયા. ભરતે પણ રામનું નિશ્ચયપૂર્ણ ભાષણ સાંભળી ઉત્તર આપ્યો:—"હું એકલો આ રાજ્ય શી રીતે સંભાળી શકું? તમે જ્યેષ્ઠબંધુ છો, તમે સમર્થ છો, તમારે આ રાજ્ય સંભાળવુંજ જોઇએ" આમ કહી તેણે રામના પગ બે હાથે જોરથી પકડ્યા. અને 'હે રામ! 'હે પ્રિયે!' 'હે આર્ય!" વિગેરે શબ્દોથી તેની પુષ્કળ રીતે આજીજી કરી. અંતે રામે ભરતને ખોળામાં બેસાડી તેનું સમાધાન કર્યું અને કહ્યું:—"ચંદ્રની શોભા નષ્ટ થાય, કિંવા હિમાલય પર્વતપરનું બરફ નાશ પામે અથવા તો સમુદ્ર મર્યાદા છોડીને આગળ વધે, તો પણ પિતાની પ્રતિજ્ઞા હું તોડનાર નથી." ત્યારે ભરતે નિરૂત્તર થઇ ઉત્તર આપ્યો:—"હે રામ! હું તમારા નામથી ચૌદ વર્ષ રાજ્ય કરીશ. આ પાદુકાપર આપના પગ મૂકી તેને પવિત્ર કરો અને મને આપો. એ પાદુકાઓ સર્વ લોકોનું કલ્યાણ કરશે." એમ કહી રામના પગમાં પાદુકા પહેરાવી અને તે પાછી લઇ ભરતે પ્રતિજ્ઞા કરી:—"આ પાદુકાના નામથી હું રાજ્ય કરીશ. અને હું અયોધ્યાની બહાર જટા–વલ્કલ ધારણ કરી રહીશ, અને ૧૪ વર્ષ તમારી વાટ જોઇશ. ચૌદ વર્ષ પૂરા થતા

તમે પાછા નહિ આવો તો હું ચિતામાં પડી બળી મરીશ." રામે આ સાંભળી ભરતને આલિંગન કર્યું અને કહ્યું:—"હે ભરત! ચૌદ વર્ષ પૂરા થતાં હું અચિન પાછો આવીશ. તું કાંઇ ફીકર કરીશ નહિ. શત્રુઘ્ન! તું પણ ઘેર જા. હે ભરત! કૈકેઇનું યથાશાસ્ત્ર રક્ષણ કરજે. તેનાપર તું જરા પણ ક્રોધ કરીશ નહિ. તને મારા તેમજ સીતાના સોગન છે." એમ કહી અશ્રુપૂર્ણ નેત્રો કરી રામે સર્વને વિદાય કર્યાં. વસિષ્ઠ મુનિને નમસ્કાર કર્યાં અને મંત્રીઓ તથા પ્રજા–જનોનો યથાયોગ્ય સત્કાર કર્યો. ભરતે રામની પાદુકા હાથમાં લઇ રામની પ્રદક્ષિણા કરી પુનઃ પોતાની પ્રતિજ્ઞાની યાદ આપી નમસ્કાર કર્યાં અને રામની છેવટની રજા લીધી. માતાઓની રજા લેતાં લેતાં રામને અતિશય દુઃખ થયું. તેમણે ઘણા કષ્ટથી રૂદન કરતાં તેઓના પગપર માથું મૂક્યું અને આંસુ લૂછતાં લૂછતાં આશ્રમમાં પેસી ગયા. (અ. સ. ૧૦૫–૧૧૨).

ભરત સૈન્ય સહિત પાછા ફર્યાં તે પુનઃ ભરદ્વાજાશ્રમમાં આવી, તે ઋષિને સર્વ હકીકત કહી ગંગા નદી ઉતરી શૃંગવેરપુરમાં આવ્યા. પછી ગુહ રાજાની મુલાકાત લઇ અયોધ્યા ગયા અને પોતાનાં માતુશ્રીઓને પૂર્વ પ્રમાણે નગરમાં રાજ્ય–મહેલમાં રાખ્યાં. તેને સર્વ નગર ઉદાસ દિસતું હતું અને રામ–વિરહથી સર્વ લોક શોકાકુલ હતા. એવી દુઃખ–ગ્રસ્ત નગરીને છોડી તેણે પોતાનો વાસ કાયમનો નંદિગ્રામમાં કર્યો. અને ત્યાં રામની પાદુકાને રાજ્યાભિષેક કરી તેના નામથી સર્વ રાજ્યકારભાર ચલાવવા લાગ્યા!

આ તરફ રામને પણ ચિત્રકૂટમાં ગમતું નહિ. "હે લક્ષ્મણ! અહિં ભરત મને મળ્યા; અહિં માતુશ્રી મળ્યાં; પ્રજા–જન અહિં મળ્યાં. વિગેરે પ્રત્યેક જગ્યાએ મને કાંઇ કાંઇ દુઃખદ પ્રસંગનું સ્મરણ થાય છે. તે ઉપરાંત હાથી, રથ, ઘોડા વિગેરે સૈન્યોથી આ વનમાં ઘણું નુકસાન થયું છે. તેથી આ વન છોડી જવું એમ મને લાગે છે." એમ કહી રામ ત્યાંથી નિકળી દક્ષિણ દિશામાં ચાલ્યા તે પ્રથમ અત્રિઋષિના આશ્રમમાં આવી પહોંચ્યા. અત્રિએ અને તેનાં વૃદ્ધ પતિવ્રતા પત્નીં અનુસૂયાએ તે ત્રણેનો ઘણો સત્કાર કર્યો. સીતાએ અનુસૂયાને નમસ્કાર

કર્યાં, ત્યારે સીતાને અંગે હાથ ફેરવી તે બોલ્યાં:—"તું તારા પતિ સાથે અરણ્યમાં આવી તે તને ધન્ય છે. તને ક્ષત્રાણીનો ધર્મ સંપૂર્ણ રીતે માલમ છે. પતિ વનમાં હોય કે નગરમાં હોય, સારી સ્થિતિમાં હોય કે ખરાબ સ્થિતિમાં હોય, તો પણ જે સ્ત્રી તેના પર પ્રીતિ રાખે છે તે સ્ત્રી ઉત્તમ લોકને પ્રાપ્ત કરે છે. પતિ દુષ્ટ કિંવા કામાંધ અથવા ધનહીન હોય તો પણ આર્ય-સ્ત્રીઓનું દૈવત પતિજ છે. હે સીતા ! તને જોઇને મને ઘણું હેત આવે છે. હું મારા તપના પ્રભાવથી મેળવેલી કાંઇક વસ્તુઓ તને આપું છું." એમ કહી તેણે સીતાને દિવ્ય અંગરાગ, માળા, વસ્ત્ર, અને અલંકારો આપ્યાં. તે ધાલી તેમને વંદન કરી સીતા રામ પાસે ગયાં. ત્યારે તેનું મનોહર રૂપ જોઇ રામને ઘણો આનંદ થયો. પછી તે રાત ત્યાં કહાડી, બીજે દિવસે સ્નાનાદિ કર્મ આટોપી લઇ, તાપસ-જનોની રજા લઇ તેઓ જવા માટે નિકળ્યા. ત્યારે તાપસોએ તેમને વિનંતિ કરી:—"હે રામ ! આ અરણ્યમાં રાક્ષસો અને ભયંકર હિંસ્ર પશુઓ વિગેરે પુષ્કળ વસે છે. માટે ઘણું સંભાળવું એજ આ વનમાંથી સુરક્ષિત રીતે પસાર થવાનો રસ્તો છે. તમારૂ કલ્યાણ થાઓ।" આ પ્રમાણે તેઓએ શુભેચ્છાઓ પ્રદર્શિત કર્યાં પછી તે ત્રણે ઋષિઓએ દેખડાવેલા રસ્તાએ મહારણ્યમાં દાખલ થયાં. (અ. સ. ૧૧૩-૧૧૯).

---

# અરણ્યકાંડ.



વનમાં પ્રવેશ કર્યા પછી રામચંદ્ર નિરનિરાળા આશ્રમ જોતા જોતા ચાલતા હતા. વનમાં વસનારા મુનિ–જનોને અને તાપસી–લોકોને રામનું અદ્દભૂત સ્વરૂપ જોઇ ઘણું આશ્ચર્ય લાગતું હતું. તેનું સુંદર રૂપ, તેની સિંહ સરખી કાયા, અને તેનું સુકુમારપણું, એવાં મોહક હતાં કે રામચંદ્રને ગમે તેટલી વખત જોય તો પણ જોનારની આંખો તૃપ્ત થતી નહતી. આ રીતે સર્વનાં મન અને આંખો હરણ કરતા કરતા અને તેમનો આદરાતિથ્ય સ્વીકારતા રામચંદ્ર વનમાં ફરવા લાગ્યા. એક દિવસે ઘોર અરણ્યમાંથી પસાર થતાં એક અતિશય વિક્રાળ એવો રાક્ષસ તેની દૃષ્ટિએ એકદમ પડયો. તે પર્વત સરખો ઉંચો અને મોટો હતો અને મોં પહોળું કરી તેમની તરફ આવતો હતો. તેના હાથમા ત્રિશૂળ હતું; અને તે ત્રિશૂળની અણીઓ પર બે ત્રણ સિંહનાં ડોકાંઓ તથા હાથીની જાંઘ ભેરવેલાં હતાં. તેઓને દેખીને તેણે આનંદપૂર્વક ગર્જના કરી અને તેઓના પર ધસી આવી સીતાને ઉંચકી લીધી. પછી તે બોલ્યો:—"અરે મૂર્ખો! તમે મારા અરણ્યમાં કેમ આવ્યાં? તમે કોણ છો? આ સુંદર સ્ત્રી મારે યોગ્ય છે. તમારા જીવ બચાવવા હોય તો આ સ્ત્રીને છોડી તમે ચાલ્યા જાઓ." તેના આ શબ્દ સાંભળી અને સીતાનો ગભરાઇ ગયલો ચહેરો જોઇ રામ દુઃખના આવેશમાં બોલ્યા:—"હે કૈકેઇ! આ બિચારી ગરીબ જનક–પુત્રી મારી સાથે આવીને દુઃખમાં આવી પડી!" પછી ક્રોધથી મોટો સ્વર કહાડી તે રાક્ષસને તેઓ કહેવા લાગ્યા:—"હે દુષ્ટ! તું એને છોડી દે! નહિ તો આજજ તારો જીવ લઇશ હું પિતાની આજ્ઞાથી વનવાસ નિકળેલો દાશરથી રામ છું. હું બ્હીનાર નથી; મારી પ્રિય પત્નીને છોડ." ત્યારે તે રાક્ષસે ઉત્તર આપ્યો:—"હે મૂર્ખો! હું વિરાધ રાક્ષસ છું. મને બ્રહ્મદેવનું વરદાન છે કે કોઇ પણ શસ્ત્રથી મારૂં મૃત્યુ થશે નહિ.' તમારો ગર્વ વ્યર્થ છે

પ્રથમ તમારૂં રક્ત પીશ અને પછી આ સ્ત્રીને મારો પત્ની બનાવીશ." એમ બોલી સીતાને જમીનપર મૂકી હાથમાં ત્રિશૂળ લઇ તે રામ-લક્ષ્મણપર ધસ્યો. રામે બાણ મારી તેના ત્રિશૂળના કટકા કર્યાં, પણ તેના શરીરપર છોડેલાં સર્વ બાણ નિષ્ફળ ગયાં. વિરાધે તેઓને એકેક હાથે ઉંચક્યા અને આમતેમ દોડવા લાગ્યો. ત્યારે સીતા ગભરાઇને પોકાર કરવા લાગી, "અરે ભાઇ, મને ખા અને એ લોકોને છોડ." અને તેઓની પાછળ દોડવા લાગી. સીતાનો આક્રોશ સાંભળી રામ-લક્ષ્મણે સપાટાબંધ તરવારથીતેના હાથકાપીનાંખ્યાઅને તેના પગપર પણપ્રહાર કર્યાં. ત્યારે તે પ્રચંડ રાક્ષસ જમીનપર પડયો. પછી તે રાક્ષસપર તેઓએ અનેક પ્રહાર કર્યાં, પણ તે મરણ પામ્યો નહિ. ત્યારે રામે કહ્યું:—"ભાઇ લક્ષ્મણ! એણેજ આપણને થોડી વખતપર કહ્યું હતું કે શસ્ત્રથી માર્યો મરવાનો નથી. માટે એક યુક્તિ કરવી પડશે. હું એને દાબી રાખું છું; એટલામાં તું એક ખાડો ખોદ. તેમાં આપણે એને પૂરી દઇશું." એટલે લક્ષ્મણે જલદીથી તે રાક્ષસ પડયો હતો તે નજદીક એક ખાડો ખોદ્યો અને તેમાં તેનું ધડ ધકેલી દીધું! તે વખતે તે રાક્ષસે એવો ભયંકર પોકાર કર્યો કે આખું વન તે અવાજથી ખળભળી ઉઠયું. તે ખાડામાં પોકાર કરતો હતો એટલામાં બન્નેએ તેનાપર માટી પૂરી દીધી! આ પ્રકારે તે ભયંકર વિરાધ-રાક્ષસનો નાશ કરી રામે સીતાને શાંત કર્યાં અને પછી તે ત્રણે તે વન વટાવી શરભંગ ઋષિના આશ્રમ પાસે આવી પહોંચ્યા (અ. સ. ૧-૪).

તે આશ્રમ આગળ એક ચમત્કાર તેની દૃષ્ટિએ પડયો. એક દિવ્ય રથ પૃથ્વીથી અધર ઉભો હતો અને તેની પ્રભા ચારે બાજુએ પ્રસરી રહી હતી; તેના ઘોડા અત્યંત સુંદર હતા, અને રથમાં ખુદ્દ ઇંદ્ર બેઠા હતા; સિદ્ધ ગંધર્વ, ઋષિ વિગેરે નાનાં પ્રકારનાં વિમાનમાં બેસી ચારે પાસેથી ઇંદ્રની સ્તુતિ કરતા હતા; પચીસ વર્ષની ઉમરના, અતિ સુંદર રક્ત-વસ્ત્ર અને દિવ્ય હાર ધારણ કરનારા, એવા પુરૂષો તરવાર હાથમાં લઇ ઇંદ્રની આસપાસ ઉભા રહેલા હતા. આવો ચમત્કાર જોઇને રામ બોલ્યા:—"આ ઘોડાઓ ઇંદ્રના ઘોડા જેવા દીસે છે. આ સૌ તરૂણ

"વિરાધ."—



" અરે ભાઇ, મને ખા અને એ લોકોને છોડ. " ( પૃષ્ઠ. ૯૬ )

પુરૂષો દેવ જેવા દીસે છે. આ વિમાનો સ્વર્ગ–લોકનાં દેખાય છે. માટે હે લક્ષ્મણ! જરા ઉભો રહે એટલામાં એ શું છે તે હું જોઇ આવું" એટલામાં ઇંદ્ર શરભંગની રજા લઇ અદશ્ય થઇ ગયા. પછી શરભંગના આશ્રમમાં જઇ રામે તેમને સાષ્ટાંગ દંડવત્ કર્યાં. ઋષિએ તેમનું ઘણી પ્રીતિથી સ્વાગત કર્યું અને બોલ્યાઃ—"હે રામ! મારા તપથી સંતોષ પામી મને સ્વર્ગમાં લઇ જવા ઇંદ્રરાજા આવ્યા હતા તે તમે જોયું હશે. પણ તમે આવનાર હતા એ લક્ષમાં રાખી મેં ઇંદ્રને કહ્યું કે તમારૂં આદાતિથ્ય કર્યા પછી હું સ્વર્ગમાં આવીશ. તમે પ્રત્યક્ષ શ્રીવિષ્ણુના અવતાર છો. તમારો પરોણાચાર કરવાની સંધિ મને મળી એ મારૂં મહાભાગ્ય છે. તમારો આદરસત્કાર કરી હું ધન્ય થયો છું. હવે તમે અહીંથી સુતીક્ષ્ણ મુનિના આશ્રમમાં જાઓ. પણ હું મારો દેહ ચિતામાં અર્પણ કરૂં છું તેટલી વખત મારાપર કૃપા–દૃષ્ટિથી જુઓ અને પછી જાઓ." એમ કહી શરભંગે અગ્નિમાં પડતું મૂક્યું અને મૃત–દેહ છોડી દિવ્ય શરીર ધારણ કરી તે ઋષિ બ્રહ્મલોકમાં ગયા. રામ પણ તેમના કહ્યા પ્રમાણે સુતીક્ષ્ણ ઋષિના આશ્રમ પ્રત્યે ગયા (અ. સ. ૫).

શરભંગના આશ્રમમાંથી અનેક તાપસો અને વાલખિલ્ય મુનિ રામને આવી મળ્યા અને તેમને કહેવા લાગ્યાઃ—"હે રામ! આ દંડકારણ્યમાં મુનિઓના પુષ્કળ આશ્રમ છે, પરંતુ તેઓને રાક્ષસને ઘણો ત્રાસ છે. તમે હમારા પ્રભુ અહિં આવેલા છો તો અમારા અનાથોનું રક્ષણ કરવું એ તમારૂં કર્તવ્ય છે. માણસોનું માંસ ખાનારા રાક્ષસોએ ભક્ષણ કરેલા તાપસોનાં શરીરો તમને હમારી સાથે આવો તો હમે દેખાડીશું. પંપા સરોવરથી માંડીને તે ચિત્રકૂટ પર્વત સુધી આ રાક્ષસોનો ત્રાસ પ્રસરી રહ્યો છે. હમે સર્વે તમારે શરણ આવેલા છીએ. માટે હમારૂં રક્ષણ કરો." રામે ઉત્તર આપ્યોઃ—"આપ બ્રાહ્મણ, તપ કરનારા છો. તો 'શરણે આવ્યા છીએ' એવા દીન શબ્દો આપ બોલો નહિ. તમારૂં રક્ષણ કરવું એ મારી ફરજ છે. હું આ ગહન વનમાં આવેલો છું તે કેવળ મારા પોતાના કામ માટે આવ્યો નથી. હુ

પિતાની આજ્ઞા-પાલન કરતાં સાથે સાથે તમારૂં પણ રક્ષણ કરીશ. તેથી મારા વનવાસનું મોટું ફળ મને મળશે." રામનું આશ્વાસનભરેલું ભાષણ સાંભળી તે તાપસો સંતોષ પામી રામની સાથે નિકળી પડ્યા અને તે બધા સુતીક્ષ્ણના આશ્રમમાં આવી પહોંચ્યા. રામે સુતીક્ષ્ણના આશ્રમમાં જઇ તેમને નમસ્કાર કર્યાં અને કહ્યું —" મને શરભંગ ઋષિએ તમારીપાસ મોકલ્યો છે. સુતીક્ષ્ણે રામ-લક્ષ્મણ અને સીતાનો ઘણા આદરથી સત્કાર કર્યો; તેમને ઉત્તમોત્તમ વન-ફળો ખાવા આપ્યાં અને ત્યાંજ રહી પડવાનો આગ્રહ કર્યો. ત્યારે રામે કહ્યું કે,:—" હું સમસ્ત આશ્રમો જોઇ આવું છું. આ બ્રાહ્મણો ઉતાવળ કરે છે. રાક્ષસોથી તેમનું રક્ષણ કરવાનું મેં માથે લીધું છે." ત્યારે સુતીક્ષ્ણે રામને જવાની પરવાનગી આપી અને કહ્યું —' સર્વ આશ્રમો જોઇ રહ્યા પછી અહીં પાછા પધારજો." તે વાત કબૂલ કરી રામ-લક્ષ્મણ અને સીતા ત્યાંથી બીજે દિવસે આગળ ચાલ્યાં. આગળ ઋષિઓ સાથે જુદા જુદા આશ્રમોમાં જઇ કોઇ ઠેકાણે ચાર મહિના તો કોઇ કોઇ ઠેકાણે છ મહિના તો કોઇ ઠેકાણે વર્ષ સુધી રહી રામે રાક્ષસોનો બંધોબસ્ત કર્યો. એમ કરતાં વનવાસનાં દશ વર્ષ વીતી ગયાં. પછી રામ સુતીક્ષ્ણના આશ્રમમાં પાછા આવી થોડા દિવસ ત્યાં રહ્યાં. બાદ "અગત્સ્ય મુનિનો આશ્રમ ક્યાં છે? તેમનાં દર્શન મારે કરવાં છે." એમ રામે સુતીક્ષ્ણને કહ્યું: ત્યારે ઋષિએ ઉત્તર આપ્યો કે " અગસ્ત્યના બંધુનો આશ્રમ ચાર યોજનપર આવેલો છે; ત્યાં થઇ અગત્સ્યના આશ્રમપર જવું." આ પ્રમાણેઆજ્ઞા લઇ રામ અગત્સ્યના આશ્રમ પ્રત્યેચાલ્યા (અરણ્ય. સ. ૬-૧૧.)

સુતીક્ષ્ણે દર્શાવેલા માર્ગે જતાં જતાં સંધ્યાકાળનો સુમાર થયો ત્યારે રામે લક્ષ્મણને કહ્યુંઃ—" હે લક્ષ્મણ ! સુતીક્ષ્ણ મુનિએ વર્ણન કર્યા પ્રમાણે આ હજારો વૃક્ષો ફળ તથા ફુલના ભારથી નમી ગયલાં દીસે છે: તેમજ આ વનમાં પકવ થયલાં પિંપળાના ફળની કડવી વાસ આવે છે. જુદે જુદે ઠેકાણે કાષ્ટના ઢગલાઓ કરી મૂકેલાં છે તેમજ દર્ભના ભારા પણ બાંધી મૂક્યા છે. આ વનના મધ્ય ભાગમાંથી કાળાં વાદળાં જેવા ધુમાડાના ગોટા નિકળે છે. જો, આ એકાંતમાં જળાશયમાં સ્નાન

કરી બ્રાહ્મણો પોતાને હાથે એકઠાં કરેલાં ફળોનો ઉપહાર કરે છે. આ વૃક્ષોનાં પાંદડાંઓ ભીનાં દેખાય છે; આ મૃગ અને પક્ષીઓ આપણાથી બ્હીતાં નથી. એપરથી ઘણું કરી અગસ્ત્ય મુનિના ભાઇનો આશ્રમ પાસે હોવો જોઇએ એમ મને લાગે છે." એમ વાત કરે છે એટલામાં તો શ્રમિત માણુસનો શ્રમ હરણ કરનારો એવો મુનિ–આશ્રમ દેખાવા લાગ્યો. આશ્રમમાં પહોંચ્યા પછી રામે ઋષિનાં દર્શન કર્યાં અને ઋષિએ તેમનો ઉત્તમ પ્રકારે સત્કાર કર્યો. પછી તે દિવસ તેઓ ત્યાંજ રહી બીજે દિવસે સવારે તે ઋષિની આજ્ઞા લઇ તેઓએ બતાવેલે રસ્તે અગસ્ત્યાશ્રમ તરફ જવા નિકળ્યા. જતાં જતાં રસ્તામાં રામે લક્ષ્મણને અગસ્ત્ય ઋષિનો મહિમા કહી સંભળાવ્યો. "દક્ષિણ દિશા મૃત્યુથી મુક્ત કરી મનુષ્યને ખુલ્લી કરી આપનાર અગસ્ત્ય ઋષિ છે. પૂર્વે અહીં વાતાપિ અને ઇલ્વણ નામના બે ભયંકર રાક્ષસો રહેતા હતા. ઇલ્વણ બ્રાહ્મણનું રૂપ ધારણ કરી સંસ્કૃત બોલતો હતો અને બ્રાહ્મણોને શ્રાદ્ધમાં જમવાનું નિમંત્રણ કરતો. પછી મેષ–રૂપ ધારણ કરેલા વાતાપીને મારી તેનું માંસ રાંધી તે બ્રાહ્મણોને ભોજન કરાવતો. બ્રાહ્મણ જમી રહ્યા કે પછી ઇલ્વણ "હે વાતાપી! બહાર નિકળ." એમ બૂમ પાડતો કે તરત વાતાપી બ્રાહ્મણોનાં પેટ ફાડી બહાર નિકળતો. આ રીતે તેઓએ હજારો બ્રાહ્મણોને છેતરી મારી ખાધા. ત્યારે સર્વ બ્રાહ્મણો અગસ્ત્ય ઋષિને શરણ ગયા. અગસ્ત્યે તે રાક્ષસનો નાશ કરવા વચન આપી ઇલ્વણને ત્યાં શ્રાદ્ધમાં જમવાનું નિમંત્રણ કબૂલ કર્યું. નિત્ય પ્રમાણે ઇલ્વણે વાતાપીને મારી તેનું માંસ અગસ્ત્યને ખવડાવી દીધું. પછી ઇલ્વણે "વાતાપી! બહાર આવ." એમ બૂમ પાડી; ત્યારે અગસ્ત્યે શાંતિથી હસતાં હસતાં જવાબ આપ્યોઃ—" ભાઇ! વાતાપી શી રીતે બહાર આવે? તે તો મારા પેટમાં પાચન થઇ ગયો છે.' એમ કહી તેણે પેટપર હાથ ફેરવી ઓરકાડ ખાધો. આ જોઇ ઇલ્વણે પોતાનું ખરૂં રૂપ પ્રકટ કર્યું અને ક્રોધથી અગસ્ત્ય ઋષિપર ધસી ગયો. પણ અગસ્ત્યે તેને પોતાના નેત્રાગ્નિથી બાળીને ભસ્મ કરી નાંખ્યો! આ રીતે બ્રાહ્મણોપર દયા લાવી અગસ્ત્ય ઋષિએ આવું દુષ્કર કર્મ કર્યું

તે દિવસથી રાક્ષસો તેનાથી બ્હીવા લાગ્યા. તેઓ આ અરણ્યમાં રહેવા આવ્યા ત્યારથી રાક્ષસો દક્ષિણ દિશા તરફ અતિશય બ્હીકથી જુએ છે: અને તેજ કારણથી દક્ષિણ દિશા અગસ્ત્યના નામથી ઓળખાય છે. આ ઋષિનીજ વાટ જોઇને વિંધ્યાદ્રિ પર્વત જે આડો સૂઇ રહ્યો છે તે હજી ઉભો થતો નથી. પૂર્વે વિંધ્યાદ્રિ પર્વત ગર્વના આવેશમાં ઉંચો વધવા લાગ્યો તે એટલો વધી ગયો કે બ્રાહ્મણોને બ્હીક લાગી કે આ સૂર્યનો માર્ગ બંધ કરશે. ત્યારે તેનો બંધોબસ્ત અગસ્ત્ય મુનિએ કર્યો-તે એવી રીતે કે જ્યારે મુનિ દક્ષિણ દિશામાં જતા હતા ત્યારે વિંધ્યાદ્રિએ માર્ગમાં તેમને સાષ્ટાંગ દંડવત્ કર્યાં; ત્યારે તેમણે તેને કહ્યું:—"હે વિંધ્યાદ્રિ! હું પાછો ફરૂં ત્યાં સુધી આમજ પડી રહેજે." તે દિવસથી તે પર્વત આડોજ પડી રહ્યો છે. એવા અત્યંત સામર્થ્ય' વાળા અગસ્ત્ય ઋષિના આશ્રમમાં આપણે જઇએ છીએ. તે સાધુ પુરૂષ હમેશ સજ્જનોનું કલ્યાણ કરે છે. એનું આરાધાન કરી વનવાસના શેષ દિવસ આપણે એનીપાસે કાઢીશું! અહિં સર્વ દેવ, સિદ્ધ, ગંધર્વ અને મહર્ષિઓ અગસ્ત્યનાં દર્શન કરવા રોજ આવે છે. અહિં કોઇ ખોટું બોલનારા, શઠ, નિર્દય કિંવા પાપી મનુષ્યો રહી શકતા નથી. એવો આ મુનિનો પ્રભાવ છે. જો, આ મહાર્ષિનો આશ્રમ દેખાય છે. આપણે એ પુણ્યાત્મા મહા મુનિનાં દર્શન કરીએ." એમ કહેતા કહેતા રામ આશ્રમના દ્વારપાસે આવી પહોંચ્યા અને શિષ્યો મારફત ઋષિને કહેવડાવ્યું કે: "હું દાશરથી રામ, સીતા-લક્ષ્મણ સહિત વનવાસાર્થે, દંડકારણ્યમાં આવ્યો છું. અને આપનાં દર્શનની ઇચ્છા રાખું છું." આ વર્દી શિષ્યોએ ઋષિને આપતાંજ ઋષિએ રામ-લક્ષ્મણ સીતાને તરતજ અંદર લાવવાની આજ્ઞા કરી. અને તેપરથી શિષ્યો તેઓને અંદર લઇ આવ્યા. આશ્રમમાં ચારે બાજુએ શાંત અને રમણીય દેખાવ દેખાતો હતો અને હરણો શાંતિથી ચરતાં હતાં તે જોઇ રામને ઘણું આશ્ચર્ય લાગ્યું. પછી જુદા જુદા દેવનાં મંદિરો આવવા માંડ્યાં. ઇંદ્ર, વિષ્ણુ, સૂર્ય, ભગ, કુબેર, બ્રહ્મા, વાયુ, વરૂણ, ગાયત્રી, વસ્તુ, નાગ-રાજ. ગરૂડ, કાર્તિકેય અને યમ. એ સર્વ દેવોનાં મંદિરો જોઇ રામ આગળ ચાલ્યા;

એટલે અગસ્ત્ય ઋષિ અગ્નિમાં હોમ આપી મુનિઓ સાથે બહાર આવ્યા. તેને જોતાંજ રામે આગળ આવી તેને નમસ્કાર કર્યાં, અને હાથ જોડી તેની સામે ઉભા રહ્યા. લક્ષ્મણ અને સીતા પણ મુનિને હાથ જોડી ઉભાં રહ્યાં. ત્યારે અગસ્ત્યે પોતે જમીનપર બેસી સર્વને બેસવા કહ્યું. પછી મુનિએ વન-ફળ, ફુલ, પાણી, ઇત્યાદિથી રામનો સત્કાર કીધો. પૂજા કરતાં કરતાં તે બોલ્યાઃ—"હે રામ! જો અતિથીનો આવો સત્કાર ન કીધો હોય તો ખોટી સાક્ષી આપનારા મનુષ્યની માફક ગૃહસ્થને યમ-લોકમાં પોતાનુંજ માંસ ખાવું પડે છે. તેમાં તું તો હમારો અત્યંત પ્રિય અતિથી છે, કારણ તું હમારો રાજા છે એટલુંજ નહિ પણ ધર્મ-પ્રિય તથા પરાક્રમી છે." આવી રીતે રામચંદ્રનો સત્કાર કરીને અગસ્ત્ય ઋષિ બોલ્યાઃ—"આ વિશ્વકર્માએ નિર્માણ કરેલું સુવર્ણ તથા રત્નથી સુશોભિત કરેલું વૈષ્ણવ નામનું મોટું ધનુષ્ય હું તને આપું છું. મહેંદ્રે મને આપેલું આ દિવ્ય અમોઘ બાણ, અખુટ બાણથી ભરેલા આ બે ભાથા, સુવર્ણથી મંડિત કીધેલી અને સુનાના મ્યાનમાં મૂકેલી આ મોટી તરવાર હું તને આપું છુ. આ ધનુષ્યથી વિષ્ણુએ અસુરોને જીતી તેનું ધન દેવોને આપ્યું. આ ધનુષ્ય, બાણ, ભાથા, તલવાર લે અને તેની મદદથી જય મેળવ." એમ બોલી તે સર્વ આયુધો તેણે રામચંદ્રને આપ્યાં. તે રામે મોટા હર્ષ અને આનંદથી લીધાં. પછી અગસ્ત્ય ઋષિ બોલ્યાઃ—"હે રામ! તું મારાં દર્શન કરવા માટે આટલે દૂર આવ્યો છે તેથી મને ઘણો આનંદ થયો છે. આ તારી પત્ની નારી સાથે આવી છે તેણીએ ઘણું દુષ્કર કર્મ કર્યું છે. સૃષ્ટિની ઉત્પત્તિ થઇ ત્યારથી ઘણુંખરૂં એવો અનુભવ છે કે જો પતિ સારી સ્થિતિમાં હોય તોજ તેને પત્ની માને છે અને ખરાબ સ્થિતિમાં આવે તો તેને છોડી દે છે. પરંતુ તારી પત્ની આ દોષથી રહિત છે અને વસિષ્ઠની અરૂંધતીના જેવી મહાપતિવ્રતા છે. એને ઘણો શ્રમ પડયો છે. એને સુખ થાય એવી જગ્યાએ રહો." પછી રામે, 'રહેવાને સુંદર યોગ્ય જગા કઇ છે?' એમ પૂછ્યું એટલે અગસ્ત્યે આજ્ઞા કરી કેઃ—"અહિંથી બે યોજનપર ગોદાવરીને કાંઠે પંચવટી કરીને સ્થળ છે અને તે ઘણું ઉત્તમ છે.

ત્યાં પણ કુટી બાંધી રહો." પછી અગસ્ત્ય ઋષિનો મોટો સત્કાર કરી અને તેને નમસ્કાર કરી રામ પંચવટી જવા નિકળ્યા. ( અ સ. ૧૨-૧૩ )

રામ, લક્ષ્મણ અને સીતા સહિત પંચવટી-પ્રત્યે જતા હતા તેવામાં તેઓને એક પ્રચંડ શરીરનો અને બલિષ્ઠ એવો એક ગૃધ્ર પક્ષી મળ્યો. આ કોઇ પક્ષી રૂપ ધારણ કરનારો માયાવી અસુર છે એમ ધારી રામે તેને તું કોણ છે? એમ પૂછ્યું. ત્યારે તે પક્ષી શાંત અને મધુર વાણીથી બોલ્યો:—"પૂર્વે ઘણા પ્રજાપતિઓ થઇ ગયા તેઓનાં નામ સાંભળો. પ્રથમ કર્દમ, પછી વિકૃત, પછી શેષ, સંશ્રય, સ્થાણુ, મરીચિ, અત્રિ, ક્રતુ, પુલસ્ત્ય, અંગિરા, પ્રચેતા, પુલહ, દક્ષ, વિવસ્વાન્ અને અરિષ્ટનેમિ થઇ ગયા અને છેવટે કશ્યપ થયા. એમાંના દક્ષપ્રજાપતિને સાઠ છોકરીઓ થઇ. તેમાંથી આઠ છોકરીઓ—અદિતિ, દિતિ દનું, કાલકા, તામ્ર, ક્રોધવશા, મનુ અને અનલા,—તેણે કશ્યપસાથે પરણાવી. કશ્યપે તે સ્ત્રીઓને આજ્ઞા કરી કે મારા જેવા પુત્રો થાય એવી તમે ભાવના કરો. પહેલી ચાર સ્ત્રીઓએ આ વાત માન્ય કરી પણ બીજી ચારે તે માન્ય કરી નહિ. તેથી અદિતિને પેટે તેત્રીસ દેવ ઉત્પન્ન થયા. દિતિને પેટે દૈત્ય ઉત્પન્ન થયા અને તેઓજ પ્રથમ પૃથ્વી-પર રાજ્ય કરતા હતા. દનૂને પેટે અશ્વગ્રીવ ઉત્પન્ન થયો અને તેના વંશજો દાનવો થયા. કાલકાને નરક અને કારક નામના બે પુત્રો થયા. આ પ્રમાણે પહેલી ચાર સ્ત્રીઓને પેટે સામર્થ્ય-વાન એવા પુત્રો થયા. બાકીની ચારમાંની પહેલી તામ્રાને પેટે પાંચ પુત્રં ઉત્પન્ન થઇ; તેનાં નામ ક્રૌંચી, ભારવી, શ્યેની, ધૃતરાષ્ટ્રી અને શુકી. એ પુત્રીઓથી સર્વ પક્ષી-વર્ગ ઉત્પન્ન થયો. તેજ પ્રમાણે ક્રોધાવશાને દશ પુત્રીઓ ઉત્પન્ન થઇ; તેનાં સંતાન તે સર્વ પશુ-વર્ગ. મનુ નામની પત્નીને પેટે મનુષ્ય ઉત્પન્ન થયાં. અને અનલાને પેટે સર્વ વૃક્ષો થયાં. આ કશ્યપની સૃષ્ટિ મેં વર્ણવી. હવે તામ્રાની પુત્રી શુકીને શ્વેતા નામની પુત્રી થઇ અને તેની પુત્રી વિનતા. તે વિનતાને અરૂણ અને ગરૂડ નામના બે પુત્ર થયા. અને અરૂણને સંપાતિ અને જટાયુ નામના બે પુત્ર થયા. સંપાતિ મારો જ્યેષ્ઠ બંધુ અને જટાયુ તે હું. તમારા પિતા દશરથનો હું પરમમિત્ર છું. તમારા આશ્રમમાં રહી હું તમને સહાય કરીશ. તમે

અને લક્ષ્મણ બહાર જશે ત્યારે હું સીતાનું રક્ષણ કરીશ. ” આ તેનું ભાષણ સાંભળી અને તે દશરથનો મિત્ર છે એમ ખબર પડતાં રામે તેને માન આપી નમસ્કાર કર્યાં અને પછી તેઓ ચારે મળી પંચવટી આવી પહોંચ્યા. તે સ્થળની શોભા જોઇ રામને ઘણો આનંદ થયો અને તેમણે લક્ષ્મણને કહ્યું:—“ આ દેશ સપાટ હોઇ ફુલથી ભરેલાં વૃક્ષોથી છવાઇ રહ્યો છે; અહિં સારાં સ્થળે આશ્રમ તૈયાર કર. જો, આ પાસેજ એક બાજુએ સૂર્યનાં જેવાં ઉજ્વળ અને સુગંધી કમળોથી ભરપૂર સરોવરો દૃષ્ટિએ પડે છે: બીજી બાજુએ, થોડે દૂર, ગોદાવરી નદી વહે છે; તેને કાંઠે હંસ, કારંડવ, ચક્રવાક વિગેરે પક્ષીઓ ક્રીડા કરે છે અને હંસોનાં યૂથો પાણી પીયે છે. આ મોટી મોટી ગુફાઓથી ભરપૂર ઉંચા ડુંગરો ફુલોથી ઝુકી રહેલાં ઝાડોથી છવાઇ રહેલા છે અને મોરોના અવાજથી રમ્ય લાગે છે. પર્વતોની બાજુઓ સોના-રૂપાં અને ત્રાંબા વિગેરે ધાતુથી ભરેલી છે અને નવા નવા રંગની વેલથી રંગેલા હાથીઓ જેવી શોભે છે. સારાંશ, આ પશુ-પક્ષીથી ભરેલુંસ્થળપવિત્ર તેમજ રમણીય દીસે છે. અહીં આપણે વાસ કરી સુખ પામીશું.” આ સાંભળતાંજ લક્ષ્મણે પર્ણકુટી બાંધવાની તૈયારી કરી. જમીનપર વિશાળ ઓટલો કરી, તેપર મોટા થાંભલા ઉભા કરી તેનાપર આડા વાંસ નાંખી અને મજબૂત વેલથી તે સર્વને બાંધી ઉપર શમી-વૃક્ષની શાખાઓ, કુશ ઘાસ અને પાંદડાં વિગેરેનું છાપરૂં બનાવ્યું. આ પ્રમાણે તૈયાર થયલું તે સુંદર ગૃહ જોઇ રામને ઘણો આનંદ થયો અને તેણે લક્ષ્મણને પ્રેમપૂર્વક આલિંગન કર્યું અને બોલ્યા:—“ તારા આ કામ માટે આ આલિંગન શિવાય બીજી કાંઇ બક્ષિસ આપવા મારીપાસ નથી.” પછી લક્ષ્મણે ગોદાવરીમાં સ્નાન કર્યું અને ઉત્તમ ફુલ ફળ આણી તેને જુદે જુદે ઠેકાણે ગોઠવી દીધાં: અને જટાયુને પહેરાપર રાખી તેઓ તે પર્ણશાળામાં આનંદથી રહેવા લાગ્યા. (અ. સ. ૧૨-૧૯).

આ પ્રમાણે પંચવટીમાં વાસ કર્યાં પછી શિયાળો આવી લાગ્યો. ચારપાસ ઠંડી કકડીને પડવા લાગી. આકાશ હમેશ ધુમસથી વ્યાપ્ત રહેવા લાગ્યું. ખેતરમાંનાં ધાન્ય, ઘાસ વિગેરે સર્વ પાકી ગયાં. પાણી

પર અભાવ થઈ અગ્નિપર ભાવ વધવા માંડયો. સૂર્ય દક્ષિણાયનમાં ગયાથી ઉત્તર દિશા તિલકરહિત સ્ત્રીના જેવી નિસ્તેજ દેખાવવા લાગી. દિવસ વધારે રમણીય લાગતા; કારણ, ખરે બપોરે પણ બહાર ફરવું અને તડકામાં બેસવું સુખકર લાગતું અને છાયામાં અને પાણીમાં જવાની ઇચ્છા થતી નહિ. ઠંડીને લીધે રાત્રી ઘણી લાંબી અને ભયંકર લાગતી. ચંદ્રની ખુબસુરતી સૂર્યમાં ગઇ અને તે ધુમસને લીધે સફેદ, અને મેલા આરસા જેવો દેખાવવા લાગ્યો. બરફ અને ઝાકળથી આચ્છાદિત થયલો, અને ઠંડા કિરણવાળો સૂર્ય, ઉદય થયા પછી પણ ચંદ્ર સરખો શીતળ લાગતો હતો. રાની હાથીઓ તરસ્યા થઇ નદી કિનારે અથવા સરોવરમાં પાણી પીવા જતા, પણ ઠંડા ગાર પાણીનો સ્પર્શ થતાંજ પાણી ન પીતાં, સૂંઢ પાછી ખેંચી લેતા. હંસ, કારંડવ વિગેરે પાણીમાં તરનારાં પ્રાણી પણ પાણીમાં ન પેસતાં કિનારાપરજ બેસી રહેતાં, જેમ બીકણ શિપાઇ યુધ્ધમાં ઝંપલાવતાં પાછા ફરે છે તેમ એ પક્ષીઓનો પાણીમાં ઝંપલાવતાં જીવ ચાલતો નહતો. નદી કિનારે એકસરખું ધુમસ પ્રસરી રહ્યું હોવાથી કિનારાપર બેઠેલાં સારસ પક્ષીઓ ફક્ત શબ્દથીજ ઓળખાતાં હતાં. ઝાકળ પડયાથી તેમજ સૂર્યનો તાપ કોમળ હોવાથી પર્વતોના શિખરપરનું પાણી પણ અતિશય ઠંડું અને મીઠું લાગતું હતું. સરોવરમાંનાં કમળનાં ફુલો મરી જઇ તેનાં દાંડીઓ ફક્ત દેખાતી હતી અને તેનાં પાંદડાં જીર્ણ થઇ જઇ ફક્ત પાંદડાંની નસો દેખાતી હતી. આવી કડક ઠંડીમાં, એક દિવસે, રામ, લક્ષ્મણ અને સીતા નિયમ પ્રમાણે ગોદાવરીમાં સ્નાન કરવા ગયાં. આ ઠંડીના દિવસોમાં ભરતજી પણ શરયુ નદીમાં સ્નાન કરતા હશે ઇત્યાદિ અનેક ઘરની વાતો યાદ કરતાં ત્રણે જણે સ્નાન કરી દેવ અને પિતરનું તર્પણ કરી પાછાં આશ્રમમાં આવ્યાં. એટલામાં કર્મધર્મ સંયોગે શૂર્પણખા નામની રાક્ષસી ત્યાં આવી ચઢી. તે રામનું વિલક્ષણ તેજ, કાન્તિ, મદન જેવું સુંદર રૂપ, અને બળવાન્ હૃષ્ટ–પુષ્ટ શરીર જોઇ મોહ પામી. રામનું મુખ કેવું સુંદર અને તે રાક્ષસીનું મુખ કેવું કદરૂપું ! રામની કંમર સિંહસરખી બારીક અને તે રાક્ષસીનું પેટ ઘાઘર

જેવું વિશાળ! રામનાં નેત્ર મોટાં અને પાણીદાર, ત્યારે તે રાક્ષસીના ડોળા ઝીણા અને જડ હતા; રામના કેશ કાળા અને બારીક ત્યારે તે રાક્ષસીના કેશ રાતા અને બરછટ હતા; રામનું સ્વરૂપ અત્યંત મોહક હતું, ત્યારે તેનું સ્વરૂપ કંટાળો આવે એવું હતું: રામ તરૂણ હતા ત્યારે તે રાક્ષસી વૃદ્ધ હતી; રામનો સ્વર મધુર હતો ત્યારે તેણીનો સ્વર કર્કશ હતો; રામ મધુર ભાષણ કરનાર તો તેણી ગ્રામ્ય ભાષણ કરનારી હતી; રામ ન્યાયી ત્યારે તે અતિશય દુષ્ટ હતી. આવા વિરૂદ્ધ લક્ષણવાળાં સ્ત્રી પુરૂષનો ભેટો થતાં તે સ્ત્રીને રામપર પ્રેમ ઉત્પન્ન થયો એ કેવું વિચિત્ર? તે શૂર્પણખા રામ પાસે આવી કહેવા લાગી:—"તમે જટા-વલ્કલ ધારણ કરી અહિં રાક્ષસોના વનમાં કેમ આવ્યા છો? તમે કોણ અને કયાંથી આવ્યા છો તે મને કહો." રામે ઉત્તર આપ્યો:—"હું દશરથનો પુત્ર રામ છું, આ મારી સ્ત્રી સીતા છે અને આ મારો ભાઇ લક્ષ્મણ છે. હું પિતાની આજ્ઞાથી વનવાસ કરવા અહિં આવ્યો છું. હવે તું કોણ અને શા માટે અહિં આવી છું તે મને કહે." ત્યારે શૂર્પણખા બોલી:—"રાવણનું નામ તેં સાંભળ્યું હશે. તે રાક્ષસની હું બ્હેન શૂર્પણખા છું. તે શિવાય છ છ મહિના સુધી નિંદ્રા કરનાર કુંભકર્ણ અને ધર્માત્મા બિભીષણ નામના બે ભાઇ મારે છે. ખર, દુખર મારા સગા ભાઇઓ છે અને તેઓ અહિં રહે છે. હું ધારૂં તે રૂપ ધારણ કરી આ અરણ્યમાં ફરૂં છું. તારૂં આ અનુપમ રૂપ જોઇ હું તારાપર મોહિત થઇ છું. આ તારી પત્ની ઘણી કદ્રૂપી છે; તે તને શોભતી નથી. માટે એને અને તારા ભાઇને હું ખાઇ જાઉં છું. તું મારો પતિ થયા બાદ આપણે દંડકારણ્યનાં જુદાં જુદાં રમ્ય સ્થળોમાં યથેચ્છ વિહાર કરીશું." આ ચમત્કારિક ભાષણ સાંભળી રામ શાંતિથી મશ્કરીમાં બોલ્યા:—'હે શૂર્પણખા! મારાં લગ્ન તો થઇ ગયાં છે અને મારી સ્ત્રી હયાત છે. તે મને અત્યંત પ્રિય છે. તારા જેવી શોકય કરવાથી તેને ઘણું દુ:ખ થશે. પણ લક્ષ્મણને સ્ત્રી નથી, માટે તેને તારો પતિ કર. એટલે તને શોકયની બ્હીક પણ નહિ." આ ભાષણ સાંભળી શૂર્પણખા લક્ષ્મણ પાસે ગઇ. લક્ષ્મણ કાંઇ રૂપમાં રામથી બહુ ઉતરતા

નહતા. તેની પ્રત્યે તે બોલી:—"હું રૂપમાં તને અયોગ્ય નથી. આપણે આનંદથી આ દંડકારણ્યમાં વિહાર કરીશું." લક્ષ્મણે ઠઠ્ઠામાં કહ્યું:—"હું રામચંદ્રનો નાનો ભાઇ એટલે દાસ છું. મારી સ્ત્રી થઇ દાસી થવામાં શો ફાયદો? માટે રામ પોતાની કદ્રૂપ સ્ત્રી છોડી તારી સાથે લગ્ન કરે એજ યોગ્ય છે." આ ઠઠ્ઠા શૂર્પણખાને ખરીજ લાગી; તેણે રામપાસ પાછા જઇ કહ્યું:—"ખરેખર આ કુરૂપ સ્ત્રીના છંદમાં પડી તું મારૂં અપમાન કરે છે! માટે હું એનેજ ખાઇ જઇશ, કે પછી મને શોક્યનો ભય રહે નહિ. અને પછી આપણે આનંદમાં દિવસો નિર્ગમન કરીશું." એમ કહી જેમ આકાશમાં રોહિણીપર એકાદ ઉલ્કા તુટી પડે તેજ પ્રમાણે તે સીતાપર તુટી પડી. તેને વચ્ચેથી અટકાવી રામે લક્ષ્મણને કહ્યું:—"આ મૂઢ અનાડીને ઠઠ્ઠામાં સમજ પડતી નથી. એની સાથે ઠઠ્ઠા કરવામાં માલ નથી. જો, સીતા બહુ ગભરાઇ ગયાં છે. આ રાક્ષસીને યોગ્ય શિક્ષા કરવી જોઇયે. એના દુષ્ટ કર્મ માટે એને કદ્રૂપ કરી છોડી મૂકવી એજ યોગ્ય છે." આ આજ્ઞા થતાંજ લક્ષ્મણે ખડ્ગ હાથમાં લઇ તેણીનાં નાક કાન કાપી નાખ્યાં. એટલે મોટી કરાળી પાડી, રક્તથી લાલચોળ થયલાં મુખવાળી તે શૂર્પણખા, ત્યાંથી નાઠી તે છેક જનસ્થાનમાં પોતાના ભાઇઓ પાસ આવી પહોંચી. ત્યાં ખર રાક્ષસ સભા ભરી બેઠો હતો, તેની આગળ જઇ તે આક્રોશ કરતી ઉભી રહી. ત્યારે તેનું પુષ્કળ રીતે સાંત્વન કરી તારૂં કોણે અપમાન કર્યું એમ પૂછ્યું. તેના જવાબમાં તેણે રામ-લક્ષ્મણની સર્વ હકીકત કહી સંભળાવી. એટલે ખરે ક્રોધથી લાલ થઇ ચૌદ બળવાન રાક્ષસોને આજ્ઞા કરી:—"હે વીરો, તમે શૂર્પણખા સાથે જઇ તે બતાવે તે માણસોને ઠાર મારો અને તેનું રકત એને પીવા આપો." તે આજ્ઞા પ્રમાણે તે ચૌદ રાક્ષસો શૂર્પણખા સાથે નિકળ્યા તે પંચવટીમાં રામના આશ્રમ આગળ આવી ચઢયા. તેઓને જોતાંજ રામે, લક્ષ્મણને સીતાસહિત આશ્રમમાં જવાનું કહી, પોતે હાથમાં ધનુષ્ય બાણ લીધાં: અને તે રાક્ષસો હલ્લો કરે તે પૂર્વેજ તેમને એકેક બાણે ઠાર કર્યાં. તે જોઇ શૂર્પણખા પાછી નાસતી નાસતી ખરના આશ્રમમાં જઇ પહોંચી. અને તેને તિરસ્કારપૂર્વક વાણીથી કહેવા લાગી:—

"હે ખર, રામ લક્ષ્મણ ખરા પરાક્રમી છે. તું શૌર્યની અવગણના કરે છે. પણ તારા એકલાથી કાંઇ વળનાર નથી. માટે સર્વ સૈન્યસહિત તું જા. નહિ તો તુંજ માર્યો જશે." આ પ્રમાણે ચઢાવેલો ખર પોતાની સાથે લઢાઇમાં પાછા ન ફરે એવા, અને કાળાં વાદળાં જેવા શ્યામ, એવા ચૌદ હજાર રાક્ષસ અને દૂષણ નામના સેનાપતિને લઇ તે પંચવટી તરફ ચાલ્યો. રામને આ ભવિષ્ય આગળથીજ માલમ હતું, તેથી તેણે સીતાને લક્ષ્મણ સાથે ડુંગરોમાં મોકલી દઇ, પોતે કવચ ચઢાવી દિવ્ય આયુધો લઇ તે રાક્ષસો માટે તૈયારજ થઇ રહ્યા હતા. તેમણે રાક્ષસોને બાણોવડે આવકાર આપ્યો. એક તરફ એકલા રામ અને બીજી તરફ ચૌદ હજાર રાક્ષસોનો ભયંકર સંગ્રામ થયો અને તેમાં આખરે રામે તે ચૌદ હજાર રાક્ષસ તેમજ ખર, દુખર અને ત્રિશિરાને ઠાર કર્યા. રામનું આ અલૌકિક પરાક્રમ જોઇ દેવ, ગંધર્વ, સિદ્ધ વિગેરેએ તેમનાપર પુષ્પ-વૃષ્ટિ કરી. પછી અગસ્ત્યાદિ ઋષિ અને તાપસોએ આવી રામનું અભિવંદન કર્યું અને કહ્યું:—"હે રામ, આ કામ કરવા સારૂજ તમને હમે દંડકારણ્યમાં બોલાવ્યા હતા. હવે અમે આ અરણ્યમાં અમારો તપ નિર્ભયપણે અને નિઃશંક મનથી કરી શકીશું." એટલામાં લક્ષ્મણ પણ સીતાને લઇ ડુંગરોમાંથી પાછા આવ્યા. અને સીતાએ તે હજારો રાક્ષસોના નાશ કરનાર રામ પ્રત્યે આશ્ચર્ય અને પ્રીતિયુકત નજરે જોઇ ઘણો આનંદ પ્રદર્શિત કર્યો, અને આ ભયંકર સંકટ વટાવી રામ સુરક્ષિત રહ્યા તે માટે ઇશ્વરની સ્તુતિ કરી (અર. સ. ૧૬-૩૦).

આણી તરફ શૂર્પણખા, તે ચૌદ હજાર રાક્ષસનો નાશ જોઇ નાઠી તે એકદમ લંકામાં રાવણ પાસ જઇ પહોંચી. રાવણ રાજસભા ભરી સિંહાસનપર બેઠો હતો. ચારે બાજુ પ્રધાનો હાથ જોડી ઉભા રહ્યા હતા. તેને દશ શિશ અને વીસ હાથ હતા તેથી તેનું શરીર અતિશય લટ્ટ અને તેજસ્વી દેખાતું હતું. તેની વિશાળ છાતીપર રાજ્ય-ચિન્હો ધારણ કર્યાં હતાં. તેણે કૈલાસ પર્વતપર જઇ કુબેરને જીતી તેનું પુષ્પક વિમાન હરણ કર્યું હતું; ઇંદ્રનું નંદનવન ક્રોધના આવેશમાં ઉજેડી નાંખ્યું હતું; ચંદ્ર-સૂર્યને પણ મધ્ય આકાશમાં, પર્વતપર ચઢી, પકડી

રાખ્યા હતા; અને દશ હજાર વર્ષ સુધી તપ કરી બ્રહ્માને પોતાના શિર-કમળ ચઢાવી પ્રસન્ન કરી એવો વર મેળવ્યો હતો કે 'હું પિશાચ, ઉરગ, રાક્ષસ, દેવ, દૈત્ય, દાનવ એમાંથી કોઇને હાથે મૃત્યુ પામું નહિ.' એવા તે બળવાન રાક્ષસોના રાજા આગળ ઉભી રહી ભયથી આકુળ થયલી તે શૂર્પણખા બોલવા લાગી:—"અરે રાવણ, તું કામ અને ઉપભોગમાં અંધ થઇ પડેલો છે. તારા પણ સંકટ આવ્યું છે તે તને કેમ ખબર નથી? રાજાને જાસુસો મારફત બધી ખબર પડે છે તેથી તેને દીર્ઘદષ્ટિ કહે છે. પણ તને તો નિદ્રા આવી હોય એમ લાગે છે. અરે, એકલા રામે ચૌદ હજાર ભયંકર રાક્ષસ ઠાર મારી સાથે સાથે ખર, દૂષણ અને ત્રિશિરાને પણ યમ-પૂરીમાં પહોંચાડયા એ તને ખબર પડી નથી? જન-સ્થાન ઉજડ કરી રામે ઋષિઓને અભય આપ્યું છે: અને દંડકારણ્ય મુકત કરી તેઓને ક્ષેમ-કુશળ કર્યાં છે. પણ તું ચૈનબાજીમાં ચક-ચૂર થઇ પરાધીન થયો છે. તારા રાજ્યમાં શું ભય ઉત્પન્ન થયો છે તેની તને દાદ પણ નથી." આ સાંભળી રાવણે તેને પૂછયું;—શૂર્પણખા, તારી આ અવસ્થા કોણે, કયાં અને શા માટે કરી? આ રામ કોણ છે? તેનામાં કેટલું સામર્થ છે? તે કેવાં આયુધે યુદ્ધ કરે છે વિગેરે સર્વ હકીકત તું મને કહે." શૂર્પણખાએ અસત્ય ઉત્તર આપ્યો:—"મહાબાહુ રામ મદનસરખો સુંદર, વિશાળ નેત્રવાળો, મહાન્ પરાક્રમી, ધનુષ્યથી યુદ્ધ કરનારો છે અને જટા-વલ્કલ ધારણ કરે છે. તેનો ભાઈ લક્ષ્મણ પણ તેવોજ છે. પણ રામની સ્ત્રી સીતા અત્યંત સુંદર છે. તેના જેવી સ્ત્રી મેં દેવલોક કે અસુર લોક કે ગંધર્વ લોકમાં પણ જોઇ નથી. જેને સીતા પ્રાપ્ત થાય તે ખરેખર ધન્ય છે એમ લાગ્યું અને તેથી તારા સારૂ સીતાને હરી લાવવા હું ત્યાં ગઇ; તેથી લક્ષ્મણે મારૂં મોં આવું કુબડું કર્યું. તે સીતાનું હરણ કરી રામ લક્ષ્મણને તું ઠાર માર; નહિ તો આ તારો ત્રૈલોકયના રાજ્યનો વૈભવ નાશ પામશે એ ખાત્રી રાખજે." રાવણે તેનું સાંત્વન કર્યું અને આગળ શું પગલાં લેવાં તે મનમાં નક્કી કરી, તે રથ-શાળામાં ગયો, અને ગુપ્ત રીતે સારથીને રથ જોડવાની આજ્ઞા કરી. સારથીએ તે રત્ન-મંડિત સુવ-

ણુંના ભૂષણથી અલંકૃત એવાં પિશાચ-મુખી ખરચરો જોડી રાવણને રથમાં બેસાડયો અને પછી રથને વાયુ વેગે આકાશ માર્ગે હાંકયો. આકાશમાં વિમાનોની દિવ્ય શોભા જોતો જોતો, સમુદ્રના કિનારાપરનાં ચંદન, અગરૂ વિગેરે સુવાસિક વૃક્ષોનાં વનોમાંથી નિકળતી સુગંધ લેતો લેતો, રાવણ સમુદ્ર ઓળંગી સામે કિનારે એક પવિત્ર અને રમ્ય આશ્રમમાં થોડા વખતમાં જઇ પહોંચ્યો. ત્યાં મરીચિ નામનો રાક્ષસ કાળું મૃગ-ચર્મ અને જટા વલ્કલ ધારણ કરી તપ કરતો હતો. તેણે રાવણનું યથાયોગ્ય આતિથ્ય કર્યું. પછી રાવણે બોલવું શરૂ કર્યું:—"હે મારીચ, તને ખબર છે કે મારી આજ્ઞાથી મારો કાકાનો છોકરો ખર, દૂષણ તથા શૂર્પણખા સાથે, જન સ્થાનમાં રહેતો હતો. તેની સાથે મદદ માટે ચૌદ હજાર રાક્ષસ રહેતા હતા. તે સર્વને રામે એકલાએ પોતાનાં તીક્ષ્ણ શરોએ ઠાર માર્યાં છે. બાપે હાંકી મુકેલા કેવળ પગે ચાલતા છોકરાએ રથ, અશ્વ, હાથી ઉપર બેસી લડનારાઓનો નાશ કર્યો ! તે ક્ષણિક જીવનારા મનુષ્યે મારી બેનનાં નાક અને કાન વિના કારણ કાપી નાંખ્યાં. આ કારણથી રામની દેવકન્યાસમાન સુંદર ભાર્યા સીતાને હરણ કરવા મેં નિશ્ચય કીધો છે તે કામમાં મારે તારી મદદ જોઇએ છે. સીતાને હરણ કરવાની એક યુક્તિ મેં યોજી છે. તું સુવર્ણનો મૃગ બની સીતાની દૃષ્ટિએ પડ. એટલે ઘણું કરીને તને મેળવવાની તેની ઇચ્છા થશે. પછી રામ લક્ષ્મણ સીતાને આશ્રમમાં છોડીને જશે. એટલે હું તરત તેનું (સીતાનું) હરણ કરીશ. સીતાના વિયોગથી ક્ષીણ થયલા રામનો નાશ કરતાં મને વાર લાગશે નહિ." રામનું નામ સાંભળતાંજ મારીચના હૃદયમાં બીકની કંપારી છૂટી તોપણ તે શાંત સ્વરે બોલ્યો:—"હે રાવણ! અપ્રિય પરંતુ સત્ય એવું બોલનાર અને તે બોલેલું સાંભળનાર ઘણા થોડાજ હોય છે. હું અપ્રિય બોલું છું, તેની ક્ષમા કરજે. રામને અદ્યાપિ તું ઓળખતો નથી. મને લાગે છે કે તું દૂતો પાસ ચારબાજુની ખબર મંગાવતો નથી. રામ મહા પરાક્રમી તથા ઇંદ્ર જેવા બહાદુર છે. રાક્ષસોનું સર્વથા કલ્યાણ થાઓ. કારણ, રામ ગુસ્સે થયા તો સમસ્ત

પૃથ્વી રાક્ષસ વગરની બનાવી નાખશે. સીતા–રૂપી આ એક રાક્ષસોને મોટો ભયજ ઉપસ્થિત થયો છે. તારા જેવા કામાંધ દુ:શીલ અને પાપી વિચાર કરનારા રાજા, પોતિકો, લોકોનો તથા રાજ્યનો નાશ કરે છે. તે તેજસ્વી પુરૂષની સ્ત્રી જોરજુલમ કરી તું આણી શકીશ નહિ. કારણ, જેમ દિવાની જ્યોત પકડવા જતાં હાથ ભસ્મ થાય છે, તેમ સીતાને લેવા જતાં તારા હાથ ભસ્મ થશે. પૂર્વે મને રામનું બળ માહિત ન હોવાથી, આ એક નાનું બાળક છે એમ ધારી મેં વિશ્વામિત્રના યજ્ઞપર હલ્લો કર્યો હતો. પણ રામે એક બાણને ઝપાટે મને સમુદ્રપાર સો યોજન ઉડાવ્યો હતો. મારી સલાહપર દુર્લક્ષ આપી તું રામ સાથે વિરોધ કરીશ તો તારો કુટુંબસહિત નાશ થશે. **પર–સ્ત્રી સાથે વ્યભિચાર કરવો એના જેવું ઘોર પાતક બીજું નથી.** માટે આ કામ છોડી પોતાની સ્ત્રીમાં મન રાખી રાક્ષસકુળનું રક્ષણ કર.” પરંતુ જેમ મરવા પડેલા મનુષ્યને ઔષધ રૂચતું નથી તેમ મારીચનો ઉપદેશ રાવણને રૂચ્યો નહિ. તેણે ક્રોધથી લાલ થઇ જઇ ઉત્તર આપ્યોઃ—“ રાજા સલાહ પૂછે ત્યારેજ શાણા પ્રધાનોએ હાથ જોડી યોગ્ય સલાહ આપવી. ત્યાં સુધી શાણપણ કરવું નહિ. અરે! ખર, દૂષણના વધ કરનાર રામની ભાર્યા તો અવશ્ય હરણ કરવીજ જોઇયે; અને તે કામમાં તુ સહાય થશે નહિ તો પ્રથમ તનેજ દંડ કરીશ અને પછી મારૂં ધારેલું કામ પાર પાડીશ.” આ વચન સાંભળી નિરૂપાય થઇ, મારીચે “ આપ જે કેહેશો તે હું કરવા તૈયાર છું,” એમ હાથ જોડી વિનંતિ કરી. પછી તે બન્ને રથ જોડી નિકળ્યા તે દંડકારણ્યમાં રામના આશ્રમ પાસે આવી લાગ્યા. ત્યાં મારીચે સુવર્ણ–મૃગનું રૂપ ધારણ કર્યું અને રામના આશ્રમ સામે ચરવા લાગ્યો. એટલામાં સીતાજી ફુલ વીણવાને બહાર આવ્યાં તો તેને આ અત્યંત ચમત્કારિમૃગ તેમની દૃષ્ટિએપડયો. તેના શિંગડાં રત્નનાંહતાં; મુખપર કાળા અને પીળા પટ્ટા હતા; હોઠ તદન રક્ત–કમળ જેવા લાલ હતા. કાન ઇંદ્રનીલ મણિ પ્રમાણે લીલા હતા અને પેટ પણ તેજ રંગનું હતું. બન્ને બાજુએ મધુક પુષ્પ જેવા મોટા પીળા ડાઘા હતા. પગ ઘણા નાજુક હતા. ખરીઓ વૈડૂર્ય મણિની હતી. ચિત્ર વિચિત્ર રંગવાળી પુંછડી

તેણે ઉભી કરી હતી. આ રીતે નાના પ્રકારનાં રત્નોથી ભરપૂર અને સર્વાંગે ચાંદીનાં જેવાં સફેદ ટપકાંવાળો તે મૃગ ભપકાબંધ ડોકું ઉંચું કરી આમ તેમ ફરતો ફરતો ઝાડોનાં કુમળાં પાન ખાતો હતો. તેને જોઇ સીતાને ઘણું કૌતુક લાગ્યું અને તેણે હર્ષમાં રામ લક્ષ્મણને બૂમ પાડીઃ—"આવો, આવો. વહેલા આવો અને આ સુંદર મૃગ જુઓ." એમ કહેતાં કહેતાં તે મૃગપર દૃષ્ટિ રાખી સીતા તેની પાછળ પાછળ દોડવા લાગ્યાં. રામ લક્ષ્મણ પણ એટલામાં સીતાપાસ આવી પહોંચ્યા; ત્યારે ઘણા હર્ષ અને આતુરતાથી કહ્યુંઃ—"હે આર્યપુત્ર, મને આ સુંદર મૃગ આણી આપો. અરે, એનું રૂપ કેવું મનોહર છે ! આ ચિત્ર વિચિત્ર રંગનો હરણ મારૂં મન હરણ કરી જાય છે. આ જો જીવતો હાથમાં આવે તો તો બહુજ સારૂં કે વનવાસ પૂરો થતાં અયોધ્યા જઇએ ત્યારે આપણે એને અંતઃપુરમાં લઇ જઇયે. ભરતજીને અને સાસુજીને આ મૃગ જોઇ ઘણું આશ્ચર્ય થશે. જીવતો હાથમાં ન આવે તો એને મારીને પણ લાવો. કારણ એનું સુવર્ણ કેશવાળું ચર્મ બેસવા માટે ઘણું ઉત્તમ છે." સીતાનું આ હર્ષ અને ઉત્સુકતાથી યુક્ત ભાષણ સાંભળી રામ લક્ષ્મણ પ્રત્યે બોલ્યાઃ—"હે લક્ષ્મણ ! મારૂં ધનુષ્ય લઇ આવ. સુવર્ણ જેવો સુંદર આ મૃગ કોનું મન હરણ કરે નહિ? મને લાગે છે કે અજ કિંવા કેળ કિંવા પ્રિયકીનાં ચર્મથી પણ વધારે સુંવાળું આ મૃગનું ચર્મ છે. તું અહિંજ રહી સીતાનું રક્ષણ કર એટલામાં જલદીથી આ મૃગને જીવતો અથવા મારીને લઇ આવું છું." એમ કહી પોતાનું એકજ ભૂષણ એવું, ત્રણ ઠેકાણેથી નમાવેલું ધનુષ્ય હાથમાં લઇ રામ તે મૃગ પાછળ ચાલ્યા. કોઇ કોઇ વખતે તે મૃગને દોડાવતા, કોઇ કોઇ વખત તૃણની મુષ્ટિ બતાવી લોભાવતા, રામ તે મૃગની પાછળ પડયા. છેવટે તે મૃગ શંકાતુર થઇ ઉંચી ઉંચી ફાળ મારતો નાસી છૂટયો. ત્યારે રામે આ હવે નક્કી નાસી છૂટશે અને આપણા હાથમાં આવવાનો નથી એમ વિચાર કરી ધનુષ્ય-પર બાણ સંધાન કર્યું અને તેનાપર તાકીને માર્યું. તે બાણ મૃગની છાતીમાં ધુસી ગયું અને તરતજ તે મૃગરૂપ બદલાઇ જઇ મારીચનું રાક્ષસરૂપ પ્રકટ થયું અને તે આકાશમાં તાડ જેટલો ઉડી જમીનપર

પડી મરણ પામ્યો ! પણ મરતાં મરતાં તેણે રાવણ જોડે પૂર્વે કરેલા સંકેત પ્રમાણે "હે સીતા, હે લક્ષ્મણ," એમ રામના સરખા સ્વર કહાડી પોકાર કર્યો. તે શબ્દ સાંભળી તેમજ મૃગને ઠેકાણે તે રાક્ષસને મૃત્યુ પામેલો જોઇ રામના પેટમાં શંકા ઉત્પન્ન થઇ, અને આ કાંઇક રાક્ષસની માયા છે અને દગો છે એમ લાગ્યું. આ શબ્દો સાંભળી સીતા અને લક્ષ્મણની આશ્રમમાં શી અવસ્થા હશે તે કલ્પનાથી તેની રૂંવાટી ઉભી થઇ. પરંતુ ધૈર્ય રાખી અને એક બીજું મૃગ મારી લઇ રામ ઘણી ઝડપથી જનસ્થાન તરફ પાછા ફર્યાં.

આણી તરફ સીતાએ આશ્રમમાં તે દુઃખી પોકાર સાંભળ્યો, અને તેનીજ સાથે ઉત્કંઠાથી લક્ષ્મણને કહેવા લાગ્યાં:—"હે લક્ષ્મણ, ધાવો. રામનો દીન સ્વર સંભળાય છે. તેનાપર કાંઇપણ સંકટ આવ્યું હોય એમ લાગે છે. માટે જઇને તેનું રક્ષણ કરો." પણ રામની આજ્ઞા લક્ષમાં રાખી લક્ષ્મણ પોતાની જગ્યાપરથી ખસ્યા નહિ. ત્યારે જાનકી ક્રોધથી લાલ થઇને બોલ્યાં:—"તને ઘણું કરી મારા વિષે પાપ બુદ્ધિ છે એમ મને લાગે છે. અને તેથીજ તું રામનું રક્ષણ કરવા જતો નથી. રામપર સંકટ આવ્યું છે તેમાં તું ખુશ છેઃ અને તેથીજ તું સ્વસ્થ બેસી રહ્યો છું. રામ સુરક્ષિત રહે એમ તારી ઇચ્છા નથી તો રામ તારો ગુરૂ છે એમ સમજી તેની સેવા કરવા તું અહિં શું કરવા આવ્યો છે? તેનો જીવ જોખમમાં આવ્યા પછી મારે જીવીને શું કરવું છે?" સીતાનું આ ચમત્કારિક ભાષણ સાંભળી લક્ષ્મણને ઘણું માઠું લાગ્યું. તેણે નમસ્કાર કરી વિનંતિ કરીઃ—"હે સીતા, તારા સ્વામીને જીતવાની શક્તિ પન્નગ, અસુર, ગંધર્વ, દેવ, દાનવ કિંવા રાક્ષસ કોઇનામાં નથી. હું તને એકલીને અહિં છોડી જઇ શકતો નથી. રાક્ષસો મોટા માયાવી હોય છે. તે નાના પ્રકારના અવાજથી માણસને ફસાવે છે અને પછી મારી ખાય છે. માટે આ શબ્દોપરથી તું છેતરાઇશ નહિ." આ ભાષણથી તો સીતાને વધારે ક્રોધ ચઢ્યો. અને તે લક્ષ્મણ પ્રત્યે કઠોર વચન કહેવા લાગ્યાં:—'હે અનાર્ય! દુષ્ટ! કુળકલંક! તારા મનમા ખરોખર રામ મરણ પામે એવી ઇચ્છા છે. અને તેથીજ આવી વિચિત્ર વાતો તું કહે છે. પણ તેમાં

આશ્ચર્ય શું? સાવકા ભાઇઓ આમજ બહારથી મીઠું મીઠું બોલી પાછળથી ગળું કાપે છે! મારે વિષે ગુપ્ત અભિલાષા રાખી અથવા તો ભરતની સાથે મેલાખાત કરી તું રામના મરણની વાટ જોય છે. પણ હું તારો હેતુ ફ-તેહમંદ થવા દઇશ નહિ. તારા દેખતાંજ હું મારો જીવ આપીશ. કારણ, રામ શિવાય એક ક્ષણ પણ હું જીવવાની નથી.” આ કઠોર અને દઢ ભાષણ સાંભળી લક્ષ્મણ હાથ જોડી દુઃખિત સ્વરે બોલ્યાઃ—“આ વચનનો ઉત્તર હું આપી શકતો નથી. તું મારી વડીલ છે એટલે તારી અવજ્ઞા હું કરી શકતો નથી. તારૂં વચન સ્ત્રીસ્વભાવને છાજતું છે અને તે મારાં હૃદયને તપ્ત થયલાં બાણની માફક બાળી નાંખે છે. હે વનદેવતાઓ! મેં યોગ્ય સલાહ આપી તો પણ સીતાએ મને શું જવાબ આપ્યો તે તમે સાંભળ્યો છે. માટે હું રામની આજ્ઞા ભંગ કરી એને છોડી જાઉં છું તેથી એનું રક્ષણ તમે કરજો. હે સીતા! વડીલ ભાઈની આજ્ઞા પાળતાં છતાં પણ તું સ્ત્રી–સ્વભાવને અનુસરીને મારાપર ખોટો આરોપ મૂકે છે. માટે તારાપર કાંઇપણ સંકટ આવનાર છે એ સ્પષ્ટ દીસે છે. હશે. આ વન–દેવતા તારૂં રક્ષણ કરો. હું રામના રક્ષણ માટે આ ચાલ્યો.” એમ બોલી લક્ષ્મણ ધનુષ્ય–બાણ લઇ ચાલતા થયા (અ. સ. ૪૨–૪૫.).

લક્ષ્મણ બહાર ગયા તે તક સાધી રાવણ આશ્રમમાં જવાને તત્પર થયો. તેણે ત્રિદંડી સંન્યાસીનું રૂપ ધારણ કર્યું, ભગવાં વસ્ત્ર પહેર્યાં, માથાપર જટા બાંધી, અને હાથમાં છત્રી અને પગમાં જોડા ધારણ કરી ડાબા હાથના ખભાપર ત્રિદંડ અને કમંડળ લટકાવ્યાં. આ પ્રમાણે દેખાવ કરીને, જેમ સૂર્ય–ચંદ્રરહિત સંધ્યાનો અંધકાર ગ્રાસ કરે, તેમ રામ–લક્ષ્મણવિરહિત સીતાનો ગ્રાસ કરવા રાવણ આગળના બારણામાં આવી ઉભો રહ્યો. તે વખતનું તેનું ઉગ્ર રૂપ જોઇને જનસ્થાનમાંના વૃક્ષો સુદ્ધાં ભયભીત થઇ ગયાં; શીઘ્રગતિવાળી ગોદાવરી પણ બ્હીકથી મંદ ગતિએ વહેવા લાગી. સર્વ પક્ષીઓ અને પશુઓ જ્યાં ને ત્યાં સ્તબ્ધ થઇ ગયાં. રાવણે આશ્રમમાં પેસી જોયું તો સીતાને આશ્રમમાં શોક કરતી અને આંસું ઢાળતી બેઠેલી દીઠી. તેનું પૂર્ણ ચંદ્ર જેવું વદન જોઇ રાવણ

આશ્ચર્ય પામી સીતાને કહેવા લાગ્યો:—"હે સ્ત્રી ! તારી આ સુંદર કાંતિ અને તારૂં રતિસરખું સ્વરૂપ જોઇ મને આશ્ચર્ય લાગે છે. તું શ્રી છે કે લક્ષ્મી છે કે કોઇ અપ્સરા છે? તું આ નિર્જન અરણ્યમાં શી રીતે આવી ? તું કોની સ્ત્રી છે ?" એટલાપર સંન્યાસી આવ્યો જોઇ સીતાએ તેનું સ્વાગત કર્યું; અને ગૌમુખા વાઘ જેવા વેશધારી ભયંકર રાક્ષસને તેણે જવાબ આપ્યો:—"હું દશરથ રાજાના પુત્રની વહુ અને જનક રાજાની કન્યા છું. મારા પતિ પોતાની સાવકી માતાના આગ્રહથી અને પિતાની આજ્ઞાથી ચૌદ વર્ષ વનવાસાર્થે દંડકારણ્યમાં આવી વસ્યા છે. હું મારી ઇચ્છાથી મારા ભર્તા સાથે આવેલી છું. અને લક્ષ્મણ પણ તેવીજ રીતે આવેલા છે. રામ-લક્ષ્મણ બહાર ગયા છે. તે લોક પુષ્કળ મૃગનું માંસ લઇ હમણાંજ આવશે અને તમારો આદર-સત્કાર કરશે. તમે કોણ છો અને તમારૂં ગોત્ર અને કુલ શું છે તે કહો." રાવણે ઉત્તર આપ્યો:—"હું રાવણ છું: મારા નામથી ચરાચર પૃથ્વીમાંના જડ પદાર્થો તેમજ દેવ, અસુર, મનુષ્યાદિ સર્વ થરથર કાંપે છે. તારૂં આ સુવર્ણના જેવું શરીર જોઇ હું મોહિત થયો છું. માટે સર્વ જગતમાંથી જબર-જસ્તીથી પકડી આણેલી મારી અતિ સુંદર એવી હજાર સ્ત્રીઓ છે તેની તું પટરાણી થા. સમુદ્રથી વિંટાયલી મારી રાજ્યધાની લંકા પર્વતના શિખરપર આવેલી છે. ત્યાં સુંદર ઉપવનોમાં મારી સાથે રમણ કરતાં તને અયોધ્યાનું કિંવા તો આ જનસ્થાનનું સ્મરણ સુદ્ધાં થશે નહિ." આ સાંભળી સીતા ક્રોધથી લાલચોળ થઇ તેનો તિરસ્કાર કરી બોલી:—"પર્વત જેવા સ્થિર, ઇંદ્ર જેવા પરાક્રમી, અને સાગર જેવા અક્ષોભ્ય, (ક્ષોભ નહિ પામનારા) એવા રામની હું પતિવ્રતા સ્ત્રી છું. સર્વ લક્ષણ-સંપન્ન, સર્વને વિશાળ વડના વૃક્ષ પ્રમાણે આશ્રય આપનારા, અને સત્યશીલ એવા શ્રીરામની હું પતિસેવા-પરાયણ પત્ની છું. સિંહ સરખી ગતિવાળા, સિંહ સરખા પરાક્રમવાળા, સિંહસરખા ક્રોધવાળા, મહા બાહુવાળા અને પૂર્ણિમાના ચંદ્ર જેવા મુખવાળા રામની હું પ્રિય પત્ની છું. આ સ્થિતિમાં તું એક હલકો શિયાળવો, સિંહની પત્નીની ઇચ્છા કરે છે તે તને શરમ લાગતી નથી ? મારી આકાંક્ષા કરવી

" યતિવેશધારી રાવણ. "—



" સ્ત્રી તારી સુન્દર કાન્તિ અને રતિ સરખું સ્વરૂપ જોઇને મને આશ્ચર્ય લાગે છે. તું કોની સ્ત્રી છે? "

(પૃષ્ટ. ૧૧૪)

ભૂખ્યા સિંહનાં જડબાંમાં પ્રવેશ કરવા સમાન છે; કિંવા મંદાર
તને હાથમાં ઉંચકવાનો પ્રયત્ન કરવા સમાન છે; કિંવા હળાહળ
પીને પછી સો વર્ષ જીવવાની આશા રાખવા જેવું છે. હે મૂર્ખ !
ની ભાર્યા હરણ કરવાની ઇચ્છા કરવી એ ગળામાં મોટી શિલ
સમુદ્ર તરવાનો પ્રયત્ન કરવા સમાન છે. જેટલો અંતર સિંહ અને
ળ વચ્ચે, કિંવા હાથી અને બિલાડા વચ્ચે, અથવા ગરૂડ અને
વચ્ચે, અથવા નો ચંદન અને કાદવ વચ્ચે, કિંવા સુના અને
વચ્ચે, કિંવા સમુદ્ર અને ખાબોચીયાં વચ્ચે હોય છે તેટલોજ
અને તારી વચ્ચે ફેર છે." આ સાંભળી રાવણ બોલ્યો:—"હે સીતા,
પરાક્રમ તને ખબર નથી. હું મારા ભાઇ કુબેરનું વિમાન હરણ
લાવ્યો છું. મેં સર્વ દેવો પગ તળે દાબ્યા છે. વાયુ, સૂર્ય, ચંદ્ર
દ ગ્રહ-ગણો મારા તાબામાં છે. રામ એક પામર પ્રાણી, બાપે હાંકી
માનવી, મારી ટચલી આંગળીની પણ બરોબર નથી. તારે સુભાગ્યે
સામે આવેલું સુખ તું અવમાન કર નહિ; પણ મારી સ્ત્રી થઇ
ત્રૈલોક્યનું રાજ્ય ભોગવ." આ સાંભળી સીતાને જે ક્રોધ ચઢયો
ેના હૃદયમાં માય નહિ; તેનું અંગ ક્રોધથી કાંપવા માંડયું. તેનાં
ક્રોધથી લાલ થયાં અને તે બોલી:—"હે દુષ્ટ, તું વૈશ્રવણનો
ાઇ કહેવડાવે છે; છતાં પર-સ્ત્રીપર આવી નજર રાખે છે!
ારા દુષ્ટ વર્તનથી રાક્ષસ માત્રનો નાશ થશે. જેવી ઇંદ્રની પત્ની
ી કોઇને પ્રાપ્ત થતી નથી તેવીજ રામની પત્ની પણ તને પ્રાપ્ત
ાની નથી." તેણીનું આ તિરસ્કારયુક્ત ભાષણ સાંભળી રાવણે ક્રોધથી
પછાડી પોતાનું મૂળનું ઉગ્ર સ્વરૂપ પ્રગટ કર્યું અને દશ શિરવાળો
ને વીસ હાથવાળો પર્વત જેવડો મોટો રાક્ષસ બની ગયો. પછી તે
લ્યો:—"મારૂં પરાક્રમ અને પુરૂષાર્થ તને માહીત નથી. હું સમુદ્ર
જઇ શકું, કિંવા ખુદ યમ-રાજાને રણમાં ઠાર મારૂં, કિંવા સૂર્યને
ર કરૂં, કિંવા આ પૃથ્વી પણ ફોડી નાખું, એટલી મારામાં શક્તિ
હે ઉન્મત્ત સીતા, તું મારૂં પરાક્રમ જો." એમ કહી તેણે એક
સીતાના કેશ ગ્રહણ કર્યાં અને બીજે હાથે તેને ઉંચકી લઇ તે આશ્ર-

મની બહાર પડ્યો. તે વખતનું તેનું ઉગ્ર સ્વરૂપ જોઇને સર્વ વન–દેવતા ભયભીત થઇ નાસી ગયાં. એટલામાં તેનો ખર–યુક્ત એવો રથ ત્યાં આવી ચઢ્યો; તેમાં સીતાને બેસાડી તેણે આકાશ માર્ગે રથ ચલાવ્યો. તે વખતે સીતાએ મોટે સ્વરે પોકાર કર્યોઃ—"હે રામ! હે લક્ષ્મણ! ધાઓ, ધાઓ. મને આ યથેચ્છ રૂપ ધારણ કરનારો રાક્ષસ લઇ જાય છે. હે રાઘવ, તમે સર્વ દુષ્ટોને દંડ કરનારા છો; તો તમને આ દુષ્ટ કૃત્ય કેમ નજરે પડતું નથી? ધાઓ, ધાઓ. હવે કૈકેયી અને તેના બંધુ વર્ગનો મનોરથ સંપૂર્ણ થશે; કારણ ધર્મશીલ રામની ધર્મપત્ની સીતાને રાવણ લઇ જાય છે. હે લતા–વૃક્ષો! તમે મારી હકીકત રામને કહેજો. હે ગોદાવરી માતા! તમે રામને કહેજો કે રાવણ સીતાને હરણ કરી ગયો છે. હવે આ પંચવટી મારી દૃષ્ટિએ શી રીતે પડશે? હે વન–દેવતાઓ, હું તમારી રજા લઉં છું. રામને મારા સમાચાર કહેજો." વિગેરે અનેક પ્રકારે સીતાનો વિલાપ ચાલુ હતો. આશ્રમથી થોડે દૂર એક મોટા વૃક્ષ પર વૃદ્ધ જટાયુ લંગડે પગે બેઠેલો હતો તે સીતાની દૃષ્ટિએ પડ્યો. તે રામને સર્વ હકીકત કહેશે એવી આશાથી સીતાએ મોટેથી તેને હાક મારી. "હે સ્વસુર–સમ જટાયુ, આ દુષ્ટ પાપી રાક્ષસ મને અનાથને લઇ જાય છે તે જુઓ. તમે વૃદ્ધ છો એટલે તમારાથી એને કાંઇ થઇ શકવાનું નથી. પણ આ હકીકત તો રામને કહેજો." આ સાંભળી જટાયુએ ડોળા ઉઘાડી સીતાની અવસ્થા જોઇ. ત્યારે તે મોટે સ્વરે બોલ્યોઃ—"જો કે હું વૃદ્ધ છું અને તું તરૂણ છે, અને રથમાં બેસી કવચ, ખડ્ગ અને ધનુષ્ય તેં ધારણ કરેલાં છે તો પણ હું તને આમ સહેલાઇથી વૈદેહિને લઇ જવા દેનાર નથી." એમ બોલી તેણે રાવણના રથપર ઝડપ મારી, અને પોતાની તીક્ષ્ણ ચાંચ અને પાંખોથી તેના રથનાં ખચ્ચરો મારી નાંખ્યાં. અને રાવણના ડાબા હાથપર પુષ્કળ જખમ કર્યાં. ત્યારે રાવણે સીતાને રથ નીચે ઉતારી તેની સાથે યુદ્ધ કરવાનો આરંભ કર્યો. થોડીવાર યુદ્ધ કર્યા પછી રાવણે તે પક્ષીના પગ અને પાંખ ખડ્ગોવતી કાપી નાંખ્યાં. ત્યારે જટાયુ નિરૂપાય થઇ જમીનપર પડ્યો. તે જોઇ સીતાએ તેને માટે ઘણો શોક કર્યોઃ—"હે રામ! પક્ષીઓ

" સીતાહરણ. "—



" હે દુષ્ટ ! મને છોડી દે ! એમ પોકાર કરતી સીતાને રાવણે વેગથી દોડી, તેના કેસ પકડયા.

( પૃષ્ઠ. ૧૧૭ )

પણ મારે માટે દોડી આવે છે તો તમને હજી મારી સ્થિતિની કેમ ખબર થઇ નથી? આ બિચારો વૃદ્ધ ગૃધ્ર-પક્ષી મારે માટે યુદ્ધ કરતાં માર્યો જઇ જમીનપર પડ્યો છે. હે કાકુત્સ્થ! હે લક્ષ્મણ! મારૂં અનાથનું રક્ષણ કરો." એમ બોલતી સીતા આમ તેમ દોડવા લાગી અને ઝાડોને વળગવા લાગી. 'હે દુષ્ટ! મને છોડી દે,! એમ પોકાર કરતી સીતાને રાવણે વેગથી દોડી! તેના કેસ પકડ્યા. તે વખતે સર્વ સૃષ્ટિમાં અંધકાર વ્યાપી રહ્યો. સીતાના કેસ એક હાથે પકડી અને બીજે હાથે તેને ઉંચકી રાવણ આકાશ માર્ગે ઉડ્યો. તે વખતે તેના માથામાંનાં પુલો નીચે પડવા લાગ્યાં; તેમજ તેના પગમાંનાં રત્ન-ભૂષિત નૂપુર, હાથમાંનાં કંકણ અને ગળામાંના હાર તુટી જમીનપર પડ્યા. વનમાંના સિંહ, વાઘ રાવણનાં છાયા વેગથી જતાં જોઇ ક્રોધથી તેની પાછળ દોડ્યા. પર્વતો પણ શૃંગરૂપી હાથો ઉંચા કરી જલ-પ્રવાહ-રૂપી અશ્રુ પાડવા લાગ્યા. સૂર્ય ધૂળથી ઢંકાઇ જઇ દીન દેખાવવા લાગ્યો. પ્રાણી-માત્ર દુઃખી થઇ રડવા લાગ્યાં. હરણનાં બાળકો રડવા લાગ્યાં; પણ કોઇ રક્ષણ કરે એવું પ્રાણી સીતાની નજરે પડ્યું નહિ. ત્યારે એક પર્વતના શિખરપર પાંચ વાંદરાઓ બેઠેલા જોઇ, એ લોકો આપણી હકીકત રામને કહેશે, એ આશાથી સીતાએ પોતાના એક વસ્ત્રમાં થોડાક અલંકાર બાંધી આકાશમાંથી તેઓ બેઠા હતા ત્યાં નાંખ્યા. રાવણ પોતાના વિચારમાં અને ઝડપથી ઉડવામાં મગ્ન હોવાથી તેના ધ્યાનમાં આ આવ્યું નહિ. આ રીતે પંપા સરોવર ઓળંગી નદી પર્વતો ઓળંગી રાવણ વેગથી આગળ ચાલ્યો, અને ધનુષ્યમાંથી છૂટેલા બાણ માફક ઝપાટાબંધ લંકામાં આવી પહોંચ્યો. પ્રથમ તેણે આઠ મજબૂત રાક્ષસોને જન-સ્થાનમાં જઇ રામ-લક્ષ્મણપર નજર રાખવા મોકલ્યા અને પછી નંદન-વનથી પણ વધારે સુંદર એવાં પોતાનાં સર્વ ઉપવનો સીતાને બતાવી તે બોલ્યોઃ—"હે સીતા! હું બાવીસ કોટિ રાક્ષસોનો રાજા છું. ત્રણે લોક મને વશ છે. ત્રિભુવનનાં રત્નો મારી પાસ છે; તારાપર મોહિત થયલા મને પરણી તું મારી ધણીયાણી થાઃ અને ત્રિભુવનપર રાજ્ય કર. આ લંકા ચારે બાજુ સુવર્ણના કોટથી વિંટાયલી છે, અને તેની આસપાસ ચારે પાસ સમુદ્ર આવેલો છે. રામ એકલો,

પગે ચાલનારો અને વળી મનુષ્ય છે. તેથી તે અહિં આવી તને છોડવી શકનાર નથી. માટે તું તેનો છંદ છોડી મને વશ થા; હું તારે પગે પડું છું. આ રાવણનાં દશ માથાં પહેલાં કોઇની આગળ નમ્યાં નથી." આ સાંભળી સીતાએ દુઃખિત સ્વરે ઉત્તર આપ્યો:—"મને નિશ્ચય લાગે છે કે તારો અંતઃકાળ પાસે આવ્યો છે. તું દેવ અને અસુરોથી મરે એમ નહિ હોય, તોપણ રામ પોતાના અમોઘ શરોથી તને યમપુરીમાં પહોંચાડ્યા શિવાય રહેશે નહિ. તારા આ કરોડો રાક્ષસ પણ યુદ્ધમાં નાશ પામી ધૂળ ચાટતા થઇ જશે. હે રાવણ! તેં જો રામના દેખતાં મારૂં હરણ કર્યું હત તો તારાં દશે શિશ તેણે પોતાનાં સુવર્ણ–મંડિત શરોથી ત્યાંને ત્યાં કાપી નાંખ્યાં હત." આ કઠોર ભાષણ સાંભળી રાવણ ક્રોધ–યુક્ત થઇ બોલ્યો:—"હે સીતા! તને એક વર્ષની મુદત આપું છું. એટલામાં તું મને વશ ન થઇ તો પછી તારા ટુકડે ટુકડા કરી તારૂં માંસ રાંધવામાં આવશે અને હું તે ખાઇશ. હે રાક્ષસીઓ! એને અશોક વનમાં લઇ જાઓ અને એનાપર સખત પહેરો રાખો." આ પ્રમાણે આજ્ઞા થતાંજ સેંકડો રાક્ષસીઓ સીતાને અશોક વનમાં લઇ ગઇ. નિરાશા અને દુઃખના આવેશમાં સીતા કદાચ પ્રાણ ત્યાગ કરે તો એક પ્રકારનું વિઘ્ન થશે એમ વિચાર કરી બ્રહ્મદેવે પોતે ઇંદ્ર માર્ફત સીતાને સારૂ દિવ્ય પાયસ મોકલી આપ્યું અને તેનાપર પહેરા રાખનારી રાક્ષસીઓને નિદ્રા–વશ કરી સીતાનું મન સાંત્વન કરી તે પાયસ ખવડાવ્યું. આથી સીતા ક્ષુધા–રહિત થયાં અને આવી સ્થિતિમાં પણ રામ આવી મને છોડવશે એ આશાપર પોતાનાપર પડતાં દુઃખો હિંમતથી સહન કરવા તૈયાર થયાં. (અ. સ. ૪૬–૪૭).

આ તરફ રામ મારીચ રાક્ષસને મારી અને તેના માયાવી પોકારથી સાશંક થઈ ત્વરાથી પાછા ફર્યાં, તેવામાં તેણે શિયાળવાને રડતુ સાંભળ્યું. આ અપશુકન થયા એટલામાં તો દીનમુખ અને શૂન્ય દૃષ્ટિવાળા લક્ષ્મણ તેને સામા મળ્યા. ત્યારે તેણે આતુરતાથી "મારી આજ્ઞાવિરૂદ્ધ સીતાને કેમ એકલી મૂકી આવ્યો?" એમ પૂછ્યું; તેના ઉત્તરમાં લક્ષ્મણે થયેલી સર્વ હકીકત કહી સંભળાવી. તે સાંભળી

રામને વધારે બ્હીક લાગી અને જલદીથી આશ્રમ પ્રત્યે ચાલ્યા. આશ્રમ શૂન્ય જોઇ રામ શોકથી આકુળ થઇ રડવા લાગ્યા. "હે લક્ષ્મણ ! દંડકારણ્યમાં પણ મારી સાથે આવનારી વૈદેહિ કયાં ગઇ ? રાજ્યભ્રષ્ટ થયેલા એવા મને વનમાં પણ જેણે છોડયો નથી, એવી મારી પ્રિયા સીતા કયાં ગઇ ? હે લક્ષ્મણ ! સીતા શિવાય મારા પ્રાણ એક ક્ષણ પણ ટકી શકવાના નથી. લક્ષ્મણ ! સીતા જીવે છે કે કેમ ? અરે ! કૈકેયીએ મને વનમાં હદપાર કર્યો તેનો હેતુ સફળ થયો કે શું? સીતા કયાં ગઇ?" એમ બોલતાં બોલતાં રામ આશ્રમમાં તથા આશ્રમની આસપાસ સીતાની હમેશની બેસવાની દરેક જગ્યાઓ જોઇ વળ્યા. "અરે! સીતા મરી ગઇ હશે; ઘણું કરી રાક્ષસો તેને ખાઇ ગયા હશે; ના, ના, કદાચ તે ફુલ વીણવા ગઇ હશે; કિંવા સરોવરપર ગઇ હશે, અથવા નદી તીરે પાણી આણવા ગઇ હશે." એમ બોલતા બોલતા રામ આમતેમ દોડવા લાગ્યા ! તેનાં નેત્ર શોકથી લાલ થયાથી તે ગાંડા જેવા દેખાવવા લાગ્યા; તેનું ચિત્ત શોકથી પૂર્ણ થઇ ગયું. કદંબ વૃક્ષને ઉદ્દેશી તે બોલ્યા:—"હે કદંબ ! તું સીતાનું પ્રિય વૃક્ષ છે. માટે મારી સીતા કયાં છે તે મને કહે. હે બિલ્વ વૃક્ષ ! પિળું વસ્ત્ર પરિધાન કીધેલી મારી પ્રિય સીતા તેં જોઇ હોય તો તે કયાં છે તે કહે. હે અર્જુન વૃક્ષ, સીતા તને રોજ પાણી પાતી હતી: તે જીવે છે કે કેમ? હે દિશાઓ ! હે પ્રિયક ! તમને માલમ હોય તો તમે મને સીતા કયાં ગઇ તે કહો. હે અશોક ! મારી પ્રિયા મને બતાવી તારૂં નામ સાર્થક કર. હે કર્ણિકાર ! તારાં ફુલ તે હમેશ કાનમાં ઘાલતી હતી. માટે મારી પ્રિયા તેં જોઇ છે કે કેમ તે તું મને કહે." આ પ્રમાણે ફણસ, જાંબુ, બકુલ, પુન્નાગ, ચંદન વિગેરે વૃક્ષો પાસ જઇ રામ ગાંડાની માફક તેઓને પ્રશ્ન કરવા લાગ્યા. પણ કોઇએ જવાબ દીધો નહિ. ત્યારે રામ પશુઓ પાછળ દોડવા લાગ્યા. "હે મૃગો ! મારી હરણનાં જેવાં નેત્રવાળી પ્રિયા અહિં છે? હે સિંહ ! મારી સિંહના જેવી કટિવાળી પ્રિયા કયાં છે? હે ગજ, તારા જેવી ગતિવાળી મારી કાંતા તેં જોઇ છે?" આમ વિલાપ કરતા રામ ઘાભરા ઘાભરા દોડવા લાગ્યા. "હે પ્રિય ! હવે પરિહાસ બંધ કર અને મને દર્શન દે. તું આ

વૃક્ષ પાછળ છૂપાઇ ગઇ છે; મારાપર કૃપા કર. તને બહુ ઠઠ્ઠા કરવાની ટેવ નથી. હં હં, આ સીતા દેખાય છે. અરે સીતા! તું કયાં ગઇ? તને રાક્ષસો ભક્ષ કરી ગયા તો નથી ને?" એમ બોલી રામ નિરાશ થઇ જમીનપર બેસી ગયા. "હે પ્રિયા, હે સીતા" એમ રામે પુષ્કળ વિલાપ કર્યો. તેનાં લોચન પુનઃ પુનઃ અશ્રુપાતથી લાલચોળ થઇ ગયાં. લક્ષ્મણે હાથ જોડી પુષ્કળ રીતે તેને શાંત કરવા પ્રયત્ન કર્યો. પણ તે તરફ લક્ષ ન આપતાં "હે સીતા! હે પ્રિયા! હે જાનકી! તું કયાં ગઇ? કૈકેયી, તારો મનોરથ પૂર્ણ થયો. સીતાસહિત હું અયોધ્યાથી નિકળ્યો તે સીતારહિત પાછો અયોધ્યામાં કેમ જાઉં? ત્યાં જઇ મારે શું કામ છે? સીતા ન હોય તો સ્વર્ગ પણ મને તુચ્છ છે. લક્ષ્મણ! તું પાછો જા અને ભરતને દૃઢ આલિંગન આપી કહે કે હવે મારી પરવાનગી છે, તું રાજ્ય કર. માતા કૌસલ્યા અને સુમિત્રાનું તું પાલન કરજે. જા, લક્ષ્મણ, જા, હું અહિંજ મરીશ." એમ કહીને રામચંદ્ર દીન સ્વરે રડતા રડતા જમીનપર લોટવા માંડયા. પુષ્કળ વખત શોક કર્યા પછી લક્ષ્મણે રામચંદ્રને નમસ્કાર કરી પ્રાર્થના કરીઃ—"આપજ આમ ધૈર્ય છોડી શોક કરો તો પ્રાકૃત માણસે શું કરવું? આપ શાંત થાઓ. ખરાબ પ્રસંગો બધાપર આવે છે. સર્વ જગતનાં નેત્ર અને ધર્મના આધાર એવા સૂર્યચંદ્રનું પણ ગ્રહણ થાય છે. દૈવ કોઇને પણ છોડતું નથી. બુદ્ધિવાન્ માણસો પોતાની બુદ્ધિથી દુઃખ આવે તેમ તેમ નિવારણ કરે છે. આપે સેંકડો વખતે મને જ્ઞાનનો બોધ આપેલો છે, તો આપને હું જ્ઞાનનો ઉપદેશ કેવી રીતે કરૂં? આપજ આપના મનમાં ધીરજ ધરી શાંત થઇ વિચાર કરો." ત્યારે રામે ઉત્તર આપ્યોઃ—"હે લક્ષ્મણ, મારી બુદ્ધિ કામ કરતી નથી. શું કરૂં? કયાં જાઉં? કયાં તપાસ કરૂં તે મને કહે." ત્યારેલક્ષ્મણ બોલ્યાઃ—"આપણે પ્રથમ આ સર્વ જન-સ્થાન ખોળીવળીએ." એમ કહી તે બન્ને ચારે તરફ ફરવા લાગ્યા તો તેઓની દૃષ્ટિએ રાવણનો ટુકડે ટુકડા થઇ ગયલો રથ અને તેની પાસેજ રક્તથી ખરડાઇ ગયલો જટાયુ પડયો. તેઓને જોઇ જટાયુ દીન સ્વરે અને લોહી ઓકતો બોલ્યોઃ—"હે રામ! જેને તું ઔષધિ પ્રમાણે શોધે છે તે તારી પ્રિય કાંતાને મને મારી રાવણ લઇ

ગયો છે. તમે બન્ને આશ્રમમાં નહતા તે જોઇને રાવણ આશ્રમમાં પેઠો અને સીતાને બળાત્કારે ઉપાડી લઇ રથમાં બેસાડી ચાલતો થયો. તે વખતે મેં તેનાપર ઝડપ મારી તેનો રથ ભાંગી ઘોડા મારી નાંખ્યા, પણ જ્યારે તેણે મારી પાંખ ખડ્‌ગોવતી કાપી નાંખી ત્યારે મારો ઉપાય ચાલ્યો નહિ, અને તે સીતાને લઇ આકાશ માર્ગે ઉડી ગયો." આ વૃત્તાંત સાંભળી રામ દુઃખથી વ્યાકુળ થઇ ધરણીપર મૂર્છા ખાઇ પડયા. થોડી વખત પછી શુદ્ધિપર આવી રામ બોલ્યાઃ—"મારૂં દુર્ભાગ્ય શું વર્ણવું? પ્રથમ રાજ્યથી ભ્રષ્ટ થયોઃ પછી વનમાં સુખ દેનારી સીતા પણ નાશ પામી; આપણો મિત્ર અને સહાય કરનાર એવો આ પક્ષી પણ માર્યો ગયો. મને લાગે છે હું સમુદ્રમાં તરવા પડું તો તે પણ મારા દુર્ભાગ્યના બળથી સુકાઇ જશે! અરે, આ આપણા પિતાનો સ્નેહી મારે માટે લડતાં આખર મૃત્યુ પામ્યો." એમ કહી તેણે સ્નેહ–પૂર્વક તે ગૃધ્રપક્ષીની પીઠે હાથ ફેરવ્યો એટલે તેણે પગ લાંબા કરી પ્રાણ છોડ્યા. "હે લક્ષ્મણ! દંડકારણ્યમાં હજારો વર્ષ સુખે વાસ કર્યાં બાદ આ પક્ષી મારે માટે છેવટે મૃત્યુ પામ્યો. તેની ઉત્તર ક્રિયા આપણે કરવી જોઇએ. એ પિતાનો મિત્ર છે અને પૂજ્ય અને માન આપવા યોગ્ય છે. હે લક્ષ્મણ, લાકડાં આણઃ આપણે એની ક્રિયા કરીએ." આ આજ્ઞા થતાંજ લક્ષ્મણે સુકાં લાકડાં એકઠાં કરી આણ્યાં અને બન્નેએ મળી જટાયુને અગ્નિ–સંસ્કાર કર્યો, અને પછી તેઓએ ગોદાવરીમાં સ્નાન કરી જટાયુને ઉદક–દાન કર્યું.

આ પ્રમાણે જટાયુની વ્યવસ્થા કરી તે બન્ને ભાઇઓ સીતાની શોધ માટે નિકળ્યા; થોડો વખત પશ્ચિમ દિશામાં જઇ તેઓ દક્ષિણ દિશામાં વળ્યા. જન–સ્થાનથી ત્રણ કોશપર તેઓ ક્રૌંચારણ્યમાં આવી પહોંચ્યા. તે છોડી તેઓ પૂર્વ દિશામાં ચાલ્યા તો એક બીજું ઘોર જંગલ આવ્યું; તેમાંથી બહાર પડયા તો એક મોટી ગુફા નજરે પડી. તે છોડી આગળ જતાં એક મોટું અરણ્ય આવ્યું. તે અરણ્યમાં જતાં જતાં એક ભયંકર અવાજ તેઓને કાને પડયો. આગળ જતાં એક ભયંકર રાક્ષસ રસ્તામાં આડો પડેલો તેની દૃષ્ટિએ પડયો. તેનું શરીર પર્વતના જેવું પ્રચંડ

હતું અને તે માથા વગરનો હતો. તેને એકજ આંખ હતી અને તે પણ છાતીપર આવેલી હતી: પેટને ઠેકાણેમોટું પહોળાં જડબાંવાળુંઅને ભયંકર દાંતથી ભરેલું મ્હોં હતું. તેની કમર ભાંગી ગઇ હતી તેથી તેનાથી હાલી શકાતું નહતું. પરંતુ તેના હાથ એક યોજન લાંબા હતા! અને તેમાં હરણ, વાઘ, હાથી વિગેરે જે જનાવર સપડાય તેને તે પકડી ખાઇ જતો. આવા તે ભયંકર કબંધને જોઇ લક્ષ્મણની ધીરજ ખૂટી ગઇ અને તેણે રામને પોકાર કરી સાવધ રહેવા કહ્યું એટલામાં તો તે કબંધે એક યોજન લાંબા હાથથી તેઓને પકડયા, અને તેમને પોતાના મુખ તરફ ખેંચ્યા. ત્યારે રામે લક્ષ્મણને કહ્યું:—"ભાઇ, તું ગભરા નહિ. એના હાથ કાપી નાખવા જોઇયે." એમ કહી તે બન્નેએ તીક્ષ્ણ ખડ્ગોવતી તેના હાથ ચપાચપ કાપી નાંખ્યા. એટલે તે ભયંકર રાક્ષસ ચીસ પાડી જમીનપર ઉથલાઇ પડયો. અને "તમે કોણ છો?" એમ પૂછવા લાગ્યો. ત્યારે લક્ષ્મણે જવાબ દીધો કે "આ દશરથપુત્ર રામ છે અને તેઓ પિતાની આજ્ઞાનુસાર વનવાસ નિકળ્યા" છે. તે સાંભળતાંજ તે અતિશય આનંદથી કહેવા લાગ્યો:—"હું આપના દર્શનથી શાપમુક્ત થયો છું. હું દનુનો પુત્ર છું" અને પૂર્વે ભયંકર રૂપ ધારણ કરી ઋષિઓને બ્હીવડાવતો હતો. તેથી સ્થૂલ-શિરા નામના મહા ઋષિએ ગુસ્સે થઇ મને શાપ દીધો કે 'તારૂં કાયમનું આવું રૂપ થશે.' તે પ્રમાણે મારૂં આવું ભયંકર રૂપ થયું. પછી મેં તપ કરી બ્રહ્મા પાસે દીર્ઘાયુષ્ય મેળવ્યું, અને તે વરદાનના ગર્વથી મતિભ્રષ્ટ થઇ ઇંદ્રપર હુમલો કર્યો. તેણે મને વજ્ર-પ્રહાર કર્યો તેથી મારી કમર ભાંગી ગઇ અને મારૂં મુખ પેટમાં પેસી ગયું. મેં ઇંદ્રની ઘણી પ્રાર્થના કરી ત્યારે ઇંદ્રે મારો નિર્વાહ ચાલે અને બ્રહ્માના વરદાન પ્રમાણે મારૂં દીર્ઘાયુષ્ય રહે માટે મને આ લાંબા હાથ આપ્યા અને કહ્યું કે જ્યારે શ્રીરામ તારા હાથ કાપી તને ભસ્મ કરશે ત્યારેજ તને તારૂં પૂર્વ સ્વરૂપ પ્રાપ્ત થશે: તે રામનાં દર્શન પામી હું આજ મુક્ત થયો છું; મને ખાડામાં નાંખી મારો દેહ ભસ્મ કરો કે મને સદ્ગતિ પ્રાપ્ત થાય." પછી લક્ષ્મણે તેને સીતાના સમાચાર પૂછયા. ત્યારે તેણે ઉત્તર આપ્યો;—"અહિંથી દક્ષિણે પંપા સરોવરના કિનારાપર

ઋષ્ય-મૂક પર્વતપર સુગ્રીવ નામનો એક વાનર રહે છે; તેને પૂછશો તો તે તમને સર્વ હકીકત કહેશે. અને તેનું કાર્ય તમે કરી આપશો તો તે તમને ઉત્તમ રીતે મદદ પણ કરશે." એ સાંભળી રામ-લક્ષ્મણને આનંદ થયો. તે બન્નેએ ખાડો ખોદી કબંધને તેમાં નાંખી ઉપર લાકડાં સીંચી અગ્નિ-સંસ્કાર કર્યો. એટલે કબંધ ભસ્મ થઇ તે ચિતામાંથી દિવ્ય રૂપ ધારણ કરી આકાશમાં ચાલતો થયો. (અર. સ. ૫૮-૭૨).

તે દિવ્ય-વપુ ધારણ કરનાર દાનવે જતાં જતાં રામને કહ્યું:-- "હે રામ, આ પશ્ચિમ દિશાના રસ્તાપર જાંબુ, ફણસ, અશોક વિગેરે ફળ-ફુલથી ઝુકી રહેલાં પુષ્કળ વૃક્ષો નજરે પડે છે. તે રસ્તેથી તે વૃક્ષોનાં મીઠાં ફળ ખાતાં ખાતાં, એક પછી એક ડુંગરો વટાવી, તમે પંપા સરોવર પહોંચશો. તે સરોવરનું નિર્મળ, અને સ્ફટિકના જેવું સ્વચ્છ પાણી જોઇ તમને આનંદ થશે; ત્યાં હંસ, સારસ વિગેરે સરોવરના કાંઠાપરનાં પક્ષીઓ માણસને જોઇ ઉડી જતાં નથી. કારણ ત્યાં કોઇ તેનો વધ કરતા નથી. કમળનાં પાંદડાંઓના દડીયા બનાવી તેમાં તે સરોવરનું પાણી પીતાં તમને ઘણો આનંદ થશે. સંધ્યાકાળે બળદની માફક બરાડતા, પ્રચંડ શરીરવાળા, પિળા રંગના વાનરો, પાણી પીવા પંપા કિનારે આવશે તે જોઇ તમને ઘણું આશ્ચર્ય થશે. તેમજ મોટા હાથીઓ તેમજ હાથીનાં બચ્ચાંઓ ત્યાં ક્રીડા કરતાં હોય છે. તેની મોજ જોઇને પણ તમારો શોક કમી થશે. પંપા સરોવરને તીરે કેટલાંક પુષ્પ અને કમળો એવાં તો છે કે કોઇ પણ વખતે તે સુકાતાં નથી કિંવા ખરી પડતાં નથી. ત્યાં પૂર્વે મતંગ ઋષિ તપ કરતા હતાઃ તેના શિષ્યો વનમાંથી વન્ય પદાર્થોનો ભાર ઉંચકી જતા આવતા તે વખતે તેના શરીરમાંથી પડતા પરસેવાનાં બિંદુઓ જમીનપર પડી તેમાંથી આ દિવ્ય પુષ્પો ઉત્પન્ન થયાં. એવાં તે પુષ્પો જોઇને પણ તમારો શોક કમી થશે. ત્યાં મતંગ ઋષિની વૃદ્ધ પરિચારિકા શબરી હજી વસે છે અને તમારી વાટ જોઇ રહી છે. પંપાના પશ્ચિમ કિનારાપર મતંગ ઋષિનો આશ્રમ આવેલો છે, તેમાં વાઘ કિંવા હાથી જઇ શકતા નથી. આ કારણથી મતંગ ઋષિનું તે વન નંદન વન જેવું રમણીય છે એટલુંજ નહિ પણ તેમાં નાના પ્રકા-

રનાં પશુ અને પક્ષીઓ વાસ કરી રહ્યાં છે. તે વન જોઇ તને ઘણો આનંદ થશે. પંપા સરોવરની પૂર્વે ઋષ્ય-મૂક પર્વત આવેલો છે. તે એટલો ઉંચો છે, કે તેનાપર ચઢવું ઘણું મુશ્કેલ છે. તેના શિખર ફુલી રહેલાં વૃક્ષોથી દીપી રહ્યાં છે. ત્યાં રાત્રે સૂઇ રહેલા મનુષ્યને સ્વપ્નામાં જેટલું દ્રવ્ય દેખાય તેટલુંજ સવારે ઉઠતાં પ્રત્યક્ષ પ્રાપ્ત થાય છે. એવા તે પર્વતની એક ગુફામાં સુગ્રીવ વસે છે; તેને તેના ભાઇ, કિષ્કિંધાના રાજા વાળીએ રાજ્યમાંથી હાંકી મુકયો છે. તે હંમેશ ગુફાના મ્હોંડાપર શિલા ગોઠવી બેસી રહે છે. ત્યાં આગળ એક ઠંડા પાણીનો હોજ છે. સુગ્રીવ કોઇ કોઈ વખતે ડુંગરના શિખરપર પણ બેસે છે. તેને જઇને તમે મળો." આ પ્રમાણે સવિસ્તર માહિતી આપી તે દાનવ દાનવ-લોકમાં ગયો. પછી તેણે દર્શાવેલે રસ્તે ચાલતાં, રામ લક્ષ્મણ પંપા સરોવરપર આવી પહોંચ્યા. ત્યાં પશ્ચિમ કિનારે શબરીનો આશ્રમ હતો, ત્યાં પહોંચતાંજ શબરી હાથ જોડી આગળ આવી અને તે બન્નેને પગે પડી, અને અર્ઘ્યાદિ ઉપચાર કરી વનમાં થતાં સારાં સારાં ફળો તેઓની આગળ આણી મૂકયાં. પછી તે બોલીઃ—"તમે ચિત્રકૂટમાં આવ્યા ત્યારથીજ મને તમારી ખબર મળી છે, અને તમારાં દર્શન કરી ઉત્તમ લોકમાં જવાની વાટ જોતી હું બેઠી છું. આ આશ્રમ મારા ગુરૂ મતંગ ઋષિનો છે: તે અનેક તપ કરી સ્વર્ગમાં સિધાવ્યા છે." એમ કહી તેણે તેઓને સર્વ આશ્રમ તથા કદી પણ ન કરમાતાં એવાં તે દિવ્ય ફુલો દેખડાવ્યાં. પછી શબરી પોતે ચિતા તૈયાર કરી અંદર પડી બળી મોઇ, અને દિવ્ય રૂપ ધારણ કરી સ્વર્ગમાં ગઇ. બાદ રામ લક્ષ્મણ પંપા સરોવરના પૂર્વ કિનારાપર ગયા.



# કિષ્કિંધાકાંડ.

પંપા સરોવરની શોભા જોઇ રામનો શોક વધ્યો. હેમંત ઋતુ પૂરી થઇ વસંત ઋતુ શરૂ થઇ હતી. જ્યાં ત્યાં સુગંધી પુષ્પો ફુલી રહી તેનો સુવાસ ફરફરતા પવનમાં ચારે દિશામાં પ્રસરી રહ્યો હતો. તે સુગંધી, શીતલ વાયુથી રામનો વિરહાગ્નિ પુનઃ જાગૃત થયો. ત્યારે રામે લક્ષ્મણને કહ્યું:—"હે લક્ષ્મણ ! આ વૃક્ષોની શોભા જોઇ કે? આ પુષ્પોથી ઝુકી રહેલાં વૃક્ષો, જેમ મેઘ પાણીની વૃષ્ટિ કરી રહે છે તેમ, ચારે પાસ પુષ્પોનો એકસરખો વર્ષાવ કરી રહ્યાં છે; અને તેથી જમીનપર તો ફુલનો ગાલિચોજ પથરાઇ રહ્યો છે. વાયુ જાણે કે પુષ્પોની સાથે ક્રીડા કરી રહ્યો છે. કેટલાંક પુષ્પો જમીનપર પડયાં છે, કેટલાંક પડે છે, અને કેટલાંક ઝાડપરજ અદ્ધર રહ્યાં છે! પર્વતની ગુફાઓમાં પવન ગાયનજ કરી રહ્યો છે! તેથીજ મત્ત કોકિલાઓના અવાજ દૂર સુધી પ્રસરી રહ્યા છે અને તેની સાથે સાથે આ વૃક્ષો નૃત્ય કરી રહ્યાં છે એમ લાગે છે. અરે લક્ષ્મણ! આ કર્ણિંકાર વૃક્ષપર પીળાં ફુલો એટલાં તો લટકી રહ્યાં છે કે તેથી તે વૃક્ષ પીળાં વસ્ત્ર ધારણ કરનારા અને સુનાના દાગિના પહેરેલા માણસ જેવું દેખાય છે. આ અશોક વૃક્ષનાં પુષ્પોના ગુચ્છો અંગારા જેવા લાલ દેખાય છે. ભમરાઓ મધુર ગુંજ કરી રહ્યા છે. આ વૃક્ષનાં નવીન ફુટેલાં પલ્લવો અગ્નિની જ્વાળા સમાન દેખાય છે. હે લક્ષ્મણ! આ વસંત રૂપી અગ્નિ મને બાળી ખાખ કરશે એમ મને લાગે છે. આ મયૂર પાંખ પસારી આમ તેમ નાચતો ફરે છે: તેને જોઇ મયૂરી (ઢેલ) પણ સાથે સાથે નાચ કરે છે; અને તેની પાછળ મોર પાંખ પસારી દોડે છે. અરે લક્ષ્મણ ! એ મોરની કાંતાનું હરણ રાક્ષસોએ કર્યું નથી તેથી એ સુખેથી તેની સાથે નાચે છે. અરે લક્ષ્મણ ! આ તિલક–મંજરી પવનમાં નાચે છે તે પર ભમરા મોટા જોરથી ઝડપ મારે છે. હે લક્ષ્મણ ! આ આંબાનાં વૃક્ષો મોર આવ્યાથી શરીરે અંગ–રાગ લગાવેલા પુરૂષ માફક શોભે છે. આ પર્વતની બાજુઓપર પળસનાં ઝાડ તદન પર્ણ વગરનાં થઇ ગયા

છે અને તેનાપર માત્ર લાલ પુલોજ દેખાય છે; તેથી આ પર્વત જેમ સળગી રહ્યો હોય એમ લાગે છે. આ વસંત ઋતુનો વાયુ, એક ઝાડપરથી બીજા ઝાડપર, એક પર્વતપરથી બીજા પર્વતપર, નવા નવા રસોનો સ્વાદ કરી જાણે મત્ત થયો હોય એમ ફરે છે. તેવીજ રીતે આ ભ્રમર પણ આ ફુલ મીઠાં, આ ફુલ સારાં, આ ફુલ સાદાં એમ ચિકિત્સા કરતો કરતો ફુલોમાંથી બહાર નિકળતોજ નથી. હે લક્ષ્મણ, આ મૃગ પોતાની પ્રિયા સાથે આનંદથી ચરતો ફરે છે. તેનું કમળપત્ર જેવાં-વિશાળ નેત્રોથી સુશોભિત મુખ દીઠા શિવાય મારૂં મન ભ્રાંત થવા લાગ્યું છે. હે લક્ષ્મણ, થોડું, સ્મિત યુક્ત અને મધુર એવું તેનું ભાષણ મારે કાને પડશે કે કેમ? લક્ષ્મણ, મને મારૂં શું થશે તે સમજ પડતી નથી. મારાથી એક પગલું પણ ચાલી શકાતું નથી. મારી પ્રિયા મને મળે એમ મને લાગતું નથી. હે લક્ષ્મણ ! મારે જીવીને શું કામ છે?" ઇત્યાદિ પ્રકારે વિલાપ કરતાં રામ જમીનપર બેસી ગયા. ત્યારે લક્ષ્મણે ઘણી આજીજી કરી તેની વિનંતિ કરીઃ—"રામ, તમે ધીરજ રાખો, શોક કરો નહિ. આપના જેવા મહાન પુરૂષોની બુદ્ધિ કદી કલૂષિત થતી નથી. હે રામ, રાવણ પાતાળમાં ગયો હશે તો પણ તમારાથી બચવાનો નથી. માટે તેનું રહેઠાણ ખોળી કહાડવું જોઇયે. આપ ઉત્સાહ રાખો. **ઉત્સાહ જેવું બળ બીજું એક પણ નથી. ઉત્સાહવાન્ લોકોને આ જગતમાં દુર્લભ એવી કોઈ પણ ચીજ નથી. ઉત્સાહી પુરૂષ કોઈ પણ દિવસ ખિન્ન થતો નથી.**" આ પ્રમાણે લક્ષ્મણનું ઉત્સાહ–જનક ભાષણ સાંભળી રામ શોક અને મોહનો ત્યાગ કરી ઉભા થયા અને સુગ્રીવને મળવા માટે લક્ષ્મણ સહિત ઋષ્ય–મૂક પર્વત તરફ ચાલ્યા. ( કિ. સ. ૧ ).

પંપા સરોવરને કાંઠે થઇ ઋષ્યમૂક પર્વત તરફ આવતા તે બન્ને ધનુર્ધારી રાજ–પુત્રોને સુગ્રીવે જોયા. તે જોતાંજ સુગ્રીવના મનમાં શંકા ઉત્પન્ન થઇ, કે એ કોણ હશે? શત્રુ હશે કે મિત્ર હશે? કિંવા વાલીએ તો એને નહિ મોકલ્યા હોય? પછી તેણે પોતાના ચાર મિત્રમાંથી એક હનુમાનને પોતાની શંકા કહી જોઇ. ત્યારે હનુમાન બોલ્યા, "આ મલય-

ગિરિનો ભાગ છે: એનાપર વાલીનો ભય નથી." પરંતુ સુગ્રીવે ફરીથી કહ્યું:—"રાજાઓને અનેક સ્નેહીઓ મળે છે. તો આ લોક વાલીના દોસ્ત કેમ નહિ હોય? નહિ તો ધનુષ્ય, બાણ, તલવાર વિગેરે બાંધી એ બળવાન દેવના જેવા દિસનારા તરૂણ પુરૂષો આપણા ઋષ્યમૂક પર્વતપર શું કરવા આવે? માટે તું સામે જઇને તેઓના ભાષણ અને તેઓની રીતભાત જોઇ, તેઓનાં અંતઃકરણની પરીક્ષા કર." આ પ્રમાણે સુગ્રીવની આજ્ઞા થતાંજ હનુમાન પર્વતપરથી કુદકો મારી રામ–લક્ષ્મણ આવતા હતા ત્યાં આવી પહોંચ્યા; અને ભિક્ષુકનું રૂપ ધારણ કરી રામ લક્ષ્મણ પાસે જઇ તેઓને નમસ્કાર કરી બોલવા લાગ્યા:—"દેવના સરખા સુંદર પણ તાપસ વેષ ધારણ કરનારા એવા તમે આ દેશમાં ક્યાંથી આવ્યા? તમારા આગમનથી આ જંગલી પશુઓ અને બીજાં પ્રાણીઓ ભય પામ્યાં છે: અહિં સુગ્રીવ નામનો એક વાંદર રહે છે. તેને તેના ભાઈએ દેશનિકાલ કર્યાંથી તે અતિશય દુઃખિત થઇ પરદેશમાં ભમે છે. તેની આજ્ઞાથી હું તમારી પાસ આવેલો છું. તેની ઇચ્છા તમારી સાથે મૈત્રી કરવાની છે. હું વાયુ–પુત્ર હનુમાન્ સુગ્રીવનો સચિવ છું." ત્યારે રામે લક્ષ્મણને કહ્યું:—"હે લક્ષ્મણ આનો ચહેરો આનંદિત દેખાય છે અને જે સુગ્રીવને આપણે મળવા ઇચ્છાતુર છીયે, તેની તરફથીજ એ આવેલો છે. એનું શુદ્ધ અને સરળ ભાષણ સાંભળી કોને આનંદ થાય નહિ?" લક્ષ્મણે હનુમાનને ઉત્તર આપ્યો:—"સુગ્રીવના ગુણ ક્યારનાએ હમારી જાણમાં આવેલા છે. અને તેને મળવા માટેજ હમે અહિં આવેલા છીયે. તારા કહ્યા પ્રમાણે હમે સુગ્રીવની સાથે મૈત્રી કરવા તૈયાર છીયે." હનુમાને તેને પાછું પૂછ્યું:—"એ તો ઠીક છે, પણ તમે આ વનમાં શા હેતુથી આવ્યા છો, તે મને હજી સમજ પડતી નથી." ત્યારે લક્ષ્મણે ઉત્તર આપ્યો:—"આ મારી સાથે છે તે અયોધ્યાના ધર્મવત્સલ રાજા દશરથના જ્યેષ્ઠ પુત્ર રામ છે. પિતાએ અયોધ્યામાંથી બહાર કહાડી મૂક્યાથી એઓ વનમાં આવેલા છે. તેમની સાથે તેમની પતિવ્રતા સ્ત્રી સીતા પણ, જેમ સૂર્યની સાથે તેની પ્રભા જાય છે, તેમ વનમાં રહેતી હતી; હું તેમનો કનિષ્ઠ ભાઇ લક્ષ્મણ છું. હમે

ત્રણ પંચવટીમાં રહેતાં હતાં એવામાં હમે બે મૃગયા કરવા ગયા હતા તેનો લાભ લઇ રાવણે સીતાનું હમારા આશ્રમમાંથી હરણ કર્યું. તે રાક્ષસની શોધ કરતા કરતા હમે અહિં આવી પહોંચ્યા છીયે. આ હમારી સંક્ષેપમાં હકીકત છે. સુગ્રીવ હમને મદદ કરશે એમ હમને કોઇએ કહ્યાથી હમે સુગ્રીવને મળવા આ પર્વતપર આવેલા છીયે. હમે સુગ્રીવને શરણે આવેલા છીયે. ભાર્યાના શોકથી આકુળ થયલા રામપર સુગ્રીવે કૃપા કરવી એજ મારી પ્રાર્થના છે." એમ બોલતાં બોલતાં લક્ષ્મણની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. ત્યારે હનુમાન પ્રેમપૂર્વક બોલ્યા:—"આવા બુદ્ધિમાન પુરૂષ વાનરના રાજા સુગ્રીવને મળવાને યોગ્ય છે. ખચિત હું તમારી ભેટ તેમની સાથે કરાવીશ. તેને પણ તેના ભાઇએ રાજ્ય બહાર હાંકી કહાડી તેની સ્ત્રીનું હરણ કર્યું છે. તેથી દુઃખી થઇ તેણે વનમાં વાસ કર્યો છે. તે રામના જેવોજ દુઃખી છે. તે ખચિત તમને સહાય કરશે અને સીતાની શોધ લાવી આપશે." એમ કહી હનુમાને પોતાનું કપિરૂપ ધારણ કર્યું, અને તે બન્ને વીરોને સ્કંધપર બેસાડી આકાશમાં ઉડી ઋષ્યમૂક પર્વતપર તેઓને ઉતારી મૂકયા. પછી સુગ્રીવ પાસ જઇ તેઓની સર્વ હકીકત કહી. ત્યારે સુગ્રીવ રમણીય સ્વરૂપ ધારણ કરી રામને મળવા આવ્યો અને પ્રેમપૂર્વક બોલ્યો:—"હે રામ! તમે મારી સાથે મૈત્રી કરવા ઇચ્છો છો તેથી હું મારો હાથ તમારી આગળ ધરૂં છું." આ સાંભળી રામે પણ પોતાનો હાથ આગળ લંબાવ્યો. ત્યારે બન્નેને ઘણો આનંદ થયો અને તેઓ એક બીજાને ભેટી પડ્યા. એટલામાં હનુમાને કાષ્ઠ લાવી અગ્નિ પ્રજ્વલિત કર્યો. તેની તે બન્નેએ એકબીજાના હાથ ઝાલી પ્રદક્ષિણા કરી અને અગ્નિ સમક્ષ બન્નેએ પોતાની દોસ્તી કાયમ કરી. તે વખતે તેઓને એક બીજા સામું જોઇ તૃપ્તિ થાય નહિ. સુગ્રીવે અનેકવાર રામને કહ્યું:—"તમે મારા પ્રિય મિત્ર છો. મારા સેવક હનુમાને મને કહ્યું કે તમારી પ્રિય ભાર્યા સીતાને, જટાયુનો વધ કરી, રાવણ હરી ગયો છે. પણ તે બાબત તમે શોક કરશો નહિ: હું તેની શોધ કરી લાવીશ. હું અનુમાનથી એમ કહું છું કે રાવણ સીતાને લઇ ગયો તે મેં મારી નજરે જોયું છે. તે મોટે સ્વરે, 'રામ'

'લક્ષ્મણ' એમ પોકારતી હતી. રાવણ તેને આકાશ માર્ગે લઇ જતો હતો. હમને પાંચને પર્વતપર બેઠેલા જોઇ તેણે હમારાપર પોતાનાં વસ્ત્ર અને અલંકાર ઉપરથી નાંખ્યા અને હમે તે લઇ સાચવી રાખ્યાં છે. તે તમે ઓળખી લો." એમ કહી ગુફામાં પેસી તેણે તે વસ્ત્રાલંકાર લાવી રામને બતાવ્યાં. તે હાથમાં લઇ જોતાં રામની આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં: અને જેમ ચંદ્રમા ધૂમસથી મલિન થાય તેમ તેનું વદન નિસ્તેજ થઇ ગયું. તેનું ધૈર્ય ખૂટી જઇ, તેઓ "હે પ્રિયે!' એમ બોલી ધરણીપર ઢળી પડયા. તે અલંકાર હૃદય સાથે ચાંપી દીર્ઘ નિસાસા નાંખતા રામ બોલ્યાઃ—"હે લક્ષ્મણ! જો આ સીતાએ નાંખી દીધેલા અલંકારો! એનાપર લીલો રંગ લાગેલો છે, તેપરથી તે લીલા ઘાસવાળી જમીનપર પડ્યા હશે એમ લાગે છે." ત્યારે લક્ષ્મણે ઉત્તર આપ્યોઃ—"હું આ કેયૂર ઓળખી શકતો નથી; તેમજ કાનનાં કુંડળ ઓળખતો નથી. ફકત આ નૂપુર મારા ઓળખીતાં છે. કારણ નિત્ય હું સીતાને પગે પડતો ત્યારે તે મારી દૃષ્ટિએ પડતાં." રામે સુગ્રીવને પૂછ્યું:—"હે સુગ્રીવ! તે રાક્ષસ કઇ બાજુથી અને કયા દેશ તરફ ગયો? સીતાને લઇ જનાર રાક્ષસ કયા દેશમાં રહે છે?" ત્યારે સુગ્રીવે જવાબ આપ્યોઃ—"તે દુષ્ટ અને પાપી રાક્ષસનું નામ, કુળ કિંવા સ્થાન મને માહીત નથી. પણ તમે તે વાતનો શોક જરા પણ કરશો નહિ. હું તમને પ્રતિજ્ઞા લઇ કહું છું કે હું તમારી પત્નીની શોધ કહાડી તેને પાછી આણી આપીશ. રાવણને તેના રાક્ષસ-ગણ સહિત મારી નાંખી હું મારૂં પરાક્રમ દેખાડી આપીશ. અને ટૂંક મુદતમાં તમારૂં ઇષ્ટકાર્ય સિદ્ધ કરી આપીશ. માટે તમે તમારૂં હમેશનું ધૈર્ય ધારણ કરો, અને આ શિથિલતા દૂર કરી નાખો. આપના જેવા મહા પુરૂષોની મતિ કદી પણ કમ થતી નથી. મને પણ મારી સ્ત્રીના વિરહથી દુઃખ થાય છે; તો પણ હું ધૈર્ય રાખી રહ્યો છું. શોક કર્યાથી સુખ નાશ પામે છે એટલુંજ નહિ પણ માણસનું તેજ કમી થાય છે. માટે શોક કરો નહિ. જો કે તમને ઉપદેશ કરવાની મારામાં યોગ્યતા નથી તો પણ હું તમને મિત્ર-ભાવથી સલાહ આપું છું. મારૂં મિત્રનું

વચન માન્ય કરી શોક છોડી દો." સુગ્રીવનું આ મધુર અને સાંત્વન-પરે વાંચન કરી રામે વસ્ત્રવડે ડોળા લૂછ્યા અને પૂર્વ પ્રમાણે ચિત્તવૃત્તિ સ્થિર કરી સુગ્રીવને આલિંગન કરી બોલ્યા:—"પ્રેમી અને હિતેચ્છુ મિત્રને યોગ્ય એવું કર્મ તમે આજ કર્યું છે. મારી બુદ્ધિ હવે પૂર્વના પ્રમાણે શાંત અને સ્થિર થઇ છે. આ દુનિયામાં, આવી આપત્તિને સમયે, તારા જેવો મિત્ર મળવો અશક્ય છે. મારી તને એટલીજ વિનંતિ છે કે તું સીતાની શોધ કરી લાવ. તેના બદલામાં હું તને શી સહાય કરૂં તે મને કહે." તે સાંભળી સુગ્રીવ આનંદથી બોલ્યો:—"મારી હકીકત તમને અજાણી નથી. મારા જ્યેષ્ઠ ભાઇ વાલીએ મારી ભાર્યાનું હરણ કરી મને દેશપાર કર્યો છે; ત્યારથી હું આ ઋષ્યમૂક પર્વતપર ભયભીત થઇને ફર્યાં કરૂં છું. વાલીના ભયથી તમે મને મુક્ત કરો." ત્યારે સુગ્રીવને રામે ઉત્તર આપ્યો:—"મૈત્રીનું ફળ ઉપકાર અને શત્રુત્વનું ફળ અપકાર; તારી સ્ત્રીનું હરણ કરનાર વાળીનો હું આજ જ નાશ કરીશ. આ મારા સુવર્ણભૂષિત બાણથી વાલી, જેમ વૃક્ષ તુટી પડે, તેમ જમીનપર તુટી પડશે." રામનાં આ આવેશયુક્ત ભાષણનું ગૌરવ કરી સુગ્રીવ બોલ્યો:— "તમે પ્રથમ વાલીના પરાક્રમનુ વર્ણન સાંભળો અને પછી જે યોગ્ય લાગે તે કરો." એમ કહી એક સુખડના લાકડાની શાખા રામને બેસવા આપી અને બીજી મોટી શાખાપર પોતે બેઠો. ( કિ. સ. ૨-૮ ).

સુગ્રીવ બોલ્યો:—"વાલી મારો ભાઇ અને શક્રનો પુત્ર છો. તે એવો બળવાન છે કે દરરોજ સવારે પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, અને ઉત્તર એ ચારે મહાસાગરનું દર્શન, સૂર્યોદય થતાં પહેલાં કરી આવે છે. છતાં તેને જરા પણ શ્રમ થતો નથી. દુદુંભિ નામના અસુરે બ્રહ્મદેવ પાસ વરદાન મેળવી નવ હજાર હાથીનું બળ મેળવ્યું અને ગર્વના આવેશમાં સમુદ્ર સાથે કુસ્તી કરવા ગયો. સમુદ્રે તેને નમસ્કાર કરી હિમાલય પર્વત પાસે મોકલ્યો. હિમાલયે પણ નમસ્કાર કરી વાલી પાસે મોકલ્યો. ત્યારે તે મત્ત થયેલો અસુર, મહિષનું રૂપ ધારણ કરી કિષ્કિંધા નગરીના દરવાજા આગળ આવી, બરાડવા લાગ્યો અને શિંગડાં મારી દરવાજા ઉથલાવી પાડવા લાગ્યો. ત્યારે વાલીએ મોટા ક્રોધથી તેનાપર હુમલો કર્યો. પછી

તે મહિષ અને વાનરનું યુદ્ધ એવું તો થયું કે તે જોવા દેવ રાક્ષસ અને ગંધર્વ એકઠા થયા. આખરે વાલીએ તેને ઉંચકી જમીનપર પછાડ્યો અને તે રાક્ષસ લોહી ઓકી મરણ પામ્યો. તેનું શબ એક હાથે ઉંચકી વાલીએ એટલા જોરથી ફેંક્યું કે તે આ પંપા વનમાં આવી પડ્યું. તેના હાડકાંનો આ સફેદ ઢગલો સામે દેખાય છે. તે વખતે તે રાક્ષસનાં નાક અને મ્હોંમાંથી નિકળતાં રક્તનાં બિંદુઓ મતંગ ઋષિના આશ્રમમાં પડયાં. ત્યારે મતંગ ઋષિએ વાલીને શાપ દીધો કે જો તું પંપા વનમાં આવશે તો મૃત્યુ પામીશ. આ કારણથી વાલી અહિં આવી શકતો નથી. નહિ તો તેણે મને કયારનો અહિં આવી ઠાર કર્યો હત. દુંદુભિના પુત્ર માયાવી અને વાલી વચ્ચે કોઇ સ્ત્રી સંબંધી વૈર ઉત્પન્ન થયાથી, તે પણ વાલી સાથે યુદ્ધ કરવા માટે કિષ્કિંધાના દરવાજા આગળ આવી ગર્જના કરવા લાગ્યો. ત્યારે વાલી ક્રોધ કરી ગામ બહાર નિકળ્યો અને તેની મદદમાં હું પણ નિકળ્યો. તે વખતે અમારો પિતા મૃત્યુ પામ્યો હોવાથી વાલી રાજ્ય કરતો હતો અને હું તેની સાથે આનંદમાં રહી સેવા કરતો હતો. હમને બન્નેને જોઇ માયાવી એકદમ ગભરાઇ નાસી ગયો અને હમે બન્ને તેની પાછળ પડયા. તે એક ગુફામાં પેઠો ત્યારે વાલીએ મને કહ્યું કે તું આ ગુફાના દ્વારપર ચોકી કર અને હું ગુફામાં જઇ માયાવીને મારી પાછો આવું છું. એમ કહી વાલી ગુફામાં ગયો અને હું તે રાક્ષસ બહાર પડે તે સારૂ ગુફાના મ્હોં આગળ ઉભો રહ્યો ત્યાં ચોકી કરતાં એક વરસ થઇ ગયું પણ વાલીનો કાંઇ પત્તો દીઠો નહિ. ત્યારે રાજ્યના સર્વ સચિવોની સલાહથી ગુફાના મ્હોપર એક પર્વતનું શિખર ગોઠવી દઇ હું પાછો ફર્યો અને સચિવોએ મને કિષ્કિંધાની ગાદીપર બેસાડયો થોડા દિવસ પછી ક્રોધથી લાલચોળ થયલો એવો વાલી ઓચિંતો પાછો આવી મારી આગળ ઉભો રહ્યો. ત્યારે મેં ઉઠી નમસ્કાર કર્યા અને તેને સર્વ હકીકત કહી. છતાં પણ તેણે મારો તિરસ્કાર કર્યો અને કહ્યું,—'મેં તે ગુફામાં માયાવીની પુષ્કળ તપાસ કરી, પણ પહેલાં તે જડયો નહિ; છેવટે તે જડયો એટલે તેને ઠાર મારી બહાર આવ્યો તો ગુફાના મ્હોંપર તેં ગોઠવેલી મોટી શિલા જોઇ. મેં તે

ઘણી મહેનતથી દૂર કરી અને અહિં આવ્યો તો તું નિરાંતે રાજ્ય-ગાદીપર બેઠેલો જોયો! તને ધિઃકાર છે!" મેં તેની પુષ્કળ આજીજી કરી પણ તેપર લક્ષ ન આપતાં તેણે મને દેશપાર કર્યો અને મારી સ્ત્રી રૂમાને લઇ બેઠો. તે વાલીનું પરાક્રમ અને મારા અને તેના વચ્ચે ટંટો થવાનું કારણ ઉપર પ્રમાણે છે. આ ઋષ્યમૂક પર્વતપર મતંગ ઋષિના શાપથી વાલી આવી શકતો નથી; તેથી હું નિર્ભય થઇ રહું છું. બળવાન વાલીનો નાશ કરવો ઘણો કઠણ છે. તમે સામર્થ્યવાન્ અને પરાક્રમી છો ખરા; પરંતુ મને અદ્યાપિ તમારાં બળનો અનુભવ થયો નથી. વાલીએ આ મહિષને ઉંચકી કેટલાએ યોજન દૂર ફેંક્યો હતો. તમે જો આ અસ્થિના ઢગલાને ઉંચકી ફેંકી દો તો તમારા અને તેનાં બળની તુલના હું કરી શકું." ત્યારે રામે હસીને કહ્યું-"હે સુગ્રીવ! તારા મનમાં વિશ્વાસ આવે માટે હું તારી ખાત્રી આપીશ." એમ કહી રામે પગના અંગુઠા વડે રહેજમાં તે હાડકાંના ઢગલાને દશ યોજન લાંબે ઉડાવી મૂક્યો! તો પણ સુગ્રીવની ખાત્રી થઇ નહિ. તેના મનમાં શંકા આવી કે કદાચ હાડકાંઓ પુષ્કળ દિવસ પડી રહીને હલકાં થઇ ગયાં હશે અથવા તે વખતે તેનું શરીર માંસથી ભરેલું અને વધારે વજનદાર હશે. તેથી તેણે રામને ફરીથીઃ—" આ સાત સાલ વૃક્ષ જુઓ. આ વૃક્ષને વાલીએ હલાવી એના પાંદડે પાંદડાં ખેરવી પાડયાં હતાં. એ ઝાડોને તમે એક બાણે ઉડાવી નાંખો તો તમારા પરાક્રમની મને ખાત્રી થાય." આ ભાષણ સાંભળી રામે "ઠીક છે, એ પણ તારી ખાત્રી કરી આપું છું," એમ કહી ધનુષ્ય ચઢાવી બાણ મૂક્યુંઃ તેથી સાત ઝાડ કપાઇ જમીનપર પડ્યાં. રામનું આ અદ્‌ભૂત પરાક્રમ જોઇ સુગ્રીવે ભયભીત થઇ રામને સાષ્ટાંગ કર્યાં અને બોલ્યોઃ—" હે રામ! તમે ઇંદ્રાદિ દેવને પણ સંગ્રામમાં જીતવાને સમર્થ છો. તો પછી વાલીના શા ભાર? તમારી સામો રણમાં કોણ ટકી શકે? મારી એટલીજ પ્રાર્થના છે કે તમે મારા વેરી વાલીને આજેજ મારી મને નિર્ભય કરો." આવી રામે સુગ્રીવની વિનતિ કરી અને સર્વ કિષ્કિંધા તરફ ચાલ્યા. પછી સુગ્રીવે એક ભયંકર સિંહ-નાદ કરી વાલીને યુદ્ધ કરવા બોલાવ્યો. એટલે વાલી ક્રોધ કરી કિષ્કિંધા બાહેર પડયો. પછી

તે બન્ને ભાઇનુ બાહુ-યુદ્ધ શરૂ થયું. રામ દૂરથી આ યુદ્ધ જોતા હતા, પણ જ્યારે સુગ્રીવ યુધ્ધમાં પરાભવ પામવા લાગ્યો ત્યારે તે બે યોદ્ધામાં સુગ્રીવ કયો અને વાલી કયો એ રામને સમજ પડે નહિ; કારણ બન્ને ભાઇઓ રૂપે સરખા હતા; તેથી કદાચિત ચૂકથી સુગ્રીવને બાણ લાગે એ બ્હીકથી રામે બાણ મૂક્યું નહિ. તેથી સુગ્રીવ પરાજય પામી ઋષ્યમૂક પર્વતપર નાસી આવ્યો.

હનુમાન્ વિગેરે સુગ્રીવના સચિવો અને રામ-લક્ષ્મણ ઋષ્યમૂક પર્વતપર આવ્યા ત્યારે સુગ્રીવે દીન વદને રામ પાસે ઉભા રહી કહ્યું:— "હે રામ! મારી આવી ફજેતી કરવી હતી તો મને પ્રથમથીજ કેમ કહ્યું નહિ?" ત્યારે રામે તેને શાંત કરી ઉત્તર આપ્યો:—"તમે બે ભાઇઓ રૂપે એટલા સરખા છો કે બાણ કોનાપર છોડવું તેજ મને સમજ પડે નહિ. જો ચૂકથી બાણ તને લાગી તું મરણ પામ્યો હત તો તારૂં નુકસાન થાત એટલુંજ નહિ પણ મારો સર્વ હેતુ નિષ્ફળ જાત. માટે આ વખત તું માફ કર." પછી "હે લક્ષ્મણ! પેલાં પીળાં ગજવેલના ફુલો લાવ" એમ કહી તે ફુલની માળા કરી રામે સુગ્રીવના ગળામાં ઘાલી કહ્યું:—"હવે આ માળાવડે હું તને ખાત્રીથી ઓળખીશ. ચાલ હવે પાછા જઇએ. અને તારા શત્રુનો નાશ થયલોજ છે એમ સમજ." આ પ્રમાણે આશ્વાસન મળ્યાથી સુગ્રીવ પાછો યુદ્ધ માટે તૈયાર થયો. તે વાંદરાઓ અને રામ-લક્ષ્મણ અનેક ડુંગરોની શોભા જોતા જોતા કિષ્કિંધા આગળ આવી પહોંચ્યા. રામ, લક્ષ્મણ અને હનુમાન વિગેરે ચાર વાંદરાઓ એક ઝાડમાં ભરાઇ બેઠા અને સુગ્રીવે ફરીથી શહેરના દરવાજા આગળ જઇ જોરથી ગર્જના કરી. તે વખતે વાલી રંગ-મહેલમાં તારા સાથે વાત કરતો બેઠેલો હતો. તેને સુગ્રીવનો નાદ સાંભળી પાછો ક્રોધ ચઢયો; અને પલંગપરથી એકદમ નીચે કુદકો મારી ઉતરી પડયો. ત્યારે તારાએ તેને પગે પડી વિનંતિ કરી કે "એક વખત પરાજય પામેલો શત્રુ પાછો લડવા ઉભો થયો છે અને એનો સિંહ-નાદ પહેલાં કરતાં વધારે ભયંકર છે; તેથી એમાં કાંઇ પણ દગો હોય એમ મને ભાસે છે, માટે હું તમને સાષ્ટાંગ નમસ્કાર કરી વિનંતિ કરૂં છું કે તમે યુદ્ધમાં જશો નહિ.

અંગદના જાસુસો ક્યારની એ બાતમી લાવ્યા છે કે દાશરથી રામ લક્ષ્મણ દંડકારણ્યમાં આવી રહ્યા છે. તેની મદદ કદાચ સુગ્રીવે મેળવી હશે. માટે મારૂં કહ્યું માની યુદ્ધમાં જશો નહિ. સુગ્રીવ આપણો ભાઇ છે માટે તેનો અપરાધ માફ કરી તેની સાથે મૈત્રી કરો. આ વખતે મને અપશુકન થાય છે. મારૂં જમણુંનેત્ર ફરકે છે. માટે આપ જાઓ નહિ." આવી અનેક રીતે તારાએ વિનંતિ કરી પણ તે તરફ લક્ષ ન આપતાં વાલી ગર્જના કરતો કિષ્કિંધાની બહાર આવ્યો પછી તે બન્ને બંધુઓનું બાહુ-યુદ્ધ પુનઃ શરૂ થયું. તેઓએ એક બીજાપર મુક્કા, ગડદા, પાટુ અને વૃક્ષોનો વર્ષાવ કર્યો, પણ બેમાંથી કોઇ પાછું હઠે નહિ. અંતે સુગ્રીવનો પરાજય થવા લાગ્યો; ત્યારે રામે પૂર્વે કરેલા સંકેત પ્રમાણે વાલીપર બાણ છોડયું; તે બાણ મર્મમાં લાગી વાલી જમીનપર વિહ્વળ થઇ પડયો. (કિ. સ. ૯-૧૬).

આશ્વિન માસની પૂર્ણમાને દિવસે ઉભો કરેલો ઇંદ્ર-ધ્વજ જેમ જમીનપર તૂટી પડે છે, તેમજ વાલી રામના બાણથી વિંધાઇ જઇ જમીનપર પડયો. પણ ઇંદ્રે આપેલી સુવર્ણમાળા જે તેના કંઠમાં હતી, તેના પ્રતાપથી તેનો જીવ ગયો નહિ કિંવા તેના ચહેરાપર મરણની કળા પણ આવી નહિ. તેને જોવા સારૂ રામ-લક્ષ્મણ આગળ આવ્યા. ત્યારે રામને ઠપકો આપી વાલી બોલ્યોઃ—" હે રામ ! તમે સત્ય-પરાક્રમ, ધર્મશીલ, તેજસ્વી, અને સન્માર્ગે ચાલનારા કહેવડાવો છોઃ છતાં હું બીજા સાથે યુદ્ધ કરવામાં રોકાયલો હતો તેવામાં એક બાજુ ભરાઇ રહી તમે મને બાણ માર્યું એ વાત ન્યાયી છે? રામ પ્રજાનું હિત કરનાર છે, સમય જાણનાર છે, વિગેરે તમારી સ્તુતિ લોકો કરે છે, છતાં આ પ્રત્યક્ષ અધર્મનું કામ તમે કેમ કર્યું ? મને તો લાગે છે કે ધર્મ-ધ્વજા ઉભી કરી અધર્મ આચરનારા, સૌમ્ય વાત કરી પાપાચરણ કરનારા એવા તમે ઘાસથી ઢાંકેલા કુવા પ્રમાણે ફક્ત બહારથીજ સારા દેખાઓ છો. મેં તમારા રાજ્ય કિંવા નગરમાં આવી તમારો કાંઇ અપરાધ કર્યો નથી. છતાં નિરપરાધી એવા મને તમે કેમ માર્યો તે મને કહો! પાછળથી ભરાઇ રહીને શસ્ત્રપ્રહાર કરવો કિંવા આપણી સાથે યુદ્ધ ન કરનારને

"વાલીવધ."—



" સુગ્રીવનો પરાજય થવા લાગ્યો; ત્યારે રામે વાલીપર બાણ છોડયું." (પૃષ્ઠ. ૧૩૪)

મારવો, એ અધર્મ યુધ્ધ છે અને સર્વ સજ્જનો તેને અત્યંત અપયશકર ગણે છે. આવું કર્મ કરી તમે સજ્જનોમાં શું મ્હોં દેખડાવશો? તમે મારી સામા આવ્યા હત, અથવા ફક્ત તમારૂં મ્હોડું જ મારી દૃષ્ટિએ પડયું હત, તો તમને મ્હેં સ્વર્ગે પહોંચાડી દીધા હત. હશે, હવે જે થયું તે થયું; તે અન્યથા થવાનું નથી. મારી પાછળ સુગ્રીવને ગાદીએ બેસાડજો. જે કૃત્યથી તમે મને યમ-સદન પહોંચાડયો તે નિંદ્ય છે, તથાપિ મારી પાછળ સુગ્રીવને ગાદી મળે એ વ્યાજબી છે." આ નિંદા વાલીએ કરી તે સાંભળી રામે શાંતિથી ઉત્તર આપ્યોઃ—"હે વાલી! યુક્તાયુક્ત, ધર્માધર્મ તને માલમ નથી તેથી તું મને કેવળ નાદાન થઇ દોષ આપે છે. આ સમસ્ત પૃથ્વીના સાર્વભૌમ રાજા ઇક્ષ્વાકુઓ છે. હાલ તે વંશમાં ધર્મ, કામ અને મોક્ષનો યોગ્ય ન્યાય આપનાર, ભરત રાજા અયોધ્યામાં રાજ કરે છે. તેની આજ્ઞાથી હમે અને બીજા સર્વ રાજાઓ ધર્માચરણ કાયમ રાખવા સારૂ પૃથ્વીપર ફરીયે છીયે. હાલ તું કેવળ કામાંધ થઇ, ધર્માચરણનો ત્યાગ કરી, નિંદ્ય કર્મ કરતો હતો, અને સન્માર્ગ અને રાજ-માર્ગ છોડી વર્તતો હતો. જેમ બાપ, જ્યેષ્ઠ બંધુ અને ગુરૂજી એ ત્રણે પિતાને ઠેકાણે છે તેમ કનિષ્ટ બંધુ, પુત્ર અને શિષ્ય એ ત્રણ પુત્ર-સ્થાને છે. આ સજ્જનનો ધર્મ છોડી તું સુગ્રીવ જીવતો છતાં તેની સ્ત્રી એટલે તારી પુત્ર-વધૂ સાથે ગૃહસ્થાશ્રમ માંડી રહ્યો એ કેવું મોટું પાપ! એ પાપ માટે મૃત્યુ શિવાય બીજી શિક્ષા યોગ્ય નથી. હે વાલી! મનુએ સદ્ધર્મમાં વૃદ્ધિ કરનારા બે નિયમો કહેલા છે; સર્વ ધર્મ-કુશળ મનુષ્યોએ તે પસંદ કર્યા છે. અને તેને અનુસરીને હું વર્તું છું. મનુષ્ય પાપ આચરે તો તેને રાજ-દંડ થતાંજ તે પાપમાંથી મુક્ત થાય છે, અને પુણ્યવાન લોકો પ્રમાણે તેઓ સ્વર્ગમાં જાય છે. તેમજ ચોર અથવા બીજા પાપી જનો. રાજાથી દંડ પામી અથવા રાજા છોડી દે તો મુક્ત થાય છે. પણ જો રાજા ગુન્હા માટે શિક્ષા ન આપે તો તે પાપની શિક્ષા રાજાને ભોગવવી પડે છે. આ નિયમ પ્રમાણે ઘણા પાપી રાજાઓ પોતે જાતે દંડ ખમી પાપ-મુક્ત થાય છે. તારા પાપની તને યોગ્ય શિક્ષા થઇ છે, અને તેથી તું પાપ-મુક્ત થયો છું.

હવે મારી સામાં ઉભા રહી યુધ્ધ ન કરતાં છતાં, તને મેં માર્યો એમ આરોપ મૂકે છે તેનો ઉત્તર સાંભળ. રાનટી પશુને જાળ પાંથરી, ફાંસો નાંખી વિગેરે અનેક ઉપાયથી મનુષ્યો મારે છે; સામા ઉભા રહીને અથવા ફાવે તો સંતાઈ રહીને પણ મારે છે. આ મૃગયાનો નિયમ સર્વ-માન્ય છે કે મૃગ દોડતાં હોય ત્યારે અથવા છેતરી વિશ્વાસ આપી અથવા નિરાંતે બેઠાં હોય ત્યારે પણ મારવાં. મોટા ધર્મિષ્ઠ રાજાઓ પણ આજ રીતે મૃગયા ખેલે છે. તું વનચર પ્રાણી છે તેથી તને સામેથી અથવા ભરાઇ રહીને, યુધ્ધ કરતાં અથવા વગર યુધ્ધે બાણે વતી મારવો એમાં કોઇ જાતનો દોષ મને લાગતો નથી.” રામનું આ ભાષણ સાંભળી વાલીએ પોતાની ચૂક કબૂલ કરી અને રામનાપર મૂકેલો દોષ પાછો ખેંચી લીધો. પછી તેણે હાથ જોડી કહ્યું:—“હે રામ ! તમે ન્યાયી અને સત્ય–પરાક્રમી છો. તમે કહ્યું તે યોગ્ય છે. મને મારા મરણ માટે જરા પણ દુઃખ નથી. માત્ર મારી એક વિનંતિ છે તે માન્ય કરો. મારો પ્રિય અને બાળક પુત્ર અંગદ, જેને મેં બચપણથી પ્રેમપૂર્વક ઉછેર્યો છે તે મારા વગર પાણી વગરના સરોવર માફક સુકાઇ જઇ મરણ પામશે, માટે તેની રક્ષા તમે કરજો. આ મારો એકનો એક પુત્ર છે અને તે મારી પ્રિય ભાર્યા તારાને પેટે જન્મેલો છે. તે હજી અણુસમજુ છે. તેની સંભાળ રાખવી એ તમારૂં કામ છે. તમે સમર્થ છો, યોગ્ય અયોગ્ય સમજો છો અને સર્વ રાજ્યના માલિક છો. જેવી રીતે સુગ્રીવનું કલ્યાણ કરવાનું આપે ધ્યાનમાં લીધું છે તેમ મારા પુત્રનું પણ ધ્યાનમાં રાખજો.” આ સાંભળી રામે વાલીને આશ્વાસન આપ્યું અને અંગદને યુવરાજ–પદપર સ્થાપવા સુગ્રીવને આજ્ઞા કરી. પછી વાલીએ સુગ્રીવને પાસે બોલાવી કહ્યું:—“ભાઇ ! પ્રથમ તારે અને મારે સલાહ હતી તેમાં પાછળથી વેર થયું અને મેં રાજ્ય લીધું અને તને અરણ્યમાં જવું પડયું એ બધું દૈવની આજ્ઞાથીજ થયું. હશે; હવે આ રાજ્ય તેમજ અંગદની સંભાળ રાખજે. આ ઇંદ્રે આપેલી સુવર્ણ–માળ જ્યાં સુધી મારા કંઠમાં છે ત્યાં સુધી મારા પ્રાણ જવાના નથી. માટે તે હું તને પહેરાવું છું. તું એ પહેરવા યોગ્ય છે.” એમ બોલી વાલીએ તે માળા પોતાના ગળામાંથી

કહાડી સુગ્રીવના ગળામાં ઘાલી. પછી એક ક્ષણમાં વાલીનો ચહેરો નિસ્તેજ થઇ ગયો અને તેનો જીવ નિકળી ગયો. ત્યારે સુગ્રીવાદિ સર્વ વાંદરાઓ મોટે સ્વરે રૂદન કરવા લાગ્યા.

રામે વાલીને માર્યો એ ખબર તારાને પડતાંજ તે અતિશય દુઃખિત થઇ પોતાના પુત્રને લઇ કિષ્કિંધા બહાર આવી. લડાઇમાંથી કોઇ પણ દિવસ પાછા નહિ ફરનારા એવા પોતાના પતિનો મૃત દેહ જોઇને તારા તે દેહપર પડી શોકાતુર થઇ રડવા લાગી. તેને અને અંગદને જોઇ સુગ્રીવના શોકમાં પણ ઉમેરો થયો, અને તે પણ મોટેથી રૂદન કરવા લાગ્યો. પતિના મુખને ચુંબન કરી તારા બોલવા લાગીઃ—" હે રાજા! તમે મારૂં વચન ધ્યાનમાં લીધું નહિ અને હવે આ પથ્થરની જમીનપર શય્યા કરી સુઇ ગયા છો. મારા કરતાં પૃથ્વી તમને વધારે પ્રિય છે એમ મને લાગે છે. હે રાજા! મારી સાથે એક શબ્દ તો બોલો! તમે પૃથ્વીને આલિંગન કર્યું છે; પણ એક વેળા તો મારી તરફ નજર કરો! મને અભાગીને એકલી મૂકી તમે એકલા સ્વર્ગમાં કેમ ગયા! શૂર યોદ્ધાને પુત્રી આપવી નહિ એમ કહેવત છે તેનું સત્ય આજ મને સમજાયું. શૂર પુરૂષની ભાર્યા હોવાથી હું આજ એકદમ વિધવા થઇ બેઠી છું. મારા સર્વ મનોરથ ભંગ થયા અને હું કાયમની દુઃખી થઇ. હે પતિરાજ! મને શોકસાગરમાં નાંખી તમે કેમ ચાલ્યા ગયા? આ તમારા પુત્ર પ્રત્યે તો નજર કરો! જુઓ, એ તમને નમસ્કાર કરે છે. તેને 'દીર્ઘાયુ થા' એમ આશીર્વાદ આજ તમે કેમ દેતા નથી? હવે હું તમારી સાથે આવવા માગું છું; મને સાથે લઇ જાઓ." એમ કહી તે વાલીના પ્રેતપર લોળવા લાગી. થોડી વખત પછી પાછી ઉઠી રામને દેખી તે બોલીઃ—" તમે ત્રૈલોક્યના નાથ છો; અનાથના રક્ષણ કરતા છો. જે બાણે તમે વાલીને માર્યો તેજ બાણે મને પણ પરલોકમાં મોકલી દો. વાલી મારી વાટ જોતો હશે; તે વીર પુરૂષ સ્વર્ગની અપ્સરાને પણ તુચ્છ ગણી મારા વિરહના શોકમાં પડયો હશે. મહારાજ! વિયોગનું દુઃખ તમને અજાણ્યું નથી. માટે હે રામ! મારાપર દયા કરો અને વાલી સાથે મને પણ પરલોકમાં મોકલી આપો" તેનું આ ભાષણ

સાંભળી રામચંદ્રની છાતી ભરાઇ આવી. અને તેની આંખમાં પાણી આવ્યું. પછી પોતાનો શોક દાબી રાખી તેઓ તારાનું સાંત્વન કરવા લાગ્યાઃ—"હે તારા! શોક કર્યાથી મૃત માણસની દુર્ગતિ થાય છે અને તેનું અહિત થાય છે. મૃત્યુ દરેક માણસને નિર્માણ કરેલુંજ છેઃ કર્મનું ફળ કાળક્રમે મળે છેજ. કર્મ કરવાની બુદ્ધિ પણ કાળજ આપે છે. માણસ માણસને કાંઇજ કરી શકતો નથી; પોતાના જાતિસ્વભાવથી માણસ પ્રવૃત થાય છે અને કાળ પ્રમાણે કર્મનું ફળ ભોગવે છે. કાળ કોઇને પણ છોડતો નથી. યમરાજા પણ કાળનું ઉલ્લંઘન કરી શક્તા નથી. કાળનો કોઇ બંધુ નથી; કાળ પરાક્રમને ગણતો નથી; હજારો મિત્ર સંબંધી હોય તો પણ કાળ ઉભો રહેતો નથી. ટૂંકમાં, ડાહ્યાં માણસે કાળનો મહિમા અને પરિણામ લક્ષમાં રાખવો જોઇયે. ધર્મ, અર્થ અને કામ સુધ્ધાં કાળની સત્તાથી બહાર નથી. વાનર-રાજા વાલી ઉતમ ગતિ પામ્યો છે તે લક્ષમાં લઇ તું શોક છોડી દે; અને જે કાર્ય હવે કરવાનું છે તે કરવા સિધ્ધ થા." પછી કર્તવ્ય-મૂઢ થયલા સુગ્રીવને લક્ષ્મણે વાલીની યથાશાસ્ત્ર ઉત્તર ક્રિયા કરવા કહ્યું, અને તાર નામના વાનરના સરદારને કહ્યુંઃ—"હે તાર! તું નગરમાં જઇને તાબડતોબ શિબિકા લઇ આવ. આવા પ્રસંગે ત્વરા કરવી એ પ્રત્યેકનું કર્તવ્ય છે." આ સાંભળી તાર વાનર તરતજ શહેરમાં ગયો અને શિબિકા લઇ આવ્યો. હજારો વાંદરાઓ વાલીના ઉત્તર કાર્ય પ્રસંગે એકઠા થયા હતા. તેઓએ વાલીના શબને ઉંચકી શિબિકામાં મૂક્યું. મોટા મોટા શૂર વાંદરાઓ વાલીની શિબિકા ઉંચકવા લાગ્યા. કારણ શૂરવીર પુરૂષનું ઉત્તર-કાર્ય શૂરવીર પુરૂષો કરે એજ યોગ્ય છે. અંગદને હાથમાં લઇ તાર વાંદર સર્વથી આગળ થયો; તેની પાછળ સુગ્રીવાદિ વાંદરાઓ ચાલ્યા. તેની પણ પાછળ તારા વિગેરે સ્ત્રીઓ આક્રંદ કરતી કરતી ચાલતી હતીઃ તેઓના આક્રંદથી સર્વ વન શોકમય થઇ ગયું. અંગદ અને સુગ્રીવે વાલીનું પ્રેત ઉંચકી સુખડના લાકડાંની ચિતાપર મૂક્યું, અને તેને યથાશાસ્ત્ર અગ્નિ-સંસ્કાર કર્યો. પછી તે બન્નેએ ચિતાની પ્રદક્ષિણા કરી. આ પ્રમાણે રામે પોતાની સમક્ષ વાલીનું ઉત્તર કાર્ય કરાવ્યું. તે પૂરૂં

થયા પછી સુગ્રીવ સર્વ વાનર સરદારોને લઇ રામપાસ આવ્યો. પછી હનુમાને રામની વિનંતિ કરી:—"આપના પ્રસાદથી સુગ્રીવને આ બલિષ્ઠ અને સમૃધ્ધિવાળું વાનરોનું રાજ્ય મળ્યું છે. આપની આજ્ઞા હોય તો નગરમાં જઇ રાજ્યારોહણની ક્રિયા કરીયે અને આપની વસ્ત્ર, આભૂષણ વગેરેથી યથાશક્તિ પૂજા કરીયે; આપ હમારી સાથે ચાલો." ત્યારે રામે ઉત્તર આપ્યો:—"હે હનુમાન્! પિતાની આજ્ઞાથી મારે કોઇ પણ શેહેર કે ગામમાં જવું એ ચૌદ વર્ષ સુધી યોગ્ય નથી. માટે તમે બધા આ સમૃદ્ધિવાન કિષ્કિંધા નગરીમાં જઇ સુગ્રીવને શાસ્ત્રોક્ત રીતે રાજ્યાભિષેક કરો. સાથે સાથે અંગદને પણ યુવરાજ–પદે અભિષેક કરવા ચૂકતા નહિ: કારણ એ સુગ્રીવના જ્યેષ્ઠ બંધુનો જ્યેષ્ઠ પુત્ર છે એટલુંજ નહિ પણ સર્વગુણસંપન્ન છે. તેથી એ યુવરાજ થવાને લાયક છે. હે હનુમાન્! હવે આ ચોમાસાનો પ્રથમ માસ શ્રાવણ શરૂ થયો છે. તેથી સીતાની શોધનો આરંભ હાલ થઇ શકે એમ નથી: માટે તમે વર્ષા ઋતુ કિષ્કિંધામાં કહાડો અને હમે આ પર્વતપર ચાતુર્માસ વાસ કરીશું." એમ કહી સર્વ વાનરો સહિત સુગ્રીવને રામે જવાની આજ્ઞા કરી. પછી સર્વ સચિવોએ સુગ્રીવને નગરમાં લઇ જઇ સિંહાસનપર બેસાડયો અને તેને સાષ્ટાંગ કર્યા. એટલે સુગ્રીવે પ્રત્યેકને ઉઠાડી તેઓનો યોગ્ય રીતે સત્કાર કર્યો. પછી રામની આજ્ઞા પ્રમાણે સુગ્રીવે અંગદનો યુવરાજ–પદે અભિષેક કર્યો. તે વખતે સર્વ વાનરોએ સુગ્રીવની "સાધુ, સાધુ" કહી સ્તુતિ કરી. આ પ્રસંગે પર્વતની ગુફામાં આવેલી અને ધજાપતાકાથી સુશોભિત કરેલી કિષ્કિંધા નગરી આનંદોત્સવથી ઉભરાઇ જતી હતી. (કિ. સ. ૧૭–૨૬).

સુગ્રીવ કિષ્કિંધામાં ગયા પછી રામ પ્રસ્રવણ અથવા માલ્યવાન્ પર્વતપર જઇ રહ્યા. તે પર્વતની શોભા જોઇ તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. ચંદન, તિલક, સાલ, તમાલ, અતિમુક્ત, પદ્મક, વાનીર, તિમિંદ, બકુલ, કેતક, હિંતાલ, તિનિશ, નીપ, નેતર વિગેરે અનેક પ્રકારનાં વૃક્ષોથી તે પર્વત શોભી રહ્યો હતો. તેમજ માલતી, કુંદ, મોગરા, શિરિશ, કદંબ, અર્જુન, વિગેરે ફુલઝાડો પણ ફુલી રહ્યાં હતાં. ઠેકઠેકાણે કાજળના

ડુંગરાઓ જેવા કાળા ભોર મોટા મોટા પથ્થરો દેખાતા હતા. કોઇ કોઇ ઠેકાણે પર્વતોની ફાટેલી બાજુઓમાં સફેદ તેમજ લાલ શિલાઓ દેખાતી હતી. વિધવિધ રંગનાં, મધુર સ્વરથી ગાનારાં પક્ષીઓ આ ઝાડપરથી તે ઝાડપર કુદકા મારી રહ્યાં હતાં. આવા આ રમ્ય પર્વતપર ફરતાં ફરતાં એક ઉંડી ગુફા રામની નજરે પડી; તેનું મ્હોં ઇશાન ખુણા તરફ હતું. તે જોઇ રામે લક્ષ્મણને કહ્યું:—"આ ગુફા આપણે રહેવા માટે ઘણીજ યોગ્ય છે. એના મુખ આગળ આ નાનું સરખું, મીઠાં પાણીનું સરોવર પણ છે. આ ગુફાનો પાછલો ભાગ પશ્ચિમ દિશા તરફ છે તેથી એમાં પવન પણ ઘણો આવવાની ધાસ્તી નથી. અહિંથી બધાં અરણ્ય તેમજ ડુંગરાની શોભા દૃષ્ટિએ પડે છે. કિષ્કિંધા પણ અહિંથી પાસેજ છે; ત્યાંથી મૃદંગાદિના સ્વર અહિં બેઠાં સંભળાય છે. મને લાગે છે કે વાનરો સુગ્રીવ કિંવા અંગદના અભિષેકનો સમારંભ ભારે આનંદથી ઉજવે છે. હે લક્ષ્મણ! વર્ષાઋતુ કાઢવા માટે આ સ્થળ યોગ્ય છે." રામની આજ્ઞા સાંભળતાંજ લક્ષ્મણે તે ગુફા સાફ કરી અને પછી તેઓ તે ગુફામાં રહેવા લાગ્યા. ગ્રીષ્મઋતુ પૂરી થઇ વર્ષાકાળ શરૂ થયો. ચારે બાજુએ વાદળાંઓ ઘેરાઇ આવી વરસાદની હેલીઓ થવા માંડી. તે સમયની શોભા લક્ષ્મણને બતાવી રામ કહેવા લાગ્યાઃ—"હે લક્ષ્મણ! સૂર્યનાં કિરણોએ ઉપર શોષી લીધેલાં સમુદ્રનાં પાણી રૂપી ગર્ભ આકાશમાં નવ મહિના વૃદ્ધિ પામ્યા પછી હવે રસ રૂપે પૃથ્વીપર પડે છે. આ જો! પર્વતપર વાદળાંઓ એકપર એક કેવાં ગોઠવાઇ રહ્યાં છે! એમજ લાગે છે કે આ મેઘરૂપી પગથીયાંપર ચઢી સૂર્યના કંઠમાં, પર્વતપર ઉગેલાં કુંદ, અર્જુન વિગેરે વૃક્ષોનાં ફુલની માળા ઘાલી શકાય. સંધ્યાકાળે લાલ લાલ દેખાતાં વાદળાં, અંદરથી સફેદ હોવાને લીધે, આકાશને જાણે જખમ થયા હોય અને તેપર કપડાનો પટ્ટો બાંધ્યો હોય, એવો દેખાવ આપે છે. આ વાદળાનાં ઉદરમાંથી નિકળતો ઠંડો પવન કપૂરનાં પાંદડાં સમાન શીતલ લાગે છે. આ પવન કેતકીની વાસથી ભરેલો હોવાથી માણસના મનમાં એમ થાય છે કે એને ખોબે ખોબા ભરી ભરી પી જઇએ! જો આ સામેના ડુંગરપર અર્જુન વૃક્ષ

ફુલી રહ્યું છે અને તેનાપર મેઘની ધારા પડી રહી છે. તેથી ત્યાં સળગેલો દાવાગ્નિ શાંત થઇ, જેમ શત્રુ શાંત થયા પછી સુગ્રીવને પુષ્પમાળાથી અલંકૃત કરવામાં આવ્યો, તેમ ડુંગરપર જાણે કે અભિષેક થતો હોય એવું ભાસે છે. આ વાંદળાઓનાં ઉદરમાં વિજળી ચમકી પાછળથી ધડાધડ ગર્જના થાય છે; તેથી જાણે કે સુવર્ણમય ચાબકાના ફટકા પડવાથી આકાશ વેદનાથી પોકાર કરતું હોય એમ ભાસે છે! ચારે બાજુએ ધૂળ અદષ્ટ થઇ પવન ઠંડો ગાર વાય છે. ચક્રવાક, હંસ વિગેરે પક્ષીઓ માનસ સરોવરપર પાછા ફર્યાં છે. વરસાદથી રસ્તાઓ નાદુરસ્ત થઇ ગામડાંઓમાંથી ગાડીઓ બહાર ફરતી જવલ્લેજ દેખાય છે. આકાશમાં કોઇ કોઇ ભાગમાં પ્રકાશ દેખાય છે તો કોઇ કોઇ ઠેકાણે અંધકાર છવાઇ રહ્યો છેઃ ત્યાં વાદળાંઓ અહિંથી તહિં યથેચ્છ દોડે છે. અને પર્વતપર તો જાણે કે ચ્હોંટી ગયાં હોય એમ દેખાય છે. તેથી આકાશ ખળભળી ગયલા સમુદ્ર જેવું દેખાય છે. આ ડુંગરોપરથી નદીનાં લાલ રંગનાં અને કદંબાદિ વિધ વિધ પ્રકારનાં વૃક્ષોથી ભરેલાં, પાણી મોટા જોરથી વહે છે; અને તેને કાંઠે મયૂરો ટહુકાર કરતા દોડાદોડ કરે છે. જાંબુનાં ફળો, રસ ભરેલાં અને કાળાં ભોર, જેટલાં ખાઇયે તેટલાં થોડાં એમ લાગે છે. આમ્રવૃક્ષનાં ફળ પણ, પરિપક્વ થયલાં અને પીળાં તથા લાલ રંગનાં, ધડાધડ નીચે પડે છે. આ સંધ્યાકાળાને સમયે આ વન-ભૂમિ ઘણીજ રમ્ય લાગે છે. મેદાનો પાણી પીને હવે નવાં ઘાસથી લીલાં ગાર થયલાં છે, જ્યાં ત્યાં મયૂર પક્ષી આનંદથી નાચે છે. અને બગલાંઓ, ભિંજાઇ ગયાં છતાં પણ, આકાશમાં હારબંધ ઉડી રહ્યાં છે. આ મોટાં મોટાં વાદળાંઓ, પાણીનો બોજો ઉંચકી આકાશમાંથી જતાં જતાં, અવાજ કરે છે અને દરેક પર્વતનાં શૃંગપર વિશ્રાંતિ લેતાં લેતાં આગળ જાય છે! નવીન જન્મ પામેલા ઇંદ્રગોપ નામના કીડાના ચિત્રવિચિત્ર રંગથી ભરેલી લીલી છમ જમીન જોઇ, એમજ લાગે છે કે પૃથ્વીએ લાલ રંગની ઝાંખ મારનારી પોપટીયા રંગની શાલ તો ઓઢી નહિ હોય? હે લક્ષ્મણ! આ સમયે નદીઓ વહી રહી છે, વર્ષાદ પડી રહ્યો છે અને મસ્ત થયલા

હાથીઓ ચિત્કાર કરી રહ્યા છે. વન પ્રદેશ શોભી રહેલા છે; મયૂર નાચે છે અને વાનરો કૂદી રહ્યા છે. કેતકી પુષ્પોના સુગંધથી મત્ત થઇ જંગલી હાથીઓ પાણીમાં ક્રીડા કરે છે અને ગર્જના કરે છે અને તે ગર્જનામાં ઉપરથી પડતા પાણીના ધોધાનો અવાજ મિશ્ર થાય છે. પરિપક્વ થયલાં ફળથી ભરેલાં જાંબુનાં ઝાડો જાણે કે ભમરાઓથી ભરાઇ ગયાં હોય એમ દેખાય છે. જો આ પર્વતમાંથી અરણ્યમાં જનારો હાથી, મેઘનો ગંભીર ધ્વનિ સાંભળી તે ધ્વનિની પાછળ પડે છે; પણ એટલામાં તે ધ્વનિનો પડઘો પાછળ પડે છે તે સાંભળી પાછળ કોઇ શત્રુ આવ્યો હશે એમ સમજી પાછો ફરે છે. કમળના પાંદડાંપર પડેલું મોતીના દાણા જેવું સ્વચ્છ પાણી, પાણીથી ભિંજાઇ જઇ વિચિત્ર રંગવાળાં બગલાં પક્ષીઓ, ઘણા આનંદથી પીએ છે. ભૃંગના ગુંજારવની વીણા, અને વાનરોના અવાજ તેમજ મેઘના ગડગડાટરૂપી મૃદંગ, એ મળી જાણે કે વનમાં સંગીત ચાલી રહ્યું હોય એમ ભાસે છે! મયૂરો, કોઇ કોઇ નાચે છે, કોઇ કોઇ ટહુકાર કરી રહ્યા છે તો કોઇ કોઇ વૃક્ષપર બેસી શાંતિથી જોયાં કરે છે, તેનો દેખાવ એક નાચની બેઠકજ થઇ રહી હોય એવો લાગે છે! મેઘના ગડગડાટથી ઉંઘી ગયેલા વાનરો જાગૃત થઇ ગર્જના કરતા કરતા અને નવા વરસાદની ધારા અંગપર ઝીલી લેતા આમતેમ કૂદાકૂદ કરી રહ્યા છે. પાણીથી ભરેલાં કાળાં વાદળાંઓ એકપર એક ગોઠવાઇ જઇ વડવાનળથી દગ્ધ થયલા કાળા પર્વતોની હાર જેવાં દેખાય છે." થોડા દિવસ પછી સમુદ્રની માફક નાદ કરનાર મોટાં મોટાં વાદળાંઓ પાણીનો ભાર લઇ આકાશમાં લટકવા લાગ્યાં. નદી, સરોવરો, તળાવો, કુવાઓમાં એટલુંજ નહિ પણ સર્વત્ર પૃથ્વીપર જળ જળ થઇ રહ્યું છે. આકાશ સંપૂર્ણ રીતે ઘેરાઇ ગયું હોવાથી ચાર ચાર દિવસ સુધી નક્ષત્રો, ગ્રહો, ચંદ્ર અને સૂર્ય અદશ્ય થઇ જાય છે. પૃથ્વી પાણીથી તૃપ્ત થઇ ગઇ છે. દિશાઓ અંધકારથી વ્યાપ્ત થઇ રહી છે. ડુંગરોનાં મોટાં મોટાં શૃંગો વરસાદથી સ્વચ્છ ધોવાઇ જાય છે અને તેનાપર પડનારો જલપ્રવાહ ગળામાં મોટાં મોટાં મોતીનો હાર લટકતો હોય એવો દેખાવ આપે છે!

કોઇ કોઇ ઠેકાણે આ પાણીનો પ્રવાહ શિલાપર પછડાઇ ચાર પાસ સફેદ જળ-બિંદુ ઉડી રહ્યાં છે તેથી જાણે કે મોતીની માળા તુટી ગઇ હોય એમ દેખાય છે. જ્યારે વરસાદનાં મોટાં મોટાં બિંદુઓ પડવા લાગ્યાં ત્યારે જાણે દેવોની સ્ત્રીઓનાં ગળાના મોતીના હાર તુટી પડતા હોય તેમ દેખાવ થઇ રહ્યો! પક્ષીઓ માળાઓમાં ભરાઇ જવા લાગ્યાં અને કમળો મિચાઇ ગયાં. તેથી સૂર્ય અસ્ત પામ્યો હોય એમ લાગવા માંડયું. વરસાદે રસ્તાઓ તેમજ રાજાઓનાં યુધ્ધોને એકસરખાં સપાટ કરી નાંખ્યાં. ત્યારે રામ કહેવા લાગ્યા, "હે લક્ષ્મણ! આ વૃર્ષા ઋતુમાં નદીઓના કાંઠા પ્રમાણે મારૂં ધૈર્ય શિથિલ થતું જાય છે, વર્ષા ઋતુના જલપ્રલય પ્રમાણે રાવણ મને અપાર લાગવા માંડયો છે. તો પણ સુગ્રીવની તેમજ નદીઓની કૃપાની વાટ જોતા હાલ તો આપણે આ ડુંગરપરજ રહેવું પડશે."

ચાર મહિના પૂરા થતાં વર્ષાકાળ પૂરો થયો અને શરદતુ શરૂ થઇ. આકાશ સ્વચ્છ થઈ જઇ કોઇકજ સફેદ વાદળાંઓ આકાશમાં શિલ્લક રહ્યાં હતાં. રાત્રે આકાશ નિર્મળ હોવાથી ચંદ્રની જ્યોતસ્ના સ્વચ્છ સફેદ અને તેજસ્વી પ્રકાશવા લાગી. દીર્ઘ અને ગંભીર નાદ કરનાર મેઘરાજા ચાર માસ કામ કરી થાકી જઇ સ્વસ્થ બેઠા અને મદ-સ્રાવ બંધ થયલા હાથી પ્રમાણે શાંત થયા. ડુંગર ધોવાઇને અતિશય સ્વચ્છ થયા હોવાથી રાત્રે ચાંદરણાં પુષ્કળ શોભવા લાગ્યાં. ચંદ્રનો અને તારાઓનો પ્રકાશ, મસ્ત થયલા વૃષભો અને નિર્મળ નદીઓના પ્રવાહો સૃષ્ટિની શોભા ઉત્તમ રીતે પ્રદર્શિત કરતા હતા. ફક્ત મોર, પોતાનાં પીછાં નાંખી દઇ, પોતાની પ્રિયા પ્રત્યે બેદરકાર થઇ રહી, ઉદાસ બની, ધ્યાનસ્થ બેઠા જેવા દેખાતા હતા. સુંદર કમળોથી ભરેલાં, અને હંસો ચક્રવાકોથી સુશોભિત સરોવરોનું પણી હાથી સુંઢોવતે હલાવી હલાવી પીતા હતા. વર્ષા ઋતુમાં સર્પો દરમાં પેસી ગયા હતા. તે ત્રણ ત્રણ મહિના થયાં ભૂખથી આકુળ થઇ અને વધારે ઝેરી બની બહાર પડવા લાગ્યા. નવાં તૈયાર થયલાં અનાજ ખાઇ પુષ્ટ થયેલાં સારસ પક્ષીની હારો, આકાશમાં મોતીની માળાઓ ઉડી રહી હોય તેમ,

દેખાતી હતી. ઉંડાં ખુડામણાં અને કાળાંભોરપાણીમાં ખીલેલાં નાનાં નાનાં કમળો આથેથી નક્ષત્રોથી ચમકતાં આકાશ જેવો દેખાવ આપતાં હતાં. બળદોના ભરાડવાના શબ્દો અધિકાધિક પ્રસરી રહ્યા હતા. પવન મૃદુ ફુંકાવવા લાગ્યો, કમળો ખીલવા લાગ્યાં, ક્રૌંચ :પક્ષીઓ બોલવા લાગ્યાં. સાલ પીળો રંગ ધારણ કરવા લાગ્યાં, પાણી નિર્મળ વહેવા લાગ્યાં, અને ચંદ્રનાં કિરણો તેજસ્વી દેખાવવા લાગ્યાં. સારાંશ, વર્ષાઋતુ પૂરી થઇ શરદ્દતુ ચાલુ થઇ. તો પણ સુગ્રીવ આપણી કાંઇ પણ ખબર લેતો નથી એ જોઇ રામ ઘણા ચિંતાતુર થઇ લક્ષ્મણને કહેવા લાગ્યાઃ—"હે લક્ષ્મણ ! સીતાનો વિરહ ભવિષ્યની આશામાં ને આશામાં મેં ચાર માસ સહન કર્યોઃ પરંતુ સુગ્રીવ આપણાપર હજી કૃપા કરતો નથી. મારી સ્ત્રી તેમજ રાજ્યપાટ ગયાં. સુગ્રીવને સ્ત્રી તેમજ રાજ્ય મળ્યાં: એટલે તે આપણી યાદ શા માટે કરે? માટે તું કિષ્કિંધામાં જા અને સુગ્રીવને કહે કે 'શુભ કિંવા અશુભ જે વાત માણસે કબૂલ કરી હોય તે પાર પાડે તેજ ખરો વીર સમજવો. જે મિત્ર આપણું કાર્ય થયા પછી સામા માણસનું કાર્ય કરવું વિસરી જાય તે કૃતઘ્નીને રાક્ષસો ફાડી ખાય છે. જે માર્ગે વાલીએ ગયો છે તે માર્ગ હજી બંધ થયો નથી. માટે કૃપા કરી વાલીને માર્ગે જશો નહિ.' આ પ્રમાણે શાંત પણ કઠોર એવો રામનો સંદેશો લઇ લક્ષ્મણ કિષ્કિંધામાં દાખલ થયા. તે રત્નની ભરેલી રમ્ય ગુફા જોઇ લક્ષ્મણને ઘણું આશ્ચર્ય થયું. હજારો ઘરો તેમાં રત્નથી શોભાયમાન દીસતાં હતાં. ચ.ર પાસ હજારો પ્રકારનાં ફળ તથા ફુલનાં ઝાડો તેમાં રોપ્યાં હતાં. દેવ અને ગંધર્વથી ઉત્પન્ન થયલા સુંદર રૂપવાળા વાંદરો સુંદર પોષાક કરી આમ તેમ ફરતા હતા. ચંદન, અગરૂ અને કમળથી સુગંધિત બનાવેલું મધુ ઠેકઠેકાણે બજારમાં વેંચાતું તેની દૃષ્ટિએ પડયું. છેવટે એક મોટા સફેદ પહાડથી ચારે બાજુએ વીંટાયલા અંદર પણ સફેદ પથ્થરથી બાંધેલા શિખરથી કૈલાસ પર્વત સમાન શોભનારા અને સર્વ પ્રકારનાં પુષ્પથી સુશોભિત એવા સુગ્રીવના મહેલ આગળ લક્ષ્મણ આવી ચઢયા. તેમાં લક્ષ્મણ બેધડક પેઠા અને તેને કોઇ પણ અટકાવી શકયું નહિ. સાત ચોક ઓળંગી

લક્ષ્મણ અંદર ગયા ત્યારે તેને મધુર અવાજ કાને પડ્યો. એક સરખો તાલ ચાલૂ છે, અને મધુર કંઠ અને સૌમ્ય શબ્દોમાં કોઇ ગાયન કરી રહ્યું છે એમ લક્ષ્મણને કાને પડ્યું. સુંદર સ્ત્રીઓ આમ તેમ ફરતી તેને દૃષ્ટિએ પડી. નાચનાર સ્ત્રીઓનાં નૂપુર અને બંગડીઓના શબ્દ સાંભળી લક્ષ્મણ લજ્જિત તેમજ ક્રોધાયમાન થયા અને જોરથી ધનુષ્યનો ટંકાર કર્યો. ત્યારે તે ભયંકર અવાજથી બીજા બધા અવાજો ઢંકાઇ ગયા અને સુગ્રીવ ભયભીત થઇ તારાને કહેવા લાગ્યોઃ—"હે તારા ! મૃદુ અંતઃકરણના રામના બંધુ લક્ષ્મણ શા માટે ક્રોધાયમાન થયા છે અને અહિં આવ્યા છે તે તું જાતે જઇ જો અને તેને શાંત કર." આ શબ્દ સાંભળી તે રૂપવતી સ્ત્રી મોટા મોટા દાગિના પહેરી અને મધુપાનથી થોડાંક લાલ થયલાં નેત્રવાળી લાજતી લાજતી લક્ષ્મણ પાસ આવી. તે સ્ત્રીને આવતી જોઇ લક્ષ્મણનો ક્રોધ શાંત થઇ તેમણે લજ્જાથી નીચે જોયું. તારા તેમની પ્રત્યે સવિનય કહેવા લાગીઃ—"હે રાજપુત્ર ! તમને કોપ ચઢવાનું કારણ શું ? તમારૂં કોણે અપમાન કર્યું ? સુકાં વૃક્ષોનાં વનને આગ લગાડવા કોણ તૈયાર થયું છે ? તે મને કહો કે તેને હું શિક્ષા કરાવું. હે રાજપુત્ર ! પોતીકાં માણસપર તમારે કદી પણ કોપ કરવો નહિ. મારો પ્રિય પતિ, જે વાંદરાનો નાથ છે, તે મારા સહવાસમાં લુબ્ધ થઇ એશઆરામમાં પડી રહ્યો છે તે તમારા ભાઇ જેવો છેઃ માટે તેને ક્ષમા કરો. હે મહાબાહુ ! હું તારા મિત્રની સ્ત્રી છું. મારી સાથે ચાલો અને તમારા મિત્રને મળો." આવું તેનું ભાષણ સાંભળી લક્ષ્મણ તેની સાથે સાથે અંતઃપુરમાં પેઠા. તેને જોતાંજ સુગ્રીવ સુવર્ણમય સિંહાસનપરથી ઉતરી સામો આવ્યો. તેને લક્ષ્મણે કહ્યુંઃ—"સત્વવાળો, જિતેંદ્રિય, દયાશીલ, કૃતજ્ઞ, અને સત્યવાદી પુરૂષ આ જગતમાં લોકોનો આદર પામે છે. ઘોડાઓના વ્યાપારમાં જે જુઠું બોલે છે તેનાં સો માણસનો નાશ થાય છેઃ ગાયના વ્યાપારમાં જુઠું બોલે છે તેનો હજાર માણસનો નાશ થાય છે. માણસોના વ્યવહારમાં જે જુઠું બોલે છે તેનો પોતાનો તેમજ તેનાં સર્વ માણસોનો નાશ થાય છે. ગાયની હિંસા કરનાર અથવા તો મદ્યપાન કરનાર અથવા ચોર કે

વ્રત-ભંગ કરનારા મનુષ્યોને પ્રાયશ્ચિત્ત મળી શકે છે. પણ કૃતઘ્ન મનુષ્યને પ્રાયશ્ચિત્ત છેજ નહિ. એમ બ્રહ્માએ કહેલું છે. રામે તારૂં કાર્ય કરી આપ્યાને આજ ચાર માસ વીતી ગયા તેનો બદલો વાળવા તું સીતાની શોધ કરવા ક્યારે નીકળવાનો છે? હે સુગ્રીવ! વાલી મરણ પામી જે માર્ગે ગયો છે તે માર્ગ અદ્યાપિ બંધ થયો નથી. જો તે માર્ગે તારે જવું ન હોય તો તેં આપેલું વચન પાળ." આ સાંભળી સુગ્રીવનો મદ એકદમ ઉતર્યો; તેણે પોતાના ગળામાં ધાલેલી ચિત્ર વિચિત્ર પુષ્પોની માળા કાઢી નાંખી અને ઘણા વિનયપૂર્વક લક્ષ્મણને કહેવા લાગ્યો:—"હે લક્ષ્મણ! મારૂં ગુમાવેલું રાજ્ય તેમજ સ્ત્રી મને રામ-કૃપાથી પાછાં મળેલાં છે. તે પરાક્રમી રામનું એક અંશે પણ દેવું ફેડવાનુ મારામાં સામર્થ્ય નથી. રામ પોતાના એકલાના તેજના પ્રતાપે સીતાને પાછી લાવી રાવણનો નાશ કરી શકે એમ છે. હું તો ફક્ત સહાય કરનાર નિમિત્ત રૂપે છે, તે પ્રમાણે હું યુધ્ધની સામગ્રી તાબડતોબ તૈયાર કરી મૂકું છું." આ નમ્ર ભાષણ સાંભળી લક્ષ્મણ સંતોષ પામી બોલ્યા:—"ખરેખર મારા પ્રિય બંધુને તારી સહાયની આવશ્યકતા છે. તું ધર્મજ્ઞ અને કૃતજ્ઞ છે, યુદ્ધમાં પાછો પગ ન કરનારો છે; માટે તારી સહાયની ખાસ જરૂર છે. માટે તું તરતજ મારી સાથે ચાલ અને શોકાકુલ થયલા રામને શાંત કર." સુગ્રીવ તરતજ ઉઠયો; તેણે પ્રથમ હનુમાનને આજ્ઞા કરી કે પૃથ્વીપરના સર્વ વાંદરોને હરેક પ્રયત્નથી તત્કાળ એકઠા કરવા. તે આજ્ઞાનુસાર હનુમાને ચારે દિશામાં દૂત મોકલ્યા, અને તેથી સર્વ વાંદરાઓ સુગ્રીવની આજ્ઞા માથે ચઢાવી એકત્ર થયા. ત્રણ કરોડ વાનર તો ત્યાંનાજ એકઠા થયા; પશ્ચિમ દિશામાં અરત ગિરિપરના દશ કરોડ વાનરો એક ઘડીમાં આવ્યા; કૈલાસ પર્વતપરથી સિંહ અને વાઘ જેવા મજબૂત એક હજાર કરોડ વાંદરાઓ આવ્યા; હિમાલયના પ્રદેશમાંથી એક પરિધ વાનરાઓ આવ્યા. અને વિંધ્યાચળ પર્વતમાંથી લાલ રંગના ભયંકર વાનરો હજારો કોટી આવ્યા. ક્ષીર સમુદ્રના કિનારાપરથી તમાલ અને નાળિયેરનાં વૃક્ષોનાં વનોમાં વસનારા અસંખ્ય વાનરો આવ્યા. ગિરિગુફાઓમાંથી તેમજ જુદી

“ રામસન્દેશ. ”—



“ હે સુગ્રીવ ! વાલી મરણ પામી જે માર્ગે ગયો છે તે માર્ગ અદ્યાપિ બંધ થયો નથી.’ (પૃ. ૧૪૬)

જુદી નદીના કિનારાઓપરથી એટલી બધી વાનર-સેના આવી કે તેથી સૂર્ય આચ્છાદિત થયો. તે વાંદરાઓએ દિવ્ય વનસ્પતિ અને ફળો પોતાની સાથે આણેલાં હતાં તે તેઓએ સુગ્રીવને આદરપૂર્વક ભેટ કર્યાં. (કિ. સ. ૨૭-૩૭).

પછી અનેક વાંદરાઓથી વિંટાયલો શ્વેત છત્ર, ચામરાદિ રાજ-ચિન્હથી વિભૂષિત, એવો સુગ્રીવ, લક્ષ્મણ સહિત, એક પાલખીમાં બેસી પ્રસ્રવણ પર્વતપર આવી પહોંચ્યો. સુગ્રીવ અને બીજા વાંદરાઓ રામ આગળ હાથ જોડી ઉભા રહ્યા, ત્યારે તે સર્વની અંજલીઓ એક વેરતીર્ણ તળાવમાં આવી રહેલાં કમળની કળી પ્રમાણે શોભવા લાગી. સુગ્રીવને જોઇ રામને અત્યંત આનંદ થયો. સુગ્રીવે રામને સાષ્ટાંગ દંડવત્ કર્યાં; ત્યારે રામે તેને ઉઠાડી આલિંગન દઇ પોતાની પાસ બેસાડયો અને કહ્યું:—"જે માણસ, ધર્મ, અર્થ અને કામ યથાવકાશ અને યથાકાળ સેવે છે તે સર્વત્ર વિજયી થાય છે. જે માણસ માત્ર કામની પાછળજ હંમેશ લાગે છે તે નાશ પામે છે. હે સુગ્રીવ! હવે આપણા ઉદ્યોગનો સમય પાસે આવ્યો છે તો તેનો વિચાર કરવો જોઇયે." ત્યારે સુગ્રીવ નમસ્કાર કરી બોલ્યો:—"હે રામ! તમારી કૃપાથી આ સર્વ સંપત્તિ અને રાજ્ય મને મળ્યું છે. **ઉપકારનો બદલો વાળવામાં જે માણસ પાછો પડે છે, તે પુરૂષ અધમ ગણાય છે.** મેં પૃથ્વીપરના સર્વ વાનરોને બોલાવ્યા છેઃ તેમાંથી કોઇક આવ્યા છે અને કોઈક આવવાના છે. વિંધ્યાચળ, હિમાચળ, મેરૂ, મંદાર પર્વત,અને સમુદ્ર તીરપરથી કરોડો-શું પણ પરાર્ધ સંખ્યામાં વાંદરો તમારા કાર્ય માટે આવશે અને તેઓ દુષ્ટ રાક્ષસોનો નાશ કરશે." આ સાંભળી રામને આનંદ થયો, અને સુગ્રીવને આલિંગન કરી બોલ્યાઃ—"ઇંદ્ર વરસાદ વર્ષાવે, અથવા સૂર્ય અંધકારનો નાશ કરે તેમાં કોઇ પ્રકારનું આશ્ચર્ય નથી. તારા જેવો ઉત્તમ મિત્ર આવો ઉપકાર કરે તેમાં કાંઇ પણ આશ્ચર્ય નથી." આમ તેઓ વાત કરે છે એટલામાં એકદમ ચાર પાસ અંધકાર વ્યાપી રહ્યો, ચાર પાસ ધૂળ ઉડી રહી અને પૃથ્વી

થરથર કાંપવા લાગી. લાખો અને કરોડો વાનરોની સેના પોતપોતાના સરદારો સહિત એકઠી થવા લાગી. શતબલિ નામનો વાનર દશ હજાર કરોડ વાનર લઇ આવી ચઢયો. કાંચન જેવો ચળકતો તારાનો બાપ કરોડો વાનર લઇ હાજર થયો. તેવીજ રીતે રૂમાનો પિતા પણ આવી પહોંચ્યો. હનુમાનના પિતા કેસરી વાનર કરોડો વાનર લઇ આવ્યા. ગવાક્ષ પણ ગાયનાં પુચ્છ જેવી પુંછડીવાળા વાનરનું સૈન્ય લઇ હાજર થયો. ધૂમી કરોડો રીંછ લઇ આવી પહોંચ્યો. ત્રણ કોટી વીર વાનરો લઇ પનસ આવી હાજર થયો. નીલ દશ કરોડ કાળા વાંદરા લઇ આવ્યો. ગવયે પાંચ કોટી વાંદરસહ આવી મુજરો કર્યો. એક સહસ્ર-કોટી વાનર સહિત દરીમુખ વાનર સુગ્રીવ સામે ઉભો રહ્યો. એક સહસ્ર કોટી કરોડ વાનર સૈન્યના અધિપતિ મૈંદ અને દ્વિવિદ દેખાવવા લાગ્યા. ત્રણ કરોડ રીંછ સૈન્ય સહિત જાંબુવાન તૈયાર થયો. દશ કરોડ વાનર સૈન્ય લઇ તેજસ્વી રૂપણ દોડી આવ્યો. તેની પાછળ બળવાન વાનરની શત કોટી વાનર સેના દેખાવવા લાગી. અગીયારશે કોટિ સહસ્ર વાનર લઇ ગંધમાદન રામની સેવામાં હાજર થયો. એક પદ્મ-સહસ્ર અને એક સો શંખ વાનર લઇ ખુદ યુવ-રાજ અંગદ સામો આવી રામને નમસ્કાર કરી પાસે ઉભો રહ્યો. ઈંદ્રજાનુ અગિયાર કરોડ વાનર સહિત મેદાનમાં ઉતર્યો. તેઓમાં દશ હજાર અગિયારસો વાનર લઇ રંભ યૂથપ વાનર સામેલ થયો. એ કરોડનો અધિપતિ દુર્મુખ પણ આવી ઉભો. કૈલાસના શિખર જેટલા ઉંચા તેમજ મોટા એવા એક હજાર કરોડ સફેદ વાનરાઓ લઇ હનુમાન કંમર બાંધી તૈયાર થયા. શત-કોટી અને એક લાખ વાનર લઇ નીલ આવી પહોંચ્યો. આ શિવાય વન્હિ, રંભ, ઇત્યાદિ અનેક વાનર હાજર થયા. તેથી સઘળા ડુંગરો તેમજ મેદાનો ભરાઇ ગયાં. તે સર્વ સરદારોએ સુગ્રીવને નમસ્કાર કરી પોતપોતાનાં સૈન્ય જુદે જુદે સ્થળે ઉતાર્યાં. અને તે સર્વ આવ્યાની વર્દી તથા તેમનાં નામ સુગ્રીવે રામને કહ્યાં. એ સર્વ ન્યનું સ્વામિત્વ રામને સોંપી સુગ્રીવ બોલ્યોઃ—"હે રામ! આ અપરંપાર સેનાના માલિક તમે છો. હવે એ લોકોને જે કામ સોંપવું હોય તે આજ્ઞા કરો." ત્યારે

રામે ઉત્તર આપ્યો. "આ સૈન્યનો માલિક તુંજ છે. તુંજ યથા-યોગ્ય બંધોબસ્ત કરી વ્યવસ્થા કર; અને સીતાની શોધ કરવામાં અને રાવણનો પત્તો મેળવવામાં જે યોગ્ય પગલાં ભરવાં પડે તે ભર." આ સાંભળી સુગ્રીવે ચાર દિશામાં વાનરની ચાર ટુકડીઓ મોકલી. વિનતા નામના યૂથપાલને પૂર્વમાં મોકલ્યો; સીતા ઘણું ખરૂં લંકામાં જડી આવશે એવી આશાથી મોટા મોટા સરદારોને દક્ષિણ દિશામાં મોકલી આપ્યા; તેઓનાં નામ, નીલ (અગ્નિનો પુત્ર), હનુમાન (વાયુનો પુત્ર), બ્રહ્માનો પુત્ર જાંબુવાન, અને સુહોત્ર, શરારિ, શરગુલ્મ, ગજ, ગવાક્ષ, ગવય, સુષેણ, સુષભ, મૈંદ, દ્વિવિદ, ગંધમાદન, ઉલ્કામુખ, અનંગ અને અંગદ. સુગ્રીવે પોતાના સસરા અને તારાના બાપ, સુષેણને પશ્ચિમ દિશામાં શોધ કરવા વિનંતિ કરી. અને ઉત્તર દિશામાં શતબળ નામના વાનર સરદારને મોકલી આપ્યો. પ્રત્યેકને પોતપોતાની દિશાના દેશો, નદી અને પ્રાંતો વિષે માહિતી આપી સુગ્રીવે આજ્ઞા કરી કે:—"સર્વ નદીઓ, પર્વતો, દેશો, નગરો ઘણી બારીકીથી તપાસી એક મહિનામાં પાછા આવજો. સીતાની પ્રથમ બાતમી લાવનારને હું અમુલ્ય બક્ષિસ આપીશ. એક મહિનામાં પાછો નહિ આવે તેને હું દંડ કરીશ." આ પ્રમાણે આજ્ઞા કરી સર્વેને પોતપોતાના કામપર વિદાય કર્યાં. હનુમાનને ખાસ કરી સુગ્રીવે કહ્યું:—"તું મોટો પરાક્રમી, બુદ્ધિવાન, તેજસ્વી અને તારા બાપ જેવો વેગવાન છે તેમજ મારો પરમ મિત્ર છે. તેથી તને મુદ્દામ દક્ષિણ દિશામાં મોકલ્યો છે. ઘણું કરીને સીતા તને લંકામાં જડશે. માટે હરેક પ્રયત્ન કરી સીતાને શોધી લાવજે." પછી હનુમાને સુગ્રીવને અને રામને નમસ્કાર કર્યા; ત્યારે રામે ઘણા પ્રેમથી, ઉત્સુક થઇ તેને જવાની આજ્ઞા આપી અને પોતાના હાથની વીંટી કાઢી આપી તેને કહ્યું, "હે હનુમાન! સીતાની શોધ લાગે તો તેને આ વીંટી આપજે: એટલે તું મારો દૂત છે એમ તેને ખાત્રી થશે. અને તેને ખાત્રી આપજે કે હું જલદીથી આવીને તને છોડવીશ." આ પ્રમાણે રામની આજ્ઞા તથા વીંટી લઇ હનુમાન, અંગદાદિ વાનરો સહવર્તમાન દક્ષિણ દિશા તરફ નિકળ્યા. પછી બીજા

વાનરો પણ પોતપોતાને બતાવેલી દિશા પ્રત્યે નિકળી પડયા. પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર દિશામાં ગયલા વાનરો એક મહિનામાં સીતાની શોધ લાગતી નથી એમ ખબર સહિત પ્રસ્રવણ પર્વતપર પાછા આવ્યા. (કિ. સ. ૩૮-૪૭).

આણી તરફ હનુમાન, અંગદ વિગેરે વીરો દક્ષિણ દિશામાં ચાલ્યા તે પ્રત્યેક નદી, પર્વત, વન, નગર અને ગામ જોતા જોતા ચાલ્યા. છેવટે તેઓ પૃથ્વીનો દક્ષિણ ભાગ શોધી શોધી થાકી ગયા. પણ સીતાનો કે રાવણનો પત્તો કોઇ પણ ઠેકાણે મળ્યો નહિ. તેઓ વિંધ્યાચળ પર્વતની સર્વ શાખાઓ શોધી વળ્યા, પણ સીતાનો પત્તો નહિ રસ્તામાં એક ઠેકાણે તેઓ અતિશય થાકી જઇ તૃષાતુર થઇ ગયા. એવામાં એક મોટું ભોંયરું તેઓની દૃષ્ટિએ પડયું. તેમાંથી પાણીથી ભીંજાઇલી અને અતિશય સ્વચ્છ એવી પાંખોવાળાં હંસ, સારસ ઇત્યાદિ પક્ષીઓ બહાર નિકળતાં જોઇ તેઓ આશ્ચર્ય પામ્યા. અને તે ભોંયરામાં ઘણું કરી પાણી હશે એમ ધારી તેઓ તેમાં પેઠા: ત્યાં સર્વત્ર અંધકાર પ્રસરી રહ્યું હતું; કોઇને કોઇ દિસે નહિ. તો પણ ધીરજ રાખી તેઓ આગળ ચાલ્યા; એટલે આગળ પ્રકાશ દેખાવવા લાગ્યો અને એક સુંદર ઉપવન તેઓની દૃષ્ટિએ પડયું. ઉત્તમોત્તમ ફળ અને ફુલોવાળાં વૃક્ષોથી તે ઉપવન શોભી રહ્યું હતું. ઠેકઠેકાણે સુવર્ણ કમળથી ભરપૂર અને ચારે બાજુએ સુવર્ણના પગથીઆંઓ બાંધેલાં, નાનાં મોટાં સરોવરો, તેમની દૃષ્ટિએ પડયાં. આગળ જોય છે તો મોટાં મોટાં સુવર્ણનાં વૃક્ષો દેખાવવા લાગ્યાં. પાણીમાંનાં માછલાં તે પણ સુવર્ણનાંજ ! આ પ્રમાણે જ્યાં ત્યાં પ્રકાશમાન વૈભવ જોતા અને આશ્ચર્ય પામતા તેઓ તે ઉપવનના માલિકની શોધ કરવા લાગ્યા. એટલે. એક તાપસવેશ ધારણ કરનારી, આસનપર બેઠેલી, સ્ત્રી તેઓની દૃષ્ટિએ પડી. તેને જોઇને સર્વેએ તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યાં, અને પાણી પીવાની રજા માગી. તે બાઇએ તેઓનો આદર સત્કાર કર્યો અને ખાવાને ફળ આપ્યાં. પછી તેણીના પૂછવાથી તેઓએ તેને પોતાની સર્વ હકીકત કહી અને વધારામાં જણાવ્યું:—'હમે આ ગુફામાં પેઠા

પછી કેટલા દિવસ વહી ગયા તેની હમને ખબર નથી. તેથી સુગ્રીવે આપેલી એક મહિનાની મુદત પૂરી થઇ જઇ હમે કદાચ રાજાના અપરાધી થયા હોઇશું. માટે તું હમને આ ગુફામાંથી બહાર પહોંચાડ. તારા શિવાય એ કામ બીજા કોઇથી થશે નહિ. તેમજ તું કોણ છે અને આ ઉપવન કોનું છે તે સર્વ તું હમને કહે. હમે તારે શરણે આવ્યા છીએ." તેના ઉત્તરમાં તે તાપસી બોલીઃ—'આ દિવ્ય ઉપવન મયાસુરે નિર્માણ કર્યું છે. અહિં તે હેમા નામની અપ્સરાસહિત રહેતો હતો. ઇંદ્રે તેને વજ્રવડે ઠાર કર્યો તે દિવસથી બ્રહ્માએ આ ઉપવન મને બક્ષિસ આપ્યું છે. હું મેરૂ–સાવર્ણીની પુત્રી છું. અને અહિં રહી તપશ્ચર્યા કરૂં છું. જો તમારે આ ગુફાની બહાર નિકળવું હોય તો તમારી આંખ મીંચો. કે હું તમને બહાર પહોંચાડીશ." એ સાંભળી તે વાનરોએ આંખ મીંચી એટલે તો તાપસીએ તેઓને તે ભોંયરાની બહાર આણી મૂકયા. પછી તેઓને આંખ ઉઘાડવા કહી તે બોલીઃ—"આ જુઓ વિંધ્યાચળ દેખાય છે અને તેની બાજુએ પ્રસ્રવણ પર્વત દેખાય છે; હવે હું રજા લઉં છું." એમ કહી તે તાપસી પોતાના ભોંયરામાં અદૃશ્ય થઇ ગઇ. પછી તે વાનરો વિંધ્ય પર્વતની ટેકરીપરથી ચાર પાસ જોવા લાગ્યા તો સામે અફાટ અને ઉંચી ઉંચી છોળો મારી ગર્જના કરતો સમુદ્ર તેઓની દૃષ્ટિએ પડયો. ડુંગરપર વસંત ઋતુમાં ઉગનારી નાના પ્રકારની વેલો જોઇ તેઓને બ્હીક લાગવા માંડી. અંગદ ઘણો દુઃખી થઇ બોલ્યોઃ—"અરે, આપણે આશ્વિન પછી થોડાજ દિવસમાં નિકળ્યા અને એક મહિનામાં પાછો ફરવાનો વાયદો કર્યો હતો. પણ આ તો વસંત ઋતુ આવી ચઢી. ભોંયરામાં કેટલા દિવસ ગયા તેનું આપણને ભાન નથી. સીતાનો હજી પત્તો લાગ્યો નહિ. સામે સમુદ્ર પ્રસરી રહ્યો છે. હવે પાછા જવું તે કરતાં પ્રાણ ત્યાગ કરવો એ બહેતર છે. સુગ્રીવનો કોપ ઘણો તીવ્ર છે. તે આજ્ઞા ઉલ્લંઘન કર્યા માટે આપણને દેહાંત શિક્ષા કર્યા શિવાય રહેશે નહિ. સીતાની શોધ લાવ્યા વગર જઇશું તો રામ પણ આપણાપર દયા કરશે નહિ. માટે મને તો એમજ લાગે છે કે આપણે અહિંજ

પ્રાયોપવેશન કરી પ્રાણ-ત્યાગ કરવો." એમ કહી અંગદે દર્ભ પાથરી તેપર બેસી પ્રાયોપવેશન એટલે શ્વાસ રૂંધીને પ્રાણ-ત્યાગ કરવાના ઇરાદાથી જમીનપર માથું મૂકયું. તે જોઇ બીજા વાનરો પણ તેજ પ્રમાણે પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય કરી ત્યાંજ સ્થિર થઇ બેઠા. તે સેંકડો વાનરોને આમ સ્થિર બેઠેલા જોઇ તે પર્વતપર એક મોટો ગૃધ્ર રહેતો હતો તે ધીમે ધીમે તેઓની પાસે આવ્યો અને ધીમે સ્વરે બોલ્યો:- "પરમેશ્વરે મારી ક્ષુધા ઘેર બેઠેજ સાંત્વન કરવાનો ઉપાય રચ્યો છે. આ વાનરો મરશે એટલે એનું માંસ હું આનંદથી ખાઇશ." આ ઘોર શબ્દો સાંભળી અંગદે હનુમાનને કહ્યું:—"જટાયુ જેવા ગૃધ્રે સીતાને અર્થે પોતાનો જીવ સુદ્ધાં આપ્યો; ત્યારે આ ગીધ આપણે સીતા સારૂ મરણ પામીયે છીયે તો આપણા મરણની વાટ જોઇ ઉભો રહ્યો છે." જટાયુનું નામ સાંભળી તે ગૃધ્રનાપર ચમત્કારિક અસર થઇ. તે બોલ્યો:—"જટાયુ મારો સગો ભાઇ થતો હતો. મારૂં નામ સંપાતિ છે. જટાયુ કયાં અને કયે પ્રકારે મૃત્યુ પામ્યો તે સમગ્ર હકીકત તમે મને કહો. તે મરણ પામ્યો સાંભળી મને ઘણું દુઃખ થાય છે. તમે સીતા અર્થે પ્રાણ ત્યાગ કરશો નહિ. કારણ સીતા કયાં છે તે હું તમને કહીશ. મને તે અહિંથી દેખાય છે, કારણ હમે ગૃધ્રોને પરમેશ્વરે દીર્ઘ દષ્ટિ આપેલી છે. સમુદ્રને પેલે પાર રાવણની લંકામાં અશોક વનમાં સીતા રાક્ષસીઓની ચોકીમાં બેઠેલી મને દષ્ટિએ પડે છે.' આ સાંભળી સર્વ વાંદરો એકદમ આનંદના આવેશમાં આવી નાચવા લાગ્યા. અને તે ગૃધ્રની આસપાસ ટોળે મળી રામ, લક્ષ્મણ અને સીતાની સર્વ હકીકત કહી સંભળાવી. પછી તેઓએ તેને પૂછયું:—"તું અહિં કયાંથી આવ્યો? તને રાવણની માહિતી છે કે કેમ? તેં તેને સીતાનું હરણ કરી જતાં જોયો હતો કે.?" સંપાતિએ ઉત્તર આપ્યો:—"હું અને જટાયુ બન્ને હમારા વેગ અને શક્તિના ગર્વમાં હિમાલય પર્વતપરથી ઉડયા તે આકાશમાં સૂર્ય તરફ જવા લાગ્યા. ત્યારે મારો કનિષ્ઠ ભાઇ જટાયુ સૂર્યના તાપથી ઘભરાવવા લાગ્યો. ત્યારે મેં તેને મારી પાંખતળે લઇ લીધો. પણ થોડા વખત

પછી મારી પાંખ સૂર્યના તાપથી બળી ગઇ અને હું નીચે વિંધ્ય પર્વતપર આવી પડયો. જટાયુ તો તે પહેલાંજ જનસ્થાનમાં જઇ પડયો હતો. મારામાં જરા પણ ઉડવાની શક્તિ રહી હતી નહી એટલે હું અતિશય ક્ષુધાકુળ થઇ પ્રાણ ત્યાગ કરવા જતો હતો. એટલામાં એક ઋષિ મને મળ્યા. તેમણે મારાપર કૃપાળુ દૃષ્ટિ કરી મારી હકીકત પૂછી. તે મેં તેમને કહી: ત્યારે તે બોલ્યા:—"હે સંપાતિ! તું પ્રાણ ત્યાગ કરીશ નહિ. જ્યારે તું શ્રી–રામનું કાર્ય કરીશ ત્યારે તને નવી પાંખ ફુટશે. ત્યાંસુધી તું ધીરજ ધરી બેસ. તારૂં ભરણપોષણ કોઇ પણ પ્રકારે થશે.' તે દિવસથી હું આ પર્વતપર તે ઋષિના વચન ધ્યાનમાં રાખી બેસી રહેલો છું. મને મારો પુત્ર ખાવાનું આણી આપે છે. આ પ્રમાણે હું આજ પર્યંત તે પ્રસંગની વાટ જોતો બેઠો છું. મેં સીતાને લઇ જતાં રાવણને જોયો છે. તે મોટે સ્વરે, 'હે રામ! હે રામ!' એમ આક્રોશ કરતી હતી. આ સમુદ્રપાર સો યોજનપર લંકા નામનો દ્વીપ છે. ત્યાં રાવણ રાજ્ય કરે છે. તેના અંત:પુરમાં સીતા બેઠેલી દેખાય છે. માટે તમે પ્રયત્ન કરો. અને સમુદ્ર ઓળંગી સીતાને શોધી કહાડો." સંપાતિ એમ બોલતો હતો એટલામાં તેને પાંખ ફુટી. એટલે આનંદથી બોલ્યો:—"મને ઋષિએ કહ્યું હતું કે દશરથ પુત્ર રામને મદદ કર્યા પછી તને પાંખ ફુટશે. તેજ પ્રમાણે મને આ પાંખ ફુટી નિકળી. માટે હું જે કહું છું તેપર વિશ્વાસ રાખી સીતાનો પત્તો મેળવી તમે પાછા જાઓ. અહિં પ્રાણ ત્યાગ કરશો નહિ." એ પ્રમાણે તે વાનરોને આશ્વાસન આપી પોતાને ઉડવાનુ-બળ આવ્યું છે કે નહિ તે જોવા ખાતર તે પક્ષી ત્યાંથી ઉંડી પર્વતના એક શિખરપર જઇ બેઠો. (કિ. સ. ૪૮–૫૨).

સંપાતિના આશ્વાસનથી સીતા રાવણના અંત:પુરમાં છે એમ ખાત્રી થયાથી સર્વ વાનરો સિંહ પ્રમાણે કૂદકા મારતા, સમુદ્ર કિનારે આવી લાગ્યા. પણ સમુદ્રનો તે અપાર અને ભયંકર દેખાવ જોઇ તે પાછા નિરાશ થયા. કોઇ કોઇ ઠેકાણે દરિયો શાંત છે તો કોઇ કોઇ ઠેકાણે પર્વત જેટલાં ઉંચાં મોજાં ઉછળે છે એવો તે ભયંકર દેખા-

ત્રનો, નક્ર, સર્પ અને દાનવાદિકથી ભરપૂર અને આકાશ જેવો અપાર દેખાતો મહાસાગર જોઇ સર્વ વાનરો અંગદની આસપાસ એકઠા થઇ હવે શું કરવું એમ વિચાર કરવા લાગ્યા. અંગદે તે સર્વેને ધીરજ આપી, "**નિરાશ થયાથી માણસ નિરૂત્સાહી અને નિર્વીર્ય થઇ જાય છે,**" માટે ખેદ ત્યાગ કરવા કહી, પ્રત્યેકને કેટલા કેટલા યોજન ઉડવાની શક્તિ છે એમ પૂછ્યું. ગજ, ગવાક્ષ, ગવય, શરભ, ગંધમાદન, મૈંદ, દ્વિવિદ, સુષેણ, જાંબુવાન્ અને હનુમાન્ એટલા વાનર સરદારો અંગદ પાસે બેઠા હતા. તેમાં ગજે કહ્યું કે મારી શકિત દશ યોજન ઉડવાની છે. ગવાક્ષે વીસ, ગવયે તીસ, શરભે ચાળીસ, ગંધમાદને પચાસ, મૈંદે સાઠ, દ્વિવિદે સીત્તેર, અને સુષેણે એંશી યોજન ઉડવાની શક્તિ બતાવી. જાંબુવાન્ બોલ્યા, "હું હવે વૃદ્ધ થયો છું. જ્યારે બળી રાજાએ યજ્ઞ કર્યો અને વામને ત્રિવિક્રમ રૂપ ધારણ કર્યું તે વખતે મેં તેમની પ્રદક્ષિણા કરી હતી. પણ હવે વૃદ્ધ થયો છું તેથી મારી કેટલી શક્તિ છે તેનો મને અંદાજ નથી. તો પણ હું નેવું યોજન તો ઉડી શકીશ." અંગદ બોલ્યોઃ—"તમે બ્હીશો નહિ. હું આ સો યોજન વિસ્તારવાળો સમુદ્ર ઓળંગી જઇશ અને સીતાની શોધ લાવીશ." ત્યારે જાંબુવાન બોલ્યાઃ—"અંગદ આપણો અધિપતિ છે. માટે તેને જોખમમાં નાંખવો યોગ્ય નથી. આપણા સર્વમાં શ્રેષ્ઠ એવો હનુમાન્ હજી કાંઇ બોલતો નથી. તેની શકિત વિલક્ષણ છે. તે આપણને આ સંકટમાંથી બચાવશે. અને સુગ્રીવના સપાટામાંથી મુકત કરશે. તે આપણને આપણાં સ્ત્રી અને બાળકો ભેગા કરશે. આપણું કાર્ય સફળ કરી રામ લક્ષ્મણનાં દર્શન આપણને તે કરાવશે. તેનું બળ સમુદ્રથી પણ અપરંપાર છે. હું તેની પ્રાર્થના કરી તેની પાસ આ કામ કરાવીશ." એમ કહી જાંબુવાન્ હનુમાન્ પાસે ગયા. હનુમાન્નો સ્વભાવ એવો હતો કે પોતાને મ્હોડે પોતાની સ્તુતી કરતા નહિ. પણ બીજું કોઇ તેની તારીફ કરે તો ખુશ થઇ તે કોઇ પણ કામ માથે ઉપાડી લઇ લેતા. તેનો આ સ્વભાવ જાંબુવાનને માલમ હતો. તેથી તેણે તેને કહ્યુંઃ—"હે વીર હનુમાન્! તું સર્વ

શાસ્ત્ર જાણનારામાં શ્રેષ્ઠ છે. તું એક બાજુએ મૌન ધારણ કરી બેઠો છે તે કાંઇ ઠીક નહિ. તું તારૂં પરાક્રમ તારે મ્હોડે કહેવાનો નથી એ મને ખબર છે. પણ તું વાનર-રાજ સુગ્રીવના જેટલોજ પરાક્રમી વીર છે. એટલુંજ નહિ પણ તારૂં પરાક્રમ રામ લક્ષ્મણના જેવું છે. અરિષ્ટનેમીના પુત્ર ગરૂડ આકાશમાંથી ઝડપ મારી સમુદ્રમાંથી મોટા મોટા સાપોને ખેંચી કહાડે છે તેની પાંખમાં જે શક્તિ છે તેટલીજ શક્તિ તારા બાહુઓમાં છે. અરે! તારી બુધ્ધિ, બળ અને તેજ સર્વ પ્રાણીઓથી શ્રેષ્ઠ છે. છતાં તું કેમ આગળ પડતો નથી? અપ્સરાઓમાં શ્રેષ્ઠ એવી પુંજીકસ્થલા શ્રાપ થવાથી કેસરી નામની વાનરી રૂપે અવતરી કેસરી વાનરની સ્ત્રી થઇ. તેને પેટે વાયુથી ઉત્પન્ન થયલો છું. વાયુ અંજનીના સ્વરૂપથી મોહ પામી તેણે તેને માનસિક રીતે આલિંગન કર્યું. તેથી તે પતિવ્રતા સ્ત્રી તેનાપર ક્રોધ-યુક્ત થઇ. ત્યારે વાયુએ તેને શાંત કરી કહ્યું કે "મેં તારૂં પતિ-વ્રત ભંગ કર્યું નથી. છતાં તને મારા જેવો મહા પરાક્રમી અને તેજસ્વી પુત્ર થશે. આ પ્રમાણે તું અંજનીને પેટે સૂર્યોદય સમયે ઉત્પન્ન થયો. તેજ વખતે તેં સૂર્યને એક રાતા રંગનું ફળ ધારીને તેનાપર છલંગ મારી. તું આકાશમાં ત્રણશે યોજન ઉડયો ત્યાંસુધી તને કાંઇ થયું નહિ ઇંદ્રે તને ક્રોધથી વજ્ર-પ્રહાર કર્યો તેથી તારી દાઢી ખંડિત થઇ. તે વખતથી તારૂં નામ હનુમાન્ પડયું છે. તારાપર ઇંદ્રે પ્રહાર કર્યો તેથી ક્રોધાયમાન થઇ વાયુ વાતો બંધ થયો. તેથી સર્વ લોકો હેરાન થવા લાગ્યા. ત્યારે બ્રહ્માએ તેને આશીર્વાદ આપ્યો કે તું શસ્ત્રથી મરણ પામશે નહિ. ઇંદ્રે પણ તને વર આપ્યો કે તું તારી ઇચ્છા વગર મરણ પામશે નહિ. આ પ્રમાણે તું વાયુ-પુત્ર હોઇ વાયુ જેટલોજ બળવાન તથા વેગવાળો છે; માટે તું હમને આ સંકટમાંથી મુક્ત કર. અરે, હું તરૂણ હતો ત્યારે મેં ત્રિ-વિક્રમ વામનજીની એકવીશ પ્રદક્ષિણા કરી હતી. પરંતુ હવે વૃદ્ધાવસ્થાને લીધે મારામાં આ સો યોજન સમુદ્ર પણ ઓળંગી જવાની શક્તિ નથી. તું તરૂણ છે તેથી આ પ્રસંગે તારાપર આ કાર્યનો ભાર આવી પડયો છે. માટે હે કપિશ્રેષ્ઠ! હનુમાન્! ઉઠ અને હમારા સર્વનું

તારણ કર. ત્રિ-વિક્રમ ભગવાન વિષ્ણુ પ્રમાણે પરાક્રમ કરી આ સમુદ્ર ઓળંગી જા. આ સર્વ વાનરો તારા તરફ જોઈ રહ્યા છે." આમ જાંબુવાન્ સ્તવન કરતામાં હનુમાન્ વધવા માંડયા. અને મોટેથી ભુભુ-કાર કરી પુચ્છ અફાળવા લાગ્યા. જેમ એક સિંહ હસ્તીને જોઇ ગર્જના કરવા લાગે તેમ મારૂતી આવેશથી વધવા લાગ્યા ત્યારે તે સર્વ વાનરો આનંદ પામી ઘણા વિસ્મયથી તેની તરફ જોવા લાગ્યા. તે વૃદ્ધ વાનરની સ્તુતિથી મારૂતીનું તેજ વધવા લાગ્યું અને તેનું સ્વરૂપ જોવા જેવું થઇ રહ્યું. પછી તેઓ બોલ્યાઃ—"શત યોજન સિંધુને ઓળંગી જઇ હું સીતાની શોધ કરી આવું છું; તમે બ્હીશો નહિ. હું સાગરને પણ પી જવા અથવા પર્વતને ચૂર્ણ કરવા સમર્થ છું. ગરૂડની માફક એક પળમાં આકાશમાં ઉડી સીતાની શોધ કરી લાવું છું. મારી બુધ્ધિ અને મન મને કહે છે કે વૈદેહી સીતા મને જડશે. માટે તમે ગભરાઓ નહિ. વાયુ અથવા ગરૂડના જેવો વેગ ધારણ કરી હું શત યોજન સમુદ્ર સેહેજમાં ઓળંગી જઇશ એમ મારી ખાત્રી છે. આ પર્વત મારા ઉડવાનો પ્રત્યાઘાત સહન કરી શકશે એમ હું ધારૂં છું. એના અગ્ર ભાગપર ઉભો રહી હું ફલંગ મારીશ." એમ કહી મારૂતી એક પર્વતના અગ્રભાગપર ચઢયા. બીજા વાનરો પણ તેની પાછળ નાચતા કુદતા ગયા. તેની સ્તુતિ કરી છેવટે જાંબુવાન બોલ્યો:—" હે કેસરીપુત્ર ! હે મારૂતી ! તેં હમારા સર્વનો શોક હરણ કર્યો છે. હમે સર્વ તારી આ વનસ્પતિના ફુલથી પૂજા કરીયે છીયે. તારાપર સર્વ ઋષીની, વૃદ્ધ કવિઓની તેમજ ગુરૂજનોની કૃપા રહો ! તેઓની કૃપાથી આ મહા કાર્ય કરી તું પાછો આવીશ. ત્યાં સુધી હમે સર્વ એક પગે ઉભા રહી તપ કરીશું. હમારો સર્વનો જીવ તારા આગમન-માંજ રહેશે." આ સાંભળી મારૂતીને અધિક આનંદ થયો અને તેણે તે પર્વતના અગ્રભાગપરથી ઉડવાનો નિશ્ચય કર્યો એટલુંજ નહિ પણ તેનું મન તરતજ લંકામાં બેઠેલાં સીતાના પાદારવિંદ પાસ જઇ પણ પહોંચ્યું. ( કિ. સ. ૬૪-૬૭ ).

---

# સુંદર–કાંડ.

સો યોજન વિસ્તારવાળા સમુદ્ર ઓળંગવાનું મહાન્ કાર્ય કરવા માટે હનુમાને કમર બાંધી. ગરદન અને ડોકું ઉંચું કરી તેણે પ્રથમ સમુદ્રની દિશામાં અવલોકન કર્યું; પછી પૂર્વ દિશા તરફ ફરી તેણે વાયુને નમસ્કાર કર્યા અને દક્ષિણ દિશા તરફ ઉડવાના ઇરાદાથી તેણે પોતાનું શરીર વધારવાનો આરંભ કર્યો. સર્વ વાનરો તે સમયે તેના તરફ એકી નજરે જોવા લાગ્યા. પર્વકાળે જેમ સમુદ્ર વધવા માંડે છે તેમ રામની સેવા કરવાનું પર્વ સાધવા માટે હનુમાને પોતાનો દેહ વધાર્યો. પછી કૂદકો મારવાના ઇરાદાથી તેણે પોતાના પર્વત જેવાં શરીરનું જોર તે પર્વતપર અજમાવ્યું. તેની સાથે તે મહાન્ પર્વત થરથર હાલવા લાગ્યો અને તે પરનાં સર્વ ઝાડનાં ફુલો તુટી પડયાં. માટી ધસી જઇ પર્વતની અંદરના ભાગમાં રહેલા ચાંદી સોના તથા પથ્થરના શૃંગો દેખાવવા લાગ્યા. શિલાજીતથી ભરપૂર વિશાળ શિલાઓ ધડાધડ ફાટી જઇ નીચે ગબડી પડવા લાગી. પર્વતપરનાં સર્વ શ્વાપદો ગર્જના કરવા લાગ્યાં. મોટા મોટા સર્પો દરમાંથી બહાર પડી પોતાની ફણાઓ–જેના પર ૧૦ જેવો આંકડો સ્પષ્ટ અંકિત થયો હતો–ઉભી કરી જોરથી પથ્થરપર અફાળવા માંડયા અને મોંમાથી વિષ કહાડવા લાગ્યા. તપસ્વી, મુની, યક્ષ, વિદ્યાધર, ઇત્યાદિ દેવયોનિના લોકો, આ પર્વત ફાટી જશે કે કેમ એવી બ્હીકથી આકાશમાં ઉડી ગયા અને ત્યાંથી મારૂતીના પર્વત જેવા શરીરપર મોટા વિસ્મયથી જોવા લાગ્યા. મારૂતીએ પોતાનુ શરીર હલાવી પોતાના કેશ વિખેરી મેઘગર્જના જેવો ભુભુકાર કર્યો. મોટા મોટા લઠ્ઠ અને સોટા જેવા પોતાના બાહુ અકકડ કર્યા, પાછલો પગ પેટ સરસો ચાંપ્યો અને ગરદન અકકડ કરી પોતાનું તેજ અને સત્વ સ્ફુરિત કર્યાં: આકાશ–માર્ગ તરફ નજર ફેંકી; ક્ષણભર હૃદયમાં શ્વાસ ઉંચો રાખ્યો, કાન સીધા અને સંકુચિત કર્યા અને પગ ડાબી ઉડવાની બેઠક પકકી કરી. પછી, "હે કપિઓ ! રામે છોડેલા બાણની માફક હું સીધો લંકામાં જાઉં છું" એમ કહી પર્વતપર હાથ અને પગની થાપ મારી

એકદમ છલંગ મારી. તે થાપ મારતાંજ સેંકડો વૃક્ષો વેલો સહિત જમીનમાંથી ઉખડી મારૂતી સાથે આકાશમાં ઉડયાં ! તે પુષ્પિત વૃક્ષો સહિત મારૂતી આકાશમાં ઉડયા ત્યારે એમ લાગ્યું કે પર્વતની પાંખ ફુટી પર્વત પોતે આકાશમાં ઉડે છે કે કેમ ! જ્યારે થોડી વારમાં તે વૃક્ષો સમુદ્રમાં નીચે પડયાં, ત્યારેજ મારૂતીનું પર્વતસમ શરીર આકાશમાં ઉડતું સ્પષ્ટ દેખાવવા લાગ્યું. તેના હાથ આગળ લંબાવેલા હતા તેથી પાંચ ફણાનો સાપ પર્વતમાંથી બહાર પડયો હોય તેમ ભાસતું હતું. તેનાં લાલ નેત્રો આઘેથી ડુંગરપર વડવાનળ પ્રગટયો હોય તેવાં જણાતાં હતાં. તેનો વિશાળ કટીનો પાછલો ભાગ પર્વતનાં ખંડિત થયલાં લાલ શૃંગ જેવો દેખાતો હતો. તેની લાંબી અને લટકતી પુંછડી જાણે કે સાપને કોઇ પક્ષી ઉંચકી જતો હોય તેવી દેખાતી હતી. તેના વેગથી ઉત્પન્ન થયલો પવન સમુદ્રના જે જે ભાગપર લાગતો હતો ત્યાં ત્યાં, પાણી દૂર થઇ અંદરના માછલાં, નક્રો વિગેરે બહાર દેખાઇ આવતા. તેની દસ યોજન પહોળી અને ત્રીસ યોજન લાંબી છાયા સમુદ્રની સપાટીપર પસાર થતી હતી તે વખતે એક વિલક્ષણ દેખાવ દેખાતો હતો. આ પ્રમાણેનું મારૂતિનું અદ્‌ભૂત કર્મ જોઇને દેવ દાનવ ગંધર્વાદિ આકાશમાંથી તેનાપર વૃષ્ટિ કરવા લાગ્યા.

રામના પૂર્વજોએ મને નિર્માણ કર્યો છે, તેથી મારે પણ રામચંદ્રના કામમાં મદદ કરવી જોઇએ; તેમજ આ કઠિણ કામમાં મારૂતીને વિશ્રાંતિ આપવી જોઇયે; એમ વિચાર કરી સમુદ્રે, પોતાના ઉદરમાં છુપાઇ રહેલા મેનાકપર્વતને બહાર નિકળવા વિનંતિ કરી. એટલે મેનાકપર્વત એકદમ સમુદ્રમાંથી બહાર નિકળ્યો. પણ આ એક વચ્ચે વિઘ્ન આવ્યું એમ સમજી મારૂતીએ એક હાથે તેને ઠોંસો મારી સમુદ્રમાં ચાંપ્યો અને હસતા હસતા આગળ ચાલ્યા ગયા. આ તેનું બીજું પરાક્રમ જોઇ દેવ, સિદ્ધ, મહર્ષિ વિગેરે ચકિત થઈ ગયા, અને મારૂતીનું કેટલું બળ છે તેની પરીક્ષા કરવા સુરસામતાને વિનંતિ કરી. ત્યારે સુરસા એક ભયંકર રાક્ષસીનું રૂપ ધારણ કરી મારૂતીના જવાના રસ્તામાં દશ યોજન પહોળું જડબું પહોળું પસારી ઉભી રહી અને બોલી:–"હે મારૂતી, હું તુંને ખાઇ જઇશ. મારા મુખમાંથી પસાર થયા વગર કોઇ પણ પ્રાણી રહે નહી એવું મને

“ સમુદ્રોલ્લંઘન ”—



મારૂતીએ એકદમ છલંગ મારી. તેની સાથે સેંકડો વૃક્ષ મારૂતીની સાથે આકાશમાં ઉડયાં !

( પૃષ્ટ. ૧૫૮ )

વરદાન છે.” આ એક બીજું વિઘ્ન ઉત્પન્ન થયું એમ જાણી મારૂતીએ પોતાનું શરીર તેનાથી પણ વધારે મોટું કર્યું. ત્યારે સુરસાએ પોતાનું જડબું પચીસ યોજન વિસ્તાર્યું, પછી મારૂતીએ વિચાર કર્યો કે આની સાથે બળ ન અજમાવતાં કળનો ઉપયોગ કરવો, અને પોતાનું શરીર એક અંગુઠા જેવડું સૂક્ષ્મ કરી તે રાક્ષસીના જડબામાંથી બહાર નિકળ્યા બાદ આકાશમાં જઇ તેઓ બોલ્યા:–“હે માતા! મેં તારૂં વચન સત્ય કર્યું છે અને તારા મુખમાં થઇ બહાર પડયો છું.” આ પ્રમાણે સુરસાના તડાકામાંથી છુટી મારૂતી આગળ ચાલ્યા તે વખતે સુર તેમજ અસુરોએ તેની બુદ્ધિ, બળ અને સત્વની પ્રશંસા કરી. છેવટે મારૂતીને સામો કિનારે દેખાવવા લાગ્યો. કિનારાપરનાં હારબંધ વૃક્ષો, જુદી જુદી નદીઓ, ખાડીઓ, અને તેઓ સમુદ્રને મળતી હતી તે મુખો જોઇ મારૂતીને ઘણો આ' 'દ થયો. પછી મ્હારૂં શરીર જોઇ રાક્ષસો બ્હીશે અને સાવધ [illegible]શે [illegible]. [illegible]વાર કરી તેણે હંમેશનું રૂપ ધારણ કર્યું અને લંબગિરિના [illegible]મક સું[illegible]ર શિખર પર નીચે ઉતર્યા. (સું. સ. ૧.)

શત યોજન સમુદ્ર ઓળંગી આવેલા, તે મહા પરાક્રમી વાનરપર, તેના ઉતરવાના આંચકાથી કંપિત થયલાં લંબગિરિનાં વૃક્ષોએ, પુષ્પની વૃષ્ટિ કરી. તેમના મુખપર કોઇ પણ પ્રકારની ગ્લાનિ દેખાતી ન હતી. અથવા તેને શ્વાસ કિંવા દમ પણ ભરાયો ન હતો. તેમણે પ્રસન્ન મુખે ચોતરફ દૃષ્ટિ કરી તો ત્રિકુટ પર્વતના શિખરપર વસેલી સુવર્ણની લંકા આકાશમાં તરતી હોય એમ તેની નજરે પડી. લીલાંછમ મેદાનો, નાના પ્રકારની સુવાસોથી ભરેલાં વનો, અને મધથી ભરેલા ડુંગરોનાં શૃંગોપર થઇ તેણે તરતજ લંકાની વાટ લીધી. પુષ્પિત બાગોની હારો અને વૃક્ષોથી આચ્છાદિત પર્વતો વટાવી સુવર્ણના કોટથી વિંટાયલી લંકા આગળ તે સપાટાબંધ આવી લાગ્યા. શહેરની બહાર ઉત્તમ ઉત્તમ ફુલ તથા ફળનાં ઝાડો, કુવા અને તળાવો વિગેરેથી ભરપુર એવા બાગો જોઇ મારૂતીને ઘણો સંતોષ થયો. પછી આ રાક્ષસના નગરમાં શી રીતે પ્રવેશ કરવો તેનો વિચાર તે કરવા લાગ્યા. જેથી પોતાના કામમાં વિઘ્ન આવે નહિ, જેથી શતયોજન સિંધુ ઓળંગી આવ્યાનો પરિશ્રમ વ્યર્થ જાય નહિ, જેથી રાવણ

જેવા બળવાન રાક્ષસના સપાટામાં સપડાઇ જવાય નહિ અને સીતાની શોધ કરવામાં વિઘ્ન આવે નહિ, એવી યુકિત કરવી, એમ ઘણો વખત વિચાર કરી મારૂતીએ એક બિલાડીના બચ્ચાનું રૂપ ધારણ કર્યું અને તે સ્વરૂપે રાત પડયા પછી નગરમાં પ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો. કૃત્રિમ રૂપ ધારણ કીધેથી રાક્ષસો તરત ઓળખી જાય એમ ધારી તેઓએ નાના વાનરનું રૂપ ધારણ કરી સંધ્યાકાળનો વખત બાગમાં ગાળ્યો. સૂર્યાસ્ત થયા પછી મારૂતી નિકળ્યા તે સુવાસિત વૃક્ષોથી ભરપૂર એવાં ઉપવનો પસાર કરી લંકાના સુવર્ણમય કોટ પાસે આવી પહોંચ્યા. તે મજબુત અને ઉંચા કોટને લગતી એક પાણીથી ભરેલી ઉંડી ખાઇ હતી. તેમાં અનેક સુંદર કમળો- કોઇ ખીલેલાં તો કોઇ બીડાઇ ગયલાં-દેખાતાં હતાં. સીતાને હરણ કરી લાવ્યા બાદ રાવણે શહેરનો બંદોબસ્ત ઘણો કડક રાખ્યો હતો. તે કોટપર થોડે થોડે અંતરે બુરજો બાંધેલા હતા અને તે બુરજો અને દરવાજાઓ-પર બળવાન રાક્ષસોનો રાતદિવસ ખડો પહેરો રાખ્યો હતો. તે પહેરાવાળાને નિહાળતા અને કોટની પેલી બાજુએ શહેરની શોભા જોતા જોતા મારૂતી આ વૃક્ષપરથી તે વૃક્ષપર કુદતા કુદતા ધીમે ધીમે જતા હતા. શહેરની અંદર પણ રમ્ય ઉપવનો હતાં અને મનોહર પાણીના પ્રવાહોથી શોભાયમાન લંકા નગરી ઘણીજ રમણીય દેખાતી હતી. શરદતુનાં વાદળાંની પંકિત પ્રમાણે સફેત રંગનાં ઉંચાં ઉંચાં ઘરો એક એકને લાગી રહ્યાં હતાં. સમુદ્રનો સ્વચ્છ અને ઠંડો પવન શહેરમાં એક સરખો પ્રસરી રહ્યો હતો. અને સમુદ્રનો અવાજ મંદ અને મધુરો સંભળાતો હતો. શહેરમાં ઠેક ઠેકાણે સુંદર દરવાજાઓ બાંધેલા હતા અને તેનાપર તોરણો બાંધ્યાં હતાં અને એક એક બબ્બે હાથીઓ બાંધ્યા હતા. ઘણાખરા મહેલના દરવાજાઓ સુવર્ણના હતા અને તેની બહાર વૈડુર્ય મણિની બેઠકો ગોઠવી હતી, અંદરની ફરસબંધી સ્ફાટિક મણિની હતી અને તેમાં રત્ન અને મોતીની ચિત્રવિચિત્ર વેલો અને બુટ્ટીઓ કહાડી હતી. મહેલોમાં યોગ્ય સ્થળે વૈડૂર્ય મણિનાં પગથીયાંવાળા દાદરો હતા. જમીન સ્ફટિકની હોવાને લીધે ઘરમાં કોઇ પણ જગ્યાએ કચરો થવાનો સંભવ નહતો. પ્રત્યેક મહેલમાં ભવ્ય અને સુશોભિત દિવાનખાનાંઓ હતાં અને તેની પર અગાશીઓ હતી; અને તેનાપર

રાજહંસ, મયૂર વિગેરે પક્ષીઓના મધુર સ્વરો સંભળાતા હતા. સારાંશ, સર્વ પ્રકારની મણિ રત્નાદિ સંપત્તિ જ્યાં સમુદ્રના જળ પ્રમાણે અગાધ ભરેલી હતી તેવી તે લંકા નગરી જોઇ મારૂતીને ઘણોજ વિસ્મય થયો અને આપણા જેવા સમર્થ વીરને પણ આવે સ્થળે પ્રવેશ કરવો કઠણ છે એમ તેના મનમાં આવ્યું. આ રીતે શહેરની શોભા નિહાળતાં અને કોટપર ચઢી જવાની નિર્ભય જગ્યા શોધતાં, એક જગ્યા કોઇ દેખે નહિ એવી નિર્ભય જણાઇ. ત્યાંથી શહેરમાં હરકત વગર પ્રવેશ કરી શકાશે એમ તે વિચાર કરે છે એટલામાં એક ભયંકર રાક્ષસી તેની સામે આવી અને તેને દમામમાં પૂછવા લાગી:–"તું કોણ અંદર આવ્યો છે?" આના ઉત્તરમાં "હું રામની આજ્ઞાથી સીતાની શોધ કરવા અને નગર જોવા કરવા અંદર પ્રવેશ કરવા માંગું છું" એમ હનુમાને કહેતાંજ તેણે તેને એક થાપડ મારી. ત્યારે મારૂતીએ પણ તેને પોતાના પરાક્રમનો સ્વાદ ચખાડયો અને એક મુષ્ટિ-પ્રહારે તેને જમીન–દોસ્ત કરી. એટલે તે રાક્ષસી મારૂતીને પગે પડી બોલી:– "અરે, તું નિરાંતે શહેરમાં પ્રવેશ કર. હું લંકા નગરી જાતે છું. બ્રહ્મદેવે મને વરદાન આપતી વખતે કહ્યું હતું કે જ્યારે એક વાનર તારો પરાજય કરશે ત્યારે રાક્ષસોનો નાશ થશે અને તું પણ ધુળધાણી થઇશ. તે સમય આજ આવી લાગ્યો છે. સીતાને નિમિત્તે રાવણના હાથથી રાક્ષસ કુળનું થોડા વખતમાં નિકંદન થશે એમ મને હવે ખાત્રીથી દીસે છે." એમ બોલી તે રાક્ષસી ત્યાંજ અતર્ધાન થઇ. (સું. સ. ૨—૩).

મારૂતીએ આડદ્વારથી ઉડી લંકામાં પ્રવેશ કર્યો અને શત્રુના માથાપર પગ મૂકયો; અને એક ઉપવનમાંના એક મહેલના શિખરપર ચઢી શહેરના મોટા રસ્તાપરથી જવા લાગ્યો તો હજારો રાક્ષસો રસ્તાપરથી જતા આવતા તેની દૃષ્ટિએ પડયા. કોઇ હાથીપર તો કોઇ ઘોડાપર, કોઇ રથમાં તો કોઇ પગે ચાલતા હતા. કોઇએ ઉત્તમ પોશાક પહેર્યો હતો. કોઇએ જટા અને રૂદ્રાક્ષની માળા ધારણ ધરી હતી. કોઇ સુંદર તો કોઇ કદ્રુપા હતા. કોઇના હાથમાં શસ્ત્રો હતાં તો કોઇના હાથમાં કમંડળો હતાં. કોઇ પોતાના મહેલમાં આનંદથી ખેલતા હતા. એવી લોકોની ક્રીડાઓ જોતા જોતા મારૂતી ઘરની અગાશીઓ પરથી જવા લાગ્યા. રસ્તામાં ઠેક ઠેકાણે પોલીસોની

ચોકી હતી. ત્યાં શસ્ત્ર ધારણ કરનારા અને બળવાન્ રાક્ષસો પહેરો કરતા હતા. મોટા મોટા મહેલોમાં પેશી મારૂતીએ સીતાની શોધ કરી. રાક્ષસોની હજારો સ્ત્રીઓ–સુંદર તેમજ કુરૂપ–તેણે નિઃશંક અને નિષ્પાપ મનથી નિહાળી નિહાળી જોઇ. પણ આ સીતા છે એમ તેને કલ્પના પણ થઇ નહિ. રાવણના પ્રધાનના મોટા મોટા મહેલો અને બાગો જોઇ મારૂતી થાકયા. મધ્ય રાત્રે જ્યાં ત્યાં સામસુમ થઇ રહ્યું. પછી તે એક વિસ્તીર્ણું મેદાન આગળ આવી લાગ્યા. તે મૂકી એક મોટો ગંજાવર રાજ–મહેલ તેની નજરે પડયો. અર્ધ યોજન પહોળા અને એક યોજન લાંબા એવા તેના વિસ્તારમાં ઘણા સુંદર મહેલો તેની દૃષ્ટિએ પડયા. દ્રવ્યના અધિપતિ કુબેરના અથવા દેવના રાજા ઇંદ્રના મહેલમાં જે લક્ષ્મી વાસ કરે છે તેજ લક્ષ્મી રાવણના મહેલમાં કાયમની અખંડિત વિરાજમાન થયલી હતી. તે મહેલના મધ્ય–ભાગમાં એક ઉંચી જગ્યા હતી. ત્યાં સર્વ રત્નોથી સુશોભિત કરેલું પુષ્પક વિમાન મૂકયું હતું. આ વિમાન કુબેરે મોટો તપ કરી બ્રહ્મદેવ પાસથી મેળવ્યું હતું. અને કુબેરને જીતી 'રાવણ તે વિમાન લંકામાં લાવ્યો હતો. તે વિમાનના સર્વ સ્થંભો સુનાના હતા અને તેના પાયાઓ વરૂના મુખના આકારના હતા. તેનાં શિખરો મેરૂ અને મંદાર પર્વત સરખાં ઉંચાં, સુંદર અને નવી નવી તરેહની કારીગરીવાળાં હતાં. બારીઓ જાળીવાળી અને સ્ફટિક મણિની હતી. તેની એટક ઇંદ્ર–નીલ મણિની હતી. તેની જમીન હીરા, મોતી, અને પોખરાજથી ચિત્રેલી હતી. તેને રક્ત–ચંદનના સુગંધિ લાકડાના દરવાજાઓ વિગેરે હતા અને તે પર સુનાનું નકશી–કામ કર્યું હતું. આવું તે દિવ્ય વિમાન જોઇ તે નાનાં બિલાડાં જેવડાં રૂપ ધારણ કરનાર હનુમાનને કૌતુક થયું. તેના પર ચઢી તેણે ચારે પાસ નજર ફેંકી. તો રાજમહેલનો સર્વ ભાગ તેની નજરે પડયો. તે મહેલની આસપાસ ચાર ચાર દાંતવાળા બળવાન હાથીઓ બાંધ્યા હતા. જુદે જુદે ઠેકાણે રાક્ષસોનો પહેરો હતો. રાજ–મહેલમાંનાં દરેક મંદિરો એક એકથી સુંદર હતાં. તેનાપર મધ્ય આકાશમાં રહી ચંદ્ર હમેશ પ્રકાશતો હતો. રત્ન અને મણિનાં બનાવેલાં અનેક સુંદર પશુ પક્ષીઓ ઠેકાણે ઠેકાણે શોભા માટે બેસાડયાં હતાં. આ પ્રમાણે તે રાજ–મહેલની સર્વ શોભા જોઇ

મારૂતીને ઘણું આશ્ચર્ય થયું. રાવણના અંતઃપુરમાંથી મનને આનંદ આપે એવી સુગંધ આવતી હતી અને સુનાના દિવાઓ ઝગઝગ બળતા હતા. સીતાની શોધ ઘણું ખરૂં અહિંજ લાગશે એમ લાગ્યાથી મારૂતી પ્રથમ ત્યાં ગયા. ત્યાં પહેલાં દિવાનખાનામાં ઉત્તમોત્તમ ખાવા પીવાની જણસો સુવર્ણ પાત્રમાં મૂકેલી હતી. તે છોડી તેઓ આગળ રત્નોના સ્થંભવાળાં દિવાનખાનામાં ગયા. ત્યાં રત્નોના પગથીયાંનો દાદર હતો; સોનાની નકશી કામવાળી જાળીઓવાળી બારીઓ હતી; જમીન સ્ફટિકની હતી અને વચ્ચે વચ્ચે હાથીદાંતનાં ચિત્રો કહાડયાં હતાં- તે ચિત્રોમાં મોતી,હીરા અને સોનું ભર્યાં હતાં. વચ્ચે વચ્ચે સ્વચ્છ કિમતી વસ્ત્રોથી ઢાંકેલા પલંગ ગોઠવ્યા હતા અને અગરૂ ચંદનના ધૂપથી સુવાસિત કરેલી હવા તે દિવાનખાનામાં ખેલી રહી હતી. સુવર્ણ દીપોના પ્રકાશ તેમજ મણિ—રત્નાદિનાં તેજથી તેમજ રાવણના પ્રતાપથી તે દિવાનખાનું દેદીપ્યમાન થઇ રહ્યું હતું. ત્યાં રાવણની હજાર રાણીઓ જેમ આવે તેમ નિદ્રામાં પડેલી તેની દૃષ્ટિએ પડી. નાના પ્રકારના અલંકારથી વિભૂષિત, નાના પ્રકારના વેષ અને નાના પ્રકારનાં સૌંદર્યથી મન મોહિત કરી નાખનારી, જુદા જુદા દેશો અને પ્રજાઓમાંથી આણેલી, તે નિદ્રાવશ થયલી સ્ત્રીઓ મારૂતીએ નિહાળી જોઇ. પરંતુ એમાં કોઇ પણ તેને સીતા જેવી લાગી નહિ. પ્રફુલ્લિત પદ્મથી ભરેલાં સરોવર પ્રમાણે દિસનારી એવી તે સહસ્ત્ર નારીઓથી શોભાયમાન તે દિવાનખાનું વટાવી મારૂતી આગળ ચાલ્યા. એટલે એક મોટો રત્નનો પલંગ તેની દૃષ્ટિએ પડયો. તેમાં હસ્તિદંત, સુવર્ણ, હીરા અને મોતીઓનું અનુપમ કારીગીરીનું કામ કર્યું હતું તેથી તે પલંગ દિવ્ય દેખાતો હતો. તેની એક બાજુએ સફેદ, રેશમી, મોતી ઝાલરોથી શોભાયમાન છત્ર પૂર્ણ ચંદ્ર પ્રમાણે શોભતું હતું. તે પલંગપર કૃષ્ણ મેઘ જેવો પ્રચંડ, કાનમાં ઉજ્જવલ કુંડલવાળો, સફેદ વસ્ત્ર પહેરેલો, સુગંધિ રક્ત—ચંદનથી ચર્ચિત અને સંધ્યાકાળના પ્રકાશથી કાંઇક રક્ત થયલાં અને વચ્ચે વચ્ચે વિજળીથી ચમકી રહેલાં કાળાં વાદળાં પ્રમાણે દિસનાર, સુંદર પણ ભયંકર, એવો રાવણ તેની દૃષ્ટિએ પડયો. તેની પાસેજ એક ઉંચી વેદી હતી તેપર ચઢી તે નાનો વાનર રાવજને જોવા લાગ્યો. તેના પ્રચંડ અને સ્નાયુ

વાળા હાથે સુવર્ણનાં બાજુબંધ પહેર્યાં હતા. તેના હષ્ટપુષ્ટ ખભાપર ઐરાવત સાથે યુદ્ધ કરતાં તેનાં દાંતના ઝખમો પડયા હતા તે સ્પષ્ટ દેખાઇ આવતા હતા. તેનાં શિરપર જરા આડો ખસી ગયલો રત્નજડિત મુકુટ શોભી રહ્યો હતો. તેની વિશાળ અને મજબુત છાતીપર એક મોતીની માળા ચળકી રહી હતી. તેનાં નાકમાંથી જોરથી શ્વાસોશ્વાસ ચાલતો હતો. તેના મ્હોમાંથી સુગંધિત મદ્યની વાસ આવતી હતી. આવું તે રાવણનું રૂપ તે મારૂતીએ આશ્ચર્યપૂર્વક સંપૂર્ણ રીતે જોયું. અને પછી આસપાસ નજર કરી, એટલે રાવણની બીજી દશેક લાવણ્યવતી રાણીઓને જોઇ. તેમાં એક બાજુએ ઘણાજ કિંમતી પલંગપર સૂતેલી એક અત્યંત રૂપવતી સ્ત્રી હતી. તે કનકવર્ણી, રૂપવતી, એવી મંદોદરીને જોતાંજ આજ સીતા હશે એમ મારૂતીના મનમાં કલ્પના થઇ. તે કલ્પના થતાંજ તેને જે આનંદ થયો તે તેના મનમાં માય નહિ. વાનર સ્વભાવ પ્રમાણે તેણે પોતાનાં નાના પુચ્છને વારે વારે ચુંબન કર્યું. તેમણે કનંક-સ્તંભપરથી નીચે કુદકો માર્યો અને પાછા ઉપર ચઢયા અને મુખમાંથી કીકીયારી કરી. આમ જાય, તેમ જાય, તે સૂતેલી સ્ત્રીઓને પુનઃ પુનઃ અવલોકન કરે, અને પુચ્છડી જમીનપર પછાડે, એમ આનંદના ઉભરામાં મારૂતીનું ભાન ક્ષણ ભર નષ્ટ થઇ રહ્યું. પણ મારૂતીનું શાણપણ અદ્વિતીય હતું. તેણે થોડાજ વખતમાં પોતાની કલ્પના બદલી. રામથી વિયોગ પામેલી સીતા કોઇ પણ પ્રકારના ભોગ ભોગવે નહિ, અલંકાર ઘાલે નહિ, મદ્ય-પાન કરે નહિ એટલુંજ નહિ પણ સુખે સુવે પણ નહિ; અને આ સ્ત્રી તો આનંદમાં સૂતેલી છે, અને તેણે મદ્યપાન કરેલું છે તેમજ શરીરે અલંકાર પહેર્યાં છે. માટે એ તો રાવણની પટ-રાણી હશે એમ તર્ક કરી તે ઘણા દુઃખિત થઇ વેગથી તે અંતઃપુરની બહાર પડયા. બહાર પડતાં પડતાં, ત્યાં નિદ્રાધીન પડેલી પર-સ્ત્રીનું મેં અવલોકન કર્યું એ મોટું પાતક થયું એમ તેને શંકા આવી. પણ મારૂં મન નિશ્ચલ અને નિષ્પાપ છે અને મેં સીતાને ખોળી કહાડવા અર્થેજ અંતઃપુરમાં પ્રવેશ કર્યો છે, એમ મનમાં વિચાર કરી તેણે તરતજ તે શંકા નિવારણ કરી. (સુ. સ. ૫--૧૧).

રાવણનુ અંતઃપુર છોડયા પછી, મારૂતી રાજ-મહેલનો વિસ્તીર્ણ ભાગ શોધી વળ્યો; પરંતુ સીતાની શોધ લાગી નહિ. આ સર્વ જગ્યાઓ ખોળ્યા છતાં પણ સીતા સાંપડી નહિ ત્યારે તેને અતિશય સંતાપ થયો. સમુદ્ર ઉલ્લંઘન કર્યાનો સર્વ પ્રયત્ન વ્યર્થ ગયો એમ તેને લાગ્યું. રાવણના ત્રાસથી સીતા મરણ તો નહિ પામી હોય? રાવણની ઇચ્છા પ્રમાણે ન વર્ત્યાથી કદાચ તેણે તેને મારી નાંખી તો નહિ હોય? રાવણે કદાચિત તેને બીજે સ્થળે સંતાડી તો નહિ હોય? વિગેરે અનેક તરંગો તેના મનમાં આવ્યા. પરંતુ 'મને સીતા અંહિથી દેખાય છે,' એવાં સંપાતીનાં વચન યાદ આવી તે નિશ્ચય ખરાં હોવાં જોઇયે, એમ તેને પાછો વિચાર આવ્યો. અને "**પ્રયત્નાંતે પરમેશ્વર**" એ વાકયપર વિશ્વાસ રાખી તેણે બાકી રહેલી સર્વ જગ્યાઓ શોધી. છેવટે તે અશોક-વનમાં આવી ચઢયા. આમાં સીતા નકકી જડશે એમ ધારી તેણે રામને તથા સર્વ દેવોને નમસ્કાર કર્યા: અને જેમ ધનુષ્યમાંથી બાણ છુટે તેટલા જોરથી તેણે આસપાસના કોટપરથી છલંગ મારી. અંદર જુવે છે તો વિધવિધ પ્રકારનાં વૃક્ષો તેની દૃષ્ટિએ પડયાં. તે ઝાડપર કુદતાં કુદતાં તે જતા હતા તેમ તેમ તે વૃક્ષપર સુઇ ગયલાં પક્ષીઓ જાગૃત થતાં હતાં. તે પક્ષીઓની હીલચાલથી તેમજ મારૂતીની કુદાકુદથી ઝાડપરના હજારો નવાં નવાં રંગનાં ફુલો નીચે પડવા લાગ્યાં અને જાણે કે પુષ્પનો વર્ષાવજ થઇ રહ્યો. તે વનમાં ઠેકાણે ઠેકાણે સુના રૂપાંની ફરશબંધી તેની દૃષ્ટિએ પડી; ઉત્તમ સુગંધી જળથી ભરેલી નાના પ્રકારની વાવો તેણે જોઇ. તે વાવોમાં ઉતરવા સારૂ ચારેપાસ મુલ્યવાન રત્નોનાં પગથીયાંઓ હતાં. તેની રેતી મોતી અને પ્રવાળથી ભરપૂર હતી. પાણીને તળીયે પણ ફરસબંધી રત્નોની હતી, અને તેના કિનારાપર ચિત્રવિચિત્ર સોનાનાં કૃત્રિમ વૃક્ષ ગોઠવ્યાં હતાં. આવી દિવ્ય વાવ જોતા જોતા તે એક બનાવટી પહાડ આગળ આવ્યા. તેને અનેક ઉંચાં શિખરો હતાં. તે પહાડપરથી એક નદી નીચે પડતી હતી. તેનાં કાંઠાંપરનાં વૃક્ષો એટલાં નમી ગયાં હતાં. કે તેની શાખાઓ પાણીમાં બોળાતી હતી. બંધુ-જનો વારી રાખે તો પણ એકાદ સ્ત્રી ક્રોધના આવેશમાં પ્રાણ-ત્યાગ કરવાના ઇરાદાથી ડુંગરપરથી પડતું નાખે તેમ

તે નદી તે વૃક્ષોથી દેખાતી હતી. નદીની બાજુએ લતા–મંડપ હતો અને તે પાંદડાંથી ઢંકાઇ ગયલો હતો. ત્યાં એક ઠેકાણે સુનાનું ઉંચું શિશમ વૃક્ષ હતું તે પર ચઢી મારૂતીએ ચારે તરફ નજર ફેંકી અને અશોક વનનું નિરીક્ષણ કર્યું. ત્યાંથી અનેક મંદિરો અને સુવર્ણમય ભૂમિ દેખાતાં હતાં ચારે પાસે કાંચન–મય વૃક્ષો આવી રહ્યાં હતાં તેની પ્રભાથી મારૂતીનું શરીર પણ પીળું સોનાં જેવું લાગતું હતું. પર્વતની શોભા સીતાને ઘણી પ્રિય છે, સીતા ઘણું કરી પ્રભાતે આ નદીપર સ્નાન સંધ્યાદિ કર્મ માટે આવશે, માટે આપણે અંહિંજ બેસી રહેવું, એમ વિચાર કરી તે શિશમના વૃક્ષપર, પાંદડાં અને પુષ્પથી શરીર ઢાંકી દઇ, મારૂતી બેસી ગયા, અને ત્યાંથી પાછા ચાર બાજુએ બારીકાઇથી જોવા લાગ્યા. એટલે અનેક વૃક્ષથી વિંટાયલા એક રત્નના સ્તંભપર બાંધેલું મકાન તેની નજરે પડયું. અને તેમાં ભયંકર રાક્ષસીઓથી ઘેરાયલી, એક પીળું મલિન વસ્ત્ર ધારણ કરનારી, અપવાસથી કૃશ થયલી, વારંવાર નિસાસા નાંખનારી, શુક્લ પક્ષના ચંદ્રમા પ્રમાણે શોભનારી, અલંકારરહિત, આંખમાંથી એકસરખાં આંસુ ઢાળનારી, પોતાના પ્રિયજન દૃષ્ટિએ ન પડતાં ભયંકર રાક્ષસીઓ નિત્ય આંખ આગળ પડવાથી વાઘનાં ટોળામાં બાંધેલી હરિણી જેવી ત્રાસ પામેલી. કાળોભોર અંબોડો જેના વાંસાપર છુટી ગયલો છે એવી અને ખુલ્લી જમીનપર બેઠેલી, રામની સ્ત્રી સીતા તેની દૃષ્ટિએ પડી! તેનાં સુંદર અને વિશાળ નેત્ર, કનક જેવી અપ્રતિમ કાંતિ, પૂર્ણ ચંદ્ર જેવું મુખ, તેનો બારીક કંઠ–ભાગ, સીધી નાસિકા, વિગેરે સુંદરતા જોઇ એજ સીતા હોવી જોઇયે એમ હનુમાને તર્ક કર્યો. "અરે! જેને માટે રામ એક સરખો શોક કરે છે તે સીતા આજ હશે. જેવું રામનું સ્વ-રૂપ અપ્રતિમ છે તેવું આ સ્ત્રીનું પણ છે. તેમની આનાપર જેટલી પ્રીતિ છે તેટલીજ આની તેમનાપર છે. ખરેખર સીતા સિવાય રામ પ્રાણ ધારણ કરી રહ્યા છે એજ આશ્ચર્ય છે. કારણ આવું સ્ત્રી–રત્ન પૃથ્વીપર દુર્લભ છે." આવા આવા વિચાર કરતા મારૂતી મનમાં રામનુ સ્તવન કરવા લાગ્યા. એટલામાં કુમુદના ખંડ જેવું શ્વેત ચંદ્રનું બિંબ

ક્ષિતિજપર દેખાવવા માંડયું. તે વખતે જાણે કે હંસ પક્ષી કાળાભોર પાણીમાં તરવા પડતો હોય તેવો દેખાવ થઇ રહ્યો. ધીમે ધીમે ચંદ્રનાં સ્વચ્છ કિરણ મારૂતીને મદદ કરવા ચાર પાસ પસરી રહ્યાં. તેના પ્રકાશથી સીતાનું સ્વરૂપ મારૂતીને અધિક સ્પષ્ટ રીતે દેખાવવા લાગ્યું. શોકના આવેશમાં તે શોક-સાગરમાં બૂડી જતી હોય એવું તેનું ખિન્ન સ્વરૂપ જોઇ મારૂતીને હર્ષ અને શોક સાથે સાથે થયા; અને તેની આંખમાંથી ખળખળ આંસું પડવા લાગ્યાં. આ અશ્રુ હર્ષનાં કે શોકનાં તે કહી શકાતું નહતું. તેની આસપાસ બેઠેલી તે રાક્ષસીઓનાં રૂપ પણ ચંદ્રના પ્રકાશથી વધારે સ્પષ્ટ રીતે દેખાવવા માંડયાં. તે દેખાવથી મારૂતીનું દુઃખ દ્વિગુણિત થયું. કોઇને એકજ આંખ, તો કોઇને કાનજ નથી, કોઇના કાન સુપડા જેવા, કોઇનું માથું મોટું, કોઇની ગરદન ઘણી મોટી અને જાડી, કોઇનું પેટ અતિશય મોટું હોવાથી જમીનપર લટકતું, કોઇના હોઠ લાંબા, કોઇની દાઢી લટકતી, કોઇ ઘણી લાંબી તો કોઇ ઘણી ઠીંગણી, કોઇ કુબ્જા, કોઇ લંગડી, કોઇ હાથી-પગી, કોઈ ગધેડ જેવા કાનવાળી, કોઇ ગાય તો કોઇ બકરી તો કોઇ કુકકર જેવાં મોંવાળી, કોઇનાં નાક, કોઇના કાન, કોઇનાં ડોકાં અને કોઇનાં આંગળાંઓ અતિશય મોટાં, એમ અનેક પ્રકારનાં ભયંકર રૂપવાળી રાક્ષસીઓ સીતાની આસપાસ તીક્ષ્ણ શસ્ત્ર લઇ બેઠેલી હતી. તેને જોઇ મારૂતીને ઘણો શોક થયો. (સું. સ. ૧૨-૧૭).

તે બીહામણી રાક્ષસીપરથી દૃષ્ટિ કહાડી, આગળ શું કરવું તેનો વિચાર મારૂતી કરવા લાગ્યા, એટલામાં તો તેને દૂરથી મસાલનો પ્રકાશ દેખાયો. અને જોય છે તો કેટલીક સુંદર સ્ત્રીઓએ હાથમાં સોનાની દીપિકાઓ ધારણ કરેલી છે અને કેટલીક હાથમાંના પંખાઓવતી મધ્યે ચાલનારા એક ભવ્યાકૃતિવાળા પુરૂષને પવન નાંખે છે, કેટલીક ઠંડા પાણીથી ભરેલી સુવર્ણ ઝારી લઇ આગળ ચાલે છે, એક સ્ત્રીએ સફેદ ચકચકિત છત્ર તેના માથાપર ધરેલું છે, અને કેટલીક તેનાપર મોહિત થયલી સ્ત્રીઓ પાછળ પાછળ ચાલે છે, એવા ઠાઠથી રાવણની સ્વારી પોતાની તરફ આવતી જોઇ. સવારના પહોરમાં સીતાપર કામાતુર થઇ

રાવણ તેને જોવા માટે અશોક–વનમાં આવતો હતો. તેને દેખીને જેમ વંટોળીયાથી કેળ કંપવા લાગે તેમ સીતા કંપવા લાગી. તેણે પોતાના પગ પેટમાં પેસાડી દીધા અને હાથ ઘુંટણની આસપાસ વીંટાળી દીધા. આવી રીતે રાક્ષસીઓથી વીંટાયલી, સર્વાંગે ધૂળથી ભરેલી, કાદવમાં પડેલાં કમળ જેવી દિસનારી, અનાથ સીતાને દેખી રાવણને અધિકજ મોહ ઉત્પન્ન થયો. સીતા તો એટલા વખતમાં પોતાના મન–રૂપી રથે રામ પાસ હજારો વખત જઇ આવ્યાં! રામપર ભક્તિપૂર્ણ પ્રેમ કરનારી સીતા, પોતાની દુઃખમય સ્થિતિનો અંતજ દેખાતો નથી, એમ જોઇ રડવા લાગી. પૂર્ણિમાનો ચંદ્ર જેમ વાંદળાંથી ઢંકાઈ જઇ નિસ્તેજ થાય છે; કિંવા એકાદ સૈન્ય નાયકના મરણથી શૂન્ય થઇ જાય છો અથવા એકાદ નદીનું પાણી બીજી તરફ વાળ્યાથી મૂળ પહોળો સૂકાઇ જાય છે, તે પ્રમાણે પતિના શોકથી અને રાવણના ભયથી દૂબળી થઇ ગયલી સીતા અતિશય દયામણી દેખાતી હતી. તેની આ દુઃખિત સ્થિતિ જોઈ તેનું દુઃખ બને તેટલું કમી કરવાના હેતુથી રાવણે તેની પાસે હલકેથી આવી ઘણા મીઠા શબ્દોથી ભાષણ શરૂ કર્યું:—“ હે સુંદર સ્ત્રી! મને દેખતાંજ તું બીક અને ભયથી તારૂં શરીર સંકુચિત કરી પેટમાં પગ પેસાડીને બેઠી છે; તારા મનમાં એમ હશે કે રાવણની દૃષ્ટિએ પણ પડવું નહિ. એમ વ્યર્થ ત્રાસ કરવાની શી જરૂર છે? તારાપર મને અતિશય પ્રીતિ થાય છે. તને દુઃખ દેવાની મારી ઇચ્છા નથી. મારી તરફથી તારે કોઇ પણ પ્રકારની બ્હીક રાખવી નહિ. તારા મનમાં મારા પર પ્રેમ નહિ હોય તો હું તને સ્પર્શ સુદ્ધાં કરનાર નથી. હે દેવિ! તું અહિં કોઇ પણ પ્રકારે ભય રાખીશ નહિ. હું એટલુંજ કહું છું તું વ્યર્થ શોક કર નહિ. મારાપર વિશ્વાસ રાખ. મને લાગે છે કે તારા જેવું સુંદર રૂપ કોઇએ બીજું નિર્માણ કર્યું નથી. આ સર્વ પૃથ્વી જીતી હું તારા પિતા જનકને અર્પણ કરીશ. આ પૃથ્વીપર મારા જેવો બળવાન રાજા નથી. મારી સામો કોઇ પણ શત્રુ ટકી શકે એમ હું ધારતો નથી. માટે મારાં સાથે તું ત્રૈલોકયનું રાજ્ય કર. અને યથેચ્છ ભોગ ભોગવ. જેને જેટલી ઇચ્છા હોય તેટલું દ્રવ્ય અને પૃથ્વી આપ.

મારાપર વિશ્વાસ રાખી તને જે જોઇયે તે હુકમ કર. રાજ્ય-ભ્રષ્ટ થયેલો, અરણ્યમાં હાંકી મૂકેલો રામ હાલ જીવતો હશે કે નહિ તેનીજ શંકા છે. અને તે તને મારા હાથમાંથી કદી છોડવી શકનાર નથી.” તે ભયંકર રાક્ષસનું આ ભાષણ સાંભળી બિચારી સીતા અત્યંત દુઃખમાં ગરક થઇ રડવા લાગી. થોડો સમય વિચાર કરી તે પતિવ્રતા બોલવા લાગી:—“હે રાવણ! તેં પર સ્ત્રીપર મન કર્યું છે તે ખોટું છે. તારૂં મન મારાપરથી કહાડી તારી સ્ત્રીપર ચોંટાડ. જેમ તારી ભાર્યાનું રક્ષણ કરવું એમ તને લાગે છે તેમ બીજાને પણ પોતાની સ્ત્રીનું રક્ષણ કરવું એમજ ઇચ્છા હોય છે. **પોતાના મનની સ્થિતિપરથી બીજાના મનની સ્થિતિનો વિચાર કરવો અને પોતાની સ્ત્રીમાંજ સંતોષ માનવો.** જેમ પાપી પુરૂષ સિદ્ધિ મેળવી શકતો નથી તેમ તું મારી આશા કરે છે તે વ્યર્થ છે. મારૂં વચન કદાચ તને રૂચશે નહિ: પણ તે અમાન્ય કરીશ તો તારા રાક્ષસ-કુળનો નાશ થશે. જો રાજાજ આત્મ-નિયમન છોડી દઇ અન્યાય કરવા લાગે તો તે અને તેનું સમૃદ્ધિવાન્ રાજ્ય પણ નાશ પામે છે. મને લાગે છે કે તારા એકલાના અપરાધ માટે આ રત્નોથી ભરેલી લંકા નગરી જલદી પાયમાલ થનાર છે. ધન કિંવા ઐશ્વર્યના લોભથી હું મોહ પામું એમ નથી. જેમ સૂર્યની પ્રભા સૂર્યથી વેગળી હોતી નથી તેમ હું રાઘવથી વેગળી બીજે સ્થળે રહેનાર નથી. માટે હે રાવણ! દુઃખગ્રસ્ત અને અભાગી એવી મને તું રામચંદ્ર પાસ મૂકી આવ, એજ તારે માટે યોગ્ય અને કલ્યાણકારક છે. રામ શરણાગત-વત્સલ છે; તેને તું શરણે જા અને પ્રસન્ન કર. જો તને તારા જીવની પરવા હોય તો તું શુદ્ધ મને મને વખતસર રામ પાસ મૂકી આવ; નહિ તો રામના ધનુષ્યનો ઘોર શબ્દ જલદીજ તારે કાને પડશે: રામ-લક્ષ્મણનાં તીક્ષ્ણ બાણો બળતા મોંવાળા સાપો માફક તારી નગરીપર પડવા માંડશે. હજારો અને લાખો રાક્ષસોના પ્રાણ હરણ કરનારાં રામનાં બાણ તારી સર્વ નગરી દાણા દાણ કરશે. હે રાક્ષસાધમ! તું રામ-લક્ષ્મણના શૂન્ય આશ્રમમાં પેસી મને જબરજસ્તીથી લઇ આવ્યો છે! જેમ સિંહની વાસ આવી કે કુતરો ઉભો રહી

શકતો. નથી, તેમ તું લઢાઇમાં રામ પાસે ઉભો રહી શકવાનો નથી. માટે વખતસર જાગૃત થા અને રામને શરણે જા." સીતાનું આ કઠોર ભાષણ સાંભળી રાવણ ક્રોધાક્રાંત થઇ બોલ્યોઃ—"સ્ત્રીઓનું જેમ જેમ સાંત્વન કરીયે તેમ તેમ તેઓ અધિક માથાપર ચઢી બેસે છે, એવો સ્ત્રી–સ્વભાવ છે. તારાપર મને પ્રેમ છે નહિ તો આ વખતે મારા ક્રોધે તને ભસ્મ કરી હત. કામનો એવો એક ચમત્કારિક પ્રભાવ છે કે તેના જોરથી તે કામ્ય વસ્તુવિષે સ્નેહ અને પ્રેમ ઉત્પન્ન થાય છે. તારા પ્રત્યેક શબ્દ માટે તને વધની શિક્ષાજ યોગ્ય છે. પરંતુ તારાપર મારો એટલો પ્રેમ છે કે મારાથી તને શિક્ષા થઇ શકતી નથી." પછી ક્રોધથી લાલ ડોળા કરી રાવણ ફરીથી બોલ્યોઃ—"મેં તને જે અવધ આપી છે તેને ફક્ત બેજ મહિના બાકી છે. બે મહિનામાં તું મને કબૂલ કરશે નહિં તો તારા ટુકડે ટુકડા કરી તારૂં માંસ રાંધી મારો રસોઇયો સવારે ખાવા માટે મને આપશેઃ તે લક્ષમાં રાખજે." ત્યારે સીતા પતિવ્રતના આવેશમાં બોલીઃ—"હે રાવણ! તારે કોઇ પણ શાણો આપ્ત સંબંધી નથી કે તને આ પાપી કૃત્યમાંથી પરાવૃત્ત કરવાનો યત્ન કરે! રામની સ્ત્રી પ્રત્યે આડી નજર કરનાર તારા શિવાય બીજો કોઇ પણ મૂર્ખ આ ત્રિભુવનમાં નથી. બળવાન્ રામચંદ્રની સ્ત્રી પ્રત્યે તું આવા પાપી શબ્દો બોલે છે તે રામના સપાટામાંથી કયાં નાશી છૂટીશ? હે રાક્ષસાધમ! તું મારી તરફ પાપ બુદ્ધિથી જોય છે તો તારી ક્રૂર, બેડોળ આંખો કેમ જમીનપર ગળી પડતી નથી? હું તે ધર્માત્માની સ્ત્રી અને દશરથ રાજાની પુત્ર–વધૂ છું. તેને આમ કહેતાં તારી જીભ કેમ કપાઇ જતી નથી? હું મારો તપ ખર્ચી નાંખવા ઇચ્છતી નથી અને શ્રી રામની તેમ કરવા મને આજ્ઞા નથીઃ નહિ તો મેં તને કયારનોએ ભસ્મ કરી નાંખ્યો હોત. તું શૂર નામ ધારણ કરનારો, કુબે-રનો ભાઇ કહેવડાવે છે, લાખો યોદ્ધાનું જોર મારી પાસે છે એમ બડાસ મારે છે, ત્યારે રામને છેતરી પારકી સ્ત્રીની ચોરી તેં કેમ કરી?" એ અતિશય કઠોર શબ્દ સાંભળી રાવણને પગથી માથા સુધી આગ લાગી અને તે પોતાના લાલ ડોળા વિકાસી સીતા તરફ જોઇ રહ્યો.

કાળા પહાડ જેવો પ્રચંડ, દીપ્ત નેત્રથી ભયંકર દેખાતો, મોટાં જડબાં અને ભુજવાળો, તે રાક્ષસ સ્મશાનમાં આવેલાં એકાદા મહાન વૃક્ષ પ્રમાણે ભયંકર દેખાવવા લાગ્યો: અને ક્રોધથી લાલ થયલા ડોળા ચઢાવી તે સીતા પ્રત્યે બોલ્યો:—"તે પામર રામપર મોહિત થઇ તું આ કઠોર શબ્દ બોલી તેનું પ્રાયશ્ચિત્ત તને હમણાંનું હમણાં ચખાડું છું." એમ કહી તે રાક્ષસીઓ તરફ વળી તે બોલ્યો:—"હે રાક્ષસીઓ! તમે આને બ્હીવડાવી અને લાકડી મારીને એવી તો જર્જર કરો કે તે મને વશ થાય." એટલામાં ધાન્ય-માલીની નામની રાવણની રાણી તેને આલિંગન કરી બોલી .ઉઠી:—"પ્રભુ! મહારાજ! આપ સીતાના નાદમાં લાગી વ્યર્થ દુઃખી થાઓ છો. એ ગરીબ પામર પ્રાણી છે; એના.નશિબમાં તમે આપો છો તે ઐશ્વર્ય નહિ હોય. એનાં નશિબમાં તમારા જેવા ત્રૈલોકયાધિપતિની સહ-ચારિણી થવાનું નથી: એવી સ્ત્રીની કામના કરવાથી ઉલટો સંતાપ થાય છે. તેના કરતાં તમારાપર પ્રીત કરનારી સ્ત્રીઓપર પ્રેમ રાખો તો ઉલટો આનંદ થશે. માટે એને છોડી તમે મારી સાથે ક્રીડા કરો." એમ કહી તેનો હાથ પકડી ધાન્ય-માલિની રાવણને ત્યાંથી લઇ ગઈ. (સું. સ. ૧૮-૨૨).

રાવણ અંતઃપુરમાં ગયા બાદ સીતાની રક્ષણ કરનારી તે રાક્ષસીઓએ એકદમ તેનાપર હલ્લો કરી તેને અતિશય હેરાન કરી મૂકી. કોઇ તેની તરફ દંડ લઇ દોડી, કોઇ મ્હોં પહોળું કરી "ખાઇ જાઉં," એમ બોલી તેનાપર દોડી .આવી અને કોઇ કહેવા લાગી:—"સર્વ રાક્ષસોના રાજા રાવણ તને પટરાણી બનાવવા તૈયાર છે છતાં તું તેની સ્ત્રી કેમ થતી નથી?" બીજી બોલી:—'હે અધમ! જે રાવણને સૂર્ય-ચંદ્ર પણ વશ છે તેની તું સ્ત્રી કેમ થતી નથી? પોતાની હજાર રાણી છોડી તને તે પટરાણી કરવા તત્પર થયો છે તો પણ તું આટલો ગર્વ શા માટે કરે છે?" વિગેરે નાના પ્રકારનાં ભાષણથી તેને બ્હીવડાવવાનો યત્ન કરી તેઓએ સીતાને હેરાન હેરાન કરી મૂકી. તેથી બિચારી સીતા રડવા લાગી અને તેના ડોળામાંથી આંસુ ખળખળ વહેવા લાગ્યાં. તો પણ તે ધીરજ રાખી બોલી;—"હે રાક્ષસીઓ!

મને એક વેળા ખાઇ જાઓ કે હું આ દુઃખમાંથી છૂટીશ. રામને છોડી હું રાવણને કદી પણ વરનાર નથી. જો કે રામ રાજ-ભ્રષ્ટ થયા છે તો પણ તે મારા ધણી છે અને મને તે શિરછત્ર હોઇ વંદ્ય છે. જેવી રીતે સૂર્યની પત્ની સુવર્ચા; કિંવા ઇંદ્રની શચી, કિંવા વસિષ્ઠની અરૂંધતી, કિંવા ચંદ્રની રોહિણી, કિંવા અગસ્ત્યની લોપામુદ્રા, અથવા ચ્યવનની સુકન્યા, અથવા સત્યવાનની સાવિત્રી, કપિલની શ્રીમતી, અથવા નૈષધની દમયંતી, એ બધીઓ જેમ પતિ-પરાયણા અને પતિવ્રતા છે તેમ હું પણ પતિ-વ્રતા છું. હું રામ શિવાય બીજાને વરવાની નથી. તમારે મને ખાવી હોય તો ભલે ખાઇ જાઓ." આ ભાષણ સાંભળી તેઓ અધિક ગુસ્સે થઇ અને તેઓએ તેની આસપાસ વધારે વધારે તોફાન કરવા માંડયું ત્યારે અતિશય ત્રાસ પામીને સીતા ઉઠી તે સિસમ વૃક્ષ પાસે આવી ઉભાં. ત્યારે વિનતા નામની એક અત્યંત ભયંકર સ્વરૂપવાળી અને જમીનપર લટકતાં પેટવાળી રાક્ષસી બોલીઃ—"હે સીતા ! તારી હદ બહુ થઇ. તેં તારા પતિ પ્રત્યે પુષ્કળ પ્રેમ દેખડાવ્યો. પણ અતિશયમાં કાંઇ માલ નહિ; માટે મારૂં વચન સાંભળ, અને રાક્ષસના રાજા રાવણની તું સ્ત્રી થા, એટલે તુ સર્વ જગતની માલેક થઇશ. મારૂં આ વચન તું કબુલ કરીશ નહિ તો હું તને ખાઇ જઇશ." બીજી સર્વ રાક્ષસીઓ પણ એજ પ્રકારે બોલવા લાગી. કોઇ કહે "રાવણ તને હરણ કરી લાવ્યો તે દિવસનુંજ મેં તારૂં હૃદય ભક્ષણ કરવા નિશ્ચય કર્યો છે. તું જો રાવણને કબુલ કરશે નહિ તો હુ તારૂં હૃદય ખાઇ જઇશ" એમ કહી તેણે પોતાનું ત્રિશુળ તેના તરફ લંબાવ્યું. આ પ્રમાણે તેઓએ તેને બોલી બોલીને જર્જર કરી. ત્યારે તે બિચારી સીતાએ અશોક વૃક્ષની એક શાખા હાથમાં લઇ પેટ આગળ ચાંપી "હે રામ ! હે લક્ષ્મણ! હે કોશલ્યા !" વિગેરે અશ્રુપૂર્ણ નયનથી બોરડવા લાગી. તેનું સર્વ શરીર થરથર કાંપવા લાગ્યું. તેના વાંસાપર લટકતી કાળી ભેર વેણી કૃષ્ણ સર્પ પ્રમાણે હાલવા લાગી. કોપ અને શોકથી આકુલ થઇ તે કહેવા લાગીઃ—"લોક કહે છે તે કાંઇ ખોટું નથી. સ્ત્રી કિંવા પુરૂષ સર્વને મૃત્યુ

જ્યારે આવવાનું હોય છે ત્યારે આવે છે; તે કાંઇ આવ કહ્યાથી આવતું નથી. રામ શિવાય હું એક ક્ષણ પણ જીવી શકું એજ આશ્ચર્યની વાત છે ! તે ઉપરાંત આ ક્રૂર રાક્ષસીઓ મને.આટલું ભયંકર દુઃખ દે છે. છતાં મને મુત્યુ આવતું નથી. મને હવે રામ શેના દષ્ટિએ પડે ? તેનાં તે વિશાળ નેત્ર અને સિંહ સમાન ગતિ પાછાં મારી દષ્ટિએ પડે એવી હું નસીબદાર કયાંથી ? કોણ જાણે શું પાપ મેં પાછલે જન્મે કર્યું હશે તેનાં ફળ તરીકે મને આ ભયંકર દુઃખ ભોગવવું પડે છે ? આ ભયંકર શોક હવે મારાથી સહન થઇ શકતો નથી. હવે હું પ્રાણ ત્યાગ કરૂં છું. હે રામ ! તમારૂં દર્શન મને હવે દુર્લભ છે. આ રાક્ષસીઓના ત્રાસમાંથી છુટવા આ એકજ માર્ગ છે. હે રામ ! તમને મારી આ સ્થિતિ ખબર હશે નહિ. ખબર હત તો તમે મને આ સંકટમાંથી છોડાવવાનો પ્રયત્ન કર્યા શિવાય રહત નહિ. કિંવા મારા શોકથી રામ આ લોક છોડી પરલોકવાસી થયા તો નહિ હોય ? કદાચિત ધર્મશીલ રામને મારા જેવી મંદભાગિની સ્ત્રીની અગત્ય હશે નહિ. કારણ "એ આંખની શરમ" હોય છે. અને માણુસ દૂર થયું કે પ્રેમ કમી થાય છે. મારામાંજ કાંઇ તેવા દુર્ગુણ હશે કિંવા મારૂં નશિબજ ફુટેલું હશે. જેમ હોય તેમ, મારે માટે પ્રાણ ત્યાગ એજ માર્ગ રહેલો છે કે આ દુષ્ટ રાવણના ત્રાસમાંથી હું છુટું." તેનું આ બોલવું સાંભળી તે રાક્ષસીઓ ગભરાટમાં પડી અને તેની ખબર આપવા કેટલીક રાવણ પાસ દોડી ગઇ. બાકી રહી તેમાં ત્રિજટા નામની એક હતી તે બોલી:—"હે રાક્ષસીઓ ! તમે એને ત્રાસ આપો નહિ. ઉલટું એને પગે પડી ક્ષમા માંગો. આજ રાતે મને સ્વપ્ન આવ્યું. તે એવું કે રામ લક્ષ્મણ એક ચાર દાંતના હાથીપર બેસી આવતા હતા. તેઓએ સીતાને ઉંચકી લઇ હાથીપર બેસાડી દીધી. તેથી તે ગગનમાં ઉડનારો હાથી રામ, લક્ષ્મણ અને સીતાથી ઘણોજ શોભાવા લાગ્યો. એટલામાં સીતાએ સૂર્ય ચંદ્ર હાથમાં લીધા. રાવણ સામેથી પુષ્પક વિમાનમાં આવતો હતો તે ધમ લઇ જમીનપર પડયો. તેનું મસ્તક સાફ મુંડિત કર્યું હતું અને તેને ભયંકર

સ્વપ્ન મને આવ્યું. એ પરથી રામ લક્ષ્મણ લંકા આવી રાવણને મારી સીતાને લઇ જશે એમ મને સ્પષ્ટ લાગે છે. તે વખતે આપણને છોડવનાર સીતા શિવાય બીજું કોઇ મળનાર નથી. માટે હે રાક્ષસીઓ તમે હવે એને ત્રાસ આપોજ નહિં; એટલુંજ નહિ પણ એને ખુશ રાખો. એને અંહિજ બેસી રહેવા દો અને તમે દુર ખસી જાઓ." આ સાંભળી સીતાએ "તારા મોમાં સાકર પડો." એમ કહ્યું અને બીજી રાક્ષસીઓ પણ સીતાને હેરાન કરતી બંધ થઇ. (સું. સ. ૨૩-૨૯)

મારૂતી તે સિસમનાં વૃક્ષપર બેસી આ સર્વ વૃત્તાંત જોઇ રહ્યા હતા. સીતાનાં દર્શન કરવાની આજ તક ઉતમ છે એમ તેના મનમાં આવ્યું. પણ હું કોઇ માયાવી રાક્ષસ નથી તે બાબત સીતાની ખાત્રી કેમ કરી આપવી એ વિષે તેને ભારે ચિંતા ઉત્પન્ન થઇ. છેવટે રામનું સંક્ષિપ્ત ચરિત્ર ગાઇ સીતાને સંભળાવવું એમ નિશ્ચય કરી મારૂતીએ ગાવાની શરૂઆત કરી:—"અયોધ્યામાં ઇક્ષ્વાકુવંશમાં મહા કીર્તિવાન, રથ, અશ્વ, ગજ વિગેરે સંપત્તિયુક્ત એવા પુણ્યશીલ દશરથ રાજા હતા. તેમનો સર્વ પુત્રોમાં શ્રેષ્ઠ અને પ્રિય એવો રામ સર્વ ધનુર્ધારી વીરોમાં શ્રેષ્ઠ છે. તેમણે પોતાના સત્ય-વચની પ્રિય પિતાની આજ્ઞાપરથી પોતાના ભાઇ અને સ્ત્રી સહિત વનવાસ ગ્રહણ કર્યો. તેમણે વનમાં અનેક યથેચ્છ-રૂપ ધારણ કરનારા રાક્ષસો માર્યા. વિશેષ કરી જનસ્થાનમાંના ખરદુખર રાક્ષસોનો વધ કર્યો. તે સાંભળી ક્રોધયુક્ત થયલા રાવણે સુવર્ણ મૃગની માયાવડે તેમને છેતરી તેની ભાર્યા સીતાનું હરણ કર્યું. તેની શોધ કરતાં કરતાં રામને સુગ્રીવ નામનો વાનર મળ્યો. તેની મૈત્રી કરી તેના ભાઇ વાલીને મારી રામે તેને વાનરોનું રાજ્ય આપ્યું. પછી સુગ્રીવે સીતાની શોધ માટે ચારે દિશામાં હજારો વાનરાઓ મોકલ્યા. તેમાંનો એક હું હનુમાન સંપાતિના કહ્યાથી સો યોજનનો સમુદ્ર ઓળંગી સીતાની શોધ કરવા અંહિ આવ્યો છું. મને રામે જેવાં રૂપ, રંગ અને લક્ષણવાળી સીતા વર્ણવી હતી તેવીજ સીતા મેં અહિં જોઇ છે." એટલે સુધી વર્ણવી મારૂતી અટકી ગયો. તે સાંભળી સીતા આ શો ચમત્કાર છે, કાંઇ સ્વપ્ન તો નથી કે શું એમ વિચારમાં પડયાં.

સ્નેહ આશ્ચર્ય તેમજ શંકાથી પોતાનું મુખ ઉંચું કરી તેઓ સિસમનાં વૃક્ષ તરફ જોવા લાગ્યાં. એટલે અશોક વૃક્ષના ફુલના ઝુમખા પ્રમાણે દિસનારો, સોના જેવા ડોળાવાળો અને નમન કરતો એક વાનર તેની દૃષ્ટિએ પડયો. તેને જોઇ સીતાને અતિશય આશ્ચર્ય લાગ્યું. તેને જોઇ તેને બ્હીક લાગવા માંડી અને તેની તરફ જોવાય નહિ. ત્યારે તેને મૂર્છા આવી અને 'હે રામ !' એમ પોકારી તેણે બ્હીકની મારી આંખ મીચી દીધી. એટલામાં મારૂતિ ઝાડપરથી ઉતરી, કરૂણામય મુદ્રાથી વિનયપૂર્વક તેને સાષ્ટાંગ કરી હાથ જોડી બોલ્યાઃ—'દેવી ! હું રામનો દૂત છું અને તેની આજ્ઞાથી તારી પાસ આવ્યો છું. રામ કુશળ છે. અને તારા કુશળના સમાચાર પૂછાવે છે. ચાર વેદ અને બ્રહ્માસ્ત્રના જાણનાર દાશરથી રામે તને કુશળના સમાચાર કહેવડાવ્યા છે. તેના નાના ભાઇ અને પ્રિય અનુચર લક્ષ્મણે તને શોકાકુળ થઇ નમસ્કાર કહાવ્યા છે." આ પ્રમાણે તે બન્ને રાજપુત્રોનું કુશળ વૃત્તાંત સાંભળી સીતા આનંદ પામ્યાં અને બોલ્યાં:— "કહેવત છે કે **જીવતો નર ભદ્રા પામે,** તે કાંઇ ખોટું નથી." આ સીતાના શબ્દ સાંભળી મારૂતી આગળ વધ્યા. પણ જેમ જેમ તે આગળ આવ્યા તેમ તેમ સીતાને શંકા આવવા લાગી કે તે રાવણ છે. અને ભીયાકુળ થઇ તે આડી નજર કરી બોલ્યાં:—"જો તું માયાવી રૂપ ધારણ કરી મારી પાસ આવ્યો હોય તો આમ મને ફરી ફરી ત્રાસ આપવો એ તને શોભતું નથી. એક વેળા તેં તારૂં રૂપ છુપાવી સંન્યાસીરૂપ ધારણ કરી મારૂં હરણ કર્યું. ત્યારથી તું શું શું કરીશ તેનો નિયમ નથી. તું ખરેખરજ રાવણ છે, માટે હું તારી સાથે એક પણ શબ્દ બોલનાર નથી." એમ બોલી તેણે પૂર્વ પ્રમાણે જમીનપર ધારણ ઘાલ્યું અને બોલવું બંધ કર્યું. તેની આ નિશ્ચયાત્મક મુદ્રા જોઇ મારૂતીને ઘણું ખરાબ લાગ્યું અને તે હાથ જોડી મધુર વાણીથી બોલ્યા; 'દેવી વૈદેહી ! તું ધારે છે, તેમ હું દુષ્ટ અને માયાવી રાવણ નથી. હું મારા પરાક્રમથી તને મળવા આવેલો રામનો દૂત છું. તને રાવણ હરણ કરી જતાં જતાં તેં જમીનપર અલંકાર નાંખી દીધા હતાં તે મેંજ ઉંચકી લીધા હતા અને રામનાં દર્શન

થતાંજ મેં તેમને આપ્યા હતા. તે વેળા રામે જે શોક કર્યો તેનું વર્ણન થાય એમ નથી. ઘણો વખત સુધી તે અલંકાર છાતી સરસા ચાંપી રામ રડતા રડતા જમીનપર ખરવળવા લાગ્યા. રામ તારે ખાતર રોજ શોક કરે છે. તારાં દર્શન ન થવાથી તે જુદાં જુદાં અરણ્યો, ડુંગરો, અને નદી-પ્રવાહોમાં ભટકતા ફરે છે: પણ તેનો શોક ઓછો થતો નથી. જલદીથી રામ, રાવણનો કુટુંબ સહિત નાશ કરી, તને છોડાવશે એમાં શંકા નથી. હે મહાભાગે! હું વાનર છું તો પણ રામનો દૂત છું. તેની ખાત્રી થવા સારૂ રામે મારી સાથે આ અંગુઠી મોકલાવી છે. તને વિશ્વાસ આવે માટેજ તેમણે આ મુદ્રિકા મોકલાવી છે. મારાપર વિશ્વાસ રાખ અને હવે તારા દુ:ખનો અંત આવ્યો એમ સમજ.” એમ કહી તેમણે તે અંગુઠી સીતા આગળ મૂકી. તે જોઇ સીતાને જે આનંદ થયો તે આકાશમાં પણ માય નહિ. પ્રત્યક્ષ રામનીજ ભેટ થઇ હોય એમ તેને લાગ્યું અને તેમનાં કિંચિત રકત, સફેદ અને વિશાળ નેત્ર પ્રફુલ્લિત થઇ, રાહુથી મુકત થયલા ચંદ્ર માફક શોભવા લાગ્યાં. પતિના મોકલેલા સંદેશાથી આનંદ પામેલી સીતા પોતાનું અતિશય પ્રિય કરનાર એવા મારૂતીની માનથી પ્રશંસા કરવા લાગી:—“આ રાક્ષસોના દુર્ભેદ્ય કિલ્લામાં તું એકલો નિ:શંક આવ્યે તે તને ધન્ય છે. તારૂં પરાક્રમ, તારૂં બળ, અને તારી બુદ્ધિ અવર્ણનીય છે. ભયંકર નક્રાદિથી ભરેલો સો યોજન પહોળો સમુદ્ર ઓળંગી તું આવ્યો એ તારૂં પરાક્રમ કેવળ અલૌકિક છે. આવડો મોટો સમુદ્ર તેં ગાયની ખરી જેવડાં ખાબોચીયાં માફક ઓળંગ્યો. હે વાનર શ્રેષ્ઠ! તને રાવણની તલમાત્ર પણ બ્હીક લાગતી નથી. એટલે તું કાંઇ સાધારણ વાનર નથી. રામે વિચાર કરી તને મારી પાસ મોકલ્યો છે તેથી તું મારી સાથે ભાષણ કરવા યોગ્ય છે. મહાવીર રામ તને તારા પરાક્રમની કસોટી કર્યાં શિવાય મારી પાસ મોકલે નહિ. ઇશ્વરની કૃપાથી ધર્માત્મા સત્યસાગર રામ ખુશાલ છે. તેમજ સુમિત્રા-નંદન પરાક્રમી લક્ષ્મણ પણ ખુશાલ છે. પણ તે બન્ને ખુશાલ છે તો સાગર-વેષ્ટિત આ લંકાને બાળી ભસ્મ કરતા કેમ નથી? તે દેવનો પણ નાશ કરવા

"રામની અંગુઠી"—



હું રામનો દૂત છું એની ખાત્રી થવા સારૂ રામે મારી સાથે આ અંગુઠી મોકલાવી છે. (પૃષ્ઠ, ૧૭૬.)

સમર્થ છે. પણ મને લાગે છે કે મારા દુઃખનો અંત હજી આવ્યો નથી. રામને મારે વિષે દુઃખ થાય છે કે? રાવણપર તેને ક્રોધ ચઢે છે કે? વનવાસના ક્લેશથી મારાપરનો રાઘવનો પ્રેમ ઓછો થયો તો નથીને? આ ભયંકર કેદખાનામાંથી મને રામ છોડવશે કે નહિ! મારા માટે ભ્રાતૃ–વત્સલ ભારત શૂર સેનાપતિઓ સાથે એક અક્ષૌહિણી સૈન્ય મોકલશે કે કેમ? વાનર–રાજા શ્રીમાન્ સુગ્રીવ દંત નખથી લડનારા વાનર–યોદ્ધાઓ લઇ મને છોડવવા આવશે કે કેમ? મારા શૂર દીયર લક્ષ્મણ પોતાનાં શરની જાળથી આ દુષ્ટ રાક્ષસોને મારશે કે? આ અધમ રાવણને સહકુટુંબ રામનાં શસ્ત્રોવતે ઠાર થયેલો જલદીથી જોવાને હું નશીબવાન્ થઇશ કે? સુવર્ણ જેવી કાંતિવાળું અને કમળ જેવી સુગંધવાળું રામનું વદન મારા વિરહથી સુકાઇ ગયું તો નથીને?" એમ કલ્પનાતરંગમાં એક પછી એક પ્રશ્નો પૂછી તેણે મારૂતીને ગભરાવી મૂક્યા. તે ઉપરાઉપરી પ્રશ્નોપરથી સીતાના મનની સ્થિતિ કેવી હતી તે મારૂતીના ધ્યાનમાં આવી. તેણે બન્ને હાથની અંજલી કરી કહ્યું:—"હે વૈદેહિ! જો તમે અહીં છો તે રામને ખબર હત તો તમને અહીંથી ક્યારનાંએ છોડવ્યાં હત. હું જઇ તેમને તમારી સર્વ હકીકત વિદિત કરીશ એટલે રામ તત્કાળ વાનરની પ્રચંડ સેના સહિત આવશે. અને સમુદ્રપર સેતૂ બાંધી લંકામાંના સર્વ રાક્ષસનો નાશ કરશે. હું મંદાર, મૈનાક, હિમાલય અને વિંધ્ય પર્વતોના શપથ લઇ કહું છું કે રામનું મુખકમળ જલદી તારી દૃષ્ટિએ પડશે. રામને નિદ્રા પણ આવતી નથી. અને "સીતા! સીતા!" એમ મધુર શબ્દ બોલતા બોલતા ઉભા થઇ જાય છે. એકાદ સુંદર ફળ, ફુલ કિંવા સ્ત્રીઓને પ્રિય એવી ચીજ તેમની દૃષ્ટિએ પડી કે તેઓ "હા પ્રિયે!" કહી નિસાસો નાંખે છે." આ સાંભળી સીતા શોક તેમજ આનંદ એમ બન્ને વિકારથી આકુલ થઇ ગયાં અને બોલ્યાં:—"હે મારૂતિ! તારૂં ભાષણ વિષ કાલવેલા અમૃત જેવું લાગે છે. રામની પ્રીતિ બીજા કોઇપર ગઈ નથી એમ સાંભળી મને અમૃતતુલ્ય આનંદ થાય છે. પણ રામ શોક કરે છે તે સાંભળી મને વિષ જેવું દુઃખ થાય છે. મનુષ્ય મોટા ઐશ્વર્યના

ટોચપર હોય, કે દારૂણ સંકટમાં પડયો હોય, તો પણ તેને દૈવ ગળામાં ફાંસો નાખી અહીંથી તહીં ઘસડી જાય છે. દૈવ ખરેખર દુસ્તર છેઃ તેના સપાટામાંથી રામ, લક્ષ્મણ કિંવા મારાથી છૂટાય એમ નથી ! હશે. રાક્ષસોનો સંહાર કરી રાવણને મારી, અને લંકાનો વિધ્વંસ કરી રામ મને મળશે તે દિવસ સુદિન ! રામને મારૂં વચન કહેજે. આ વરસ પૂરૂં થતાં સુધી હું જીવિત ધારણ કરીશ. કારણ, તે રાક્ષસાધમે મને એક વર્ષની અવધિ આપી છે. તેમાંથી આ દશમો માસ ચાલે છે અને હવે ફક્ત બે મહિના રહ્યા છે. એટલામાં તમે મને છોડવો. નહિ તો મારા કકડે કકડા કરી તે મને ખાઇ જશે. તેના ભાઇ વિભીષણે તેને પુષ્કળ વખત કહ્યું કે "સીતાને રામ પાસ મોકલી દે." પણ તેની સલાહ તેને પસંદ નથી. આ વાત મને વિભીષણની સ્ત્રીની આજ્ઞાથી તેની જ્યેષ્ઠ કન્યાએ કહી રામમાં ઉત્સાહ, પુરૂષાર્થ, સત્ય, કૃતજ્ઞતા, પરાક્રમ, પ્રભાવ વિગેરે સર્વ ગુણો છે. રામે એકલા લક્ષ્મણની સહાય શિવાય, જનસ્થાનમાં ચૌદ હજાર રાક્ષસોને માર્યાં હતા. તેની સામા કોણ ટકી શકે એમ છે ? પરંતુ સર્વ દૈવાધીન છેઃ બે મહિનામાં સર્વ કાંઇ કરી નાંખવું જોઇએ." આ સીતાનું આતુરતાભરેલું ભાષણ સાંભળી મારૂતી બોલ્યાઃ—"દેવી વૈદેહિ ! હું હમણાંજ તારી ચિંતા દૂર કરી નાંખું છું, અને આ રાક્ષસીઓના ત્રાસથી મુક્ત કરૂં છું. તું મારી પીઠપર બેસ એટલે એક ક્ષણમાં સમુદ્ર ઓળંગી હું ઋષ્ય-મૂક પર્વતપર રામ છે ત્યાં તને લઇ જઇશ." પોતાના સૂક્ષ્મ સ્વરૂપથી સીતાને શંકા આવશે એમ ધારી મારૂતીએ "હું નાનો છું એમ સમજશો નહિ. બધી લંકાનો ઉધ્વંસ કરી તમને હું સમુદ્રપાર લઇ જઇશ." એમ કહી મારૂતીએ પ્રચંડ રૂપ ધારણ કર્યું. તે જોઇ તેને શાંત કરતાં સીતા બોલ્યાંઃ—"તારૂં તેજ અને બળ મને ખબર છે. આવો પહોળો સમુદ્ર ઓળંગવો એ કામ સાધારણ વાનરનું નથી. પણ તારી પીઠપર બેસી આવવું મને યોગ્ય લાગતું નથી; એક તો તારા વાયુ-વેગથી હું મૂર્છા પામું; કિંવા ચક્કર આવી હું આકાશમાંથી સમુદ્રમાં પડી જાઉંઃ મને લઇ જાય છે એ ખબર પડતાંજ રાવણ તારી

પાછળ અનેક રાક્ષસો છોડશે. તેની સાથે તારે યુદ્ધ કરવું પડશે. તે વેળા હું બ્હીકની મારી નીચે પડું અને નક્કી મરણ પામું. રામનું જીવિત મારાપર ટકી રહ્યું છે તેમજ તારૂં, લક્ષ્મણનું, અને સર્વ રાજ-કુટુંબનું જીવિત મારાપર આધાર રાખે છે. તે ઉપરાંત મારી ભક્તિ રામપર એટલી દૃઢ છે કે તેના શિવાય બીજા પુરૂષના અંગને સ્પર્શ કરવો મને યોગ્ય લાગતું નથી. રાવણે મારા અંગને જબર–જસ્તીથી સ્પર્શ કર્યો તેમાં મારો દોષ નથી. તે સમયે મારૂં રક્ષણ કરવા રામ પાસે નહતા તેથી મારો ઇલાજ રહ્યો નહિ. સારાંશ, રામે અહીં આવી રાવણને જીતી મને લઇ જવી એમાંજ તેમનું લૌકિક તેમજ પુરૂષાર્થ છે." સીતાનું આ ભાષણ સાંભળી મારૂતીને મહા સંતોષ થયો અને તે બોલ્યા:—"દેવિ જાનકી! તમે કહો છો તે સર્વથા યોગ્ય છે. તે તમારા સ્ત્રી–સ્વભાવને અને સાધ્વીપણાને શોભા આપે છે. રામ જલદીથી આવી તમને છોડવશે. હું તમને મળીને જાઉંછું તે બદલ મને કાંઇ એંધાણી આપો તો સારૂં." ત્યારે સીતાએ પોતાનાં વસ્ત્રના પદરમાં બાંધેલો દિવ્ય ચૂડામણિ મારૂતીને કહાડી આપ્યો અને બોલ્યાં:–"આ મારા માથામાં પહેરવાનો મણિ રામને આપજે એટલે તેને મારી, સસરાજી દશરથની, અને માતુઃશ્રી એ ત્રણેની યાદ આવશે. હે હનુમાન્! રામને હર પ્રકારે ઉત્તેજન આપી તું મને અહિંથી છોડવવાનો પ્રયત્ન કરજે. મારી સર્વ ફીકર હવે તારે માથે છે." ત્યારે મારૂતીએ તેમ કરવાનું વચન આપી તેમને સાષ્ટાંગ નમસ્કાર કર્યાં. પછી મારૂતી જવા લાગ્યા તે જોઇ સીતાએ રડવા માંડયું અને ગદ્દદ કંઠે બોલ્યાં:—"રામ લક્ષ્મણને મારા કુશળ સમાચાર કહેજે તેમજ સર્વ અમાત્યો અને વૃદ્ધ વાનરો સહિત સુગ્રીવને પણ કહેજે. મારી સર્વ હકીકત તેઓને કહી મહાબાહુ રામ મને દુઃખ-સાગરમાંથી મુક્ત કરે એવી તજવીજ કર! હું જીવું છું એટલામાં રામ મારો છૂટકો કરે એવી ખટપટ કર. અને મારી વતી જે જે કહેવું યોગ્ય દિસે તે તે જાસ્તો કહેજે." વળી સીતા પ્રેમથી બોલ્યાં:–"તને સવડ હોય તો એક દિવસ અહિંજ રહી પડ અને આરામ લે. આ

અશોક વનમાં રહી કંદ મૂળ ખા. તને જોઇ એક દિવસ તો મારૂં દુઃખ હું ભૂલી જઇશ. પણ તને ઉતાવળ હોય તો જા." આ શબ્દ સાંભળી મારૂતીએ તેની પ્રદક્ષિણા કરી ફરીથી નમસ્કાર કર્યાં અને "હું હવે રજા લઉં છું, તું જરા પણ ચિંતા કરીશ નહિ," એમ ફરી આશ્વાસન આપી મારૂતી ત્યાંથી નિકળી એક આઘેના ઝાડપર જઇ બેઠા અને આગળ શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. ( સું. સ. ૩૦–૪૦)

મારૂતીએ વિચાર કર્યો કે આપણું મુખ્ય કાર્ય તો સધાયું. પણ તે ઉપરાંત કાંઇક સ્વામીનું બીજું કાર્ય પણ સધાય તો દૂત તરીકે મારી વિશેષ તારીફ થાય. આ રાક્ષસોને આપણું પરાક્રમ થોડું ઘણું પણ બતાવવું જોઇએ. એ દુષ્ટો સામ ઉપાયથી વશ થાય એવા નથી તેમજ એની પાસ પૈસો એટલો તો છે કે દ્રવ્યથી પણ ચળે એમ નથી. એઓનામાં ગર્વ એટલો છે કે ભેદથી પણ કાંઇ વળે નહિ. માટે ચોથો ઉપાય દંડ શિવાય માર્ગ નથી. તે રાક્ષસાધમનું નંદન–વન સરખું શોભનારૂં પ્રમદા–વન નાશ કરીએ તો તરતજ રાવણને ખબર પડશે અને તેના ડોળા ઉઘડશે. એમ વિચાર કરી તેણે અંતઃપુરને લગતાં તે ઉપવનનો નાશ કરવા માંડયો. પર્વત જેવું રૂપ ધારણ કરી તેણે તેમાંનાં સુવર્ણ ચાંદીનાં વૃક્ષ કડાકડ તોડી પાડયાં, સુંદર કુવાઓ અને વાવો ફોડી તોડી નાંખી, અને તે બનાવટી પર્વત જમીન–દોસ્ત કર્યો. ત્યારે તે વનમાંનાં પક્ષીઓ અને પશુઓ ઓરડા ઓરડ કરવા લાગ્યાં. તે સાંભળી તે સૂતેલી રાક્ષસીઓ જાગૃત થઇ અને તે ભયંકર કર્મ જોઇ અને તેનું ભયંકર રૂપ જોઇ ભયભીત થઇ નાસી છૂટી અને રાવણ આગળ જઇ તેઓએ સર્વ હકીકત કહી, "હે રાજા ! એક મોટો પ્રચંડ વાનર અશોક વનમાં આવી, સીતા સાથે કાંઇ ભાષણ કરી અશોક વન ઉજ્જડ કરે છે. તારી આજ્ઞા શિવાય સીતા સાથે ભાષણ કરી જીવવાની આશા રાખે એવો કોણ ગાંડો હોય ? માટે તે દુષ્ટ વાનરને સખત શિક્ષા કરવી જોઇયે." તે ભાષણ સાંભળી રાવણનાં નેત્ર લાલચોળ થઇ ગયાં. સ્મશાનમાંનો અગ્નિ જેમ પવનના જોરથી વધવા લાગે છે તેમ તે કોપથી સળગી ઉઠયો. જેમ સળ-

ગેલા દીવામાંથી કકડતાં તેલનાં ટીપાંઓ ટપકી નીચે પડે છે, તેમ તેના લાલ થયેલા ડોળામાંથી ક્રોધનાં અશ્રુઓ ટપકવા લાગ્યાં. તેણે પોતાના જેવા બલાઢ્ય એંશી હજાર રાક્ષસને હુકમ કર્યો કે મારૂતીને જઇને પકડો. એટલે તે રાક્ષસો મુદ્દલ, પટ્ટિશ, ત્રિશૂળ અને દોરડાંના ટુકડાઓ લઇ દોડયા. એટલામાં મારૂતી અશોક વનનો નાશ કરી રાજ–મહેલના તોરણુપર આવી બેઠો હતો. રાક્ષસને જોતાંજ તેણે મોટા જોરથી પુંછડી પછાડી એવી તો ભયંકર ગર્જના કરી કે તેની સાથેજ સર્વ લંકામાં વસનારા લોકો ભયભીત થઇ ગયા. તોરણ પાસે એક ભયંકર પરિઘ હતું, તે હાથમાં લઇ ‘જય રાજાધિરાજ રામ’ એમ બોલી મારૂતીએ તે રાક્ષસોપર હુમલો કર્યો અને ઘણા ખરાને યમ–પુરીમાં મોકલી આપ્યા. બાકીના નાઠા તેણે જઇ રાવણને સર્વ હકીકત કહી. એટલે તો રાવણને વધારે ક્રોધ ચઢગો અને તેણે પ્રહસ્ત સેનાપતિના પુત્ર જંબુમાલિને મોકલ્યો. મારૂતિ આ વખતે રાવણના રાજ–મહેલને ઉજ્જડ કરવામાં પડયા હતા. તેણે પ્રથમ રાવણના ચૈત્ય મહેલનો નાશ કર્યો. એટલામાં જંબુમાલીએ તેનાપર હલ્લો કરી અસંખ્ય બાણ મૂકી તેમને જર્જર કર્યાં. ત્યારે મારૂતીએ ક્રોધ કરી તોરણપર જઇ પૂર્વે લીધેલું પરિઘ ફેરવી એવા જોરથી જંબુમાલીપર માર્યું કે જંબુમાલીના તેના રથ, ઘોડા અને સારથી સહિત, ચુરેચુરા થઇ ગયા. આ પ્રમાણે જંબુમાલી મરણ પામ્યો તે હકીકત સાંભળી રાવણે તેની સામે સાત અમાત્યના પુત્રોને, એક મોટા સૈન્યસહિત, મોકલ્યા. તેને પણ મારૂતીએ ઠાર કર્યાં. તેજ પ્રમાણે રાવણનો પુત્ર અક્ષય તેનાપર ચઢી આવ્યો તેને પણ મારૂતીએ પૂરો કર્યો. છેવટે રાવણે પોતાના જ્યેષ્ઠ પુત્ર ઇંદ્રજીતને ખાસ આજ્ઞા કરી. તેપરથી તે મારૂતીને પકડવા આવ્યો. તેને જોઇ મારૂતીએ ગર્જના કરી પોતાનું શરીર મોટું કર્યું. પછી તે બેનું યુદ્ધ લાગ્યું. ઇંદ્રજીતે રથપરથી બાણ મૂકી હનુમાનને જર્જર કર્યાં; આખરે આ અવધ્ય છે એમ જાણી તેનાપર બ્રહ્માસ્ત્ર મૂકી તેમને ઇંદ્રજીતે બાંધ્યા. અસ્ત્રથી બંધાયલા મારૂતી ચેષ્ટારહિત થઇ જમીનપર પડ્યા. ત્યારે હજારો રાક્ષસો દોડી આવ્યા

અને મોટા મોટા દોરડાંના કકડાએ મારૂતીને બાંધી તેને મુષ્ટિ-પ્રહાર કરતા કરતા રાવણ સામે ખેંચી લાવ્યા. સર્વ લોકોને ડરાવનારો રાવણ પીળા અને ચકચકિત ડોળાવાળા તે વાનર સામું અત્યંત ક્રોધથી અને મનમાં અનેક તર્ક વિતર્ક કરતો જોવા લાગ્યો. "આ પ્રત્યક્ષ નંદી તો નહિ હોય? પૂર્વે કૈલાસ પર્વતપર વાનરનું રૂપ ધારણ કર્યું હતું ત્યારે મેં તેની ઠઠ્ઠા કરી હતી; ત્યારે તેણે મને શાપ દીધો હતો. તેજ આ વાનરરૂપ ધારણ કરી આવ્યો તો નહિ હોય? કે આ બાણાસુર તો નહિ હોય?" આમ તે વિચાર કરે છે તેવામાં હનુમાને તેને કહ્યું:—"હું હનુમાન્ છું અને સુગ્રીવની આજ્ઞાથી તારીપાસ આવ્યો છું. રાક્ષસના રાજા એવા તને વાનરના રાજા સુગ્રીવે કુશળ સમાચાર પૂછયા છે; અને કહેવડાવ્યું છે કે તું ધર્માધર્મ જાણે છે, તેં પુષ્કળ તપશ્ચર્યા કરેલી છે. તો તને પર-સ્ત્રી બંધનમાં રાખવી એ છાજતું નથી. રામ-લક્ષ્મણના બાણ સામે ઉભા રહેવાની દેવ અને અસુર કોઇની પણ શક્તિ નથી. રામનો અપરાધ કરી સુખેથી બેસે એવો બલવાન ત્રિભુવનમાં કોઇ પણ નથી. માટે હે રાક્ષસશ્રેષ્ઠ! તે વાનર-રાજનો ન્યાયી, ધર્મ અને અર્થ બન્ને સાધનારો, એવો સંદેશો કબૂલ કરી જાનકીને રામપર પાછી મોકલી આપ. જન-સ્થાનમાં થયલો ખર દુખરનો વધ, કિષ્કિંધામાં થયલો વાલીનો વધ, રામ અને સુગ્રીવની થયલી દોસ્તી, વિગેરે હકીકતનો વિચાર કર અને તારૂં હિત શેમાં છે તે પારખી કહાડ; અને તે પ્રમાણે ચાલ." મારૂતીનું આ ગરમા ગરમ ભાષણ સાંભળી રાવણે તે વાનરને ઠાર મારો એમ હૂકમ છોડયો. ત્યારે બિભીષણે વિનંતિ કરી, "આ દૂત છે: દૂતનો વધ કરવો નહિ એમ રાજ્યનીતિનો નિયમ છે." આ સાંભળી રાવણે હૂકમ કર્યો "એને મારશો નહિ; પણ વાનરોનું પુચ્છ એ મોટું ભૂષણ છે, માટે આનું પુચ્છ બાળી નાંખો અને પછી એને છોડી દો. એનું શરીર વિરૂપ થશે એટલે એના મિત્રોને એનાં પરાક્રમની ખબર મળશે." આ હૂકમ થતાંજ રાક્ષસોએ મારૂતીના પુંછડા આસપાસ જુનાં કપડાં તેલથી ભીંજાવી વિંટાળ્યાં. પણ જેમ જેમ રાક્ષસો પુંછડાંપર કપડાં વિંટાળતા

" લંકાદહન. "—



મારુતીએ આગ લગાડવી શરૂ કરી ત્યારે હજારો રાક્ષસ આમતેમ નાસવા લાગ્યા. (પૃષ્ટ. ૧૮૩)

ગયાં તેમ તેમ તે વધારે લાંબું થતું ચાલ્યું ! ત્યારે તેઓએ શહેરમાં જેટલાં હતાં તેટલાં જુનાં વસ્ત્રો અને તેલ વાપરી નાંખ્યાં ! પછી તે ક્રોધયુક્ત થયલા રાક્ષસોએ મોટા આનંદ અને ઉત્સુકતાથી તે કપડાંઓ સળગાવ્યાં અને મારૂતીનું તે ભયંકર પુચ્છ સળગવા લાગ્યું. ત્યારે તે સર્વ રાક્ષસો આનંદથી નાચવા લાગ્યા અને મોટા દમામથી રાક્ષસોએ તેને આખા શહેરમાં ફેરવ્યા. આ વાત સીતાની ચોકી માટે રાખેલી તે દુષ્ટ રાક્ષસીઓએ સીતાને કહી ત્યારે સીતાને ઘણું માઠું લાગ્યું. તેણે મનમાં અગ્નિની પ્રાર્થના કરીઃ—"હે અગ્નિ દેવ! આ મારૂતીની મારે લીધે અવદશા થાય છે, માટે એનું પુછડું બાળી દેશો નહિ, એટલુંજ નહિ પણ એને તમારો સ્પર્શ ઠંડો લાગજો." સીતાની આ પ્રાર્થનાથી મારૂતીના પુચ્છને કાંઇ પણ ઇજા અગ્નિએ કરી નહિ. તો પણ મારૂતીએ પુચ્છ બળવાથી દુઃખ થતું હોય એમ ઢોંગ કરી એકદમ શરીર મોટું કર્યું અને પોતાને પકડીને ચાલનારા રાક્ષસોને ધક્કો મારી દૂર કર્યા. તેથી તે જમીનપર જઇ પડયા. પછી મારૂતીએ છલંગ મારી એક પછી એક ઘરોપર બેસી સર્વ લંકા નગરીને આગ લગાડવી શરૂ કરી. હજારો સુંદર મકાનોને આગ લાગ્યાથી અંદર રહેતાં રાક્ષસ રાક્ષસીઓ બહાર નિકળી નાસવા લાગ્યાં. કોઇ કોઇને આગમાંથી બચવાનો બીજો માર્ગ ન રહ્યાથી, બારીઓથી રસ્તાપર ધડાધડ ભૂસકા મારવા લાગ્યા. હજારો લોકો, સેનાપતિઓ, અને પ્રધાનોનાં મકાનો બાળી છેવટે હનુમાને ખુદ રાવણના મહેલપર છલંગ મારી અને તે અનેક રત્નોથી બનેલા રાજ–મહેલને સળગાવી મૂકયો. સુનાં, મોતી, હીરા, માણુક વિગેરેથી બાંધેલાં તે મોટાં મોટાં મંદિરો અગ્નિથી ભડભડાટ સળગવા લાગ્યાં; અને પુણ્યનો ક્ષય થયાથી સિદ્ધ લોકોનાં વિમાનો જેમ આકાશમાંથી જમીનપર પડે છે, તે પ્રમાણે જમીનપર તૂટી પડયાં. આગ બૂજવવાને તેમજ પોતપોતાના મહેલ બચાવવાને રાક્ષસો ચોતરફ દોડવા લાગ્યા અને પોકાર કરવા લાગ્યા. તે સમયે લંકા નગરીમાં ભયંકર ગડબડાટ મચી રહ્યો. "ખરેખર આ વાનરરૂપી અગ્નિજ આવ્યો છે." એમ સર્વત્ર પોકાર થવા લાગ્યો. સારાંશ,

જે પ્રમાણે શંકરે ત્રિપુર ભસ્મ કર્યાં, તેજ પ્રમાણે તે બળવાન અને વેગવાન એવા મારૂતીએ તે સર્વ લંકામાં આગ લગાડી મૂકી. પછી પોતાનું કાર્ય સિદ્ધ થયું, સીતાની શોધ કહાડી, તેમજ શત્રુને પોતાનું પરાક્રમ દેખડાવ્યું, માટે હવે રામપાસ પાછા જવું જોઇયે એમ વિચાર કરી મારૂતીની સ્વારી પાછી ફરી; અને લંકામાંથી તીરના વેગે નિકળી સમુદ્ર કિનારે આવી પોતાનું સળગેલું પુચ્છ સમુદ્રમાં બુજાવી નાખ્યુ. (સું. સ. ૪૧-૫૪).

પોતાનું કાર્ય સિદ્ધ થયાથી, આ ખુશ ખબર હું રામને કયારે કહીશ એમ મારૂતીના મનમાં થવા લાગ્યું. પછી તરતજ સમુદ્રકિનારાપરના અરિષ્ટ નામના ડુંગરપર, સમુદ્રપાર છલંગ મારવાના ઇરાદાથી ચઢયા. તે પર્વત, વૃક્ષોની ગીચ ગર્દીને લીધે, જાણે કે લીલું વસ્ત્ર ઓઢી ઉભો હોય એમ દેખાતો હતો. તેનાં ઉંચાં શિખરોપર સફેદ વાદળાઓ આવી રહ્યાં હતાં તેથી તેણે માથાપર સફેદ ફેંટો બાંધ્યો હોય એમ લાગતું હતું. તેના ચીરાઇ ગયલા કટિ-ભાગમાંથી લાલ ધાતુ બહાર પડતી હતી. તેથી જાણે ડોળાજ ફાડી રહ્યો હોય એવો ભાસ થતો હતો. તેના પરના જુદા જુદા ઝરાઓના અવાજથી તે પર્વત ગાયન કરતો હોય એમ લાગતું હતું. વનમાં ઉગેલા વાંસમાંથી પવન પસાર થતો ત્યારે એવો અવાજ થતો કે જાણે તે વાંસળીજ વગાડતો હોય! મોટા મોટા સર્પોના ફુત્કાર થતા ત્યારે પર્વત જાણે કે શ્વાસ લે છે કે શું એમ ભાસ થતો! એવા તે ઉંચા વૃક્ષોથી ભરપૂર, સર્પ વ્યાઘ્ર વિગેરેથી ભયાનક લાગનારા, અને મોટી મોટી ખડકોને લીધે જેનાપર ચઢવું મુશ્કેલ છે એવા, ડુંગર પર મારૂતી સપાટાબંધ ચઢી ગયા. આનંદના આવેશમાં સપાટાબંધ ચઢી જતા મારૂતીના પદ-પ્રહારથી તે ડુંગરપરની મોટી મોટી શિલાઓ ભરાભર ચુરો થઇ જતી હતી. પછી શત યોજન પહોળા એવા સમુદ્રને ઓળંગી જવાના વિચારથી મારૂતીએ પોતાનું શરીર પાછું વધાર્યું એટલે તેના પ્રચંડ સ્વરૂપના ભારથી તે પર્વત હાલવા લાગ્યો. પછી "જય રામ" ઉચ્ચારી મારૂતીએ હાથ પગ ઠોકી તે પર્વતપરથી છલંગ મારી. તેના

જોરથી તે પર્વત સપાટ થઇ ગયો ! મારૂતીએ એવડું મોટું રૂપ કરી અને એવડા જોરથી આકાશમાંથી ઉડવા માંડયું કે જાણે કે તે ચંદ્રને સ્પર્શ કરી જતો હોય અથવા તો સૂર્ય અને નક્ષત્રો અને ગ્રહોને ગ્રહણ કરવા જતો હોય એમ ભાસ થતો હતો. કોઇ કોઇ વખતે વાદળાંથી આચ્છાદિત થયલા, કોઇ કોઇ વખત વાદળામાંથી બહાર નિકળતા, એવા મારૂતી સમુદ્રના મધ્ય ભાગમાં સુનાભ નામના પર્વત પાસ આવી લાગ્યા. એટલે મારૂતીએ મોટે સ્વરે ગર્જના કરી અને તે પર્વતને સ્પર્શ કર્યા શિવાય તેની ઉપરથી છલંગ મારી ઓળંગી ગયા. તે સમયે તેણે જે ભયંકર ગર્જના કરી તેથી દશે દિશાઓ ધ્રુજી ગઇ; અને તેના જોરથી આકાશ ફાટી નીચે પડશે કે કેમ એમ લાગ્યું. તે ભયંકર ગર્જના સમુદ્રને ઉત્તર કિનારે બેઠેલા વાનરોને કાને પડી ત્યારે તેઓને ખાત્રી થઇ કે મારૂતી કામ સિદ્ધ કરી પાછા આવે છે તેનોજ આ શબ્દ હોવો જોઇયે; અને જાંબુવાન, અંગદ વિગેરે વીરો તેને સ્વાગત કરવાને અત્યંત ઉત્સુક થઇ પર્વતના શિખર પરથી જોવા લાગ્યા. તેનું ભયંકર સ્વરૂપ જોઇ તેઓએ મારૂતીને હાથ જોડી નમસ્કાર કર્યા. મારૂતી ઉત્તર કિનારાપર ઉતરી પડયા કે તરતજ સર્વ વાનરો તેની આસપાસ એકઠા થઈ તેને ઉત્તમોત્તમ ફળ અર્પણ કરવા લાગ્યા. મારૂતીએ પણ પ્રથમ સર્વ વૃદ્ધ વાનરો તથા અંગદને નમસ્કાર કર્યા અને પછી બીજા વાનરોનું પણ અભિનંદન કર્યું, અને "લંકામાં સીતા માતાને હું મળી આવ્યો," એમ એક વાકયમાં પોતાના પરાક્રમનું વર્ણન કર્યું. તે સાંભળતાંજ સર્વ વાનરોને જે આનંદ થયો તે શી રીતે વર્ણન થઇ શકે ! કેટલાક ગર્જના કરી છલંગ મારવા લાગ્યા, કેટલાક ચીચીયારી પાડવા લાગ્યા અને પૂછડાં અફાળવા લાગ્યા, કોઇક નાચવા લાગ્યા, કોઇક પુંછડી ઉંચી કરી ઝાડપર ટંગાવવા લાગ્યા, કોઇક હર્ષના ઉભરામાં મારૂતીના અંગપર હાથ ફેરવવા લાગ્યા. આ પ્રમાણે તે વાનરોએ પોતાની રીત પ્રમાણે આનંદ પ્રદર્શિત કર્યા બાદ હનુમાનને પ્રશ્ન પૂછી લંકાની સમગ્ર હકીકત જાણી લીધી. ત્યારે તેઓને મારૂતીના પરાક્રમ વિષે વધારે આશ્ચર્ય લાગ્યું. પછી તે સર્વ વાનરો કૂદતા કૂદતા નિકળ્યા તે થોડીવારમાં ઋષ્યમૂક પર્વતપર આવી પહોંચ્યા. ત્યાં સુગ્રીવનુ

મધુ-વન રસ્તામાં આવ્યું તે જોઇ આનંદના આવેશમાં તેમાંના ફલ, ફુળ, મધ વિગેરે સર્વ પદાર્થ, અંગદની પરવાનગી લઇ, તેઓ ખાઇ ગયા. તે મધુ-વનની રખવાળી કરવા સુગ્રીવે પોતાના મામા દધિમુખને નીમ્યો હતો. તેણે તે વાનરોએ બાગમાં કીધેલા નુકશાનની વાત સુગ્રીવને જઇ નિવેદન કરી. પણ સુગ્રીવે ક્રોધ ન કરતાં ઉલટો આનંદ પ્રદર્શિત કર્યો. અને બોલ્યો-"અંગદ વિગેરે યોદ્ધાઓ મારા મધુ-વનમાં પેઠા છે તે પરથી ખાત્રી થાય છે કે તેઓ કાર્ય સિદ્ધ કરી આવ્યા છે. **કોઇ માણસ કામ સિદ્ધ કરી આવે તો તેણે પ્રસંગોપાત્ત કરેલા અપરાધ ક્ષમા કરવા એ યોગ્ય છે.** હનુમાન પરાક્રમી, ઉત્સાહી તેમજ બુદ્ધિમાન્ છે. તે ખચિત દક્ષિણ દિશામાંથી સીતાની શોધ લઇ આવ્યો છે." આ વચન સાંભળી રામ લક્ષ્મણને અતિશય આનંદ થયો અને હનુમાન ક્યારે આવે એમ અધીરા બની ગયા. સુગ્રીવે દધિમુખ વાનરને આજ્ઞા કરી કે હનુમાન, અંગદ વિગેરે યોદ્ધાઓને બોલાવી લાવ. આ આજ્ઞા સાંભળી તે મધુથી મત્ત થયલા વાનરો તરતજ શુદ્ધિમાં આવ્યા અને તાબડતોબ કુદતા કુદતા, રામ-લક્ષ્મણ સુગ્રીવ સહિત ઋષ્યમૂક પર્વતપર બીરાજ્યા હતા ત્યાં આવી પહોંચ્યા, અને તેઓના ચરણપર મસ્તક મુકી "સીતાની શોધ લાવ્યા છીયે," એમ કહ્યું. ત્યારે શ્રીરામે ઘણી ઉત્સુકતાથી હનુમાનને પુછ્યું:-"હે હનુમાન્! તેં સીતા ક્યાં જોઇ? તે શું બોલી? અને તેના મનની સ્થિતિ કેવી છે?" ત્યારે હનુમાને સર્વ હકીકત કહેવા માંડીઃ-"સો યોજન પહોળો સમુદ્ર ઓળંગી હું સામે કિનારે ઉતર્યો. ત્યાં સમુદ્રના દક્ષિણ કિનારાપર ડુંગરપર રાવણની રાજ્યધાની લંકા વસેલી છે. ત્યાં રાવણના અંતઃપુરમાંનાં અશોક વનમાં સીતાને મેં જોયાં. તેની આસપાસ ભયંકર રાક્ષસીઓનો પહેરો છે અને તે રાક્ષસીઓ તેને વારંવાર ધાક બતાવે છે. પૃથ્વીપર બેઠેલી, સતત નિશ્વાસ નાંખનારી, રાવણ પ્રત્યે અતિશય ક્રોધ અને તિરસ્કાર ધરાવતી, અને મરવાને તત્પર થયલી એવી સીતા મેં જોઇ. તે વખતે યુક્તિથી આશ્વાસન આપી મેં તેને આપની સર્વ હકીકત જણાવી તમારી અંગુઠી તેને આપી. ત્યારે તેને શો આનંદ થયો!!! તેના જીવમાં જીવ આવ્યો અને તેણે તમારા સર્વના કુશળ સમાચાર

પૂછયા. અને તેનો મેં ઉત્તર આપ્યો. પછી તે દુઃખથી બોલ્યાઃ- "રામ જો કુશળ છે તો મને કેમ છોડવતા નથી ? ચિત્રકૂટપર એક કાગડાએ મને સ્હેજ ત્રાસ આપ્યો. એટલા માટે તેનાપર બ્રહ્માસ્ત્ર મુકી તેનો એક ડોળો તેમણે ફોડયો હતો. તો રાવણુનો તેના બંધુજન સહિત તે કેમ સંહાર કરતા નથી ? કિંવા મારા કમનશિબને લીધે સત્ય-સંગી રામને મારી દયા આવતી નથી કે શું ? હે મારૂતી ! તું મારા તરફથી ખટપટ કર અને રામ મને છોડાવે એવી તજવીજ કર. રાવણે મને એક વર્ષની મુદત આપી છે તેમાંથી ફકત બે માસજ બાકી રહ્યા છેઃ પણ તમે એક મહિનામાંજ સીતાને છોડાવશો નહિ તો સીતા તમને જીવતી દૃષ્ટિએ પડશે નહિ." ત્યારે મેં તેને આશ્વાસન આપ્યું કે 'રામને તમે અંહિ છો એમ ખબર હત તો તમને કયારનાંએ મુકત કર્યાં હત ! હું રામને તમારી સર્વ હકીકત કહીશ. મને એકાદ એંધાણી આપો." ત્યારે તેમણે પોતાના વસ્ત્રમાંથી આ મણિ છોડી આપ્યો અને કહ્યું કે આ મણિ જોઇ રામને ત્રણ માણુસની યાદ આવશે." એમ બોલી મારૂતીએ સીતાએ આપેલો મણિ રામને આપ્યો. તે જોતાંજ રામનું દુઃખ બેવડું થયું અને તેની આંખમાંથી ખળખળ આંસુ વહેવા લાગ્યાં. તે મણિને છાતી સાથે ચાંપી રામે સુગ્રીવને કહ્યુંઃ—"હે સુગ્રીવ ! જેમ વત્સને જોઇ ગાયને પાન્હો ફુટે છે તેમ આ મણિ જોઇ મારૂં હૃદય દ્રવે છે. આ મણિ મારા સસરા જનકે લગ્ન વખતે સીતાને આપ્યો હતો. તે તેના માથામાં હંમેશ શોભી રહે છે. તે મણિ આજ મારી દૃષ્ટિએ પડે છે. પણ સાથે સાથે સીતા દૃષ્ટિએ પડતી નથી. સીતા એક મહિનાભર જીવ ધારણ કરે એ એક મોટું કઠિણ કામ છે. મારાથી તો સીતા વગર એક ક્ષણપર જીવ ધરી શકાય એમ નથી. હે મારૂતી ! મને સીતા આગળ લઇ જા." એમ બોલતાં બોલતાં રામચંદ્ર મૂર્છા ખાઇ જમીન પર પડયા. ત્યારે લક્ષ્મણ, સુગ્રીવ અને હનુમાને મળી તેમને સ્વસ્થ કર્યા. રામ શુદ્ધિપર આવ્યા બાદ પાછા બોલ્યાઃ-"હે હનુમાન્ ! સીતા અતિશય કોમળ મનની છે. તે ભયંકર રાક્ષસીઓના ધમકાવવાથી તેની સ્થિતિ કેવી ભયંકર થઇ હશે ! તેનું મુખ વદન મલિન અને નિસ્તેજ થયું હશે. હે હનુમાન્ ! સીતા બીજું શું બોલી?

તેનાં મધુર અને અમૃત-તુલ્ય વચનો મને કહે.” ત્યારે મારૂતી બોલ્યાઃ- “હું પાછો આવવા લાગ્યો ત્યારે સીતાએ પ્રેમપૂર્વક કહ્યું કે હે મારૂતિ ! તું એક દિવસ અંહિ રહી આરામ લે. તું અંહિ રહીશ તો મારા અપાર શોકમાં એક દિવસનો વિસામો મળશે અને એક દિવસ તો હું આ રાક્ષસીઓના ત્રાસથી મુકત થઇશ. હે મારૂતિ ! તું ધન્ય છે કે તને કાલે રામચંદ્રનું મુખ-કમળ જોવા મળશે. ત્યારે મને સીતાના દુઃખની દયા આવી અને મેં તેમને કહ્યું કે તમે મારી ખાંધપર બેસો તો હું તમને હમણાંનો હમણા આ દુઃખમાંથી મુકત કરી રામનાં દર્શન કરાવું. પણ તેણે જવાબ દીધો કે હું પરપુરૂષનો સ્પર્શ કરતી નથી. રાવણે જબરજસ્તીથી મને સ્પર્શ કર્યો તેમાં મારો શો ઇલાજ ? તે વખતે મારા પતિ મારી પાસ હતા નહિ. તે દુષ્ટ રાવણને તેના અપરાધ બદલ દંડ કરી મને છોડવી રામ લઇ જાય તેમાંજ મારૂં તેમજ તેમનું ભૂષણ છે. પણ હે હનુમાન્ ! રામ, લક્ષ્મણ તથા સુગ્રીવ સો યોજન વિસ્તારવાળો સમુદ્ર ઓળંગી કેમ આવશે તેની મને ચિંતા પડી છે. ત્યારે મેં તેમનું સમાધાન કર્યું કે વાનર-રાજ સુગ્રીવ અતિશય બળવાન છે અને મારા જેવા તો સેંકડો પરાક્રમી યોદ્ધાઓ તેની સેવામાં છે. તેની સહાયથી એક મહિનાની અંદરજ રામ-લક્ષ્મણ વાનર સૈન્ય સહિત આવી રાવણનો પુત્ર-મિત્ર અને બંધુજન સહવર્તમાન નાશ કરી તમને છોડવી જશે. તેની તમે ખાત્રી રાખજો.' આ પ્રમાણે હું સીતાને આશ્વાસન આપી આવ્યો છું. તેણે આપ સઘળાઓને-લક્ષ્મણ, સુગ્રીવ અને તેના સરદારોને -કુશળ સમાચાર કહેવડાવ્યા છે; અને મને છોડવી જાઓ એમ આર્જવપૂર્વક પ્રાર્થના કરી છે.”

---

# યુદ્ધ—કાંડ.

---

મારૂતીની સમગ્ર હકીકત સાંભળી રામચંદ્રને અતિશય આનંદ થયો. તેમણે મારૂતીની સ્તુતિ કરી અને કહ્યું:—"હે મારૂતિ ! તેં જે કામ કર્યું છે તે બીજો કોઇ પણ કરી શકે એમ નથી. શત યોજન પહોળો સમુદ્ર ઓળંગી જવાની તારા અને ગરૂડ શિવાય બીજા કોની શક્તિ હોય? તારી આ કામગિરી માટે તને બક્ષિસ આપવા યોગ્ય મારી પાસ કોઇ પણ ચીજ નથી તેથી મને શોક થાય છે. પણ સર્વ વસ્તુથી અધિક કિંમતી એવો મારો હૃદય–પ્રદેશ તે તને હું અર્પણ કરૂં છું." એમ કહી શ્રી–રામે તેને પ્રેમ–પૂર્વક આલિંગન કર્યું. ત્યારે મારૂતીને પોતે કીધેલા કામ માટે 'હું ધન્ય છું' એમ લાગ્યું. પછી થોડી વારે રામે સુગ્રીવ તરફ જોઇ કહ્યું:–"મારૂતીએ સર્વથી મહાન કાર્ય તો કર્યું; પણ હવે એક નવી કાળજી ઉત્પન્ન થઇ છે. મારૂતી તો સમુદ્ર ઓળંગી જશે, પણ બાકીની વાનરસેના શી રીતે જશે ? આ એક મુશીબતનો પ્રશ્ન ઉભો થયો છે." એમ બોલી રામ વિચારમાં પડયા. ત્યારે સુગ્રીવે વિનંતિ કરી:–"આ સમયે શોકનો ત્યાગ કરી ક્રોધ ધારણ કરશો તો ઠીક પડશે. કારણ, હાલચાલ ન કરનારા શૂર પુરૂષો પણ નિસ્તેજ થઇ જાય છે. પણ જે ક્રોધ ધારણ કરે છે તેનાથી સર્વ પુરૂષો બ્હીએ છે. માટે વ્યર્થ કાળજી કરવા કરતાં જે જે પ્રસંગોપાત્ત જરૂર પડે તે તે કરવાને સજ્જ થાઓ. એટલે કોઇ પણ પ્રકારની અડચણ પડશે નહિ. માટે સેનાનું પ્રયાણ કયારે કરવું છે તે વિષે મને આજ્ઞા આપો." સુગ્રીવનું આ ઉત્સાહ આપનારૂં ભાષણ સાંભળી રામચંદ્ર બોલ્યા:–"આ ખરા બપોરનો સમય છે અને ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર છે; તે સમય પ્રયાણ કરવાનો ઉત્તમ છે. આજ મુહૂર્તમાં સૈન્યનું પ્રયાણ કરવું એમ મને લાગે છે. મને શુકન પણ શુભ થાય છે." આ આજ્ઞા થતાંજ સર્વ વાનર સૈન્ય તૈયાર થયું. મોખરે

નીલ, વૃષભ, વીર અને કુમુદ સરદારો લાખો વાનરો સહિત રસ્તો કાપતા કાપતા ચાલ્યા. તેની પાછળ વાનર-રાજ સુગ્રીવ ચાલ્યો. તેની પાછળ હનુમાનના ખભાપર રામ અને અંગદપર લક્ષ્મણ બેસી આવતા હતા. તેમની સાથે કરોડો હાથી જેવા બળવાન અને મદોન્મત્ત વાનરો આવતા હતા. ડાબી બાજુએ ઋષભ અને જમણી બાજુએ ગંધમાદનને સરદારી આપી હતી. કેસરી, પનસ, ગજ અને અર્ક સો કરોડ વાનરો સહિત રામની પાછળ આવતા હતા. સૈન્યની પાછળ જાંબુવાન્ અને સુષેણ પોતાની રીંછ-સેનાની સરદારી કરતા હતા. આ પ્રમાણે તે વાનર અને રીંછની સેના કુચ કરવા લાગી ત્યારે તેના ચાલવાના જોરથી ઉડતી ધુળથી સૂર્ય પણ આચ્છાદિત થઇ ગયો. જમીનપરથી ઝાડપર, અને ઝાડપરથી જમીન પર, કુદકા મારતા, નાના પ્રકારની ગર્જના કરતા, ફુલેલા મંજરીવાળાં વૃક્ષો ઉંચકી ખભાપર લેતા, એકમેકને ધક્કા મુક્કી મારતા, જંગલી ઝાડનાં ફળો અને મધ ખાતા, વનોનાં વનો ઉજ્જડ કરનારા,-સારાંશ, વાનર સ્વભાવ પ્રમાણે નાના પ્રકારની ચેષ્ટા કરતા-તે કરોડો વાનરોની સેના ચાલતી હતી તે વખતે એક વિલક્ષણ દેખાવ થઇ રહેતો હતો. સંહ્યાદ્રિ પર્વત ઓળંગી મલય પર્વતપરથી દક્ષિણ દિશામાં જતાં જતાં તે સેના મહેંદ્ર પર્વતપર આવી લાગી. ત્યાંથી તેમને ભયંકર અને અગાધ સમુદ્ર દષ્ટિએ પડયો. હજારો મોજાંઓ કિનારાના પથ્થરોપર ધડાધડ અફળાતાં હતાં એવા સમુદ્રના તીરપર તે સેના આવી ચઢી ત્યારે રામચંદ્રે સુગ્રીવને કહ્યું:-"હે સુગ્રીવ ! આપણે સમુદ્ર કિનારે છેવટે આવ્યા તો ખરા. અને પ્રથમ ધાર્યું હતું તે અડચણ પ્રત્યક્ષ આપણી સામા આવી ઉભી રહી છે. હવે આપણે થોડા દિવસ અંહિ મુકામ કરવો પડશે." આ આજ્ઞા થતાંજ સુગ્રીવે પોતાના લશ્કરની વ્યવસ્થિત રીતે ત્યાંજ છાવણી કરી. તે સમયે એક કાળા પાણીના સમુદ્રની લગોલગ બીજો પીળાં અને સફેદ પાણીનો સમુદ્ર ઉત્પન્ન થયો કે શું એવું દેખાવવા લાગ્યું. પછી વાનર સેનાના જુદા જુદા સરદારો પોત પોતાની છાવણીમાથી કિનારાપર આવી તે અપાર સમુદ્રતરફ ઘણી ચિંતાતુર દષ્ટિથી જોવા લાગ્યા. સમુદ્ર પર આવેલું ફીણ જોઇ સમુદ્ર તેઓની હાંસી કરતો હોય એમ તેઓને

ભાસવા લાગ્યું; અને તેનાં ઉંચાં ઉંચાં ઉછળનારાં મોજાંથી સમુદ્ર નાચતો હોય એવો દેખાવ થઇ રહ્યો. ઉપર આકાશ અને નીચે સમુદ્રની અપાર જોડ થઇ રહી હતી. સાગર અને આકાશને એક બીજાની ઉપમા શોભતી હતી; બન્ને અપાર દિસતા હતા અને દૂર ક્ષિતિજમાં બન્ને એકઠાં મળી ગયલાં દેખાતાં હતાં. રાત્રે આકાશમાં તારા અને સમુદ્રમાં રત્નો ચમકતાં હતાં. આકાશમાં વાદળાંઓ, તો સમુદ્રમાં મોજાં ગડબડ કરી રહ્યાં હતાં: અને જ્યારે મોટાં મોજાંઓ એક બીજા સાથે અથડાતાં ત્યારે આકાશમાં થતી મેઘગર્જના જેવોજ ભયંકર ગડગડાટ થતો! સારાંશ સમુદ્ર આકાશના જેવોજ અગાધ અને અપાર દેખાતો હતો અને તે વાનરો કિનારા પર બેસી ઉછળી રહેલાં મોજાંથી ભરપૂર એવા તે સમુદ્રને વિસ્મયપૂર્વક દષ્ટિથી જોયાં કરતા હતા. (યુ. સ. ૧-૪).

આણી તરફ મારૂતી લંકાને આગ લગાડી ચાલ્યા ગયા પછી રાવણ સર્વ પ્રધાનને બોલાવી, હવે આગળ શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. વાનર સૈન્ય સહિત રામચંદ્ર લંકાપર સ્વારી કરવા નિકળ્યા છે એ બાતમી તેના જાસુસોએ તેને જણાવી હતી. સભામાં આવેલા સર્વ રાક્ષસ સરદાર પ્રત્યે રાવણ બોલ્યો:-"હે સરદારો! રામ લંકાપર ચઢી આવે છે. ત્યારે આપણે શું કરવું તે વિષે સલાહ આપો. આ જગતમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એમ ત્રણ પ્રકારના લોકો હોય છે. જે પુરૂષ સર્વની સલાહ લઇ, વખત જોઇ, સર્વની સલાહ પ્રમાણે વર્તે છે તે ઉત્તમ ગણાય છે. જે પુરૂષ પોતેજ એકલો પોતાના મનમાં સંપૂર્ણ વિચાર કરી અને ધર્મ અધર્મ લક્ષમાં રાખી કાર્ય કરવા તૈયાર થાય છે તે મધ્યમ ગણાય છે. જે પુરૂષ ગુણ-દોષનો વિચાર કર્યા વગર કેવળ અભિમાનના આવેશમાં એકાદ કાર્યમાં ઝંપલાવે છે તે પુરૂષ અધમ કહેવાય છે. માટે હું તમારા સર્વની સલાહ પૂછું છું. સલાહના પણ ત્રણ પ્રકાર છે. સર્વે એકમત થઇ આપેલી સલાહ ઉત્તમ છે; બહુ-મતોની સલાહ મધ્યમ છે; અને રાજાની મરજી જોઇ, કેવળ તેને સારૂં લગાડવા આપેલી, થોડાં માણસોની આપેલી સલાહ કનિષ્ઠ ગણાય છે. માટે આ કઠણ પ્રસંગમાં તમે મને યોગ્ય સલાહ આપો." આ ભાષણ સાંભળી

પ્રહસ્ત, વજ્રદંષ્ટ્ર વિગેરે રાક્ષસોએ હાથ જોડી, ગર્જના કરી, રાવણનાં પૂર્વનાં પરાક્રમની યાદ આપી, કહ્યું:–"હે મહારાજ ! આપને જરા પણ બ્હીવાનું કારણ નથી. પ્રત્યક્ષ ઇંદ્રને પણ જીતી બાંધી આણનાર આપનો પુત્ર ઇંદ્રજીત રામ લક્ષ્મણનો નાશ કરવાને સમર્થ છે. અને ઇંદ્રજીતનું પણ શું કામ છે? હમનેજ આજ્ઞા આપો કે હમે પૃથ્વીપરના સર્વ વાનરોનો નાશ કરી નાંખીયે." આ પ્રમાણે સર્વે રાક્ષસોએ રાવણને લઢાઇ કરવા ઉ-તેજન આપ્યું, પણ વિભીષણે માત્ર જુદીજ સલાહ આપી. તેણે રાવણના ડોળા ઉઘાડવાનો પ્રયત્ન કર્યો. તે બોલ્યો:–"ગફલત થયલા, દુર્દૈવી અથવા શત્રુથી પરાજય પામેલા શત્રુપર આપણું પરાક્રમ ચાલી શકે; પણ હંમેશ જાગૃત રહેનારા, જેને દૈવ અનુકુળ છે એવા, સુગ્રીવ સરખા બળવાન્ મદદનીશોવાળા, એવા રામ આગળ તમારૂં કાંઇ ચાલવાનું નથી. શિવાય, 'यतो धर्मस्ततो जयः' અર્થાત્ જ્યાં ધર્મ છે ત્યાંજ જય છે; રામ ધર્મ યુદ્ધ કરે છે તો તેની આગળ આપણું શૌર્ય કાંઇજ ચાલશે નહિ. માટે અધર્મથી આણેલી સીતા પાછી આપી અનર્થ અને કુલહનું બી દૂર કરવું એ મને તો યોગ્ય લાગે છે. રામનાં તીવ્ર બાણો આ સંપત્તિવાન્ અને સુખી નગરપર આવી પડે તે પહેલાંજ રામને તેની સીતા પાછી અર્પણ કરવી એજ માર્ગ શ્રેયસ્કર છે એમ મારો સ્પષ્ટ મત છે." આ સ્વાર્થરહિત, નીતિયુક્ત, અને દૂરદર્શી ભાષણ સાંભળી રાવણ સ્તબ્ધ થઇ ગયો અને થોડીવાર વિચાર કરી સભા બરખાસ્ત કરી તે અંતઃપુરમાં ચાલ્યો ગયો. બીજે દિવસે વિભીષણ પુનઃ રાજ-મહેલમાં ગયો અને રાવણનું મન વાળવાનો પ્રયત્ન કરવા લાગ્યો:–"કાલ સભામાં મારાથી આગ્રહપૂર્વક બોલી શકાયું નહિ. પણ આજ હું ભાઇ તરીકે તમને હાથ જોડી વિનંતિ કરૂં છું કે આપ આપની હઠ મૂકી દો. આ દુરાગ્રહથી સર્વ રાક્ષસ-કુળનો સંગ્રહ થશે. સીતાને સલાહ-સંપથી પાછી આપવી એજ મને તો ગોગ્ય લાગે છે." પણ રાવણે તેના શબ્દપર લક્ષ આપ્યું નહિ." રામ એક પામર માણસ તે મારી સામાં ઉભો પણ રહી શકશે નહિ, "એમ કહી તેણે વિભીષણને પાછો કહાડયો. તથાપિ રાવણ ફીકરમાં પડયો અને દિવસે દિવસ તેનું શરીર સૂકાવવા લાગ્યું. છેવટે

તેણે પાછી રાક્ષસોની સભા બોલાવી. જ્યારે સુવર્ણમય બારીઓવાળા અને રત્નનાં ભૂષણોથી મંડિત એવા રથમાં બેસી તે સભામાં આવ્યો, ત્યારે હજારો નગારાંના અવાજથી દશ દિશા ભરાઇ ગઇ. સભામાં આવ્યા પછી રત્નથી શુશોભિત સિંહાસનપર બેસી રાવણે ભાષણનો આરંભ કર્યો:–"ધર્મ, અર્થ અને કામ સંબંધી કઠણ પ્રસંગ જ્યારે જ્યારે મારા પર આવે છે ત્યારે ત્યારે મારૂં સુખ-દુઃખ, લાભ-હાનિ, પ્રિય અને અપ્રિય એ જોવું તમારા હાથમાં છે. સારે નસિબે મારો પ્રિય બંધુ કુંભકર્ણ પણ તેની છ છ મહિનાની નિદ્રામાંથી જાગૃત થઇ આજ અહિં આવેલો છે. તમારા સર્વની સહાયથી મેં દેવતાઓને પણ હરાવેલા છે; તો પછી રામ-લક્ષ્મણ વાનરોનું સૈન્ય લઇ આવે છે તેની શી બીક છે? તથાપિ એક સામાન્ય વાનર સમુદ્ર ઓળંગી, લંકામાં આવી, સીતાની સાથે ભાષણ કરી, લંકામાં પ્રલય કરી ગયો. તેથી ક્યારે શું થશે તેનો નિયમ નથી. તો આ પ્રસંગે આપણે શું કરવું એ વિષે મને યોગ્ય સલાહ આપો. દંડકારણ્યમાંથી હું સીતા હરણ કરી લાવ્યો છું તેને પાછી આપ્યા શિવાય રામ લક્ષ્મણનો પરાજય શી રીતે થાય તે વિષેજ ફક્ત વિચાર કરો.' આ સાંભળી કુંભકર્ણ ક્રોધ કરી બોલ્યો:–"હે રાજા! આ દુષ્ટ કર્મ કરતાં પૂર્વે તેં હમારી સલાહ લીધી હત તો સારૂં થાત. જે રાજા ન્યાયથી વર્તે છે તેને કદી પણ સંતાપ કે પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ આવતોનથી. આ નિંદ્ય કર્મ કરતાંજ તારો વધ રામે કર્યો નહિ એ તારૂં મોટું નશિબ સમજ." આ પ્રમાણે નીતિથી ભરેલાં વચન બોલી કુંભકર્ણ થોડો વખત બંધ રહ્યો. પછી તે પાછું બોલ્યો:–"હશે, જે થવાનું હતું તે થઇ ગયું. હવે તું બેફિકર રહે; તારા શત્રુનો હું નાશ કરીશ,–પછી તે પ્રત્યક્ષ ઇંદ્ર હોય કે સુર્ય હોય. મારા આ પ્રચંડ હાથથી મારેલા ત્રિશૂળ સામે ટકી શકવાની આ જગતમાં કોઇની શકિત નથી." આ બડાસ ભરેલા શબ્દ વિભીષણને પસંદ પડયા નહિ. તેણે હાથ જોડી રાવણને પુનઃ વિનંતિ કરી:–"મહારાજ! તમે ખોટી ભ્રાંતિમાં પડશો નહિ. હું આપને ફરીથી કહું છું કે રામ ધર્મયુદ્ધ કરે છે. તેથી તેની સામે કુંભકર્ણનું પણ કાંઇ ચાલવાનું નથી. માટે આ યુદ્ધરૂપી અગ્નિ સળગી ઉઠે તે પહેલાંજ રામની

ધર્મ-પત્ની રામને પાછી આપવી ઘટે છે." આ સાંભળી ઇંદ્રજીત્ ક્રોધ અને ગર્વથી બોલ્યોઃ-"મેં પ્રત્યક્ષ ઇંદ્રને પણ બાંધી આણ્યો હતો તે તને માલમ છે. હમારા સર્વનું પરાક્રમ તને માહીત છે છતાં પણ તું હમને એક ક્ષુદ્ર મનુષ્યનાં પરાક્રમથી બ્હીવડાવી મારવાનો પ્રયત્ન કરે છે એ આશ્ચર્ય છે!" ત્યારે વિભીષણે ઇંદ્રજીતનો ધિઃકાર કરી ઉત્તર આપ્યો -"હે મૂર્ખ! તું અદ્યાપિ નાદાન છે. સભામાં સલાહ આપવાની યોગ્યતા હજી તારામાં આવી નથી. મને લાગે છે તું પુત્રરૂપે રાવણને પેટે શત્રુજ ઉત્પન્ન થયો છે. અરે, બ્રહ્મદંડ કિંવા કાળ જેવાં રામનાં પ્રાણ હરણ કરનાર બાણ સહન કરવા કોણ શક્તિમાન્ છે? ખર, દૂષણ, મારીચિ, સુબાહુ વિગેરેની શી ગતિ થઇ તેનો વિચાર કર! અને રત્નાદિકથી સત્કાર કરી રામને તેની સીતા પાછી આપ! એમાંજ તમારૂં કલ્યાણ છે." આ ભાષણ જેને માથે મોત ભમતું હતું એવા રાવણને ક્યાંથી રૂચે? તે તિરસ્કારપૂર્વક બોલ્યોઃ-"સાપ જેવા ક્રોધાંધ થયલા શત્રુ સાથે સહવાસ કરવો શક્ય છે, પણ બહારથી મિત્રનો ભાવ કરનાર અને અંદરથી શત્રુવટ રાખનાર માણસ સાથે વાસ કરવો મુસ્કેલ છે. એકને સંકટ આવે કે બીજાને આનંદ થાય એવો રાક્ષસ જાતિનો સ્વભાવ જગજાહેર છે. એક બીજાના સંકટમાં આનંદ માનનારા, ગમે તે કાર્ય કરવામાં પ્રવૃત્ત, હૃદયમાંના ગુપ્તભાવ છુપાવનારા, એવા જ્ઞાતિ બંધુઓજ હંમેશ ભયંકર હોય છે. હાથમાં દોરડાંનો ફાંસો ઝાલી આવતા મનુષ્યને જોઇ પદ્મવનમાંના હાથીએ ગાયલો નીચલો શ્લોક મને યાદ આવે છેઃ-'આપણને અગ્નિની બ્હીક નથી, કિંવા શસ્ત્રની કિંવા આ દોરડાંનાં ફાંસાની બ્હીક નથી. પરંતુ ઘોર હૃદયના, સ્વાર્થ ખાતર બીજાનો નાશ કરવા પ્રવૃત થનારા આ આપણા જ્ઞાતિબંધુની આપણને બ્હીક લાગે છે.'' અનાડી માણસપર કરેલા ઉપકાર કમળના પાંદડાંપર પડતા પાણી માફક તરતજ જમીનપર ગળી પડે છે. હે વિભીષણ! તું બોલ્યો તે શબ્દ જો કોઈ બીજાએ કહ્યા હત તો હું તેનો તરતજ શિરચ્છેદ કરત. પણ તું મારો ભાઈ છે. તેથી 'તું કુળ-કલંક છે,' એટલાજ શબ્દથી હું તને ધિઃકાર કરૂં છું." રાવણના આ કઠોર શબ્દ

સાંભળતાંજ વિભીષણ પોતાના ચાર મિત્ર સહિત હાથમાં ગદા લઇ આકાશમાં ઉડી ગયો અને ઉડતાં ઉડતાં બોલ્યો "હે રાવણ ! તું ભ્રમિષ્ટ થઇ મને જેમ આવે તેમ વચન કહે છે તો કહે. કારણ, તું જ્યેષ્ઠ બંધુ મને પિતા સમાન પૂજ્ય છે. પરંતુ તેં ધર્મનો માર્ગ ત્યાગ કર્યો છે. જેનાપર યમરાજની છાયા પડે છે તેને નીતિ અથવા હિતનું ભાષણ રૂચતું નથી. **પ્રિય બોલનારા પુરૂષો ઘણા મળે છે, પરંતુ અપ્રિય પણ હિતની વાત કહેનારા દુર્લભ છે. અને તે વાત સાંભળનારા તો તેથી પણ વધારે દુર્લભ છે.** હશેઃ હવે તું સર્વ ઉપાયે કરી તારૂં તેમજ રાક્ષસોથી ભરેલી આ લંકાનું રક્ષણ કર. તારી આજ્ઞા પ્રમાણે હું તને છોડી જઇ સુખી કરૂં છું." એમ કહી વિભીષણ તરતજ આકાશ માર્ગે ઉડી જ્યાં રામચંદ્ર સમુદ્રતીરે ઉતર્યાં હતા ત્યાં જઇ પહોંચ્યો. (યુ. સ. ૫-૧૬).

ઉત્તમ અલંકારથી મંડિત, અને ગદા, ખડગ આદિ હથિયાર ધારણ કરનારા, તે પાંચ પ્રચંડ રાક્ષસને આકાશ માર્ગેથી આવેલા જોઇ વાનર સેનામાં ગડબડ થઇ રહી. સર્વ યોદ્ધાઓ તેઓ તરફ ક્રોધથી જોવા લાગ્યા. ત્યારે વિભીષણ આકાશમાંથીજ મોટે સ્વરે કહેવા લાગ્યાઃ-"હે વાનરો ! હું રાક્ષસોના દુરાચરણી રાજા રાવણનો કનિષ્ઠ ભાઇ છું અને આ ચાર રાક્ષસો મારા મિત્ર અને અનુયાયી છે. મેં રાવણને વારંવાર વિનંતિ કરી કે રામને સીતા પાછી આપવી. પરંતુ મરવા પડેલા મનુષ્યને જેમ ઔષધ રૂચતું નથી તેમ આ વાત તેને પસંદ પડી નહિઃ એટલુંજ નહિ પણ તેણે મારો તિરસ્કાર કરી મારૂં અપમાન કર્યું. તે પરથી હું મારા ચાર અનુચરોને લઇ, ઘરબાર, સ્ત્રી, છોકરાં વિગેરે સર્વને છોડી રામને શરણ આવ્યો છું. માટે મારી હકીકત રામને જલદીથી નિવેદન કરો." આ ભાષણ સર્વેએ સાંભળ્યું. ત્યારે સુગ્રીવ રામને કહેવા લાગ્યાઃ-"આ આપણા શત્રુનો માણસ છે અને અતર્ક્ય રીતે આપણી પાસ આવેલો છે. અને આપણા સૈન્યમાં વિશ્વાસ રાખી ગ્રહણ કર્યો તો જેમ કાગડાઓના ઘરમાં ઘુવડ પેસી પાછળથી તેનો નાશ કરે છે તેમ આપણો પણ તે નાશ કરશે. રાક્ષસ લોક જ્યારે

ધારે ત્યારે અદૃશ્ય થાય છે; અને ધારે તે રૂપ ધારણ કરે છે; તેઓ અતિશય ક્રૂર હોય છે. માટે એનાપર વિશ્વાસ કરવો નહિ." આ ભાષણ સાંભળી રામચંદ્ર બોલ્યાઃ-"આમાં એક વિચારવા યોગ્ય વાત છે તે મારે તમને કહેવી જોઇએ. આ વિભીષણ આપણી પાસ મિત્ર ભાવથી આવ્યો છે માટે એનો અંગિકાર કરવો મને યોગ્ય લાગે છે." ત્યારે સુગ્રીવે ઉત્તર આપ્યોઃ-"આ મિત્ર ભાવથી આવ્યો દેખાતો નથી. કારણ સંકટ સમયે પોતાના ભાઇને છોડી દે એવો દુષ્ટ બંધુ કોણ હોય? અને એવો દુષ્ટ કોઇ હોય તો તે જેનો આશ્રય કરે તેને પણ યોગ્ય લાગે ત્યારે છોડી દે." સુગ્રીવનું આ બુદ્ધિવાળું ભાષણ સાંભળી રામ બોલ્યાઃ- "હે સુગ્રીવ! તું કહે છે તે ખરૂં છે. પણ એથી પણ એક સૂક્ષ્મ વાત વિચાર કરવા જોગ છે. આ દુનિયામાં મુખ્યત્વે કરી બે પ્રકારના શત્રુઓ હોય છે. એક આપણા જ્ઞાતિ બંધુઓ અને બીજા આપણા પાડોશીઓ. બન્નેનો સ્વભાવ એવોજ હોય છે કે આપણા પર સંકટ આવ્યું કે તેઓ આપણાપર પ્રહાર કરે છે. આ ન્યાયને અનુસરીનેજ વિભીષણ આપણી પાસ આવે છે. આપણે રાવણના જ્ઞાતિબંધુ નથી અને વિભીષણ રાજ્યાભિલાષી છે તેમજ બુદ્ધિમાન્ છે. તેથી તે આપણે શરણે આવ્યો છે. શિવાય જ્યાં સુધી **જ્ઞાતિમાં એકમત હોય છે ત્યાંસુધી જ્ઞાતિમાં દક્ષતા અને આનંદ** રહે છે. પણ પરસ્પરનો ભય ઉત્પન્ન થયો કે માંહોમાંહ કલહ ઉત્પન્ન થઇ ફાટફુટ પેદા થાય છે. એવી સ્થિતિમાં વિભીષણ અત્રે આવ્યો છે. વિભીષણ દુષ્ટ હોય કે સારો હોય, પણ તે મને તલમાત્ર નુકશાન કરી શકે એમ નથી. હું એક આંગળાંથી તેનો નાશ કરી શકું એમ છે. પણ કણ્વપુત્ર કંડુ મહર્ષિનું વચન છે કે, હાથ જોડી દીન થઇ શરણ આવેલો મનુષ્ય, કટ્ટો વેરી હોય તો પણ, તેનાપર પ્રહાર કરવો નહિ એજ ખરી દયા છે. નિશ્ચયી અને પરાક્રમી લોકો પોતાનો જીવ આપીને પણ પોતાને શરણે આવેલા શત્રુ-પછી તે દુઃખી હોય કે ગર્વિષ્ટ હોય તો પણ તેનું રક્ષણ કરે છે. શિવાય શરણાંગતનું રક્ષણ ન કરવું એ મોટો દોષ છે અને પુરૂષના યશને કલંક લગાડનાર તેમજ વીર્યની હાનિ કરનાર છે. માટે હે સુગ્રીવ! શરણાગતનો ત્યાગ

કરવો નહિ. વિભીષણ હોય કે પ્રત્યક્ષ રાવણ હોય તોપણ તેને હું અભય આપું છે." આ શબ્દ સાંભળી રામચંદ્ર પ્રત્યે મિત્ર-પ્રેમથી ઉભરાઇ જતા હૃદયથી સુગ્રીવે કહ્યું:--"હે રામચંદ્ર! તમે સર્વ લોક-પાળકોમાં શિરો-મણિ છો તેથી આપનાં આ પ્રકારનાં ઉચ્ચ આચરણથી આશ્ચર્ય કરવા જેવું નથી! મારો અંતર્યામી પણ વિભીષણ શુદ્ધ છે એમ કહે છે; અને અનુમાનપરથી તેમજ વિભીષણની પ્રસન્ન મુદ્રાપરથી પણ તેમજ લાગે છે. માટે મારી તરફથી જરાપણ હરકત નથી. વિભીષણને હમારી બરોબર આપના મિત્ર-ગણમાં સ્થાન આપો." પછી સુગ્રીવ માર્ફત અભય મળતાંજ વિભીષણ પોતાના અનુયાયી સહિત નીચે ઉતર્યો અને નમ્રતાથી શ્રીરામના પગમાં માથું નમાવી બોલ્યો:-"હું રાવણનો કનિષ્ઠ બંધુ છું; તેણે મારૂં અપમાન કર્યું તેથી હું સર્વ પ્રાણી માત્રના શરણ -સ્થાન એવા તમારે શરણે આવ્યો છું. મેં લંકા, મિત્ર, ધન વિગેરે સર્વ કાંઇ ત્યાગ કર્યું છે. હવે પછી મારૂં જીવિત, મારૂં સુખ, મારૂં રાજ્ય એ સર્વ તમારા હાથમાં છે." ત્યારે વિભીષણ પ્રત્યે રામચંદ્રે પૂર્ણ દૃષ્ટિથી-જાણે કે તેને નેત્રદ્વારા પીજ જતા હોય નહિ તેમ-જોયું અને બોલ્યા:-"હે વિભીષણ! રાક્ષસનું બળ કેટલું છે તે મને કહે." ત્યારે વિભીષણે ઉત્તર આપ્યો:-"હે રામ! રાવણ જાતે દેવ, દાનવ, ગંધર્વ, પિશાચ, નાગ કિંવા પક્ષીથી વધ્ય નથી. કારણ તેને બ્રહ્માનું વરદાન મળેલું છે. તેનો નાનો ભાઇ કુંભકર્ણ ઇંદ્ર જેવો બળવાન્ છે. રાવણનો સેનાપતિ પ્રહસ્ત છે તેનું નામ તમે સાંભળ્યું હશે. તેણે કૈલાસપર્વતપર કુબેરના મિત્ર મણિમાન્‌નો પરાભવ કર્યો હતો. રાવણનો પુત્ર ઇંદ્રજીત્ હાથમાં અંગુલિ-ત્રાણ પહેરી, શરીરમાં અવધ્ય કવચ ચઢાવી, હાથમાં ધનુષ્ય-બાણ લઇ અદૃશ્ય રહી યુદ્ધ કરે છે અને શત્રુને જર્જર કરે છે. શિવાય, મહોદર, મહાપાર્શ્વ, અકંપન, અનીકપા ઇત્યાદિ રાવણના સરદારો લોક-પાળો જેવા બળાઢ્ય છે. તે ઉપરાંત દશ હજાર કોટિ રાક્ષસો ધારે તે રૂપ ધારણ કરી શકે એવા અને રક્ત, માંસ વિગેરે ખાનારા, લંકામાં વસે છે. તે સર્વની સહાયથી રાવણે દશ દિક્-પાળ સહિત દેવોને પણ જીત્યા છે." રામ બોલ્યા:-"હે વિભીષણ! તેં રાવણનું જે પરાક્રમ વર્ણવ્યું તે મને માલમ

છે. તે એટલો બળવાન છે છતાં પણ પ્રહસ્ત ઇંદ્રજીતાદિ રાક્ષસો સહિત તેને ઠાર મારી હું તને લંકાની ગાદીપર બેસાડીશ એ નિશ્ચય ધારજે. એમાં તલમાત્ર ફેરફાર થવાનો નથી." આ સાંભળી વિભીષણે પુનઃ રામના ચરણપર શિર નમાવ્યું અને કહ્યું:-"લંકાપર હલ્લો કરી રાક્ષસોનો નાશ કરવાના કામમાં હું તમને જીવતોડ મદદ કરીશ; અને લડાઇમાં પણ શત્રુ સામે લડીશ." એમ બોલતામાં તો રામે તેને આલિંગન કર્યું અને લક્ષ્મણને પ્રેમપૂર્વક કહ્યુ:-"હે લક્ષ્મણ ! હમણાંને હમણાં સમુદ્રનું જળ આણ ! હું આ વખતે વિભીષણપર સંપૂર્ણ રીતે પ્રસન્ન થયો છું અને હમણાંને; હમણાં તેને લંકાના રાજ્યનો અભિષેક કરૂં છું." રામની આજ્ઞાનુસાર લક્ષ્મણ સુવર્ણ કલશમાં સમુદ્રનું જળ લઇ આવ્યા અને રામે વિભીષણને રાજ્યાભિષેક કર્યો. ત્યારે સર્વ વાનરો, "શ્રીરામચંદ્ર મહારાજની જય," એમ બોલતા રામની ઉદારતાની સ્તુતિ કરવા લાગ્યા. પછી રામ, લક્ષ્મણ, સુગ્રીવ, વિભીષણ, અંગદ, હનુમાન્ ઇત્યાદિ સર્વ વાનર સરદારો સમુદ્ર શી રીતે ઓળંગવો તે બાબત વિચાર કરવા લાગ્યા. (યુ. સ. ૧૭-૧૯)

રામચંદ્રના પૂર્વજોએ સમુદ્ર ઉત્પન્ન કરેલો છે માટે સમુદ્ર રામચંદ્રને સેતુ બાંધવા પરવાનગી આપશે અને તે માટે રામે સમુદ્રની પ્રાર્થના કરવી; એવી સલાહ વિભીષણે આપી. તે સર્વને પસંદ પડી. એટલે રામચંદ્રે પૂર્વાભિમુખ થઇ જમીનપર દર્ભ પાથરી, સમુદ્રને નમસ્કાર કરતા, તેપર દંડવત્ પડયા. એવી રીતે ત્રણ દિવસ વીતી ગયા, પણ સમુદ્રે દર્શન દીધું નહિ. વ્રત ધારણ કરી ત્રણ દિવસ પ્રાર્થના કરતાં છતાં પણ ઉન્મત્ત થયલા સમુદ્રે દર્શન દીધું નહિ ત્યારે રામે વિચાર કર્યો કે નમ્રતાને કોઇ માન્ય કરતું નથી, અને ઉગ્ર દંડ ધારણ કરનારાનેજ સર્વ માન આપે છે. એમ નિશ્ચય કરી રામચંદ્રે ધનુષ્યને પ્રતિંચા ચઢાવી અને બ્રહ્માસ્ત્ર યોજી સમુદ્રનું શોષણ કરવાની તૈયારી કરી. તે સમયે આકાશ પાતાળ ફાટી જશે કે શું એમ લાગવા માંડયું. પર્વતો કંપવા લાગ્યા. સૂર્ય ચંદ્ર ખરી પડશે કે શું એવો દેખાવ થયો. ચાર બાજુ અંધકાર પ્રસરી રહ્યો. એટલામાં સમુદ્રના મધ્ય ભાગમાંથી એક તેજસ્વી પુરૂષ

બહાર આવ્યો. તેના અંગપર રત્નનાં આભૂષણ હતાં અને તેની ચારે બાજુએ પહોળાં મુખવાળા ભયંકર સર્પો પાણીની સપાટીપર ફરતા હતા. તેણે હાથ જોડી રામને વિનંતિ કરી:-"હે રામ ! પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ એ પંચ મહાભૂત પરમેશ્વરે નિર્માણ કરેલા માર્ગે જાય છે અને પોતાનો ધર્મ છોડતાં નથી. મારો પણ એજ ધર્મ છે કે મારો પાર કોઇ પામી શકે નહિ. મારો પાર પામે તો મારામાં દોષ ગણાય. હે રામ ! આ મીન, નક્ર વિગેરેથી ભરેલું મારૂં જળ હું નાબુદ કરી શકતો નથી. તથાપિ દુઃખ સહન કરીને પણ તને પેલીપાર જવાની હું વ્યવસ્થા કરી આપું છું. મારા નક્રો વાનર સૈન્યને ત્રાસ આપશે નહિ; અને હું તારા સૈન્યને જમીનના જેવી વાટ કરી આપું છું. તારા સૈન્યમાં આ નળ વાનર વિશ્વકર્માનો પુત્ર છે; એને સેતુ બાંધવાની આજ્ઞા કર; એણે રચેલો સેતુ હું મારી સપાટીપર ધારણ કરીશ." સમુદ્રે આ પ્રમાણે માર્ગ કરી આપવા કબુલ કર્યું તે વખતે રામે તેને પુછ્યું:-"એ તો ઠીક, પણ આ બાણ મેં સજ્જ કર્યું છે તે ક્યાં મૂકવું ? મારૂં બાણ વ્યર્થ જતું નથી." ત્યારે સાગરે વિનંતિ કરી:-"મારો એક દ્રુમકુલ્ય નામનો પવિત્ર ભાગ ઉત્તર દિશામાં છે; ત્યાં પાપાચરણ કરનારા દસ્યુઓ મને હંમેશ પોતાના સંસર્ગથી દૂષિત કરે છે; તે દેશપર બાણ મૂકો." ત્યારે રામે પોતાનુ શર તે દેશપર છોડયું અને ત્યારથી મરૂદેશ (મારવાડ) સર્જાયો. તે દેશનું સર્વ જળ સોસવાઇ ગયું; માત્ર જ્યાં બાણ પડયું તે સ્થળે એક કુવો બન્યો અને તેમાં અખુટ પાણી વહેવા માંડયું. તે 'વ્રણ' નામનો કુવો અદ્યાપિ મારવાડ દેશમાં છે. પોતાના બાણથી તે દેશ-માંનું જળ નાશ પામ્યું તેથી રામે તે દેશને એવું વરદાન આપ્યું કે, 'આ દેશમાં પુષ્કળ અને ઉત્તમ જાનવરો થશે અને રોગરાઇ કમતી થશે, તેમજ તલ વિગેરે ધાન્ય પુષ્કળ પાકશે અને ગાય ભેંસ પુષ્કળ દુધાળાં થશે. નાના પ્રકારનાં સુગંધી દ્રવ્યો, ઔષધિઓ, ફળ, મૂળ, અને રસ એ દેશમાં પુષ્કળ રહેશે.' આ પ્રમાણે રામે વરદાન આપ્યાથી મારવાડ દેશ જળહીન હોવા છતાં સંપન્ન અને સુખી છે. હવે સમુદ્ર અંતર્ધાન થયા પછી નલે હાથ જોડી રામને વિનંતિ કરી:-"સમુદ્રે માર્ગ આપવા કબુલ કર્યું

છે તો હુ સેતુ બાંધવા તયાર છું. હું વિશ્વકર્માંનો પુત્ર છું અને તેના વરદાનથી મને સેતુ રચવાની ક્રિયા આવડે છે. હું પોતાની મેળે મારૂ વર્ણન કરૂં તે ઠીક નહિ એમ ધારી આટલી વાર સુધી હું કાંઇ બોલ્યો નહિ. હવે વાનરોને વૃક્ષ, લતા તથા પાષાણ લાવવાની તરતજ આજ્ઞા કરો કે હું સેતુ તૈયાર કરૂં." રામની આજ્ઞા થતાંજ કરોડો વાનર નિકળી પડયા અને અરણ્યમાંથી લાખો વૃક્ષ અને લતાઓ ઉખેડી નળ આગળ સપાટાબંધ આણી મૂકયાં. હાથી જેવડી શિલાઓ યંત્રોથી ઘસડી લાવી સપાટાબંધ સમુદ્રમાં માંડી ત્યારે સમુદ્રનું પાણી આકાશ જેટલું ઉછળી પાછું દરિયામાં પડતું. હાથી જેવા મોટા મોટા કરોડો વાનરો આ કામમાં લાગુ થયા પછી શું બાકી રહે? પહેલે દિવસે ચૌદ યોજન સેતુ તૈયાર થયો, બીજે દિવસે વીસ, ત્રીજે દિવસે એકવીસ, ચોથે દિવસે બાવીસ અને પાંચમે દિવસે તેવીસ એમ પાંચ દિવસમાં તે સો યોજન લાંબો અને દશ યોજન પહોળો એવો નળે નિર્માણ કરેલો સેતુ તૈયાર થયો. અને તે સમુદ્રની સપાટીપર આકાશમાં વહેતી ગંગા સમાન શોભાવા લાગ્યો. પછી વિભીષણ સર્વથી અગ્ર જઇ ઉભો રહ્યો અને તેની પાછળ વાનર-સેના,-રામ લક્ષ્મણ અને સુગ્રીવને આગળ કરી,-સેતુપર થઇ સમુદ્રપાર ઉતરવા લાગી. કોઇ પાણીમાં ભૂસકા મારતા, તો કોઇ હવામાં ઉડતા, વાનર-સ્વભાવને યોગ્ય ક્રીડા કરતા, તે વાનરોનો સાગર તે સેતુપરથી જવા લાગ્યો ત્યારે તેઓના અવાજ આગળ સમુદ્રનો ઘુઘવાટ પણ દબાઇ ગયો. પાર ઉતર્યાં પછી સુગ્રીવે પુષ્કળ પાણી અને ફળમૂળવાળું સ્થાનક શોધી કહાડી ત્યાં સેનાની છાવણી કરી. ત્યાં તેમને લંકામાં થતા ભેરી અને મૃદંગના અવાજ વાનરોથી સહન થઇ શકયો નહિ અને તેઓએ આવેશથી ગર્જના કરી. તેથી પૃથ્વી અને આકાશ વ્યાપી ગયાં અને લંકામાંના રાક્ષસોના કાનપર પણ તે ગર્જનાનો ધ્વનિ આવી પડયો. (યુ. સ. ૨૦-૨૩)

છાવણી કર્યાં પછી રામ, લક્ષ્મણ, સુગ્રીવ અને વિભીષણ, અંગદ અને હનુમાન વિગેરે સરદારો સહિત સુવેલુપર્વતના શિખર પર ચઢી લંકાનું નિરીક્ષણ કરવા લાગ્યા; સુંદર મહેલોથી ભરપૂર, સોનાના કોટથી વિંટાયલી, સુંદર બાગોથી સુશોભિત, તે લંકા નગરી પર્વતના શિખરપર,

આકાશમાં આવેલી ત્રિપુરનગરી જેવી શોભતી હતી. તે જોઇ રામ લક્ષ્મણને મોટો આનંદ થયો. પણ તેની સાથે સાથે આજ નગરમાં સીતાને રાક્ષસીઓના પહેરા નીચે તે દુષ્ટ રાવણે પૂરી રાખી છે એ યાદ આવતાં રામ શોક તથા ક્રોધથી આકુલ થઇ ગયા. પરંતુ ધૈર્ય રાખી, પોતાનો શોક દાબી દઇ, લંકાને શી રીતે ઘેરો ઘાલવો એ બાબતનો વિચાર નક્કી કરી, રામ પાછા ફર્યાં.

આણી તરફ સેતુ બાંધી સમુદ્ર ઓળંગી વાનર સૈન્ય આવ્યાની ખબર રાવણને પડી હતી તે પરથી તેણે વાનરનું સેન્ય કેવડું છે અને તેની વ્યવસ્થા કેવી છે, રામ લક્ષ્મણનાં સ્વરૂપ અને આયુધો કેવા પ્રકારનાં છે વિગેરે તપાસ કરવા શુક અને સારણ નામના બે જાસુસ મોકલ્યા હતા. તેઓ વાનરરૂપ ધારણ કરી રામની સેનામાં ફરતા હતા તેને વિભીષણે ઓળખ્યા, અને રામ આગળ પકડી આણ્યા. તેઓએ પોતાનો અપરાધ કબુલ કર્યો ત્યારે રામે તેમને ‘જાઓ, તમારૂં કાર્ય થયું’ એમ કહી છોડી મૂકયા. તેઓએ રાવણ આગળ પહોંચતાંજ વિનંતિ કરી “હે રાજા! વાનરોનું સેન્ય અપરંપાર છે અને તેમાં હજારો વાનરો એકેકથી વધારે બળવાન્ એવા છે. રામ, લક્ષ્મણ, વિભીષણ અને સુગ્રીવ એ ચાર લોકપાળ જેવા પરાક્રમી પુરૂષો જ્યાં એકત્ર થયલા છે ત્યાં રાક્ષસોનો શું ભાર? માટે રામચંદ્રને સામોપચારથી સીતા પાછી અર્પણ કરવી એજ માર્ગ હમને યોગ્ય લાગે છે.” રાવણે તે દૂતોનો તિરસ્કાર કર્યો અને તેઓને લઇ એક અતિશય ઉંચામહેલની અટારીપર ચઢયો. ત્યાંથી પર્વતના શિખરપરથી સમુદ્ર કિનારા સૂધી પડેલી વાનર સેના જોઇ તેણે સારણને વાનર સેનાપતિનાં નામ પૂછ્યાં. સારણ આંગળીએ વતી બધાને દેખાડાવતો બોલ્યો:—“આ વાનર સેન્યનો અગ્રેસર અગ્નિપુત્ર નીલ છે; તેની પાછળ અંગદ, આ વિશ્વકર્માનો પુત્ર અને સેતુ બાંધનારો નળ, આ કુમુદ, આ અરંભ, આ શરભ, આ પનસ, આ વિનત, આ ક્રથન, આ રીંછપતિ ધૂમ્ર અને જંબુવાન્, આ સત્તાદન, પ્રમાથી, ગોલાંગૂલ, ગવાક્ષ; કેસરી અને શતબલી; આ ધર્મ-પુત્ર સુષેણ, આ સોમપુત્ર દધિમુખ, આ અશ્વિનીકુમારના પુત્ર મૈંદ તેમજ દ્વિવિદ અને આ વાયુ-પુત્ર હનુમાન્.” આ

પ્રમાણે સર્વ વાનર સરદારોને બતાવી સારણે શ્યામવર્ણ, સુંદર મુખવાળા, કમલનેત્ર, સિંહ સરખી કટિવાળા રામચંદ્રને બતાવ્યા તેમજ તેમની આસપાસ ઉભા રહેલા લક્ષ્મણ, સુગ્રીવ, અને વિભીષણને બતાવ્યા. એકંદર વાનરોની સંખ્યા શંકુ, મહાશંકુ, વૃંદ, પદ્મ, ખર્વ, મહાખર્વ, સમુદ્ર, મહૌધ કિંવા તેથી પણ વધારે છે એમ તેણે કહ્યું. ત્યારે રાવણ સ્તબ્ધ થઇ ગયો, અને શુક, સારણ, શાર્દૂલ વિગેરે જાસુસોને રજા આપી મહેલમાં જઇ બેઠો. (યુ. સ. ૨૪-૩૦)

દુષ્ટ અને કપટી રાવણે અંતઃપુરમાં જઇ સીતાને ફસવવાના ઇરાદાથી રામનું કૃત્રિમ શિષ અને ધનુષ્ય માયાવી ઉત્પન્ન કરી સીતાને બતાવ્યાં, અને બોલ્યોઃ-"અરે મૂર્ખ અને હઠીલી સ્ત્રી! રામ સમુદ્ર ઓળંગી વાનર સેનાસહિત આવ્યા બાદ મારા સેનાપતિ પ્રહસ્તે તેનાપર રાત્રે છાપો મારી તેનો વધ કર્યો; આ તેનું શિર મેં આણેલું છે તે તું જો અને હવે તો તારી હઠ છોડી મને તું વશ થા!" તે શિર જોઇ સીતા અત્યંત શોક કરતાં બોલ્યાઃ-"હે રાવણ! મને પણ તું ઠાર માર, અને આ શિરપર મારૂં પણ શિર કાપી નાંખ. હે કૈકેયી! તારૂં કૃત્ય હવે ખરેખર સફળ થયું છે; મારી ખાતર આર્યપુત્રે પ્રાણ-ત્યાગ કર્યો. અરે! હું કેવી દુર્ભાગીણી!" વિગેરે અનેક વિલાપ સીતા કરવા લાગ્યાં. એવામાં પ્રહસ્તે આવી રાવણને વિનંતિ કરી કે કાંઇક અતિશય અગત્યનું કામ છે, માટે આપ સભામાં પધારો. આ સાંભળી રાવણ ત્યાંથી ઉઠી ગયો કે તેની સાથેજ તે માયાવી શિર અદ્રશ્ય થયું. પછી સરમા નામની રાક્ષસીએ 'આ શિર કેવળ માયાવી છે, મેં રામને સુરક્ષિત જોયા છે' એમ કહી સીતાનું સાંત્વન કર્યું. ત્યારે સીતાએ કહ્યું;-"જો એ વાત ખરી હોય તો રાવણ સભામાં જઇ હાલ શું કરે છે તે જોઇ આવ." તે પરથી સરમાએ સૂક્ષ્મ રૂપ ધારણ કરી સભામાં નજર કરી આવી સીતાને કહ્યું, રાવણની માતુશ્રી, રાવણનો પિતામહ માલ્યવાન્ અને રાવણના મંત્રીએ રાવણની પાસે જઇ વિનંતી કરી કે અસંખ્ય વાનરોને લઇ રામ લક્ષ્મણ સમુદ્ર ઓળંગી આવી પહોંચ્યા છે. તેં અધર્મ કરી સીતાને હરણ કરી આણી છે. તેને પાછી આપી માથાપર આવેલું સંકટ દૂર કર. નહિતર

આ સર્વ રાક્ષસપુરી નાશ પામશે. પણ રાવણે કોઇનું માન્યું નહિ. અને પોતાનું સર્વ સૈન્ય ભેગું કરવા ભેરી-નાદ કરવા આજ્ઞા કરી.'' તે રાક્ષસી આમ બોલે છે એટલામાં તો ભેરીનો ભયંકર શબ્દ સંભળાવવા લાગ્યો. અને તે આજ્ઞા સાંભળી કરોડો રાક્ષસ વીરો શસ્ત્ર સજી ભેગા થયા. પછી રાવણે પૂર્વ દરવાજાપર પ્રહસ્તની, દક્ષિણ દરવાજાપર મહોદર અને મહાપાર્શ્વની, પશ્ચિમ દરવાજાપર ઇંદ્રજીત્‌ની અને ઉત્તર દરવાજાપર શુક સારણની નિમણુક કરી. અને પોતે જાતે શુક સારણને મદદ કરવા હાજર રહીશ એમ આશ્વાસન આપ્યું. તે શિવાય મધ્ય ગુલ્મપર વિરૂપાક્ષને નિમ્યો. આ પ્રમાણે રાવણે લંકાના સંરક્ષણનો પકકો બંદોબસ્ત કર્યો. આ વાતની બાતમી વિભીષણને તેના દૂતોએ આપી. ત્યારે રામે પોતાની સેના લંકાની આસપાસ ગોઠવી દીધી; પૂર્વના દરવાજાપર નીલ, દક્ષિણના દરવાજાપર અંગદ, અને પશ્ચિમના દરવાજાપર હનુમાનને સરદાર નીમી પોતે જાતે ઉત્તરના દરવાજાપર રહ્યા; શિવાય, સર્વને મદદ કરવાને પાછળ રહેલા સૈન્યપર વાનરના રાજા સુગ્રીવ, રીંછપતિ જાંબુવાન્ અને રાક્ષસના રાજા વિભીષણને નીમ્યા. વળી વાનરોને આજ્ઞા કરી કે તેઓએ માણસનું રૂપ ધારણ કરવું નહિ. ફકત રામ, લક્ષ્મણ, વિભીષણ અને તેના અનુયાયી રાક્ષસો મળી સાત જણેજ પુરૂપ રૂપે લઢવું. આ પ્રમાણે વ્યવસ્થા કરી રામે લંકાની ચારપાસ એવો તો ઘેરો ઘાલ્યો કે બહારથી એક પક્ષીપણ ગામમાં જઇ શકે નહિ. (યુ. કાં. સ. ૩૧-૩૭).

લંકાનો ઘેરો પકકો કરી રામચંદ્ર સરદારો સહિત પાછા ફર્યા અને સુવેલુ પર્વતપર ચઢયા. ત્યાંથી પૂર્ણ ચંદ્રના પ્રકાશથી લંકાની શોભા તેમને દૃષ્ટિએ પડવા લાગી. ત્રણ પર્વત-શૃંગના સો યોજન વિસ્તારપર આવી રહેલી, સુવર્ણમય કોટ તેમજ તેનાપર ઉભા રહેલા રાક્ષસ રક્ષકો રૂપી બીજો કાળો કોટ, એવા બે કોટોથી શોભતી હતી. કોટની રાંગપરના રાક્ષસ વીરોને જોઇ વાનર સરદારોના અંગમાં વીરશ્રીનો સંચાર થવા લાગ્યો. તેવામાં રાવણ પોતાના રાજ-મહેલની ઉંચી અટારીપર ઉભો રહી વાનર સૈન્યની વ્યૂહ-રચના જોવા લાગ્યો. તેને જોઇ સુગ્રીવને પગથી માથા સુધી ઝાંઝ ચઢી, અને તે એક છલંગે રાવણની અટારીપર જઇ પહોંચ્યો

અને રાવણનો તિરસ્કાર કરી કહેવા લાગ્યો:-"હું લોક-નાથ રામચંદ્રનો દાસ છું; તું હવે મારા તડાકામાંથી છુટનાર નથી." એમ કહી એક કૂદકો મારી તેણે રાવણનો મુગટ ઉડાવી દીધો ! ત્યારે રાવણે તેને પકડી જમીન પર પછાડયો. પણ તે દડા સરખો ઉછળી રાવણ સાથે બાહુ યુદ્ધ કરવા લાગ્યો. આમ એક ઘટિકા પર્યંત બન્નેનું યુદ્ધ ચાલ્યું. તેનાપર કેવળ બળના પ્રભાવથી વિજય મેળવી શકાતો નથી એમ જ્યારે રાવણે જોયું ત્યારે તે પોતાની માયાનો ઉપયોગ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પણ એટલામાં સુગ્રીવ તેના હાથમાંથી છુટી આકાશ માર્ગે ઉડયો તે શ્રીરામ પાસે સુવેલુ પર્વત આવી પહોંચ્યો. રામચંદ્રે તેનાં પરાક્રમનાં વખાણ કરી પ્રેમપૂર્વક કહ્યું:-"હમારા સર્વના જીવ તાળવે આવ્યા હતા; માટે આવું સાહસ ફરીથી કરીશ નહિ. કારણ, તેમ કરતાં કદાચિત્ ઘાત થાય. તને કાંઇ આંચ આવે તો પછી મારે પ્રાણ ધારણ કરીને શું પ્રયોજન ? અને સીતાને છોડવ્યાનું પણ શું પ્રયોજન ? માટે હવેથી ઘણી સાવચેતીથી ચાલવું." (યુ. સ. ૩૮-૪૦).

સુવેલુ પર્વતપરથી ઉતરી રામચંદ્રે લંકાપર ઠર્યા પ્રમાણે ઘેરો ઘાલ્યો અને પ્રત્યેક દરવાજાપર એકેક કરોડ વાનરો બેસાડયા પોતે જાતે ઉત્તર દરવાજાપર છાવણી કરી. પછી રાજનીતિને અનુસરી તેમજ વિભીષણની સંમતિથી રામચંદ્રે રાવણ પાસ છેલ્લી પહેલી વિષ્ટિ કરવા અંગદને મોકલવા નિશ્ચય કર્યો અને તેને બોલાવી કહ્યું:- 'હે અંગદ ! તું નિશ્ચિંત મને લંકામાં પ્રવેશ કર અને બુદ્ધિહીન થયલા અને મૃત્યુના પાશમાં ફસાયલા રાવણને મારો સંદેશો કહે કે, હે રાક્ષસાધમ ! જે માયાના જોરથી તેં તે સીતાનું હરણ કર્યું તે બળ દેખડાવ. તુ સીતાને લઇ મારે શરણ આવ ! નહિતર મારાં તીક્ષ્ણ બાણો વડે હું લંકામાંના રાક્ષસોનો સંહાર કરીશ. અને આ તારા બંધુ, ધર્માત્મા, રાક્ષસશ્રેષ્ઠ એવા વિભીષણને લંકાનું નિષ્કંટકરાજ્ય આપીશ. તું જાતે પાપી છે; તેમજ તારી આસપાસ સર્વ મૂર્ખો એકઠા થયા છે એમ દિસે છે. કારણ, તેઓને પણ એમ વિચાર આવતો નથી કે અધર્મ વર્તન કરી રાજ્યનો ઉપભોગ કરવો અશક્ય છે." આ પ્રમાણે રામનો તીક્ષ્ણ અને સામોપચારવાળો સંદેશો લઇ અંગદે

આકાશ માર્ગે છલંગ મારી તે લંકામાં રાવણ સભા ભરી બેઠો હતો તે સ્થળે ટુંક વખતમાં આવી પહોંચ્યો. અનેક સચિવો સહિત સભામાં બેઠેલા રાવણુ આગળ જઇ કનકના બાજુબંધથી વિભૂષિત અંગદે પોતાનું નામ જાહેર કરી શ્રીરામચંદ્રે મોકલેલો સંદેશો રાવણને કહી સંભળાવ્યો. પરંતુ કેવળ મદાંધ રાવણને સદ્દબુદ્ધિ શી રીતે ઉપજે ? તેણે ક્રોધના આવેશમાં અંગદને કેદ કરવાની આજ્ઞા આપી. એટલે ચાર રાક્ષસ સુભટો તેને બાઝી પડયા. પણ અંગદ તે ચારોને લઇ આકાશમાં ઉડયા અને તેના ઉડવાના વેગથી તે રાક્ષસો રાવણુ પાસે જઇ પડયા ! પછી અંગદે રાજ-મહેલના શિખરપર જઇ એવા તેને જોરથી પ્રહાર કર્યો કે તે શિખર તરતજ જમીનપર તુટી પડયું ! આમ રાવણ સમક્ષજ તેના રાજમંદિરના શિખરનો નાશ કરી અંગદ સિંહનાદ કરતો કરતો આકાશમાં ઉડયો અને વાનર સૈન્યની છાવણીમાં શ્રીરામચરણ પાસે આવી પહોંચ્યો. તેને સુરક્ષિત પાછો ફરેલો જોઇ રાક્ષસોએ દુઃખના નિસાસા નાંખ્યા, પણ વાનર સેનાએ આનંદની ગર્જના કરી. પોતાના મહેલનું શિખર તુટી પડયું એ ભારે અપશુકન થયો એમ સમજી રાવણ અતિશય શોકાતુર થયો. આ બાજુ રામે અંગદની સર્વ હકીકત સાંભળી લઇ તેની તારીફ કરી અને તરતજ લંકાપર હલ્લો કરવા વાનરોને આજ્ઞા આપી. (યુ. સ. ૪૧).

રામની આજ્ઞા થતાંજ સેંકડો અક્ષૌહિણી વાનરો લંકાપર તુટી પડયા. લાલમુખ તથા પીળા વર્ણના તે અસંખ્ય યોદ્ધાઓ, હાથમાં પથ્થરો, દંડો અને મોટાં પર્વતશૃંગો તથા વૃક્ષો યથાશકિત લઈ લઇને લંકાપર ધસી ગયા ત્યારે ઘણાએ રાક્ષસોના પેટમાં ધાસકો પડયો. કેટલાક રાક્ષસો આશ્ચર્યચકિત થઇ સ્તબ્ધ થઇ જોઇ રહ્યા, અને કેટલાક ખરા વીરો હતા તેને વાનરોનો આવેશ જોઇ વીરશ્રી ચઢી. વાનરો ચારે બાજુએ ધસ્યા તે કોટપર ચઢી ગયા એટલે તે કોટ વાનરમય દેખાવવા લાગ્યો. તેઓએ કોટપરના બુરજો તોડી પાડવા માંડયાં, કેટલાકે કોટની આસપાસની ખાઇ પુરી નાંખવાનો સપાટો ચલાવ્યો; હાથી જેવા મોટા મોટા વાનરો કોટપરથી પથરો, સુનાનાં તોરણો અને ગોપુરો ઉંચકી ઉંચકી તે ખાઇમાં નાંખવા લાગ્યા. "મહા બલવાન્ રામચંદ્ર અને

સુગ્રીવનો જય જયકાર થાઓ" એમ પોકાર કરતા વાનર યોદ્ધાઓ છલંગ મારી લંકાના કોટને વળગી પડયા. આ હલ્લાની ખબર કોટપરના રાક્ષસોએ રાવણને આપતાંજ રાવણે મોટા ક્રોધમાં રણ ભેરી વગાડવાની આજ્ઞા કરી. એટલે હજારો ભેરી-નાદ થવા લાગ્યા તેમજ હજારો શંખોનો અવાજ સંભળાવવા લાગ્યા. તે સાંભળી રાવણનું સર્વ સૈન્ય વાનરોને પાછા હઠાવવા માટે બહાર પડયું. અસંખ્ય વાનર અને સવર્ણોનું ભયંકર યુદ્ધ શરૂ થયું. નખ, દાંત, ગડદા, પાટુ, વૃક્ષો તથા વૃક્ષોની શાખાઓ, પથ્થરો, પર્વતો લઇ વાનરો લઢવા લાગ્યા; અને રાક્ષસો ગદા, શકિત, શૂલ, પટ્ટિશ, પરશ્વધ, ધનુષ્ય ઇત્યાદિ શસ્ત્રોથી યુદ્ધ કરવા લાગ્યા. કોટપરના રાક્ષસો કોટપર ચઢી આવેલા તેમજ પૃથ્વીપર રહેલા વાનરો સાથે ઝુઝતા હતા. આ તુમુલ યુદ્ધમાં લોહી અને માંસની નદી વહેવા લાગી. એક તરફ મહાવીરોનું દ્વંદ્વ યુદ્ધ શરૂ થયું. ઇંદ્રજીતની સામે અંગદ, પ્રહસ્ત સામે સુગ્રીવ, નિકુંભ સામે નીલ, વનીમુષ્ટિ સામે મૈંદ લડવા લાગ્યા. હજારો વાનરો અને રાક્ષસો મરણ પામ્યા. આ પ્રમાણે યુદ્ધ ચાલતાં ચાલતાં સૂર્ય અસ્ત પામ્યો. રાક્ષસોનું રાત્રે યુધ કરવામાં જોર વિશેષ ચાલતું તેમ વાનરો પણ હારે નહિ. 'આ રાક્ષસ મરાયો,' "આવા નર મરાયો," વિગેરે પોકારો અંધારામાં સંભળાવવા લાગ્યા. રાતના અંધકારમાં કાળા ભોર રાક્ષસો સુવર્ણના અલંકાર તેમજ કવચના ચમકાટથી દિવ્ય વનસ્પતિ પ્રમાણે ચમકતા હતા. રાક્ષસો વાનરને મારી ભક્ષણ કરવા લાગ્યા; અને વાનરો હાથીઓને મારી હાથીપર બેઠેલા રાક્ષસોને મારી ખાવા લાગ્યા તેમજ રથો ભંગ કરી તે પરના સારથીઓને ઠાર કરતા. સારાંશ, તે રાત્રિ કાળ રાત્રિ જેવી ભયંકર દેખાતી હતી. તે અંધારામાં રાક્ષસોએ રામપર હલ્લો કર્યો. પણ તેની આગળ તેઓ ટકી શકયા નહિ. રામચંદ્રે પોતાનાં અમોઘ બાણોથી હજારો રાક્ષસોને યમ-પુરીમાં પહોંચાડયા. રામના ધનુષ્યના અગ્નિમાં જે જે રાક્ષસ સામો આવે તે પતંગીયાંના માફક ભસ્મ થતો હતો તે અંધારી રાતમાં રામના સુવર્ણમુખી બાણ આકાશમાં આગીયા માફક ચમકવા લાગ્યાં. અંગદે ઇંદ્રજીતના રથપર ગદા પ્રહાર કરી તેને ચૂર્ણ કર્યો ત્યારે ઇંદ્રજીત આકાશમાં ઉડી અદૃશ્ય

થયો. અને આકાશમાંથી વાનર સૈન્યપર બાણ વરસાવવા લાગ્યો. ત્યારે ચારે બાજુ હાહાકાર પ્રસરી રહયો. રામ-લક્ષ્મણે તેનાપર અનેક બાણો મૂકયાં, પણ ઇંદ્રજીત અદૃશ્ય હોવાથી તેને લાગ્યાં નહિ. તેણે નાગ-પાશ મુકી રામ લક્ષ્મણને બાંધી લીધા, અને આકાશમાંથી ક્રોધ અને ગર્વના આવેશમાં બોલ્યોઃ-"હું આકાશમાં અદૃશ્ય થઇ યુદ્ધ કરૂં છું તે વખતે ઇદ્રાદિ દેવપણ મને દેખી શકતા નથી તો તમે માનવીના શા ભાર? હું બાણ જાળથી બાંધી લઇ તમને તરતજ યમ-સદનમાં મોકલી આપીશ." એમ કહી ઇંદ્રજીતે તેઓપર સેંકડો બાણ માર્યાં, અને મોટા હર્ષથી વિજય નાદ કર્યો. રામ-લક્ષ્મણનાં સર્વ શરીરમાં બાણ લાગ્યાથી, દોરી તુટતાંજ જેમ ધ્વજ ખાલી પડે છે તેમ તેઓ મૃત-પ્રાય થઇ જમીનપર પડયા. ઇદ્રને જીતનારા એવા તે ઇંદ્રજીતનાં બાણ મર્મપર લાગ્યાથી પ્રથમ રામચંદ્ર અને પછી લક્ષ્મણ નીચે પડયા. ત્યારે મેં રામ લક્ષ્મણને માર્યા છે એમ મોટા આનંદથી જય-નાદ કરતો ઇદ્રજીત લંકામાં પાછો ફર્યો. (યુ. સ. ૪૨-૪૫).

વૃષ્ટિ કરી શાંત થઇ ગયલા મેઘ પ્રમાણે હજારો બાણોનો વર્ષાવ કરી શાંત થઇ ગયલા રામને જોઇ વિભીષણ તેમની પાસે ગયા. તેમજ સુગ્રીવ, હનુમાન, અંગદ, નલ, સુષેણ, જાંબુવાન, વિગેરે સરદારો પણ આવ્યા. શરીરમાં ઘુસી ગયેલાં બાણોથી રકત વહેતા, જમીનપર સ્તબ્ધ અને ચેષ્ટા-રહિત પડી રહેલા, અને માત્ર મંદ મંદ શ્વાસોચ્છ્વાસ કરનારા એવા તે રાજપુત્રોની અવસ્થા જોઇ તે સર્વ ઘણા દુઃખિત થયા. તે વાનર -સૈન્યમાં પ્રસરી રહેલા દુઃખનો પ્રચંડ ધ્વનિ આકાશ અને પૃથ્વીમાં સર્વત્ર-વ્યાપી રહ્યો. તે સર્વેએ આ વીરો મરણ પામ્યા એમ સમજી અતિશય શોક કર્યો. એટલામાં રાવણે ત્રિજટા સહિત સીતાને પુષ્પક વિમાનમાં બેસાડી આ દેખાવ જોવા ખાસ રણ-ભૂમિપર મોકલ્યાં અને લંકામાં પણ રામ-લક્ષ્મણના વધની દાંડી પિટાવી. સીતાએ આકાશમાંથી રામ લક્ષ્મણને નિશ્ચેષ્ટ પડેલા જોઇ જે શોક કર્યો તેનું શું વર્ણન કરવું? "હા કૈકેયિ! તેં કલહ કરી સર્વ કુટુંબનો નાશ કર્યો! સામુદ્રિક લક્ષણ જોનારાઓએ મને કહ્યું હતું કે તું પુત્રવતી થઇશ અને મરણ પર્યંત

સુવાસિની રહીશ. પરંતુ તે ભવિષ્ય આજ ખોટું પડયું. પત્ની પહેલાં પતિ મરણ પામે એ સ્ત્રીને સર્વથી વધારે ભારી સંકટ છે. રામ પુણ્યશીલ છે અને હું પણ પુણ્યાચરણી છું તો તમે મારી પહેલાં કેમ સ્વર્ગ-વાસી થયા ? આ અભાગિની માટે તમે સમુદ્રપર સેતુ બાંધી સમુદ્ર ઓળંગી અત્રે આવ્યા; અને આ ખાબોચિયાંમાં કેમ ડુબ્યા ?" આ પ્રમાણે સીતા વિલાપ કરવા લાગ્યાં. ત્યારે ત્રિજટા સીતાને શાંત કરતાં બોલી:-"હે સીતા ! તમે શોક કરો નહિ. એના લક્ષણપરથી એ મરણ પામ્યા હોય એમ મને લાગતું નથી. વળી તું વિધવા થઇ હત તો આ વિમાન તને લઇ આકાશમાં પ્રયાણ કરતજ નહિ. આ વાનરવીરો રામ લક્ષ્મણની ચાર પાસ વિંટલાઇ બેઠા છે તે કોઇનો પણ સ્પર્શ તેઓને થવા દેનાર નથી. અને રામ લક્ષ્મણ ટુંક મુદતમાં મૂર્છામાંથી ઉઠશે." સીતાએ 'તારા મ્હોમાં સાકર પડો' એમ કહી ધૈર્ય ધારણ કર્યું અને તે વિમાન ત્રિજટા સહિત પાછું ફરી લંકામાં આવ્યું. આણી તરફ થોડા વખત પછી રામ-લક્ષ્મણ મૂર્છા વળી જાગૃત થયા. તે જોઇ વાનર સૈન્યે આનંદની ગર્જના કરી અને કરોડો વાનર લંકાપર પાછો હલ્લો કરવા લાગ્યા. એટલે હજારો ભેરી અને શંખ વાગવા લાગ્યાં. તે નાદ સાંભળી લંકામાં રાવણનું મ્હો ઉતરી ગયું. (યુ. સ. ૪૬-૫૦)

એટલામાં દૂતોએ પણ આવી ખબર આપી કે રામ-લક્ષ્મણ પાછા જીવતા થઇ વાનર-સૈન્ય સહિત લંકાપર ચઢી આવે છે. આ સાંભળી રાવણ સ્તબ્ધ થઇ ગયો. તેણે તામ્રાક્ષ નામના રાક્ષસને નગર બહાર નિકળી વાનરપર હલ્લો કરવાની આજ્ઞા આપી. તેણે રથમાં બેસી, હજારો રાક્ષસ સાથે લઇ, પશ્ચિમ દરવાજાપરથી વાનર સૈન્યપર ધસારો કર્યો. ત્યાં મારૂતિ તેની વાટ જોઇ તૈયારજ હતા. તેનાં સૈન્યના વાનરોએ રાક્ષસોપર હલ્લો કર્યો અને મારૂતી જાતે તામ્રાક્ષ સામે આવ્યા. તેને જોતાંજ તામ્રાક્ષે તેના પર જોરથી ગદા ફેંકી તે મારૂતીના માથામાં વાગી. પણ તેને તલમાત્ર પણ ન ગણકારતાં મારૂતીએ એક મોટો પથ્થર ઉંચકી એવા જોરથી તેના રથપર ફેંક્યો કે તામ્રાક્ષ રથ સહિત ચૂર્ણ થઇ પૃથ્વીપર પડયો. તે જોઇ તેનું લશ્કર લંકામાં નાઠું અને તે સૈનિકોએ રાવણને સર્વ હકીકત કહી.

" લંકાનો ઘેરો. "—



" સુવર્ણમય કોટથી તેમજ તેનાપર ઉભા રહેલા રાક્ષસો રૂપ કાળા કોટથી તે શોભતી હતી. (પૃષ્ટ. ૨૦૩

ત્યારે રાવણે ક્રોધાક્રાંત થઇ વજ્રદંષ્ટ્ર નામના બીજા રાક્ષસ સરદારને મોકલ્યો. તેણે દક્ષિણ દરવાજેથી બહાર પડી અંગદપર છાપો માર્યો. વાનર અને રાક્ષસ સેનાની ભયંકર લડાઇ શરૂ થઇ. પછી અંગદે પણ હનુમાન જેવુંજ પરાક્રમ કરી વજ્રદંષ્ટ્રને જલદીથી યમપુરીમાં પહોંચાડયો. સેનાનો નાયક પડયો એટલે રાક્ષસ સૈન્ય લંકામાં પાછું ફર્યું. આ વર્તમાન રાવણને ખબર પડ્યા ત્યારે તેણે દાંત અને હોઠ કરડ્યા અને પ્રહસ્ત સેનાપતિને આજ્ઞા કરી કે શત્રુ સેના સામે અકંપનને મોકલવો. તે પ્રમાણે અકંપન સૈન્ય લઇ ઉપડયો. તે પાછો પશ્ચિમ દરવાજાપરથી બહાર પડતાંજ હનુમાનના સપાટામાં આવ્યો, કે હનુમાને એક વૃક્ષ ઉંચકી એવા જોરથી પ્રહાર કર્યો કે તેના મસ્તકના હજારો ટુકડા થઇ ગયા! આ પ્રમાણે અકંપનનો નિકાલ થયો તે ખબર પડતાંજ રાવણે પ્રહસ્તને જાતે વાનર સેનાપર ચડાઇ કરવા હુકમ કર્યો. મણિમાનને જીતનાર, મહાબળવાન્ પ્રહસ્ત સેનાપતિ, ચાર સરદારોના હાથ નીચે લક્ષાવધિ સેના લઇ, રથમાં બેસી નગર બહાર પડયો. તેને જોઇ સર્વ વાનર સૈન્ય એકત્ર થયું. રામે તેને જોઇ આ ઉંચો અને પ્રચંડ રાક્ષસ કોણ છે એમ વિભીષણને પૂછ્યું. ત્યારે તેણે જવાબ આપ્યો કે આ રાવણનો મુખ્ય સેનાપતિ પ્રહસ્ત ચઢી આવે છે. પ્રહસ્ત પૂર્વ દરવાજેથી બહાર પડયો તેથી લડાઇનો સર્વ ભાર નીલ સેનાપતિપર પડયો. રાક્ષસ અને વાનરોનું તુમલ યુદ્ધ ચાલ્યું, તેમાં લોહીની નદી વહેવા માંડી. બન્ને તરફના અસંખ્ય વીર યુદ્ધમાં પડ્યા. પણ છેવટે નીલે પ્રહસ્તને ઠાર કર્યો અને તેના ચાર સરદાર પણ લડાઇમાં માર્યા ગયા. એટલે શેષ રહેલા રાક્ષસો ભયભીત થઇ લંકામાં નાસી ગયા અને રાવણને સર્વ હકીકત કહી. ત્યારે રાવણે ક્રોધથી લાલ નેત્ર કરી, હાથ પછાડી, "હુંજ જાતે રામ-લક્ષ્મણની ખબર લઉં છું" એમ બોલી, પોતાનો રથ સજ્જ કરવા આજ્ઞા આપી. તે સમયે હજારો શંખ અને ભેરીના અવાજ અને વીરોના સિંહ-નાદોથી દશ દિશાઓ કંપવા લાગી! રાવણના રથની આસપાસ લાખો તરવાર ચમકવા લાગી; સારાંશ, સર્વ રાક્ષસ-સેના તેની સાથે સાથે બહાર પડવા તત્પર

થઇ. ત્યારે રાવણે તેઓને અટાવ્યા અને સર્વ લંકા રાક્ષસ-શૂન્ય થાય તો વાનર સેના ચારે બાજુથી હલ્લો કરે એમ સમજાવી તેઓને પાછા ફેરવ્યા. પછી રાવણ ચુંટી કહાડેલા લોકો સહિત ઓચિંતો ઉત્તર દરવાજેથી બહાર પડયો. તેને દૂરથી જોતાંજ રામે તરત ઓળખ્યો. તેનું તેજ, બળ અને ઐશ્વર્ય જોતાંજ રામના મનમાં સંતોષ થયો કે શત્રુ જોઇએ તો આવોજ સમોવડીયો જોઇએ. તેના બહાર પડવાની ખબર મળતાંજ સર્વ વાનર સેનાપતિઓ એકઠા થયા, અને રાક્ષસો સાથે તુમુલ યુદ્ધ કરવા લાગ્યા. રાવણે બાણો મૂકીને વાનર સૈન્યને દાણાદાણ કર્યું. ત્યારે હનુમાને ઓચિંતી છલંગ મારી તેના રથપર ચઢી જઇ તેના વક્ષઃ-સ્થળમાં જોરથી લતા-પ્રહાર કર્યો. તેની સાથેજ રાવણ નીચે ગબડી પડયો, પણ પડતાં પડતાં તે સાવધ થયો અને મારૂતીને પ્રહાર કરી રથ નીચે ગબડાવી પાડયો. તે જોઇ વાનર અને રાક્ષસોએ બન્ને વીરોની પ્રશંસા કરી. પછી રાવણે નીલપર શરવૃષ્ટિ કરી. મારૂતીએ રામને પ્રાર્થના કરીઃ—"રાવણ રથપર બેસી યુદ્ધ કરે છે તો આપ મારા ખભાપર બેસી યુદ્ધ કરો." ત્યારે રામે હનુમાનના ખભાપર બેસી રાવણ સાથે યુદ્ધ શરૂ કર્યું. તે મહા યુદ્ધનું વર્ણન શી રીતે થઇ શકે? "रामरावणयोर्युद्धं रामरावणयोरिव" એટલે રામ રાવણનું યુદ્ધ થયું તેને બીજા કોઇ પણ યુદ્ધની ઉપમા અપાય નહિ એવું અનુપમ થયું. છેવટે રામે એક બાણ તાકીને રાવણના વક્ષઃસ્થળમાં માર્યું અને બીજું બાણ મારી તેનો મુકુટ ઉરાડી મૂકયો! તે સમયે રાવણના મનમાં ભય ઉત્પન્ન થયો અને તેનો ઉત્સાહ ભગ્ન થઇ લંકા પ્રત્યે નાસી ગયો. (યુ. સ. ૫૧-૫૯.)

તે દિવસપર્યંત રાવણને પરાજય શું તે માલમ નહતું. બ્રહ્માના વરથી દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, નાગ, પક્ષી, વિગેરેથી અવધ્ય થયો ત્યારે માણસ તે કોણ માત્ર છે એમ તેના મનમાં ફાંકો હતો: અને માણસથી હું અવધ્ય થાઉં એમ તેણે બ્રહ્મા પાસ માગ્યું નહતું; બ્રહ્માએ પણ તેને સ્પષ્ટ કહ્યું હતું કે 'તારૂં મૃત્યુ મનુષ્યને હાથે છે.' તે વાકયની તેને હવે યાદ આવી. ચાર બાજુથી આકાશ ફાટયું જોઇ અને આજ પર્યંત પોતાના અંતઃકરણમાં નહિ પ્રવેશ થયેલી એવી બ્હીક લાગવા

માંજ્ઞાથી રાવણ અતિશય દુઃખિત થયો અને રાજ-મહેલમાં જઇ હવે શું કરવું તે વિચાર કરવા લાગ્યો. છેવટે આ પ્રસંગે કુંભકર્ણ ખરો ઉપયોગી પડશે, એમ વિચાર કરી તેને જાગૃત કરવા રાવણે આજ્ઞા આપી. કુંભકર્ણ નિદ્રાવશ થયાને ફક્ત નવ દિવસ થયા હતા. અને તે નવ, આઠ, સાત અથવા બહુ થાય તો છ મહિના શિવાય તો ઉઠતોજ નથી. છતાં બીજો કોઇ પણ ઇલાજ ન હોવાથી તેને ગમે તેમ કરી ઉઠાડી પોતાની ભયંકર સ્થિતિ નિવેદન કરવા રાવણે સચિવોને આજ્ઞા કરી. તે સાંભળતાંજ તેના સચિવો સુરા, માંસ, સુગંધ, પુષ્પો વિગેરે લઇ નિકળી પડ્યાઃ અને એક યોજન લાંબી એવી કુંભકર્ણની શયન કરવાની ગુફા આગળ આવી લાગ્યા. તે રાક્ષસો બળવાન હતા, તથાપિ તે ગુફામાં પ્રવેશ કરતાં તેઓને ઘણી મહેનત પડી. કારણ કુંભકર્ણના નાકમાંથી નિકળતા શ્વાસોશ્વાસના જોરથી, તેઓ ગુફાના દ્વાર પાસે આવતાંજ, પાછા ધકેલાઇ જતા હતા. છેવટે તેઓ જેમ તેમ કરી તે ગુફામાં પેસી કુંભકર્ણ પાસે આવી પહોંચ્યા. તે ગુફાની જમીન સુવર્ણ અને રત્નની ફરસબંધીની હતી. ત્યાં સર્વ પ્રકારનાં સુગંધી દ્રવ્યો ગોઠવ્યાં હતાં. એવી તે રમ્ય ગુફામાં કુંભકર્ણ પર્વત પ્રમાણે પડ્યો હતો. તેનું મુખ સહેજ વિકાસ્યુ હોવાથી ગુફા જેવું દિસતું હતું. તેના અંગપરના કેસ ઉભા થયલા અને મોટાં મોટાં શર સરખા દેખાતા હતા. તેનો શ્વાસ પર્વતના શિખરપર આવતા પ્રચંડ વાયુ સરખો ચાલતો હતો. એવા તે પ્રચંડ ધુત્વડને જાગૃત કરવા માટે તે રાક્ષસોએ પ્રથમ મોટા મોટા માંસના ડુંગરો ગોઠવ્યા. હરણો, કુક્કુરો, પાડાઓ વિગેરેના ખાંડીભર માંસોના તે ઢગલાઓ ભયંકર દેખાતા હતા. પછી તેને સર્વાંગે સુગંધી ચંદનનો લેપ કર્યો. અને તેના ગળામાં સુગંધી ફુલોની માળા ઘાલી. આમ તૈયાર કર્યાં પછી તે રાક્ષસોએ તેના કાનમાં હજારો શંખ વગાડ્યા, પરંતુ તે શંખ-નાદ વ્યર્થ ગયા. ત્યારે તેઓએ તેના કાન આગળ એક હજાર ભેરીઓનો નાદ કર્યો. તો પણ કાંઇ પત્તો લાગ્યો નહિ.! પછી તેઓએ મોટા મુદ્‌ગલ અને મુસળાંઓ વડે જોરથી તેના અંગપર પ્રહાર કર્યાં, પણ તે સુદ્ધાં વ્યર્થ ગયા ! છેવટે તેના અંગપર એક હજાર હાથીઓને ચલાવ્યા ત્યારે કુંભકર્ણને શરીર

પર કાંઇક ભાર પડગો હોય એમ લાગ્યું અને તેણે બગાસાં ખાવાં માંડ્યાં. તે ધીમે ધીમે જાગૃત થઇ બેઠો થયો કે તરતજ આસપાસ એકઠા થયલા રાક્ષસો નાસી છૂટ્યા. કુંભકર્ણે પ્રથમ તે માંસના ડુંગરોપર હાથ ચલાવ્યો; ભૂખ શાંત થયા પછી તે રાક્ષસોએ તેની આગળ જઇ સાષ્ટાંગ કર્યાં. તે સર્વનો તેણે સત્કાર કર્યો અને પૂછ્યું "મને શા માટે ઉઠાડયો છે? રાજા કુશળ છે? કાંઇ મોટો ભય તો ઉપસ્થિત થયો નથી? અથવા એમાં પૂછવાનું શું છે? તમે મને ગેરવખતે જાગૃત કર્યો છે તે પરથીજ રાજાપર ખચીત કાંઇ સંકટ આવ્યું હશે એમ મને લાગે છે. પરંતુ તમે ગભરાઓ નહિ. હું તે સંકટ દૂર કરીશ. મહેન્દ્ર પર્વત પણ ફાડી નાંખું કિંવા મહા પ્રચંડ અગ્નિને પણ હું શાંત કરી શકું એમ છું." તેના જવાબમાં સચિવોએ વિનંતિ કરી "રાવણ આપને યાદ કરે છે અને આપને બોલાવ્યા છે." તે સાંભળી તે ઉભો થયો અને બે હજાર ઘડા દારૂ સપાટાબંધ પી ગયો અને કિંચિત્ મદોન્મત્ત થઇ તે ગુફાની બહાર નિકળ્યો. લંકા નગરના રસ્તાપરથી તે રાજ-મહેલ તરફ જવા લાગ્યો ત્યારે તેનું પ્રચંડ શરીર લંકાના મહેલોથી પણ ઘણુંજ ઉંચું હોવાથી કોટની બહાર બેઠેલા વાનરોની દૃષ્ટિએ પડયું. તે દેખી હજારો વાનરો બીકથી નાસવા લાગ્યા. ત્યારે રામે બિભીષણને આ કોણ છે એમ પૂછયું. તેના જવાબમાં વિભીષણે કહ્યું: "આ રાવણનો પ્રચંડ બંધુ કુંભકર્ણ છે. એ ઇંદ્રના જેવો પરાક્રમી છે. પરંતુ એનાથી બ્હીવાની જરૂર નથી." પછી રામે, સુગ્રીવ અને વિભીષણના સલાહથી, વાનર-સેનામાં દાંડી ફેરવી કે "આ રાક્ષસોએ ઉભું કરેલું એક યંત્ર છે. એથી બ્હીવાનું કારણ નથી." આમ વાનરોની સમજુત કરતા હતા તેવામાં કુંભકર્ણ રાજ-મહેલ સુધી પહોંચી ગયો અને રાવણ દીન મુખ કરી પુષ્પક વિમાનમાં પર્યંકપર બેઠો હતો ત્યાં જઇ તેને નમસ્કાર કરી "મને કેમ બોલાવ્યો?" એમ પ્રશ્ન કર્યો. તેને ઉત્તમ આસનપર બેસાડી રાવણ ક્રોધથી લાલ નેત્ર કરી બોલ્યો:—"હે કુંભકર્ણ! આ સમય નિદ્રાધીન થવાનો છે? તું તારી ગુફામાં મસ્ત પડી રહે છે તેથી રામ રૂપી ભય મારાપર આવી

પડયો છે તે તને માહીત નથી. આ લંકા તરફ દૃષ્ટિ કર ! આ સર્વ વનો અને ઉપવનો વાનર સેનાથી વ્યાપ્ત થયાં છે. રામે સમુદ્રપર સેતુ બાંધી એટલા વાનરો આણ્યા છે કે આ સર્વ લંકા એક વાનરમય સમુદ્ર જેવી થઇ રહી છે ! રાક્ષસના હજારો વીરો રોજ પડે છે. આપણા મોટા મોટા સરદારો રણમાં પડ્યા, પણ વાનરનો નાશ થતો નથી. લંકામાં સર્વ ફક્ત બાળ, વૃદ્ધ અને સ્ત્રીઓજ રહ્યાં છે. સર્વ ખજાનો ખલાસ થયો છે. માટે હવે તુ મારૂં અને આ શહેરનું રક્ષણ કર. મારે માટે તું મહાન્ પરાક્રમ કરી બતાવ. મેં આજ પર્યંત ભાઇ આગળ પણ આવી વિનંતિ કરી નથી. ”

રાવણનું આ દીન વચન સાંભળી કુંભકર્ણ મોટેથી હસી બોલ્યો:—“ મેં પ્રથમ રાજ-સભામાં સલાહ આપી જે ભવિષ્ય ભાખ્યું હતું તે પ્રસંગ આટલો જલદીથી આવશે એમ મને લાગ્યું ન હતું. પણ નવાઇ શી ? **દુષ્કર્મનું ફળ ઘણુંજ જલદીથી આવે છે.** પ્રથમથીજ આ કર્મ અવિચારથી થયું છેઃ આગળ શું પરિણામ આવશે તેનો એમાં વિચાર થયો નથી. હશે ! હવે તું સંતાપ કરીશ નહિ. ક્રોધ છોડી દઇ સ્વસ્થ થા ! હું જે પૂર્વે બોલ્યો તે બંધુ-પ્રેમથી અને બંધુના સગપણથી બોલ્યો. પરંતુ પ્રસંગ પડતાં ભાઇએ ભાઇને કેવી રીતે મદદ કરવી તે પણ હું તને કરી દેખાડું છું. આજ રણમાં હું તારા શત્રુનો નાશ કરીશ; પછી તે પ્રત્યક્ષ ઇંદ્ર હો, કે યમ હો કે વાયુ હો, તેની મને પરવા નથી. હું આ ચાલ્યો. ” એમ કહી રાવણને પુનઃ નમસ્કાર કરી પ્રદક્ષિણા કરી કુંભકર્ણ ત્યાંથી નિકળ્યો. તે સમયે રાવણે ઉભા થઇ તેને આલિંગન કર્યું અને તેના ગળામાં રત્નહાર પહેરાવી પુષ્પમાળા વિગેરે અર્પણ કર્યાં. આ પ્રમાણે ભાઇ અને રાજાથી પૂજાયલો કુંભકર્ણ એક ભયંકર ત્રિશૂળ લઇ બહાર પડયો. તે સમયે રાક્ષસોએ પોતાના ઘરોમાંથી તેના પર પુષ્પ-વૃષ્ટિ કરી. રાવણની આજ્ઞાનુસાર સંખ્યાબંધ પાયદળ અને હથીઓ તેની સાથે રણમાં ગયાં. પ્રચંડ કુંભકર્ણ દરવાજામાં માય એમ ન હતું. તેથી તેણે કોટપરથી એક પગ બહાર મૂકી સહેલથી કોટ ઓળંગ્યો. આ મહાન્ સંકટ દેખી રાક્ષસ સૈન્યમાંજ નાસ ભાગ થવા લાગી. ત્યારે રાજપુત્ર અંગદ સર્વને હાક મારી કહેવા લાગ્યોઃ—

“ અરે! આપણાં પૂર્વનાં પરાક્રમ યાદ કરો! આપણાં ગર્વયુક્ત વચનોનું સ્મરણ કરો! અને આ સમયે પરાક્રમ કરી બતાવો! આ નાસી જવાનો સમય નથી!” આ હાક સાંભળી વાનરો પાછા ફર્યાં અને તે પર્વત જેવા શરીરવાળા રાક્ષસપર તેઓએ હલ્લો કરવા માંડયો. કોઇએ મોટા મોટા પથ્થર, તો કોઇ મોટાં મોટાં વૃક્ષો, તો કોઇએ પર્વતોનાં શૃંગો લાવી લાવી તેનાપર ફેંકયાં, પરંતુ તે સર્વ તેનાં કઠણ શરીરપર પડી ચૂરેચૂરા થઇ ગયાં! આણી તરફથી કુંભકર્ણે વાનર સૈન્યનો નાશ કરવા માંડયો. હજારો વાનરો લોહી લોહાણ થઇ વસંતઋતુમાં લાલ પુષ્પોથી શોભતાં વૃક્ષો પ્રમાણે શોભવા લાગ્યા. કેટલાક વાનરો ભયભીત થઇ નાઠા. તે એટલા ગભરાટમાં નાઠા કે કેટલાક સમુદ્રમાં જઇ પડયા અને કેટલાક આકાશ માર્ગે ઉડ્યા. તથાપિ ઘણા વાનરો ઘણીજ બહાદુરીથી કુંભકર્ણને વળગ્યા અને તેને નખ અને દાંતેવતી ફાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કુંભકર્ણ પણ હજારો વાનરને પકડીને પોતાની કાખમાં દબાવતોઃ કેટલાકને પકડીને મોમાંજ નાંખી દેતો; તેમાંના કોઇક તેનાં નાકવાટે બહાર પડી નાસી જતા. આ પ્રમાણે તેણે ભયંકર સંહાર ચલાવ્યો. એવામાં મારૂતીએ ઘણા જોરથી તેના હાથમાંથી ત્રિશૂળ ખેંચી લીધું અને પગેવતી તેના ટુકડે ટુકડા કર્યાં. ત્યારે તે એક ગિરિશૃંગ લઇ રામપર ધસી ગયો. પણ રામે એક બાણ મૂકી તે ગિરિશૃંગના કકડે કકડા કર્યાં. પછી બીજાં બાણો મૂકી રામે તે રાક્ષસને જર્જર કરી નાંખ્યો. જે બાણોએ ઋષ્યમૂક પર્વતપરનાં સાત વૃક્ષો ઉરાડી નાંખ્યાં હતાં. અને જે બાણોએ વાળીને જમીનદોસ્ત કર્યો હતો, તે બાણો હવે કુંભકર્ણના શરીરપર યમદૂત માફક પડવા લાગ્યાં. વાય્વાસ્ત્રથી રામે કુંભકર્ણનો જમણો હાથ કાપી નાંખ્યો, ત્યારે તે રાક્ષસ એક હાથેવતી એક તાલ-વૃક્ષ લઇ રામપર ધસ્યો. ત્યારે રામે ઇંદ્રાસ્ત્રે તેનો ડાબો હાથ તે તાલવૃક્ષ સહિત ઉરાડી મૂકયો. તો પણ તે આગળ ધસી આવવા લાગ્યો; ત્યારે રામે બે બાણ મૂકી તેના બે પગ કાપી નાંખ્યા. ત્યારે તેનું ધડ એટલા જોરથી જમીનપર પડયું કે તેથી આખી લંકા ધ્રુજી ગઇ! અંતે બ્રહ્માસ્ત્ર છોડી રામે કુંભકર્ણનું શિર

છેલ્યું ! બ્રહ્માસ્ત્રથી છેદાયલું તે શિર એવા જોરથી લંકામાં જઇ પડયું કે તેથી ઘણાં મકાનો ચંપાઇગયાં ! તેનું ધડ જમીનપર પડયું તે સમુદ્ર પર્યન્તપસરેલું હોવાથી સમુદ્રનાં માછલાંને પણ કુંભકર્ણનું માંસમળ્યું ! આ પ્રમાણે આજ પર્યન્ત નહિ જીતાયલા એવા તે પ્રચંડ રાક્ષસનો રામે વધ કર્યો: તેથી સર્વ વાનર-સૈન્યને તેમજ રામ-લક્ષ્મણને અતિશય આનન્દ થયો. ( યુ. સ. ૫૯-૬૭. )

રામે કુંભકર્ણનો વધ કર્યો તે સાંભળી રાવણને જે શોક થયો તેનું વર્ણન કરી શકાતું નથી. કુંભકર્ણપર તેનો મોટો આધાર હતો. રામે પોતાને હરાવી રણમાંથી નસાડી મૂકયો હતો તેના કરતાં પણ કુંભકર્ણના વધથી તેને વધારે શોક થયો. પોતાનાપર નિઃસીમ પ્રેમ કરનાર અને પ્રચંડ શક્તિવાળો પોતાનો સગો ભાઇ રણમાં પડયો ત્યારે લડાઇમાં આપણે જીતવાના નથી એમ રાવણની પક્કી ખાત્રી થઇ અને તેના હાથપગ ઢીલા થઇ ગયા. તેની આવી સ્થિતિ જોઇ તેના પુત્રો ત્રિશિરા, અતિકાય, દેવાંતક અને નરાંતકે વિનંતિ કરી:—" રામલક્ષ્મણને જીતવાને સમર્થ અને આપની આજ્ઞાનીજ વાટ જોનારા હમારા સરખા પુત્ર આપની સમક્ષ ઉભા છતાં આપ કાળજી શા માટે કરો છો ? " તેઓનાં આ વીર્ય અને ઉત્સાહ ઉત્પન્ન કરનારાં વચન સાંભળી રાવણે તેઓનાં વખાણ કર્યાં. અને તેઓને વાનરપર હલ્લો કરવા આજ્ઞા કરી. વળી તેઓના રક્ષણ માટે મહોદર અને મહાપાર્શ્વ નામના બે રાક્ષસ સરદારો નીમ્યા. તે સરદારો અનેક રાક્ષસો લઇ જુદે જુદે દરવાજેથી બહાર નિકળી વાનરોપર તૂટી પડ્યા. એટલે ફરી પાછું વાનર-રાક્ષસનું યુદ્ધ શરૂ થયું. નરાંતક ઘોડાપર બેસી પ્રાસ વડે યુદ્ધ કરતો હતો અને તેણે હજારો વાનરોને ઠાર માર્યાં. ત્યારે તેનાપર અંગદે ચાલ કરી. તેનાપર નરાંતકે પ્રાસનો ઘા કર્યો, પણ તેના ટુકડે ટુકડા થઇ ગયા, પછી અંગદે તેના ઘોડાને એવા જોરથી લતા-પ્રહાર કર્યો કે તે ઘોડાનું મ્હો પહોળું થઇ જઇ લાંબી જીભ બહાર પડી મરણ પામ્યો. બાદ નરાંતકને એક મુષ્ટિપ્રહાર કરી અંગદે યમ-લોકમાં પહોંચાડયો. તે જોઇ દેવાંતક, મહોદર અને ત્રિશિરા સામટા અંગદપર તૂટી પડ્યા. અંગદે

એક વૃક્ષનો પ્રહાર કરી દેવાંતકને ઠાર કર્યો; એવામાં હનુમાન્ તેની મદદે દોડી આવ્યા અને મહોદર તથા ત્રિશિરાને પૂરા કર્યા. આ પ્રમાણે પોતાના ભાઇ અને કાકા માર્યા ગયા તે જોઇ રથપર બેસી યુદ્ધ કરનારો અતિકાય ક્રોધ અને દુ:ખથી આકુળ થઇ ગયો અને તેણે અંગદ અને હનુમાન્‌પર બાણની વૃષ્ટિ કરી. બ્રહ્મદેવના વરદાનથી અતિકાયને અવધ્ય કવચ મળ્યું હતું તેથી તેનાપર વાનરોએ નાંખેલાં વૃક્ષ અને પાષણો વ્યર્થ જતાં હતાં. અને તેણે બે ઘડી સુધી વાનર સૈન્યમાં હાહાકાર વર્તાવ્યો. ત્યારે લક્ષ્મણ તેની સામે આવ્યા અને તેનાપર અનેક અસ્ત્રો ફેંક્યાં. પણ તેમાંથી એકપણ તેને લાગ્યું નહિં. ત્યારે છેવટે અંતરિક્ષમાંથી વાયુએ લક્ષ્મણને સૂચના કરી કે ' આ રાક્ષસ બ્રહ્માસ્ત્ર શિવાય મરણ પામવાનો નથી, કારણ એણે શરીરપરબ્રહ્માનાવરદાનથી અવધ્ય થયલું કવચ પહેરેલું છે. ' ત્યારે લક્ષ્મણે બ્રહ્માસ્ત્ર મૂક્યું તેની સાથેજ અતિકાયનું મસ્તક મુકુટ સહિત જમીનપર પડ્યું ! ( યુ સ ૬૮–૭)

મહોદર સાથે ચારે રાજપુત્રો આ પ્રમાણે રણમાં પડ્યા: તે જોઇ સુગ્રીવે હનુમાનને કહ્યું:—" રાવણના કુંભકર્ણાદિ ત્રણ બંધુ મૃત્યુ પામ્યા; હવે રાવણ ઘણું કરી કોઇને પણ છાપો મારવા દરવાજા બહાર મોકલશે નહિ; માટે શત્રુને જર્જર કરવાનો આજ ખરો વખત છે. બધા ચપળ અને બળવાન્ વાનરોએ લંકામાં ઘાસની પૂળીઓ લઇ દાખલ થઇ શહેરમાં આગ લગાડવી." આ આજ્ઞા થતાંજ હનુમાને કેટલાક વીર યોધ્ધાઓ ચૂંટી કહાડી તેના હાથમાં ઘાસની પૂળીઓ આપી. સાંજ પડતાંજ તે વાનરો સળગતી ઘાસની પૂળીઓ લઇ લંકામાં ચારે બાજુથી ધુસ્યા અને મોટાં મોટાં મકાનોની અગાસીપર ચઢી તે મકાનોને આગ લગાડી. થોડાજ સમયમાં લંકામાં ભયંકર આગ પ્રસરી રહી. હજારો મકાનો સળગી ઉઠી ધડાધડ પડી જવા લાગ્યાં! અગરૂ અને ચંદનનાં મૂલ્યવાન્ લાકડાંઓ સળગવા લાગ્યાં: હીરા, મોતી, પોખરાજ વિગેરે અગ્નિના તાપના જોરથી તડાતડ ફાટવા લાગ્યાં; ઉત્તમ ઉત્તમ રેશમી અને ઉનનાં કાપડો બળી રાખ થઇ ગયાં; એટલુંજ નહિ, પણ આગમાંથી નાસી છૂટવાનો માર્ગ ન હોવાથી પુરૂષો, સ્ત્રીઓ, બાળકો અને

નોકર ચાકરો પણ બળી મુઆ. તે વખતના લંકામાં વર્તેલા ભયંકર પ્રસંગનું શું વર્ણન કરવું? અગ્નિની પ્રચંડ જ્વાળા આકાશ પર્યંત પહોંચી જવા લાગી અને તે જ્વાળાનો પ્રકાશ સમુદ્રપર પડવાથી સમુદ્રનું પાણી,-રક્તથી ભરાઇ ગયું હોય તેમ,-લાલ દેખાવવા લાગ્યું. સેંકડો હાથીઘોડાઓ બંધન તોડી ચારપાસ દોડવા લાગ્યા. તેથી પણ પ્રાણ-હાનિમાં ઉમેરો થયો. એવાં જાનવરોનાં સપાટામાં આવી પડેલાં અથવા અગ્નિના અસહ્ય તાપથી તપ્તથયલાં સ્ત્રીપુરૂષોના હૃદય-દ્રાવક પોકારો બબ્બે કોસ સુધી સંભળાવવા લાગ્યા. કપડાં સળગેલાં અથવા અર્ધાંગ બળી ગયલા રાક્ષસો શહેર બહાર પડવા માંડ્યા તેમ તેમ તેને વાનરો ઠાર મારવા લાગ્યા. આ પ્રમાણે ભયંકર પોકાર થતો જોઇ તેમજ પ્રત્યેક દરવાજાપર ઘાસની પૂળીઓ લઇ ઉભા રહેલાં વાનર સૈન્યને જોઇ રાવણના શરીરમાં લાય લાગી. તેણે કુંભકર્ણના પુત્ર કુંભ અને નિકુંભને શત્રુપર હલ્લો કરવા આજ્ઞા કરી. તે સાંભળતાંજ તેઓ વાનર સૈન્યપર તૂટી પડ્યા; તેની સાથેજ રાવણની આજ્ઞાથી યૂપાક્ષ, શોણિતાક્ષ, પ્રજંઘ અને કંપન એ ચાર સરદાર ગયા. પણતે સર્વ તુમુલ- યુદ્ધ કરી છેવટે રણમાં પડ્યા. પછી રાવણે ખરના પુત્ર મકરાક્ષને મોકલ્યો; તેને પણ રામે ઠાર કર્યો. ત્યારે રાવણે છેવટે ક્રોધથી દાંત કચકચાવી ઇંદ્રજીતને કહ્યું-"હે ઇંદ્રજીત્! તેં ઇંદ્રને પણ જીત્યો છે. તારી સામે રામ લક્ષ્મણ ટકી શકશે નહિ. માટે તું જાતે જઇ રામ લક્ષ્મણને રણમાં ઠાર મારી મને આ ચિંતામાંથી મુક્ત કર." આ પ્રમાણે આજ્ઞા થતાંજ ઇંદ્રજીત્ ઉત્તમ રથમાં બેસી યુદ્ધ કરવા નગર બહાર પડ્યો. (યુ. સ. ૭૫-૭૯.)

રણમાં અગ્નિને આહુતી આપી યુદ્ધે ચઢે તો અદસ્ય થાય એમ ઇંદ્રજીતને બ્રહ્માનું વરદાન હતું: અને તે કારણથીજ એની સામે શત્રુનું જોર ચાલતું હતું નહિ. નિત્ય પ્રમાણે આ વખતે પણ ઇંદ્રજીત્ નિકુંભલા દેવીના સ્થાનકે જઇ આસપાસ રાક્ષસનો પહેરો રાખી રથમાંથી નીચે ઉતર્યો, અને તેણે રણભૂમિપર યજ્ઞનો આરંભ કર્યો. રક્તવસ્ત્ર પહેરેલી રાક્ષસીઓ તેને મદદ કરતી હતી. અગ્નિની પ્રતિષ્ઠા કરી આસપાસ દર્ભને ઠેકાણે તરવારો ગોઠવી, બિલ્લાના ઝાડનાં સમિધ અને

લોખંડના સુરવાથી તેણે આહુતિ આપી અને એક જીવતો બકરો અગ્નિને અર્પણ કર્યો. અગ્નિએ પુરૂષ રૂપ ધારણ કરી જાતે બહાર આવી તે બકરો ગ્રહણ કર્યો. આ પ્રમાણે યજ્ઞ કરી ઇંદ્રજીત્ રથમર ચઢતાંજ તે રથ અદૃશ્ય થયો અને તેણે વાનર સૈન્યપર ધસી જઇ બાણનો વરસાદ શરૂ કર્યો. બાણ ક્યાંથી આવે છે તે વાનર સૈન્યને સમજ પડે નહિ; તેથી તે બિચારા અતિશય ગભરાટમાં પડ્યા. તે લોકોએ અટકળથી આસરે ઇંદ્રજીત્‌ની દિશામાં પુષ્કળ પથ્થરો ફેંક્યા; પરંતુ બાણોનો વરસાદ બંધ થયો નહિ. અર્વાચીન કાળમાં દારૂગોળાના ઉપયોગથી એવીજ સ્થિતિ થયલી છે! કોઇ ગુપ્ત સ્થળે તોપો ગોઠવી, મારો શરૂ કર્યો કે ક્યાંથી ગોળા આવે છે તે ઘણા વખત સુધી સમજ પડતી નથી! તેવીજ રીતે ઇંદ્રજીતનો મારો શરૂ થયો કે લાખો વાનરો મરણ પામ્યા; હજારો આમતેમ દોડવા લાગ્યા અને હજારો પલાયમાન થઇ ગયા. રામ લક્ષ્મણપર પણ આ બાણનો વરસાદ શરૂ થયો. ત્યારે તેઓએ અસ્ત્રવિદ્યાના બળની અને હસ્તલાઘવથી તે બાણોનો પ્રતિકાર કર્યો; પણ ઇંદ્રજીત્ તેઓની દૃષ્ટિએ પડયો નહિ અને તે કારણથી તેઓનો કાંઇ પણ ઉપાય ચાલ્યો નહિ. આખરે લક્ષ્મણે "રાક્ષસ માત્રનો નાશ કરવા બ્રહ્માસ્ત્ર છોડું છું કે ઇંદ્રજીત્ જ્યાં હશે ત્યાંથી મરણ પામશે" એમ ક્રોધથી રામને કહ્યું. પણ, "**અપરાધી તેમજ નિરપરાધી બન્નેનો સામટો નાશ કરવો નહિ;** જે આપણી સાથે લડતો ન હોય તેને આપણે હણવો નહિ એમ નીતિનો નિયમ છે. માટે એવી રીતે બ્રહ્માસ્ત્રનો ઉપયોગ કરીશ નહિ. ઇંદ્રજીત્ મોડો વહેલો આપણી દૃષ્ટિએ પડ્યા શિવાય રહેવાનો નથી." એમ કહી રામે તેને વારી રાખ્યા. શ્રીરામચંદ્રની નીતિમત્તા અને ધર્મપરાયણતા કેટલી દૃઢ! આવા કઠણ પ્રસંગે પણ તેમણે ક્રોધને વશ થઇ ધર્મનો ત્યાગ કર્યો નહિ! ઇંદ્રજીત્ રામ લક્ષ્મણ સાથે અદૃશ્ય રહી એક પ્રહર લડયો, પણ જ્યારે રામ લક્ષ્મણને હરાવી શકયો નહિ ત્યારે દુઃખિત થઇ લંકામાં પાછો ફર્યો.

રામ લક્ષ્મણને જીતવાને તેણે બીજે દિવસે એક વિલક્ષણ યુક્તિ

રચી. એક માયાવી સીતા તૈયાર કરી પોતાના રથમાં બેસાડી, તે પશ્ચિમ દરવાજેથી બાહર પડયો. ત્યાં હનુમાન્ વાનર સૈન્ય સહિત તેને આવકાર આપવા તૈયાર હતાજ. તે ઇંદ્રજીત્પર તૂટી પડ્યા. ત્યારે ઇંદ્રજીત્ પોકાર કરી બોલ્યોઃ—"અરે મૂર્ખો! તમારા સર્વની આશા હું તરતજ ભંગ કરૂં છું. રાક્ષસોપર આવી પડેલા અનર્થનું મૂળ આ પાપિણી છે. માટે એનો વધ કરી પછી તારી, સુગ્રીવની રામની અને લક્ષ્મણની ખબરલઇશ." એમ બોલી તે માયાવી સીતાના કેશ ડાબે હાથે પકડી તેનું શિર જમણે હાથે છેદી નાંખ્યું! તેનું આ અત્યંત નિંદ્ય અને દારૂણ કર્મ જોઇ મારુતીનાં શરીરપર રૂવાંટી ઉભી થઇ. તેણે સીતાને જોયાં હતાં: તેપરથી રામનાં પ્રિય પત્ની સીતા ખરેખર મરણ પામ્યાં એમ તેની ખાત્રી થઇ: અને દુઃખ અને ક્રોધના આવેશમાં તેણે એક પ્રચંડ શિલા ઉંચકી ઇંદ્રજીતપર ફેંકી. પણ તેના સારથીએ રથ એકદમ ફેરવી નાંખી તે શિલાનો પ્રહાર ચૂકાવ્યો. અને તે શિલા જોરથીજમીનપડી તેમાં ઘુસી ગઇ. આમ શિલા વ્યર્થ ગયલી જોઇ મારૂતીને પુનઃ અતિશય દુઃખ થયું અને હવે યુદ્ધ કરવું વ્યર્થ છે. એમ કહી સૈન્ય એકત્ર કરી તેઓ રામ આગળ જવા નિકળ્યા. આણી તરફ ઇંદ્રજીત્ પણ નિત્ય પ્રમાણે રણભૂમિપર યજ્ઞ કરવા માટે નિકુંભિલા તરફ ચાલતો થયો.

પશ્ચિમ દરવાજાપર ઇંદ્રજીત્ અને મારૂતી વચ્ચે યુદ્ધ શરૂ થયું છે એમ ખબર પડતાંજ રામચંદ્રે જાંબુવાનને મદદે મોકલ્યા હતા. તેને દીનવદન થયલા હનુમાન્ અર્ધે રસ્તે મળ્યા. મારૂતીએ રામપાસે જઇ તે ભયંકર હકીકત કહીઃ ત્યારે જેમ કોઇ વૃક્ષ મૂળ કાપી નાંખ્યાથી તૂટી પડે તેમ શ્રીરામચંદ્ર જોરથી જમીનપર પડ્યા. તેમને લક્ષ્મણે તરતજ પોતાના હાથમાં લઇ લીધા. પછી ક્રોધ અને દુઃખથી સંતપ્ત થઇ લક્ષ્મણ બોલ્યાઃ—"હે રામ! ધર્મ, ધર્મ કરી તમે તેનું જીવથી પણ વધારે રક્ષણ કરો છો. પરંતુ તે ધર્મ તમારૂં રક્ષણ કરતો નથી. મને તો લાગે છે કે ધર્મ અને અધર્મ એવી ચીજજ નથી. અધર્મ ખરેખર હત તો રાવણ નરકમાં ગયો હત. અને ધર્મ ખરો હત તો તમને પણ દુઃખપર દુઃખ પડ્યાં હત નહિ. જો ધર્મ સાચવ્યાથી ખરેખર સુખ

મળતું હત તો માણસોની અધર્મ તરફ વૃત્તિજ થાત નહિ. ધર્મ-પરાયણ માણસો દુઃખ પામે છે. અને અધર્મીઓ સમૃદ્ધિવાન્ થાય છે. માટે ધર્મ અને અધર્મ એ વાતજ ખોટી છે. અથવા ધર્મ નપુંસક છે અને બળનો આશ્રય કરી રહે છે. કારણ બળ અને પરાક્રમથી સર્વ પ્રાપ્ત થાય છે. માટે તમે કેવળ પરાક્રમનોજ માર્ગ કાં સ્વિકારતા નથી? ધર્મ અધર્મ શું કહ્યાં કરો છો? મને લાગે છે કે 'અર્થ' એજ 'ધર્મનું મૂળ છે. તમે રાજ-પાટ છોડી દીધું ત્યારેજ આ મૂળ નાશ પામ્યું. જેની પાસ અર્થ છે તેજ માણસ બુદ્ધિવાન, પરાક્રમી, અને સર્વગુણ સંપન્ન છે. અર્થથીજ હર્ષ, કામ, ધર્મ, શમ, દમ વિગેરે સર્વ પ્રાપ્ત થાય છે. પિતાની આજ્ઞાથી તમે આ વલ્કલ ધારણ કર્યાં ત્યારથીજ એ 'અર્થનો' તમે ત્યાગ કર્યો છે; અને તેથીજ તમારી ભાર્યા રાવણ હરણ કરી ગયો અને હવે તેનો આ દુષ્ટ ઇંદ્રજીતે વધ કર્યો!" મનુષ્યપર જ્યારે એક પછી એક પુષ્કળ સંકટો આવે છે ત્યારે સદાચરણી પુરૂષોનાં અંતઃકરણમાં પણ કેવી ધાંધલ મચી રહે છે અને તેઓનાં મનમાં ધર્મ પ્રત્યે કેવી અશ્રધ્ધા ઉત્પન્ન થાય છે તેનો ચિતાર કવિએ આ પ્રસંગે આપ્યો છે.

રામચંદ્રને લક્ષ્મણના ભાષણનો ઉત્તર આપવાની જરૂર સુધ્ધાં પડી નહિ. સુગ્રીવ અને બીજા વાનરો શેકાકુલ થઇ રામની આસપાસ બેઠા હતા તે વખતે વિભીષણ ત્યાં હાજર હતા નહિ. તે લંકાની આસપાસ ગોઠવેલી સર્વ ચોકીની વ્યવસ્થા જોવા ગયા હતા. તે આ ક્ષણે પાછા આવ્યા. તેણે આ હકીકત સાંભળતાંજ રામનું સાંત્વન કરી કહ્યું:—"હે રામ! તમે જરાપણ શોક કરો નહિ. રાવણ સીતાનો કદી પણ ઘાત કરે એમ નથી. મે તેને સીતા પાછી આપવા માટે અનેક પ્રકારે વિનંતિ કરી હતી. પણ તેણે મારૂં માન્યુ, નહિ. ગમે તે થાય તો પણ રાવણ સીતાનું જીવથી પણ વધારે રક્ષણ કરશે. ઇંદ્રજીતે વધ કર્યો તે સીતા માયાવી સીતા હોવી જોઇએ. ઉઠો આ શોક કરવાનો સમય નથી. ઇંદ્રજીત્ નિકુંભિલા દેવીનો યજ્ઞ કરવા જાય છે. યજ્ઞ સમાપ્ત થઇ તે રથપર ચઢયો તો પછી દેવ પણ તેને જીતી શકે એમ નથી. માટે લક્ષ્મણને મારી સાથે મોકલો. હમે તાબડતોબ યજ્ઞ

પૂરો થાય તે પહેલાંજ નિકુંભિલામાં જઇ તેનાપર હલ્લો કરી તેને ઠાર કરીશું." વિભીષણનું આ ઉત્સાહજનક ભાષણ અને યોગ્ય સલાહ સાંભળી રામે તાબડતોબ વિભીષણ સાથે જવા લક્ષ્મણને આજ્ઞા આપી. અને તેની મદદે હનુમાન્ અને જાંબુવાન્‌ને સૈન્ય સહિત મોકલ્યા.

લક્ષ્મણ રામચંદ્રની પ્રદક્ષિણા કરી ચરણ વંદન કરી નિકળ્યા તે વિભીષણ, જાંબુવાન્ અને હનુમાન્ સહિત સપાટાબંધ નિકુંભિલાના મંદિર આગળ આવી પહોંચ્યા. પોતાના કામમાં વિઘ્ન આવે નહિ માટે ઇંદ્રજીતે મોટું રાક્ષસ સૈન્ય મંદિર આસપાસ ચોકી કરવા મૂક્યું હતું. તેનાપર એકદમ હલ્લો કરવાની આજ્ઞા વિભીષણે હનુમાન્ અને જાંબુવાન્‌ને આપી. ત્યારે તેઓ બન્ને સૈન્ય સહિત રાક્ષસ-સૈન્યપર તૂટી પડ્યા. આવો જોસબંધ હલ્લો થતો જોઇ, ઇંદ્રજીત્ યજ્ઞ-કર્મ છોડી ઉઠ્યો અને રથપર ચઢી તેણે હનુમાન્‌પર બાણોનો વરસાદ શરૂ કર્યો. વિભીષણે ઇંદ્રજીતનું મંદિર દૂરથી લક્ષ્મણને બતાવ્યું અને તેની પાસનું એક વડનું વૃક્ષ પણ બતાવ્યું. તેની દાટ છાયાથી, તેમજ તેની હજારો શાખા જમીનમાં ગઇ હતી, તેની છાયાથી, તે ઝાડ નીચે ઘોર અંધકાર હતો. વિભીષણે લક્ષ્મણને કહ્યું કે:—"ઇંદ્રજીત આ ઝાડના અંધારામાં યજ્ઞ કરે છે. તે બહાર નિકળ્યો છે: માટે એને વડનીચે પાછો જવા દેશો નહિ." લક્ષ્મણે આગળ વધી મોટેથી હાંક મારી ઇંદ્રજીત્‌ને દ્વંદ્વયુદ્ધ કરવા બોલાવ્યો. ત્યારે ઇંદ્રજીત્ ક્રોધથી હનુમાન્‌ને છોડી વિભીષણ તરફ વળ્યો. અને દાંત અને હોઠ કરડી તેને કહેવા લાગ્યો:—"હે રાક્ષસાધમ! તું મારો કાકો થઇ મને મારવા માટે તત્પર થયો છે. તને ધિઃકાર છે! અરે, તું તારી જાત અને આજ પર્યંતનો સ્નેહ-સંબંધ વિસરી ગયો! સ્વજનને છોડી પરજનનો દાસ બન્યો! તેથી સર્વ લોકો તારી નિંદા કરશે. સ્વજન દુર્ગુણી હોય તો પણ પારકા કરતાં તે પુષ્કળ ઉત્તમ છે, કારણ પારકા તે પારકાજ! જે માણસ સ્વપક્ષ છોડી પરપક્ષને મળે છે તે પોતાના પક્ષનો નાશ થયા પછી પરપક્ષને હાથે માર્યો જાય છે; તે વાત, હે મૂર્ખ! તને ખબર નથી કે?" પોતાના ભત્રીજાના આ કઠોર વચન સાંભળી વિભીષણે ઉત્તર આપ્યો:—"ધર્મથી પરાવૃત થયેલા

પાપી મનુષ્યનો ત્યાગ કરવોજ જોઇએ, પછી તે સગો હોય કે ન હોય. પરસ્ત્રીનો અભિલાષ કરનારા તેમજ પરદ્રવ્યનું હરણ કરનારા એ બન્નેનો બળતાં ઘર માફક ત્યાગ કરવો એમ શાસ્ત્રમાં કહ્યું છે. પરદ્રવ્યનું હરણ તેમજ પરસ્ત્રીનો અભિલાષ અને પોતાના મિત્રોનો અવિશ્વાસ એ ત્રણે ભયંકર છે. અભિમાન, રોષ, દીર્ઘ વેર, નીતિના ઉપદેશની વિરૂદ્ધ થવું ઇત્યાદિ ઐશ્વર્યનો અને જીવિતનો નાશ કરનારા બીજા દુર્ગુણો પણ તારા પિતામાં વાસ કરી રહ્યા છે. તે કારણોથી મેં તેનો ત્યાગ કર્યો અને તે વખતેજ મેં કહ્યું હતું કે આ શહેર નાશ પામ્યા શિવાય રહેવાનું નથી. હશે. મેં મારૂં કર્તવ્ય કર્યું. પરંતુ તું નાદાનપણાને લીધે, ઉદ્ધતાઇના આવેશમાં, તેમજ મૃત્યુના જડબામાં સપડાયો છે તે કારણથી, ફાવે તે પ્રમાણે બોલે છે; તો બોલ! પણ આ વખતે લક્ષ્મણના બાણોમાંથી તું તારૂં રક્ષણ કર." વિભીષણને ઇંદ્રજીતે ઉત્તર આપ્યો નહિ. પણ ક્રોધથી લાલ થઇ લક્ષ્મણપર ધસી ગયો. તે બેનું દ્વંદ્વયુદ્ધ થયું તે જોવાને દેવ અને દાનવો આકાશમાં એકઠા થયા. ત્રણ દિવસ અને રાત એકસરખું યુદ્ધ ચાલ્યા પછી લક્ષ્મણે બાણેવતી ઇંદ્રજીતનું શિર ઉડાવી દીધું. ત્યારે દેવતાઓએ આકાશમાં દુંદુભિ વગાડ્યાં. અને લક્ષ્મણપર પુષ્પવૃષ્ટિ કરી! આ પ્રમાણે ઇંદ્રજીત સરખા પરાક્રમી અને માયાવી રાક્ષસનો નાશ કરી લક્ષ્મણે પૃથ્વીનો ભાર હલકો કર્યો. વિભીષણે લક્ષ્મણને આલિંગન આપી તેની પ્રશંસા કરી. આ પ્રમાણે કામ સિદ્ધ કરી લક્ષ્મણ, વિભીષણ; હનુમાન્ અને જાંબુવાન્ રામની પાસે આવ્યાઃ અને સર્વ હકીકત તેમને નિવેદન કરી. તે સાંભળી રામચંદ્રે લક્ષ્મણને છાતીમાં ચાંપી મમતાથી તેનું મસ્તક સુંઘ્યું અને વારંવાર તેના શરીરપર હાથ ફેરવી કહ્યું:—"હે લક્ષ્મણ! તેં આજ ઘણુંજ કઠણ કામ પાર પાડ્યું છે. હવે રાવણ મુઓજ છે એમ હું સમજું છું. કુંભકર્ણ અને ઇંદ્રજીત્ રૂપી તેના બે હાથ તૂટી પડ્યા. હે વિભીષણ! તેં હમને ઘણીજ યોગ્ય સલાહ આપીઃ તેમજ હનુમાન્ તથા જાંબુવાને પણ ઘણી મદદ કરી" પછી અંગદે સુષેણને બોલાવી મંગાવ્યો. તેને રામે કહ્યું:—"હે સુષેણ! આ ચારે જણના જખમો જલદીથી સારા કર!" સુષેણે તેઓને ઔષધ

"ક્રુદ્ધ રાવણ."—



"રાક્ષસરાજ ! આનો વધ કરવો એ આપના જેવા શૂરવીર પુરૂષને શોભતું નથી." (પૃષ્ટ. ૨૨૩)

સુંઘાડી જાગૃત કર્યાં અને તેઓનાં શરીરમાં પેસી ગયલાં શસ્ત્રો કહાડી લઇ જખમપર ઔષધ લગાવ્યું. ( યુ. સ. ૭૯-૯૩)

ઇંદ્રજીતના મરણની ભયંકર બાતમી રાવણને તેના સચિવોએ જઇ જણાવી; ત્યારે તેને એકદમ મૂર્છા આવી તેની આંખે ચકકર આવ્યાં. થોડીવારે સાવધ થઇ પુત્ર-સ્નેહથી વ્યાકુળ થયલા રાવણે અતિશય વિલાપ કર્યો. પણ વિલાપથી કાંઇ પુત્ર પાછો પ્રાપ્ત થાય એમ ન હતું. વૃદ્ધાવસ્થામાં પુત્રનો શોક ઘણો ભયંકર હોય છે. પુત્ર શોકથી વિવ્હળ થયલા તે દુષ્ટ રાક્ષસના મનમાં ઓચિંતી એક ભયંકર કલ્પના ઉત્પન્ન થઇ. ઇંદ્રજીતે માયાવી સીતાનો વધ કર્યો હતો, તેને બદલે ખરેખરી સીતાનો વધ કરી રામ લક્ષ્મણનું પરાક્રમ નિષ્ફળ કરવું એમ તેના મનમાં વિચાર આવ્યો. તેના ચહેરાપર ક્રોધની અપાર છાયા પ્રસરી રહી. તેના મ્હોમાંથી ક્રોધાગ્નિનો ધુમ્ર જાણે છે કે બહાર પડતો હોય એવો દેખાવ થઇ રહ્યો. જેમ સળગતા કાકડામાંથી તેલના ગરમ બિંદુઓ ટપટપ નીચે પડે તેમ તેની આંખમાંથી અતિશય ઉષ્ણ ક્રોધનાં આંસુઓ ટપકવા લાગ્યાં. એક કાળીભોર અને તીક્ષ્ણ છરી હાથમાં લઇ તે અશોકવન તરફ દોડી ગયો. તે વખતે તેના ભયભીત થયલા સરદારો તેમજ તેની વિલાપ કરતી રાણીઓ તેની પાછળ દોડયાં. તેનું ઉગ્ર સ્વરૂપ જોતાંજ સીતાજી સમજી ગયાં કે આ રાક્ષસાધમ પુત્ર-શોકથી અંધ થઇ મારૂં ખુન કરવા આવે છે. મારા શિવાય રામની શી અવસ્થા થશે ? વાનર સેના નિરાશ થઇ કેવી છિન્ન થઇ જશે ? કૌશલ્યા માતા પોતાના એકના એક પુત્ર મરણ પામવાથી કેટલી વિવ્હળ થશે ? ઇત્યાદિ અનેક કલ્પનાઓ સીતાના મનમાં આવી. અને મારૂતીએ વિનંતિ કર્યા પ્રમાણે જો હું તેની પીઠપર બેસી જવા કબુલ થઇ હત તો આ સર્વ અનર્થ અટકાવી શકાયો હત. એમ મનમાં આવવાથી તેને અતિશય ખોટું લાગ્યું. પરંતુ તે કાંઇ બોલ્યાં નહિ. રાવણ તેની પાસે આવી પહોંચ્યો ત્યારે સુપાર્શ્વ નામનો તેનો સચિવ હાથ જોડી બોલ્યોઃ—" હે રાક્ષસરાજ ! સ્ત્રીનો વધ કરવો એ આપના જેવા શૂરવીર પુરૂષને શોભતું નથી. તેમાં વળી સીતાનાં સૌંદર્ય તરફ દૃષ્ટિ કરો ! એવાં સ્ત્રી રત્નપર પરાક્રમ બતાવવા કરતાં રામ લક્ષ્મણપર પરાક્રમ

કરી બતાવો. ખરેખર રામ લક્ષ્મણને જીતવા જેટલું બળ તમારામાં છે. સર્વ રાક્ષસ સૈન્ય સાથે લઇ, રથપર બેસી. ધનુષ્યબાણ ધારણ કરી, શત્રુપર હલ્લો કરશો તો તમે ખચિત શત્રુનો નાશ કરી શકશો એમ મા ી ખાત્રી છે. અને પછી તમને સીતા હજી પણ પ્રાપ્ત થશે." એ સાંભળી રાવણ કાંઇ પણ બોલ્યા શિવાય પાછો ફરી સભામાં આવ્યો. અને શિલ્લક રહેલી બધી સેના જમા કરી સર્વ સેનાપતિને આજ્ઞા કરી કે તમે એકદમ સામટા રામપર હલ્લો કરો. આ આજ્ઞાનુસાર હજારો હાથી, લાખો રથ અને કરોડો પાયદળ રાક્ષસો, શહેર બહાર નિ ળી સર્વ બાજુથી વાનર સૈન્યપર ઘણા જોરથી તૂટી પડયા. આજ પર્યન્ત બધાં યુદ્ધ થયાં તેમાં આટલા રાક્ષસો કદી બહાર પડયા નહતા; તેઓ મરણીયા થઇ લડતા હતા. આ ભયંકર સંગ્રામમાં બન્ને બાજુના અસંખ્ય વીરો રણમાં પડયા; રકતની નદીઓ વહેવા લાગી; તોપણ કોઇ પણ પાછી પાની કરે નહિ. રામચંદ્રે તો તે દિવસે સાક્ષાત્ યમ-દેવનું સ્વરૂપ ધારણ કરી પોતાની અસ્ત્રવિદ્યાનું સામર્થ્ય તે રાક્ષસોને બતાવ્યું. તેનું સ્વરૂપ અદશ્ય થઇ ફક્ત ધનુષ્યજ દેખાતું હતું. અક્ષય્ય બાણના ભાથામાંથી બાણ કયારે કહાડતા અને કયારે ધનુષ્યપર લગાવતા તે નજરે પડતું ન હતું. જે રામે ચૌદ હજાર રાક્ષસોને જનસ્થાનમાં માર્યા હતા તે રામે પોતાની અસ્ત્રવિદ્યાના પ્રભાવથી દશ હજાર રથી, ચૌદ હજાર હાથી, અરાડ હજાર સ્વાર અને બે લાખ પાયદળ, એટલા રાક્ષસોનો એક પ્રહરમાં સંહાર કર્યો. છેવટે રાક્ષસ સેના હાર ખાઇ પાછી ફરી અને જીવતું રહેલું લશ્કર લંકામાં પાછું ફર્યું.

તે દિવસે ગામમાં હાહાકાર મચી રહ્યો ઘેરેઘેર બાળકો અને સ્ત્રીઓની રડારડ શરૂ થઇ. અને વૃદ્ધ તેમજ તરૂણ પોતાનાં મરણ પામેલા ધણી, બાપ, છોકરા વિગેરે માટે શોક કરવા લાગ્યાં. શોક કરતાં કરતાં રાક્ષસ સ્ત્રીઓ ઉઘાડે છોક રાવણની નિંદા કરવા લાગી અને તેને શાપ દેવા લાગી. "આ શહેરપર આ ભયંકર અનર્થ પેલી શૂર્પણખાએ આણ્યો છે. એ શંકરના કોપથી ઉત્પન્ન થયલી કૃત્યાજ છે, એણે આપણાં ઘરબારનો નાશ કર્યો; આ દુષ્ટ દુરાચારી રાવણ હમારા સૌભાગ્યનો નાશ કરવા બેઠો છે." આવી રીતના સ્ત્રીઓના અનેક

પ્રકારના વિલાપોથી તે શહેર શોકસમુદ્રના વાદળમાં સપડાઇ ગયું હોય એમ લાગતું હતું. તે વિલાપ સાંભળી રાવણ ચાબૂકના મારથી ઘોડો જાગૃત થાય તેમ ચમકી ઉઠયો. દાંત અને હોઠ કરડતાં તેણે અસ્પષ્ટ સ્વરે આજ્ઞા કરી કે ' મારો રથ તૈયાર કરો ' અને વિરૂપાક્ષ અને મહાપાર્શ્વને પોતાની સાથે ચાલવા કહ્યું. તરતજ રાવણનો મજબૂત અને સાત ઘોડા જોડેલો રથ તૈયાર થઇ આવ્યો. " આજ રામ લક્ષ્મણને મારાં દિવ્ય અસ્ત્રોથી ઠાર મારીને જે રાક્ષસોના બંધુ, પિતા પુત્ર વિગેરે મરણ પામ્યા છે તેનાં અશ્રુઓ પરિમાર્જન કરીશ. " એમ કહી રાવણ રથમાં બેઠો. તે વખતે તેનો ચહેરો એવો ભયંકર હતો કે કોઇની તેની સામે જોવાની પણ હિંમત ન હતી. સર્વ રાક્ષસો તેનાથી દૂર હાથ જોડી ઉભા રહ્યા હતા. રાવણ રણમાં ચડયો તે વખતે સૂર્ય ધૂળથી ઢંકાઇ ગયો. ચારે દિશામાં અંધકાર વ્યાપી રહ્યો. પૃથ્વી કંપાયમાન થઇ, ઘોડા ઠોકર ખાઇ પડયા; અને રથની ધજાપર ગીધ પક્ષીએ ઝપટ મારી. આ પ્રમાણે અનેક અપશુકન થયા, તથાપિ તેને ન ગણકારતાં રાવણ પોતાના સરદારોને લઇ ઉત્તર દરવાજાથી બહાર નિકળ્યો. ક્રોધથી સંતપ્ત થઇ તેણે વાનરો પર બાણોનો વરસાદ શરૂ કર્યો. તેના સરદારો પણ શૌર્યથી શત્રુ પર તૂટી પડયા. તે વખતના ઘોર સંગ્રામમાં બન્ને બાજુના વીરોએ પોતપોતાના પરાક્રમની હદ કરી. અંગદ, સુગ્રીવ, હનુમાન્, નીલ ઇત્યાદિ વાનરોએ જે જે પરાક્રમ કર્યાં તે સમગ્ર વર્ણન શકાય એમ નથી. મહાપાર્શ્વ અને વિરૂપાક્ષ એ રાક્ષસ વીર રણમાં પડયા; તે જોઇ રાવણે અતિશય ક્રોધથી દાંત હોઠ કરડયા અને રામ-લક્ષ્મણ પર ધસારો કર્યો. ત્યારે લક્ષ્મણે સાત બાણ મારી રાવણના ઘોડા અને સારથીને માર્યા. ત્યારે રાવણે રથપરથી નીચે કૂદી પડી એક ભારે અને તીક્ષ્ણ શક્તિ ઉંચકી લક્ષ્મણપર એવા જોસથી ફેંકી કે તે લક્ષ્મણની છાતી ફોડી અંદર ઘુસી ગઇ અને લક્ષ્મણ મૂર્છા ખાઇ જમીનપર પડયા. તે જોઇ રામે દોડી જઇ તે શક્તિ લક્ષ્મણની છાતીમાંથી ખેંચી કહાડી અને ક્રોધના આવેશમાં તેના કકડે કકડા કરી ફેંકી દીધી. રાવણ રામપર બાણ મૂકતો હતો, પણ તેને તૃણ માત્ર ન લેખવતાં રામે સુગ્રીવાદિને આજ્ઞા

કરી કે તમે લક્ષ્મણની આસપાસ વિંટાળાઇ વળી તેનું રક્ષણ કરોઃ હું આ દુષ્ટનો નિકાલ કરૂં છું. એમ કહી રામે રાવણપર બાણનો એક સરખો વરસાદ શરૂ કર્યો. તે સહન થઇ ન શકવાથી રાવણ પહેલાં પ્રમાણે ભય પામી પાછો લંકામાં ન્હાસી ગયો. ( યુ. ૯૪-૧૦૧ )

આણી તરફ રામ લક્ષ્મણ પાસે આવી તેનું મસ્તક ખોળામાં લઇ મોટેથી શોક કરવા લાગ્યા. "આજ પર્યન્ત મારી સાથે સાથે રહી, તું આજે સ્વર્ગમાં કેમ ચાલ્યો ? હું અયોધ્યામાં એકલો કેવી રીતે પાછો ફરૂં ? તારી માતુશ્રીને હું શો જવાબ આપું ? સીતાને છોડવી મારે હવે શું કરવું છે ? હે સુષેણ ! આ ભાઇ પોતાની માતુશ્રી અને રાજ્ય છોડી મારી સાથે વનવાસનું દુઃખ ભોગવવા આવ્યો હતો. એવો ભાઇ મને પાછો મળવાનો નથી. આ જગત્‌માં સ્ત્રી અને સંબંધી મળે પણ સગો ભાઇ મળવાનો નથી. હે લક્ષ્મણ ! તું મારી સાથે વનવાસ આવ્યો, તો હું પણ તારી સાથે સ્વર્ગવાસ આવું છું. તું એકલો જઇશ નહિ ! " એમ કહી રામ લક્ષ્મણને વળગી પડયા. તેનો આ શોક જોઇ સર્વ વાનર સરદાર અને વિભીષણ રડવા લાગ્યા. એટલામાં સુષેણ રામચંદ્રને ધીરજ આપી બોલ્યાઃ—" મહારાજ ! લક્ષ્મણ મરણ પામ્યા નથી એમ મને લાગે છે. એનું મુખ નિસ્તેજ થયું નથીઃ એના હાથનાં તળીયાં કમળનાં પાંદડાં સરખાં રંડાં અને કોમળ લાગે છે. તેના હૃદયમાં હજી ધબકારા બોલે છે. શ્વાસોશ્વાસ પણ હજુ મંદ મંદ ચાલુ છે. આ વખતે જો ' સંજીવની ' મળી આવે તો હું એને પાછા શુદ્ધિમાં આણું. " ત્યારે હનુમાન્ આગળ આવી.બોલ્યાઃ—" હે સુષેણ ! સંજીવની કયાં મળે તે મને કહો. હું અડધી ઘડીમાં તે લઇ આવીશ. " ત્યારે સુષેણે જવાબ આપ્યોઃ—" આ કઠણ કામ તારા શિવાય બીજાથી થવાનું નથી. હિમાલય પર્વતપર મહોદય ગિરિના દક્ષિણ બાજુના ટોંચપર સંજીવની ઔષધ છેઃ તે આણ. તે શિવાય ' વિશલ્ય-કરણી ' અને ' સાવર્ણ્ય-કરણી ' નામની બીજી ઔષધિઓ છે તે પણ લઇ આવ. " આ સાંભળતાંજ મારૂતી છલંગ મારતા મારતા નિકળ્યા તે ટૂંક કાળમાં હિમાલય પર્વત પર પહોંચી મહોદય ગિરિના દક્ષિણ ટોંચપર તે ઔષધિઓ શોધવા લાગ્યા.

પણ તેનાથી તે ઔષધિઓ ઓળખાઇ નહિ. ત્યારે વધારે વખત ગાળવામાં ફાયદો નથી એમ વિચાર કરી મારૂતીએ તે આખો ડુંગર હાથમાં ઉંચકી લઇ હિમાલય પર્વત પરથી છલંગ મારી અને લંકામાં સુષેણપાસે આવી જમીનપર ઉતર્યા. મારૂતીનું આ અદ્ભુત પરાક્રમ જોઇ સુષેણ પણ આશ્ચર્યથી ચકિત થઇ ગયો, અને પ્રેમથી તેનો વાંસો થાબડયો. મારૂતીએ થોડો વખત દમ ખાઇ કહ્યું:—"આ શૃંગપરની ઔષધિ તમે ઓળખી કહાડો. મારાથી તે ઓળખાતી નથી. અને વધારે વખત ગુમાવું તો લક્ષ્મણના જીવને ધોકો લાગે એમ ધારી હું આખું શિખરજ ઉપાડી લાવ્યો છું." પછી સુષેણે જોઇતી ઔષધિ કહાડી લઇ તેનો રસ કહાડી લક્ષ્મણના નાકમાં ટપકાં પાડયાં. એટલે લક્ષ્મણ સાવધ થઇ બેઠા થયા. ત્યારે રામે "વત્સ લક્ષ્મણ" કહી તેને છાતી સરસા ચાંપ્યા. અને કહ્યું:—"હે લક્ષ્મણ! તું મારૂતીના પ્રયત્નથી અને સુષેણની કૃપાથી પુનર્જીવિત થયો છે; તે જોઇ મને કેટલો આનંદ થાય છે! તું મરણ પામ્યો હત તો મને મારા જીવની કિંવા સીતાની પણ પરવા નહતી." લક્ષ્મણે રામનું સાંત્વન કર્યું અને વિનંતિ કરી કે "હવે મારી પ્રકૃતિ સારી થઇ છે તો આપ આપની પ્રતિજ્ઞા પુર્ણ કરી તે રાક્ષસાધમનો સંહાર કરો." (યુ. સ. ૧૦૨).

આ કામમાં એક મૂહૂર્ત પણ થયું નહિ હોય. આણી તરફ રાવણ લંકામાં નાઠો હતો તેને પાછો ક્રોધ અને શૂરાતનનો આવેશ ચઢી આવ્યો અને બીજા રથપર બેસી 'મરૂં અથવા મારૂં' એવો નિશ્ચય કરી શહેર બહાર પડયો. અને જેમ મેઘ વરસાદની વૃષ્ટિ કરે તેમ રામપર બાણની વૃષ્ટિ કરવા લાગ્યો. રામને પણ લક્ષ્મણ તરફથી ક્રોધ ચહડયો હતો. તેથી તેણે પણ પોતાનાં અક્ષય્ય બાણો વડે રાવણનાં બાણને છેદી નાંખ્યાં. તે બન્ને પરાક્રમી યોદ્ધાઓનું દ્વંદ્વયુદ્ધ શરૂ થયું. તે યુદ્ધ, સર્વ રાક્ષસ વાનરો રણાંગણપર સ્તબ્ધ થઇ જોઇ રહ્યા. દેવ, અસુર, ગંધર્વ અને દાનવાદિ આકાશમાં એકઠા થયા. ઇંદ્રની આજ્ઞાથી દિવ્ય રથ લઇ માતલી તે વખતે રામ પાસે આવ્યો. અને "રાવણ રથપર બેસી લડે છે અને આપ જમીનપર લડો છો, તેથી ઇંદ્રે મને પોતાનો રથ લઇ તમારી પાસે મોકલ્યો

છે. તેપર બેસી યુદ્ધ કરો " એમ તેણે રામને વિનંતિ કરી. તે વિનંતિ માન્ય કરી રામ રથપર બેઠા. આ પ્રમાણે તે બન્ને સમાન વાહનપર બેઠેલાનું યુદ્ધ શરૂ થયું: તે રાતદિવસ ચાલ્યું. રાવણે મરવું કે મારવું એમ નિશ્ચય કર્યો હતો. રામે પણ આજ જગત્ 'અરામ' અથવા 'અરાવણ' (રામ વગર અથવા રાવણ વગરનું) કરવું એવી પ્રતિજ્ઞા કરી હતી. બન્નેએ એકમેકપર અનેક અસ્ત્રનો ઉપયોગ કર્યો. પરંતુ કોઇએક બીજાથી હારે નહિ. છેવટે રામે પરાક્રમ કરી એક બાણે વતી રાવણનાં શિર ઉડાવી દીધાં. પરંતુ ચમત્કાર એવો થયો કે તે શિરની જગ્યાએ બીજાં શિર ઉગ્યાં ! આમ સો વખત થયું. ત્યારે અગસ્ત્ય ઋષિએ જાતે આવી રામને સૂર્યની સ્તુતિ કરવા સૂચના કરી. તેપરથી રામે સૂર્યની સ્તુતિ કરી અગસ્ત્ય ઋષિએ પૂર્વે આપેલું બાણ ધનુષ્યપર ચઢાવ્યું. આ બાણ બ્રહ્માએ ત્રૈલોક્યના જયસારૂ ઉત્પન્ન કરી ઇંદ્રને આપ્યું હતું. તેનાં પીછાંમાં વાયુનું તત્વ ભર્યું હતું અને તેના અગ્રભાગમાં અગ્નિ અને સૂર્યનું તેજ ભર્યું હતું. એવા તે દિવ્ય બાણમાં બ્રહ્માસ્ત્ર સ્થાપન કરી રામે તે રાવણનાં વક્ષ:સ્થળપર મૂક્યું. તે બાણ રાવણનું હૃદય વીંધી આરપાર જઇ જમીનમાં ઘુસી ગયું ! તેની સાથેજ રાવણ મરણ પામી રથમાંથી જોરભેર જમીનપર પડયો ! તે જોઇ બાકી રહેલા રાક્ષસો લંકામાં પલાયમાન થયા અને વાનર સેનાએ એકદમ જય જયકારના પોકાર કરી મૂકયા ! આકાશમાંથી દેવોએ રામપર પુષ્પવૃષ્ટિ કરી અને "શાબાસ, શાબાસ," કરી તેઓએ રામનો જયજયકાર કર્યો. સર્વ ચરાચર જગતને ત્રાસ આપનાર રાવણ મરણ પામ્યો તેથી ત્રૈલોક્યમાં આનંદ પ્રસરી રહ્યો. (યુ. ૧૦૩-૧૧૧.)

આટલો વખત શત્રુભાવથી લઢનારા વિભીષણને હવે દુ:ખનો આવેગ અસહ્ય થઇ રહ્યો અને તેની આંખમાંથી અશ્રુધારા ચાલવા માંડી. ત્યારે રામે તેનું સાંત્વન કરી કહ્યું:—"વિભીષણ ! રણમાં જય અને પરાજય ઠરેલાજ છે. પરંતુ આ તારો શૂર ભાઇ પરાક્રમ કરી રણમાં લડતાં ઘાયલ થઇ મરણ પામ્યો છે. ક્ષત્રિય શૂરવીરને આવુંજ મરણ આવે એ યોગ્ય છે. આવું મરણ શોચનીય નથી પરંતુ વખાણવા યોગ્ય

છે. માટે હવે શોચ કરીશ નહિ. એની ઉત્તર વિધિની તજવીજ કર. અમારૂં વેર એના મરણ સાથે વિરામ પામ્યું છે. જેવો તારો તેવોજ હવે એ મારો ભાઇ થયો છે. હવે એની ઉત્તર ક્રિયાની વ્યવસ્થા કર. ઉઠ, અને એના પ્રેતની વ્યવસ્થા યોગ્ય રીતે કર!" આ પ્રમાણે વિભીષણનું સાંત્વન રામ કરતા હતા એવામાં રાવણની હજારો સ્ત્રીઓ રાવણના મરણની ખબર મળતાંજ શોક કરતી કરતી શહેર બહાર આવી. રણભૂમિપર પડેલાં અસંખ્ય પ્રેતો ખોળતી ખોળતી તેઓ રાવણનાં પ્રેત આગળ આવી પહોંચી અને કપાઇ ગયલી વેલીઓ માફક તેના અંગપર એકદમ પડી. કોઇએ તેના પાય ખોળામાં લીધા, તો કોઇએ તેના હાથ લીધા, તો કોઇએ શિર લીધું અને "હે નાથ! હે મહારાજ! હમારો ત્યાગ કેમ કરી ગયા?" એમ કહી આક્રોશ કરવા લાગી. તે જોઇ સર્વનાં હૃદય દુઃખથી ઉભરાઇ ગયાં. સર્વથી જ્યેષ્ઠ રાણી મંદોદરી રાવણનાં મુખ-પર અશ્રુધારા પાડતી શોક કરી બોલવા લાગીઃ—"મહારાજ! તમારી આગળ કૃતાંત પણ ઉભો રહેવાની હિંમત ધરતો હતો નહિ. તેવા તમો આજ મનુષ્યને હાથે કેમ મૃત્યુ પામ્યા? મને લાગે છે કે આ રામ નથી, પણ પ્રત્યક્ષ વિષ્ણુનો અવતાર છે. અને આ બધા વાનરો, વાનર નથી, પણ પ્રત્યક્ષ દેવો અવતાર ધારણ કરી એમની સહાયે આવેલા છે. અથવા તો પરમ પતિવ્રતા સીતાનું તમે જબરજસ્તીથી હરણ કરી લાવ્યા એજ પાપ તમને નડ્યું! લોક કહે છે કે **પતિવ્રતાનાં અશ્રુ જમીનપર ફોકટ પડતાં નથી.** નહિતર સર્વ દેવદાનવોને જીતનારા તમે આજ રણમાં પડયા હત નહિ! મહારાજ! મેં તમને ઘણીએ વાર વિનવ્યા કે સીતાને પાછી આપોઃ પણ તમે મારૂં માન્યુ નહિ, અને પોતાનો તેમજ હમારો નાશ કરી લીધો. સીતા હવે આનંદથી રામસાથે વિહાર કરશે, અને હું માત્ર અભાગિણી શોકસાગરમાં પડી રહીશ! મહારાજ! તમે રત્નખચિત પલંગપર શયન કરતા તે આજ રણમાં જમીનપર કેમ પડી રહ્યા છો? હું રાક્ષસના રાજાની પટરાણી, દાનવના રાજાની પુત્રી, દેવોને જીતનાર ઇંદ્રજીતની માતા, એવી મોટી ભાગ્યવાન હોવા છતાં પણ આજ પુત્ર અને પતિવિનાની થઇ દુઃખના સાગરમાં ડૂબી ગઇ છું! અરે હું સ્વપ્નામાં

તો નથી? મહારાજ! ઉઠો. હું તમારી પટરાણી, તેની સાથે કાંઇ તો બોલો! મને તમારી સાથે સ્વર્ગમાં લઇ જાઓ. તમારા શિવાય હું ક્ષણ ભર પણ જીવવાની નથી.” એમ બોલતી વિહ્વળ થઇ તે રાવણના વિસ્તીર્ણ વક્ષઃસ્થળપર મૂર્છા ખાઇ પડી. ત્યારે અંતઃપુરની સ્ત્રીઓએ તેને ઉંચકી દૂર કરી. એટલામાં વિભીષણે રાવણની ઉત્તર ક્રિયાની વ્યવસ્થા કરાવીઃ અને અગરૂ, ચંદન વિગેરે લાકડાં ભેગાં કરી રાવણનું પ્રેત સુવર્ણના રથમાં મૂકી સ્મશાનમાં લઇ ગયાઃ અને તે પ્રેતને યથાવિધિ અગ્નિ સંસ્કાર કર્યો. પછી સર્વ સ્ત્રીસહિત રાવણને અંજળિ આપી અને તેઓને શાંત કરી શહેરમાં મોકલાવી વિભીષણ જલદીથી રામ આગળ આવ્યો. ત્યારે રામે તેને અને સુગ્રીવને ઘણા પ્રેમથી આલિંગન કરી અને “આજ તમારા બન્નેની સહાયથી હું મારા કાર્યમાં ફત્તેહ પામ્યો છું.” એમ કહી તેણે પોતાનું ધનુષ્ય નીચે મૂક્યું. પછી લક્ષ્મણ સામું જોઇ રામ બોલ્યાઃ—“હે લક્ષ્મણ! આ વિભીષણ મારો પરમ ભક્ત અને મિત્ર છે. એને લંકામાં લઇ જઇ રાજ્યાભિષેક કર! એ મારૂં કર્તવ્ય છે. અને મારી અંતઃકરણપૂર્વક ઇચ્છા છે.” એ સાંભળતાજ લક્ષ્મણે વાનરોને સુવર્ણ કલશમાં સમુદ્રનું પાણી લાવવા આજ્ઞા કરી. તે પ્રમાણે તેઓ ટૂંક વખતમાં પાણી લઇ આવ્યા. એટલે વિભીષણને લઇ લક્ષ્મણ લંકામાં ગયા. જે રાક્ષસો જીવતા રહ્યા હતા તેઓએ ઘણા પ્રેમથી વિભીષણને લંકાની ગાદીપર બેસાડી રાજ્યાભિષેક કર્યો. તે વખતે જ્યાં ત્યાં જય-જયકાર થઇ શુભ વાજીંત્રો વાગવા લાગ્યાં. પછી સર્વ રાક્ષસનું સાંત્વન કરી વિભીષણ ઘણી ત્વરાથી ગામ બહાર રામચંદ્ર બેઠા હતા ત્યાં લક્ષ્મણ સહિત આવ્યા અને હાથ જોડી રામને દહિં, અક્ષત, ધાણી વિગેરે મંગળસૂચક પદાર્થો અર્પણ કર્યા; અને રામે તે પદાર્થો ઘણી ખુશીથી સ્વીકાર્યા. (યુ. સ. ૧૧૨-૧૧૪.)

પછી પર્વત જેવા પ્રચંડ વીર મારૂતિ જે સામાં નમ્રતાથી હાથ જોડી ઉભા રહ્યા હતા તેને રામચંદ્રે કહ્યુંઃ—“હે હનુમાન્! વિભીષણની રજા લઇ લંકામાં જા અને સીતાને ખબર કર કે હું, લક્ષ્મણ અને સુગ્રીવ કુશળ છીએ અને રાવણ નાશ પામ્યો છે. આ શુભ વાત સીતાને કહે-

વાને તુંજ યોગ્ય છે. અને તે જે જવાબ આપે તે લઇ આવ." આ આજ્ઞા થતાંજ વિભીષણની રજા લઇ હનુમાન્ જલદીથી લંકામાં ગયા અને અશોક વનમાં જઇ સીતાને મળ્યા. ઘણા દિવસ સ્નાન ન કીધાથી મલિન દેખાતી પરમ સાધ્વી સીતા થોડા વખત સુધી સ્તબ્ધ વૃત્તિથી તેના સામું જોઇ રહી. પૂર્વનું સર્વ વૃત્તાંત તેના ડોળાઆગળ આવી ઉભું રહ્યું અને હર્ષથી તેની આંખમાં આંસુ આવ્યાં. તેનું શાંત અને આનંદી મુખ જોઇ મારૂતીએ રામનો સંદેશો કહેવા માંડયોઃ—" હે વૈદેહિ ! રામચંદ્ર કુશળ છે. લક્ષ્મણ, સુગ્રીવ પણ કુશળ છે. રામચંદ્રે પોતાના શત્રુનો વધ કરવાની પ્રતિજ્ઞા સિદ્ધ કરી તારા કુશળ સમાચાર પૂછાવ્યા છે: અને એમ કહેવડાવ્યું છે કે " હે સીતા ! વિભીષણની અને વાનરોની સહાયથી મેં રાવણને રણમાં માર્યો એ ખુશ ખબર તને માલુમ થાઓ. હે સીતા આ બાબતમાં હું તને અંતઃકરણપૂર્વક અભિનંદન કરૂં છું. કારણ મને આ યુધ્ધમાં જય મળ્યો છે તે તારા જેવી ધર્મપરાયણ સ્ત્રીના પ્રભાવથીજ મળ્યો છે. સમુદ્રપર સેતુ બાંધી મેં મારી કઠણ પ્રતિજ્ઞા પાર પાડી છે. માટે તું હવે ચિંતા કરીશ નહિ. લંકામાં તને કોઇની પણ બીક હવે રહી નથી. કારણ હવે લંકામાં વિભીષણનું રાજ થયું છે. તું આપણા ઘરમાંજ બેઠી છે એમ સમજ. અને મારો અત્યંત આનંદ પામેલો મિત્ર હનુમાન્ મેં તારી પાસ મોકલ્યો છે." આ પ્રમાણે રામનો સંદેશો અક્ષરે અક્ષર હનુમાને સીતાને કહી સંભળાવ્યો. પરંતુ સીતાએ કાંઇજ ઉત્તર આપ્યો નહિ. માત્ર તેની મુદ્રા વિલક્ષણ તેજસ્વી અને આનંદિત દેખાવા લાગી અને તેણીનાં વિશાળ નેત્રમાંથી આંસુઓ ટપકવાં લાગ્યાં. ત્યારે હનુમાને કિંચિત્ ચિંતાયુક્ત સ્વરે તેને પૂછયું, " દેવી વૈદેહિ ! તું મને કેમ પ્રત્યુત્તર દેતી નથી ?" ત્યારે સીતાએ ઉત્તર આપ્યોઃ—" હે હનુમાન્ ! જીવથી પણ વધારે પ્રિય એવી જે તું વધામણી લાવ્યો છે તેની યોગ્ય બક્ષિસ આપવા મારી પાસે કાંઇ પણ નથી, એ વિચાર મનમાં આવ્યાથી હું સ્તબ્ધ થઇ ગઇ છું. આ પૃથ્વીપરનાં સર્વ રત્નો, અથવા તો ત્રૈલોક્યનું રાજ્ય હું તને આપું તો પણ આ ખુશ ખબરનો બદલો વળી શકે એમ નથી." આ

સાંભળી મારૂતીના મનની શંકા સર્વ દૂર થઇ અને એકદમ આનંદમાં આવી જઇ તેમણે સીતાને પ્રાર્થના કરી કે "આ શબ્દ તમારાં મોટાપણાને શોભે છે. બીજા લોક તરફથી આવા શબ્દો સાંભળવા કઠણ છે. આ ઉત્તરથી હું ધન્ય થયો છું. હવે મને એક પરવાનગી આપો, તમને મૃત્યુ તુલ્ય દુઃખ દેનાર આ હલકી અને દુષ્ટ રાક્ષસીઓને હાલ હાલ કરી ઠાર મારવા હું ઇચ્છુ છું. એનાં પશુ–તુલ્ય આચરણને એજ શિક્ષા યોગ્ય છે." આ સાંભળી સીતાએ દયા ભાવથી ઉત્તર આપ્યોઃ—"નહિ, નહિ: એને મારશો નહિ. એણે જે કર્યું તે કેવળ રાવણની આજ્ઞાથી કર્યું છે. રાવણના મરણ પછી એ બિચારાંઓ મને જરા પણ ત્રાસ આપતાં નથી. જે થયું તે મારાં નશિબના યોગથી થયુ. વળી **આપત્તિમાં કોઇએ દુઃખ દીધું હોય તો પણ આપણો જય થયા પછી તેનું વેર વાળવું નહિ.** વનમાંનાં રીંછ અને માણસની વાત તમને ખબર છે કે નહિ? વાઘની શિખવણીથી માણસે રીંછને નીચે ગબડાવી પાડયું. તો પણ રીંછે પાછું ઉપર ચઢી આવ્યા બાદ માણસપર વેર વાળ્યું નહિ. તેણે કહેલા શબ્દ ધ્યાનમાં રાખ. પાપી માણસનું પાપ વેર વાળી વેરી લેવું એ શાણા માણસનું કામ નથી. **આપણું શીલ કાયમ રાખવું. કારણ, શીલ એજ સજજનનું ભૂષણ છે.** પાપી માણસો, અથવા જે માણસો વધ કરવા યોગ્ય છે તેઓનો પણ અપરાધ સારા માણસો ક્ષમા કરે છે. કારણ અપરાધ ન કરનારા એવા કોઇકજ માણસ હોય છે." સીતાનું આ અત્યંત ઉદાર ભાષણ સાંભળી મારૂતીનાં મુખમાંથી "ધન્ય, ધન્ય" શબ્દો નિકળ્યા અને તેઓ બોલ્યા કે "તમે રામચંદ્રની પત્ની થવાને યોગ્ય છો." પછી રામચંદ્રને શો જવાબ આપુ એમ હનુમાને પૂછયું, ત્યારે સીતા બોલ્યાં કે "હું ભક્તવત્સલ એવા મારા પતિના મુખનું દર્શન કરવા ઇચ્છું છું." ત્યારે મારૂતિ ઘણી ત્વરાથી લંકાની બહાર રામચંદ્ર પાસે આવ્યા અને બોલ્યાઃ—"જેના કરતાં આટલી ખટપટ કરી તે શોકમૂર્તિ સીતાજી આપનાં દર્શન કરવા ઉત્સુક છે. આપનો વિજય થયો સાંભળી તેની આંખમાં આનંદાશ્રુ ભરાઇ આવ્યાં અને આપનાં દર્શન કરવાની પ્રબળ ઇચ્છા તેણે દર્શાવી. પહેલાંની ઓળ-

બથી તેનો મારાપર વિશ્વાસ છે તેથી તેણે લજ્જા છોડી આંખમાં આંસુ આણી હું ભર્તાનાં દર્શન કરવા ઇચ્છું છું એમ કહ્યું." હનુમાનનું ભાષણ સાંભળી રામચંદ્ર અતિશય દુઃખ પામી થોડી વખત સ્તબ્ધ થઇ રહ્યા અને મોટો નિસાસો મૂકી જમીનપર જોઇ રહી વિભીષણ પ્રત્યે બોલ્યાઃ—' હે વિભીષણ! સીતાને સ્નાન કરાવી, દિવ્ય અંગરાગ લગાડી, ઉત્તમ વસ્ત્ર અને અલંકાર પહેરાવી, અહીં લાવો; વિલંબ કરો નહિ." આ આજ્ઞા પ્રમાણે વિભીષણે સીતાને સ્નાન કરવા વિનંતિ કરી. તેમ કરવા તેણીની ઇચ્છા નહતી, તો પણ પતિની આજ્ઞા માથે ચહડાવી સ્નાન કર્યું; અને ઉત્તમ વસ્ત્ર અલંકાર ધાલી પાલખીમાં બેસી વિભીષણ સાથે ચાલ્યાં. તે લંકા બહાર વાનરસેના આગળ આવતાંજ વિભીષણના સુનાની છડી ધારણ કરનારા ચોબદારો રામચંદ્રની આસપાસના વાનરોને ' હઠો, હઠો ' એમ કહી બાજુએ કરવા લાગ્યા; તે વખતે મોટો ઘોંઘાટ મચી રહ્યો. તેથી કાંઇક નારાજ થઇ રામચંદ્ર બોલ્યાઃ—" હે વિભીષણ! આ મારા પ્રિય વાનરોને મારી આજ્ઞા શિવાય કાં વ્યર્થ હેરાન કરોછો? સીતાને શિબિકામાંથી ઉતારી પગે ચાલતીજ અહીં લાવો. જેની ખાતર આ વાનરોને મેં આટલો બધો ત્રાસ આપ્યો તે લોકોને એનું દર્શન થવા દો. દુઃખને પ્રસંગે, તેમજ વિવાહ, યુદ્ધ અને યજ્ઞને પ્રસંગે સ્ત્રીઓ લોકોની દૃષ્ટિએ પડે તો અડચણ નહિ." આ આજ્ઞા પ્રમાણે વિભીષણે સીતાને પગે ચાલતાં સર્વની સમક્ષ રામ પાસે આણ્યાં. પરંતુ રામનું આ કઠોર ભાષણ લક્ષ્મણ સુગ્રીવ અને હનુમાનને રૂચ્યું નહિ. સીતાજી તો બિચારાં લજ્જાથી અડધાં અડધાં થઇ ગયાં અને જેમ તેમ કરી રામચંદ્રની આગળ આવી ઉભાં. પતિને પોતાનું પરમ દૈવત માનનારાં સીતાજી અત્યંત હર્ષ પ્રેમ અને વિસ્મયથી રામચંદ્રના મુખ-કમળ તરફ જોવા લાગ્યાં. પણ તે મુખ કમળ પર તે સમયે તેને પ્રીતિની છાયા લેશમાત્ર દેખાઇ નહિઃ તેને બદલે દિલગીરી અને ક્રોધની છાયા પ્રસરી રહી હતી. રામની આ વિલક્ષણ સ્થિતિ જોઇ સીતાને બેહદ શોક અને ભય ઉત્પન્ન થયો. સીતા પોતાની પાસ હાથ જોડી વિનય અને લજ્જામાં લીન થઇ ઉભાં હતાં તે જોઇ રામચંદ્ર પોતાના હૃદયનો ભાવ પ્રકટ કરી બોલ્યાઃ—" હે સીતા! શત્રુને

રણમાં હાર મારી તને બંધીવાસમાંથો મુક્ત કરી અહીં આણી છે. શૂર પુરૂષોનું જે કર્તવ્ય તે મેં કર્યું છે. મારા શત્રુનો અને મારા અપમાનનો મેં પ્રતિકાર કર્યો છે. મારૂં પરાક્રમ આજ સિદ્ધ થયું છે. મારો શ્રમ સફળ થયો છે. દુરાચરણી પરપુરૂષ તારૂં બલાત્કારથી હરણ કરી ગયો એ કલંક દૈવવશાત્ મને લાગ્યું હતું તે મેં મારા પરાક્રમથી ધોઇ નાંખ્યું. **પારકાએ કરેલાં અપમાનનો જે માણસ પોતાના તેજથી પ્રતિકાર કરતો નથી, તે ક્ષુદ્ર ચિત્તના મનુષ્યનું સામર્થ્ય કિંવા પૌરૂષ શા ઉપયોગનું?** હનુમાને સો યોજન સમુદ્ર ઉલ્લંઘન કરી લંકા વિધ્વંસ કરી તે મહાન્ પરાક્રમ આજ ફળીભૂત થયું છે. સુગ્રીવે અને તેના સૈન્યે આટલા દિવસ જે ભયંકર યુદ્ધ કર્યું તે આજ સફળ થયું. પોતાના દુષ્ટ ભાઇનો ત્યાગ કરી મારી ખાતર વિભીષણે જે મહેનત કરી તે આજ સફળ થઇ."

આ પ્રમાણે રામ ભાષણ કરતા હતા તે વખતે સીતાનું હૃદય રામચંદ્ર આગળ શું કહે છે તે જાણવા માટે ઉત્સુક થઇ રહ્યું હતું અને તે પોતાના પતિ સામે પ્રફુલ્લિત નયનથી જોતાં હતાં. રામચદ્રે આગળ ચલાવ્યું:—

"પણ આ બધી ખટપટ મેં કરી તે તારે માટે નહિ; તે વાત, હે સીતા, તું લક્ષમાં રાખ. મારાપર તેમજ મારા વિખ્યાત કુળપર જે કલંક આવ્યું હતું, તે ધોઇ નાંખવા માટે મેં અને મારા મિત્રોએ આ મહાન્ યુદ્ધનો પરિશ્રમ વેઠયો. તે કાંઇ તારે માટે વેઠયો નથી. કારણ તું શુદ્ધ છે કે નહિ તે વિષે જબ્બર સંશય હમને ઉત્પન્ન થયો છે. હાલ તું જે મારી આગળ ઉભી છે, તે મને આનંદ આપવાને બદલે,—જેમ આંખ આવી હોય એવા પુરૂષને દીવો ગમતો નથી તેમ—તારૂં મુખ હું જોઉં નહિ એમ મને લાગે છે. માટે હે વૈદેહિ! તું અહીંથી જા. તને જયાં ઇચ્છા હોય ત્યાં જા: હું તને પરવાનગી આપું છું. આ દશે દિશા તારે માટે મોકળી છે. કોઇ પણ કુલીન અને તેજસ્વી પુરૂષ પરગૃહમાં ઘણો વખત કેદ રહેલી સ્ત્રીને રૂપના લોભમાં મોહી જઇ પોતાના ઘરમાં ઘાલે નહિ."

એમ કહી ક્રોધથી લાલ થયલું પોતાનું મુખ રામચંદ્રે બીજી બાજુએ ફેરવી નાંખ્યું. આ પ્રમાણેનું રૂવાંટી ઉભી કરે એવું રામનું કઠોર ભાષણ સાંભળી સીતાને માથાપર વીજળી તૂટી પડી હોય એવું દુઃખ થયું:

દુઃખના જોસમાં તે મૂર્છા ખાઇ જમીનપર પડયાં હત, પણ ક્રોધના આવેશથી તે ટકી રહ્યાં. ભરી સભામાં તે પૂર્વે નહિ સાંભળેલાં એવાં રામના વચન સાંભળી સીતાને હજારો ભાલાઓ ટોંચતા હોય એમ થયું અને તેનાં નેત્રમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. કાંઇ વખત પછી હાથેવતી આંસૂ લૂછી સીતા ગદ્ગદ કંઠે ધીમે ધીમે બોલ્યાં:—" જેમ એકાદ પ્રાકૃત પુરૂષ પોતાની પ્રાકૃત સ્ત્રીને મ્હેણાં મારતો હોય તેવી રીતે આ કઠોર ભાષણ, હે શૂરવીર રામ! તમે મને શા માટે સંભળાવ્યું? તમારા મનમાં શંકા છે તેવી હું નથી. તેની તમેજ પરીક્ષા કરો. તમને તમારા મોટાપણાના સોગન છે. મને રાવણ ઉંચકી લઇ ગયો તે વખતે તેણે મને સ્પર્શ કર્યો તેમાં મારો ઇલાજ નહિ. એ મારાં નશિબનો અપરાધ. પણ મારૂં મન મારા હાથમાં છે અને તે તમારા શિવાય બીજા પુરૂષ પાસે કદી પણ ગયું નથી. તમારી સાથે આટલાં વર્ષ સમાગમ થયા પછી પણ જો તમને મારી કિંમત સમજાઇ નહિ તો મારો હમેશનો નાશ થયો એમજ સમજવાનું. મહારાજ! જે વખતે તમે હનુમાન્‌ને મારી તપાસ કરવા લંકામાં મોકલ્યા તેજ વખતે તમે મારો ત્યાગ કર્યો કેમ નહિ? તેમ કર્યું હત તો મેં તેજ વખતે પ્રાણ ત્યાગ કર્યાં હત. તો તમને અસંખ્ય યોદ્ધાના પ્રાણ સંકટમાં નાંખવા પડયા હત નહિ. હે રાજાઓમાં સિંહ એવા રામ! આ વખતે તમે ક્રોધને વશ થઇ નાનપણમાં કરેલાં પાણિગ્રહણ તરફ તદ્દન દુર્લક્ષ કરો છો. આટલા દિવસ સુધી મારી ભક્તિ, મારૂં પ્રખ્યાત કુળ, મારૂં શીલ, વિગેરે સર્વ વાત તમે વિસરી ગયા છો." એમ બોલતાં બોલતાં સીતાનો કંઠ ભરાઇ આવ્યો અને તેઓ વધારે બોલી શકયાં નહિ. થોડા વખત પછી અશ્રુપૂર્ણ નેત્રો વડે લક્ષ્મણ તરફ વળી તે બોલ્યાં:—" હે લક્ષ્મણ! આ સંકટમાંથી પાર ઉતરવાનો મને એકજ ઉપાય દીસે છે. તે એજ છે કે તું કાષ્ટ લાવી ચિતા તૈયાર કર. તેમાં હું પ્રવેશ કરૂં છું. હું શુદ્ધ હોઇશ તો મને અગ્નિ નારાયણ ભસ્મ કરશે નહિ. અને અશુદ્ધ હઇશ તો અગ્નિમાં બળી મરવું એજ મને ઉચિત છે." લક્ષ્મણે ઘણીજ દીનમુદ્રાથી રામ તરફ જોયું ત્યારે રામે તેને સમસ્યા કરી તેમ કરવા પરવાનગી આપી. એટલે લક્ષ્મણે તરતજ ચંદનકાષ્ઠ એકત્ર

કરી ચિતા તૈયાર કરાવી તે સળગાવી. રામચંદ્ર તરફ આ સમયે કોઇની પણ જોવાની હિંમત ન હતી. તેનું મુખ કૃતાંત જેવું કઠોર દિસતું હતું. તેની આગળ સીતા તરફથી બે બોલ કહેવાની કોઇની હિંમત ક્યાંથી? ચિતા ભડાભડ સળગતાંજ સીતા નીચે મ્હોડે બેઠેલા રામની પ્રદક્ષિણા કરી અગ્નિ આગળ આવ્યાં અને દેવ-બ્રાહ્મણનો નમસ્કાર કરી હાથ જોડી અગ્નિ પ્રત્યે બોલ્યાંઃ—"હે અગ્નિ નારાયણ! તું સર્વ-સાક્ષી છે. મારૂં ચિત્ત જો રામચંદ્ર શિવાય બીજા કોઇ પણ માણસ વિષે કદી પણ ગયું હોય નહિ, તો મારૂ રક્ષણ કર. રામચંદ્ર ધારે છે તેમ હું અશુદ્ધ હોઉં નહિ તો મારૂં રક્ષણ કર!" આ પ્રમાણે અગ્નિની પ્રાર્થના કરી, તેની પ્રદક્ષિણા કરી, સીતાએ, જરા પણ ખંચાયા વિના, અગ્નિમાં ઝંપલાવ્યું! તેનું આ દુષ્કર કર્મ જોવા માટે હજારો સ્ત્રી પુરૂષ એકઠાં થયાં હતાં. વાનરો અને રાક્ષસોના મુખમાંથી એકદમ "હાય હાય" એ શબ્દ બહાર પડયા અને મોટો પોકાર થઇ રહ્યો. એટલામાં અગ્નિ દેવતા પોતે સીતાને હાથમાં લઇ ચિતા બહાર નિકળ્યા. મધ્યાન્હના સૂર્ય પ્રમાણે તેજસ્વી દેખાતી, સુવર્ણના દિવ્ય અલંકારથી વિભૂષિત, લાલ વસ્ત્ર ધારણ કરેલી, દિવ્ય પુષ્પમાળા જેના ગળામાં છે એવી, કાળભોર કેશવાળી, અને નિરૂપમ સૌંદર્યવાળી તે શુદ્ધ થયલી જાનકી રામને સ્વાધીન કરી સર્વ-સાક્ષી ભગવાન્ પાવક રામ પ્રત્યે બોલ્યાઃ—"હે રામ! આ તમારી સીતાને સંભાળી લો. એનામાં કોઇ પણ પ્રકારનું પાપ નથી. એ તદ્દન શુદ્ધ અને નિષ્પાપ છે. એનો અંગિકાર કરો." આ પ્રમાણે અગ્નિએ જાતે સીતાને શુદ્ધ કરી દીધા પછી રામને અવર્ણનીય આનંદ થયો. થોડો વખત તલ્લીન થઇ રહ્યા પછી રામે હાથ જોડી અગ્નિને ઉત્તર આપ્યોઃ—" સીતાને આમ શુદ્ધ થવું આવશ્યક હતું. કારણ, તે દુષ્ટ રાવણના અંતઃપુરમાં લાંબો વખત રહ્યાથી તેનો પાવન કર્યા શિવાય જો મેં અંગિકાર કર્યો હત તો મને લોકોએ કેવળ મૂર્ખ, નાદાન અને કામાંધ કહ્યા હત. સીતા શુદ્ધ છે અને તેનું મન મારા પર સંપૂર્ણ રીતે ચોંટેલું છે એ મને માલમ છે. શિવાય, એવી પતિવ્રતા સ્ત્રીઓને તેઓના સદ્ગુણના તેજને પ્રતાપે, અગ્નિની જ્વાળા માફક, પરપુરૂષો

સ્પર્શ પણ કરીશકતા નથી.તથાપિ દુનિયામાં આપણું સારૂંદેખાવવું જોઇએ તે માટે મેં આ કર્યું છે. આપે મનેમારી પત્ની વિશુદ્ધ કરી અર્પણ કરેલી છે તો તે મને શુદ્ધ કરેલા સુના પ્રમાણે વધારે પ્રિય છે.” આમ રામચંદ્ર બોલતા હતા તેવામાં ઈંદ્રાદિ લોકપાલો આકાશમાં આવી રામ અને સીતાપર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા અને ઈંદ્રે રામને કહ્યું:—“ તમે રાવણનો વધ કરી સર્વ દેવોને ભયમાંથી મુક્ત કર્યા છે: તેમજ આ સાધ્વીએ આ ભયંકર શુદ્ધિ કરી પોતાની કીર્તિ ત્રણ લોકમાં અપાર કરી છે; તેથી સંતોષ પામી હમે દર્શન આપીએ છીએ. તમને જે ઇચ્છા હોય તે માંગી લો.” ત્યારે રામે ઇંદ્રની પાસે માંગણી કરી કે “ રણમાં મરણ પામેલા સર્વ વાનરો અને રીંછોને જીવતા કરો.” ઇંદ્રે પણ રામને ‘ધન્ય છે’ એમ શાબાસી આપી અમૃત દૃષ્ટિએ જોઇ વાનર અને રીંછને સજીવન કર્યા. આ પ્રમાણે મરણ પામેલા વાનર અને રીંછ ઉઠયા ત્યારે સુગ્રીવ, જાંબવાન્ વિગેરે સર્વ સરદારોએ રામચંદ્રની આસપાસ એકઠા થઇ આનંદનો પોકાર કરી શ્રીરામનો જયજયકાર બોલાવ્યો. તે વખતે આનંદની હદ થઇ ગઇ. રામ અને સીતાને જે આનંદ થયો તેનું વર્ણન કરવું અશક્ય છે. દેવોને પણ ત્રૈલોકયનો દુશ્મન રાવણ મરણ પામ્યો તેથી આનંદ થયો. અને તેઓ રામને જલદીથી અયોધ્યા પાછા ફરવાનું કહી તેમના નમસ્કાર સ્વીકારી અદૃશ્ય થયા. પછી રામે વિભીષણ, સુગ્રીવ, જાંબુવાન્ અને હનુમાન્‌ને આલિંગન કરી તે દિવસે નિરાંતે વિશ્રાંતિ લેવા તેમને આજ્ઞા કરી. ( યુ. ૧૧૫-૧૨૨ ).

તે રાત્રે સર્વેએ સુખમાં અને આનંદમાં નિદ્રા કહાડી. બીજે દિવસે પ્રાતઃકાળે વિભીષણે આવી રામને ઉત્તમ સુગંધી દ્રવ્યથી મંગળસ્નાન કરાવવાની તૈયારી કરાવી તેમજ સીતાને પણ સ્ત્રીઓ પાસે સ્નાન કરાવવાની પરવાનગી માગી. તેમજ વાનર સરદારોને પણ સ્નાન કરવાની આજ્ઞા કરવા વિનંતિ કરી. રામે ઉત્તર આપ્યો:—“ મારો દીન ભ્રાતૃવત્સલ બંધુ ભરત નંદિગ્રામમાં મુનિવ્રત પાળી રહ્યો છે. ચૌદ વરસ પૂરા થતાં પાછા આવ્યા નહિ તો હું પ્રાણત્યાગ કરીશ એમ તેણે પ્રતિજ્ઞા કરી છે. તેને મળવાની મને પ્રબળ ઇચ્છા થઇ છે. મારો સત્કાર કરવાની

તને ઘણી ઇચ્છા છે: પરંતુ ભરતજીને મળી તેને વ્રતમાંથી મુક્ત કર્યા શિવાય સ્નાન અલંકાર વિગેરે મને રૂચતું નથી: માટે મારા પ્રયાણની જલદીથી તૈયારી કર. સુગ્રીવ વિગેરે મિત્રોને સ્નાનાદિ સત્કાર કર. એટલે તે મનેજ પહોંચશે.'' એમ કહેતાંજ વિભીષણ બોલ્યા:—'' પુષ્પક વિમાનમાં બેસી આપ આજના આજ અયોધ્યામાં પહોંચી શકશો. તે વિષે જરાપણ ચિંતા કરશો નહિ. પણ મારે ત્યાં લક્ષ્મણ અને સીતા સહિત આપ એક દિવસ તો રહો અને સત્કાર સ્વીકારો.'' પરંતુ રામચંદ્રે તેને શાંત પાડી પુષ્પક વિમાન તરતજ લાવવા હૂકમ કર્યો એટલે તે દિવ્ય વિમાન તાબડતોબ લાવવામાં આવ્યું. રામે વિભીષણને કહ્યું:—
'' હે વિભીષણ ! આ વાનરોએ જીવપર ઉદાર થઇ યુદ્ધમાં અનેક પરાક્રમો કર્યાં અને તેની મદદથી તને રાજ્ય મળ્યું છે. માટે તેને દ્રવ્ય અને રત્નોથી સંતોષ પમાડ. રાજાએ મેળવેલા ધનથી સૈન્યને સંતોષ પમાડવું યોગ્ય છે એમ હું ધારૂં છું.'' ત્યારે વિભીષણે સર્વ વાનરોને અનેક રત્નો અને ધન વિગેરે આપી સત્કાર કર્યો. પછી રામે વિમાનમાં બેસી સીતાને પાસે બેસાડયાં અને લક્ષ્મણ પણ વિમાનમાં બેઠા. પછી રામે સર્વને કહ્યું:—'' હે સુગ્રીવ ! વિભીષણ ! હનુમાન્ ! જાંબુવાન્ ! તમે સર્વે આ મિત્રનું કાર્ય ઉત્તમ રીતિએ પાર પાડયું છે. તમે હવે આનંદથી પોતપોતાને ઘેર જાઓ.'' ત્યારે તે સર્વેએ વિનંતિ કરી, '' હે મહારાજ ! હમને અયોધ્યા લઇ જાઓ. આપનો રાજ્યાભિષેક જોઇ ભરત, શત્રુઘ્ન અને કૌસલ્યા માતાનાં દર્શન કરી હમે હમારે ઘેર જઇશું.'' આ વિનંતિ સાંભળી રામને ઘણો આનંદ થયો અને તેમણે બધાને વિમાનમાં બેસાડયા. તે બધા વાનર અને રાક્ષસો ઉત્તમ રીતે જરા પણ અડચણ શિવાય બેઠા. પછી આજ્ઞા થતાંજ તે વિમાન આકાશમાં ઉડી ઉત્તર દિશા તરફ ચાલવા માંડયું. રામ સીતાને જુદા જુદા દેશ બતાવવા લાગ્યા:—'' સીતા, આ જગ્યાએ કુંભકર્ણ તારે માટે માર્યો ગયો. અહીં લક્ષ્મણે ઇંદ્રજીતનો વધ કર્યો. આ સર્વ રાક્ષસોનાં પ્રેતોથી છવાઇ ગયલી રણભૂમિ જો; આ ચિત્રકૂટ પર્વતપર આવી રહેલી લંકા નગરી જો. આ સમુદ્ર ઓળંગી આવ્યા પછી વાનર સેનાની છાવણી જો. આ તારે માટે સમુદ્રમાં બાંધેલાં

સેતુપર નજર કર. આ ભયંકર, અપાર અને શીપ તથા શંખેથી ભરેલો સમુદ્ર છે. આ હિરણ્યનાભ પર્વત મારૂતિને વિશ્રાંતિ આપવા સારૂ સમુદ્ર-બહાર નિકળી આવેલો હતો. આ સમુદ્રને ઉત્તર કિનારે વાનર સેનાની છાવણી દીસે છે. અહીં મહાદેવે મારાપર કૃપા કરી અને આ સ્થળેથી સેતુની શરૂઆત કરી. તેથી આ સ્થાનક સેતુબંધ રામેશ્વર નામથી પ્રખ્યાત થશે. આ જો આપણે સુગ્રીવની કિષ્કિંધા આગળ આવી પહોંચ્યાં છીએ. એ દિવ્ય અને સુંદર નગરી જો." ત્યારે સીતાએ વિનંતિ કરી:—"મહારાજ! તારા વિગેરે સર્વ વાનર સ્ત્રીઓ આપણી સાથે અયોધ્યા આવે એવી મને ઘણી ઇચ્છા થાય છે." આ સાંભળી રામે તરતજ વિમાન નીચે ઉતાર્યું અને સુગ્રીવને સર્વ વાનર સ્ત્રીઓને સાથે લેવા આજ્ઞા કરી. સુગ્રીવે અતિશય આનંદ પામી તારાસહવર્તમાન બધી સ્ત્રીઓને ઉત્તમ ઉત્તમ વસ્ત્રાભૂષણ ઘાલી વિમાનમાં આણી બેસાડી. તે સ્ત્રીઓએ સીતાને નમસ્કાર કર્યાં. પછી તે વિમાન આકાશમાં ઉડયું. ત્યારે રામે, ઋષ્યમૂક પર્વત પાસે આવતાં સીતાને કહ્યું;—'હે સીતા! જ્યાં સુગ્રીવની અને મારી ભેટ થઇ તેજ આ ઋષ્યમૂક પર્વત. અહીં મેં વાળીને મારવાનું વચન આપી સુગ્રીવ સાથે મૈત્રી કરી. આ સુંદર પંપા સરોવર જો કે જ્યાં મેં તારામાટે અતિશય શોક કર્યો હતો. આજ આપણી સુંદર પંચવટી અને રમ્ય ગોદાવરી નદી. આ મોટા વૃક્ષપર જટાયુ બેઠો હતો અને અહિંથીજ તેણે રાવણપર ઝપટ મારી અને તારી ખાતર જીવ ખોયો. હે સીતા! આ કેળના વૃક્ષોથી ભરપૂર અગસ્ત્યનો આશ્રમ જો. આ વિરાધ રાક્ષસને માર્યો તે સ્થળ દેખાય છે. આ અત્રિમુનિનો આશ્રમ આવ્યો. આ ચિત્રકૂટ પર્વત જો. આ વિસ્તીર્ણ અને ઉંડા પાણીવાળી ભાગીરથી નદીનાં દર્શન કર. આ ભરદ્વાજનો આશ્રમ આવ્યો. આ જો શૃંગવેરપૂર દેખાય છે. અને તેની પેલી પાસે દૂર અયોધ્યા દેખાય છે. સીતા! **અયોધ્યાને નમસ્કાર કર, કારણ તે આપણી પુણ્ય માતૃભૂમિ છે.** આપણે ૧૪ વર્ષ પછી આહં પાછા ફર્યા." સીતાએ ઉભા થઇ ઘણી આતુરતાથી અયોધ્યાને નમસ્કાર કર્યા. વાનર અને રાક્ષસ સ્ત્રીપુરૂષ પણ ઉઠી ઉઠી અયોધ્યા પ્રત્યે કૌતુકથી જોવા લાગ્યા. પછી રામે

વિમાનને નીચે ઉતારવા આજ્ઞા કરી. એટલે તેઓ ભરદ્વાજ ઋષિના આશ્રમમાં ઉતર્યાં અને સર્વે વિમાનમાંથી ઉતરી ભરદ્વાજનાં દર્શન કર્યાં. રામે અયોધ્યા તરફના કુશળ સમાચાર પૂછયા તેના જવાબમાં ભરદ્વાજ મુનિએ અયોધ્યામાં સર્વ કુશળ છે એમ જણાવ્યું. અને આજનો દિવસ અહિં રહી ભરતને કાલે મળજો એમ કહ્યું. તે પ્રમાણે તે દિવસે રામે ત્યાંજ મુકામ કર્યો. ભરદ્વાજે સર્વનો સારી રીતે આદરસત્કાર કર્યો અને તે સર્વેએ પ્રીતિથી અને આદરપૂર્વક ગ્રહણ કર્યો. (યુ. સ. ૧૨૩-૧૨૬)-

ભરતને આગળથી સૂચના આપવા અને તેના મનોભાવની પરીક્ષા કરવા માટે રામચંદ્રે મારૂતીને આગળ મોકલ્યાઃ અને તેને કહ્યું "પ્રથમ શ્રૃંગવેરપુરમાં મારો ભક્ત નિષાદ રહે છે તેને સર્વ હકીકત જણાવજે; તે મારો પરમ મિત્ર છે. પછી ભરતને પણ નંદીગ્રામમાં જઇ સર્વ હકીકત જણાવજે અને તેનું મન કેવું છે તે પરીક્ષા કરજે. કારણ ચૌદ વરસ રાજ્યસુખ ભોગવ્યા પછી રાજ્ય છોડવું પડે એ ઘણું કઠણ લાગે છે. ભરત જેવા અપાર પ્રેમ ધરાવનારા ભાઇને પણ કદાચિત્ મોહ ઉત્પન્ન થાય એ શક્ય છે. માટે તેના મનની તેમજ તેના ચહેરાપર દેખાતા મનોવિકારની સ્થિતિ લક્ષપૂર્વક નિરીક્ષણ કરજે." આમ રામની આજ્ઞા થતાંજ મારૂતિ ગરૂડ વેગે નિકળ્યા તે પ્રથમ શ્રૃંગવેરપૂરમાં આવી પહોંચ્યા અને ગુહરાજાને રામ સુખરૂપ ભરદ્વાજ મુનિના આશ્રમ પર્યંત આવી પહોંચ્યા છે એમ જણાવ્યું. તે સાંભળી ગુહનો આનંદ ગગનમાં પણ માયનહિ. તેણે મારૂતીને આલિંગન દઇ રામની સર્વ હકીકત પૂછી. તે સર્વ કહી સંભળાવી અને "નૌકાની જરૂર નથી, કારણ રામ પુષ્પ વિમાનમાં આવે છે" એમ કહી મારૂતી નંદીગ્રામમાં ગયા અને મનુષ્યરૂપ ધારણ કરી ભરતને મળ્યા. વ્રતથી કૃશ થઇ ગયલા, સુકાઇ ગયલા મુખવાળા, જટા ધારણ કરનારા એવા ભરતજીને જોઇ પ્રત્યક્ષ ધર્મરાજા મનુષ્યદેહ ધારણ કરી બેઠેલા હોય એમ મારૂતીતીને લાગ્યું. તેમનો નિઃસીમ બંધુ-પ્રેમ જોઇ મારૂતીને અતિ. શય આનંદ થયો અને તેમણે ભરતને નમસ્કાર કરી "રામ રાવણને મારી સુખરૂપ આવ્યા છે," એમ કહ્યું. તે સાંભળતાંજ ભરતને આનંદના જોસમાં મૂર્છા આવી ગઇ અને જમીનપર ઢળી ગયા. થોડા સમયમાં

સાવધ થઇ તેણે હનુમાનને જોરથી આલિંગન કર્યું અને આનંદનાં અશ્રુની ધારાથી ભિંજવી નાંખ્યા. પછી તેઓએ કહ્યું "કે તું દેવ હોય માણસ હોય, પણ તને હું આ ખુશ ખબરના બદલામાં સહસ્ર ગાય અને સો ગામ બક્ષિસ આપું છું." બાદ ભરતે શત્રુઘ્નને આજ્ઞા કરી કે સર્વ શહેરમાં એ બાબદની ખબર આપવી અને સર્વ શહેર જલદીથી શણગારી રાજ-માતાઓ અને વસિષ્ઠ ગુરૂને લઇ નંદીગ્રામમાં આવવું. ભરતે હનુમાનને તમે કોણ છો, કયાંથી આવ્યા, અને રામની શી હકીકત છે તે સર્વ પૂછયું. ત્યારે હનુમાને ચિત્રકૂટ પર્વત છોડી ગયાથી માંડીને રાવણને માર્યો અને વિભીષણને રાજ્ય આપી, રામ વિભીષણ તથા સુગ્રીવસહિત ભરદ્વાજના આશ્રમમાં આવ્યા ત્યાં સુધીની સર્વ હકીકત સવિસ્તર કહી સંભળાવીઃ અને હવે જલદીથી રામ, લક્ષ્મણ અને સીતા પુષ્પક વિમાનમાં આવશે એમ કહ્યું. એટલામાં શહેરમાંના સર્વ લોકો ઉત્તમ પોષાક સજી પોતપોતાની શક્તિ પ્રમાણે વાહનો પર બેસી, ચૌદ વરસ પછી પાછા આવતા અને રાવણનો વધ કરનારા, પોતાના પ્રિય અને પરાક્રમી રાજા, રામચંદ્રનાં દર્શન કરવા માટે નગર બહાર આવ્યા. દશરથની સર્વ રાણીઓ પણ કૌસલ્યાને આગળ કરી આવી. શ્રેષ્ઠ બ્રાહ્મણો તેમજ નગરના પ્રમુખ ગ્રહસ્થોને લઇને ભરત મંત્રિજન સહિત નંદીગ્રામથી નિકળી રામને સામે લેવા ગયા. ત્યારે સેંકડો વાજાંઓ અને નગારાંઓ વાગવાં લાગ્યાં. સર્વેએ પુષ્પો, અક્ષત, વિગેરે મંગળ વસ્તુઓ હાથમાં લીધી હતી. ભરતે માથા-પર રામચંદ્રની પાદુકા અને હાથમાં રાજછત્ર અને ચામર લીધાં હતાં. એવી રીતે ભરત અયોધ્યાવાસી લોકોને લઇ રામની સામે ગયાઃ એવામાં દૂરથી આવતું પુષ્પક વિમાન હનુમાને ભરતને બતાવ્યું. એટલે "રામચંદ્ર આવ્યા, રામચંદ્ર આવ્યા," એમ આનંદની ગર્જના એકદમ લાખો માણસના કંઠમાંથી બહાર પડીઃ તેથી સર્વ આકાશ ભરાઇ ગયું. તે અતિ-શય સુંદર, રત્નખચિત, સુવર્ણનું વિમાન ધીમે ધીમે આગળ આવ્યું. એટલે રામચંદ્રનું ચંદ્ર જેવું મનોહર મુખકમળ લોકને દેખાવા માંડયું. તે વખતે પુનેમનો ચંદ્ર આકાશમાં ઉગ્યો હોય એમ લોકને લાગ્યું: અને સર્વેએ રામને નમસ્કાર કર્યા. વિમાન ભરત આગળ આવતાંજ ભરતે રામ

જમીનપર પડી સાષ્ટાંગ કર્યાં. વિમાન નીચે ઉતારી રામે ભરતને વિમાનમાં બેસાડયા. ત્યારે ભરતે રામચંદ્રના પગઆર માથું મૂકયું. "હે ભરત! તું મારી ચિંતામાં અતિશય કૃશ થઇ ગયો છું," કહી રામે ભરતને છાતીસરસા ચાંપ્યા. પછી ભરતે સીતાને નમસ્કાર કર્યાં અને લક્ષ્મણને આલિંગન કર્યું. સુગ્રીવાદિ સર્વ વાનરોએ મનુષ્ય રૂપ ધારણ કર્યું હતું તે સર્વને ભરતે આલિંગન કરી કુશળ સમાચાર પૂછયા. પછી રામચંદ્ર અને બીજા બધા વિમાનમાંથી નીચે ઉતર્યાં અને પહેલાં કૌશલ્યા માતુશ્રીને પાગે પડયા. તે વખતે તે વૃદ્ધ, રામમાજ જેનું એકચિત્ત છે, એવી તે માતાના પ્રેમનું પૂર અશ્રુરૂપે રામચંદ્રના માથાપર, અમૃતના વરસાદ પ્રમાણે પડવા લાગ્યું! પછી બીજાં માતુશ્રીને નમસ્કાર કરી રામે વસિષ્ઠ ગુરૂના ચરણે વંદન કર્યાં. પછી રામચંદ્ર મંત્રીઓ તેમજ પ્રજાજનો તેમજ બીજાં માણસોને મળ્યા. સીતા કૌસલ્યાને પગે પડયાં ત્યારે કૌસલ્યાએ તેને છાતીએ ચાંપ્યાં. તારા વગેરે વાનરસ્ત્રીઓએ રાજમાતાને નમસ્કાર કર્યા; સીતાએ તે સર્વની ઓળખાણ કરાવી. આ પ્રમાણે તે સમયે તે મેદાનપર પ્રેમસમુદ્ર એકસરખો ઉછળી રહ્યો! રાજા-પ્રજા, માતા-પુત્ર, સાસુ-વહુ, બંધુ-બંધુ, ગુરૂ-શિષ્ય, સ્નેહી-સ્નેહીઓ, અને સખી-સખીઓ, ઇત્યાદિ સંબંધીઓમાં અતિશય પ્રેમ સાહજીકજ છે. તેમાં સીતા અને રામચંદ્ર જેવાં પોતાના ગુણથી સર્વનાં ચિત્ત આકર્ષણ કરનારાં, દેવાંશિ માણસો ચૌદ વરસ પછી દૃષ્ટિએ પડયાં-અને તે પણ મોટાં સંકટ વેઠી અને તેમાંથી મોટાં ધૈર્ય અને પરાક્રમથી પાર પડી,—એટલે જે પ્રેમનો ઉભરો છૂટયો, તે વર્ષાઋતુમાં સમુદ્રની અપાર છોળો પ્રમાણે પુષ્કળ વેળા સુધી ઉછળી રહ્યો, તેમાં કાંઇ નવલ નથી! હવે એ પ્રમાણે સર્વનો મેળાપ થઇ રહ્યા બાદ ભરતે રામચંદ્રના પગમાં પાદુકા પહેરાવી કહ્યું:—"હે રામ! ચૌદ વર્ષ સુધી આ અનામત મેં ઘણા પ્રયાસથી જાળવી રાખી. એ તમને આજ પાછી આપી આપ અયોધ્યાના રાજા થયા તે જોઇ હું કૃતાર્થ થયો છું. આપનું રાજ્ય મેં કેવી કાળજીથી ચલાવ્યું છે, તે આપનો ખજાનો દશગણો વધ્યો છે તે આપને હવાલે કરૂં છું તે પરથી તમને સમજ પડશે. માટે આ ખજાનો તપાસી લો." આ પ્રમાણે ભર-

" ભરતભેટ. "—



" હે ભરત ! તું મારી ચિન્તામાં અતિશય કૃશ થઇ ગયો છું." (પૃષ્ઠ. ૨૪૨)

તનો નિઃસીમ ભ્રાતૃ-પ્રેમ અને નિરપેક્ષતા જોઇ વાનરો અને વિભીષણનાં નેત્રમાંથી અશ્રુધારા પડવા લાગી. પછી ભરતે હાથ જોડી રામનો વિનંતિ કરી "આપ આજજ અયોધ્યામાં આવી રાજ્યાભિષેક કરાવો કે હમને સર્વને અત્યંત આનંદ થાય." તે કબૂલ રાખી પુષ્પક વિમાન તેના મૂળ માલેક કુબેર પાસ મોકલી દેવા રામે આજ્ઞા કરી: તે પરથી તે વિમાન ઉત્તર દિશામાં ચાલતું થયું. (યુ. ૧૨૭-૧૨૯).

પછી રામચંદ્ર સર્વને લઇ નંદીગ્રામમાં આવ્યા. ત્યાં પ્રધાનોએ પ્રથમ ભરતની જટા કઢાડી નંખાવી તેને મંગળ-સ્નાન કરાવ્યું. પછી સર્વ વાનરોને સ્નાન કરાવ્યાં. તેમજ લક્ષ્મણની જટા કઢાડી નંખાવી તેને પણ મંગળ-સ્નાન કરાવ્યું. પછી રામચંદ્રને પણ દિવ્યાસનપર બેસાડી, તેની જટા કઢાડી નંખાવી, તેનાં અંગપર ઉત્તમ સુગંધી દ્રવ્યનો લેપ કરાવી, સ્નાન કરાવ્યું. બીજી બાજુએ કૌસલ્યા માતાએ ઘણા પ્રેમથી સીતાજીને તથા વાનર સ્ત્રીઓને સ્નાન કરાવ્યું; અને સર્વને ઉત્તમ ઉત્તમ વસ્ત્રો પહેરાવ્યાં. રામચંદ્ર, ભરત અને લક્ષ્મણને પણ ઉત્તમ અલંકાર પહેરાવ્યા. એટલામાં સુમંત્ર સર્વ રત્નોથી સજેલો એવો આઠ ઘોડા જોડેલો રાજ-રથ લઇ આવ્યો, તેમાં રામચંદ્ર બેઠા. પછી ભરત જાતે ઘોડાની લગામ હાથમાં લઇ રથ હાંકવા બેઠા, શત્રુઘ્ને રામપર છત્ર ધર્યું, વિભીષણે ચમર હાથમાં લીધાં, લક્ષ્મણ અને સીતા રામની જોડે રથમાં બેઠાં, સુગ્રીવ વિગેરે વાનરો અને મંત્રીઓ હાથીપર બેઠા, એવી રીતે, લાખો મનુષ્યોથી ભરેલી અને હજારો તોરણોથી શણગારેલી અયોધ્યા નગરીમાં રામે પ્રવેશ કર્યો, તે સમયે સર્વ લોકો રામનો જયજયકાર કરતા હતા. શહેરની સર્વ સ્ત્રીઓ પોતપોતાનાં ઘરની બારીઓમાંથી સીતા તેમજ સર્વ વાનર-સ્ત્રીઓને જોવા આતુરતાથી ઉભી હતી અને રામપર પુષ્પોનો વર્ષાવ કરતી હતી. આ પ્રમાણે સ્વારી જતાં જતાં રાજ-મહેલઆગળ આવતાંજ રામ રથમાંથી નીચે ઉતર્યાં; ત્યારે સ્ત્રીઓએ સુવર્ણ કલશોએ રામ-લક્ષ્મણ અને સીતાને ઓવારણાં લીધાં. પછી રામે રાજ-મહેલમાં પ્રવેશ કર્યો. પોતાને રહેવાના ઘરમાં સુગ્રીવ વિગેરે પરોણાઓને ઉતારવા રામે ભરતને આજ્ઞા કરી. તે પ્રમાણે તેઓને ઉતારી ભરતે સુગ્રીવને ચાર

સુવર્ણ કલશ આપી વિનંતિ કરી કે "આપના બળવાન્ વાનરોને મોકલી સંધ્યાકાળ પહેલાં ચતુઃસમુદ્રનું પાણી મંગાવી આપો. કારણ, સમુદ્રના જળ શિવાય રાજ્યાભિષેક થઇ શકશે નહિ." ત્યારે સુગ્રીવે તાબડતોબ વાનરોને મોકલી દીધા. શ્રીરામચંદ્રે કૌસલ્યા માતાને નમસ્કાર કરી મુખ્ય રાજ-મહેલમાં પ્રવેશ કર્યો. બાદ સાંજ સુધી રાજ્યાભિષેકની સર્વ તૈયારી થઇ અને જે મોટા દિવાનખાનામાં મનુથી માંડીને દશરથ સુધીના ઇક્ષ્વાકુ વંશના રાજાઓના રાજ્યાભિષેક થયા હતા, તે દિવાનખાનામાં વસિષ્ઠ વગેરે ઋષિઓ આવ્યા અને વંશપરંપરાનાં સિંહાસનપર રામચંદ્રને સીતા સહિત બેસાડયા. પછી સમુદ્રજળે તેમનો અભિષેક કરી, મનુના વખતથી ઉતરી આવેલો, ખુદ બ્રહ્માએ તૈયાર કરેલો, રત્નમય મુકુટ, રામચંદ્રના મસ્તકપર વસિષ્ઠે પહેરાવ્યો. તે સમયે સર્વેએ જયજયકાર કર્યો. અને હજારો વાજાઓ વાગવા લાગ્યાં. વસિષ્ઠ મહર્ષિએ રામને રાજ્યાલંકાર પહેરાવ્યા. શત્રુઘ્ને રામપર શ્વેત છત્ર ધર્યું; અને વિભીષણ અને સુગ્રીવે એક એક ચામર ધારણ કર્યું. પછી રામચંદ્રે બ્રાહ્મણોને તીસ કરોડ સુવર્ણ મહોર દક્ષિણા આપી: પ્રધાનોને પોષાક અને અલંકાર આપ્યા. સુગ્રીવ વિભીષણ જાંબુવાન્ અને હનુમાન્ વિગેરે સર્વ પરોણાને પણ રત્નો આપી વિભૂષિત કર્યા. સીતાને રામે મોતીનો હાર અને બીજા અનેક અલંકાર અને દિવ્ય વસ્ત્રો આપ્યાં. એટલામાં પોતાના ગળામાં ઘાલેલા હારનાં આંકડાપર હાથ મૂકી સીતાએ કુતૂલહથી સર્વ વાનરો તરફ અને શ્રીરામ તરફ જોયુ. ત્યારે રામે તેના મનનો ભાવાર્થ સમજી જઇ પ્રેમપૂર્વક કહ્યું:— "તને ફાવે તેને એ હાર આપ." આ પ્રમાણે પરવાનગી મળતાંજ સીતાએ મારૂતીને પાસે બોલાવી પોતાના ગળામાંથી હાર કહાડી, "તારામાં બળ, બુદ્ધિ, તેજ, ધૈર્ય, વિનય, નય તેમજ પરાક્રમ વાસ કરી રહ્યાં છે," એમ કહી તેના ગળામાં તે હાર પહેરાવ્યો. તે સમયે સર્વ સભાજને મારૂતીનો જયજયકાર કર્યો. આ પ્રમાણે તે દિવસ સર્વ લોકોએ અપાર આનંદ અને ઉત્સવમાં ગાળ્યો. નગરવાસી સર્વ લોકોને વાનરોનાં પરાક્રમ વિષે ઘણું આશ્ચર્ય લાગતું હતું. પછી અયોધ્યામાં થોડા દિવસ વિભીષણ, સુગ્રીવ, હનુમાન્, જાંબુવાન્, નળ, નીળ, અગંદ મૈંદ, દ્વિવિદ,

વિગેરે સર્વની યથાયોગ્ય પરોણાગત કરી, રામે તેઓને પોતપોતાને ઘેર જવા પરવાનગી આપી.

પછી રામચંદ્રે અયોધ્યામાં એવી ઉત્તમ રીતે રાજ્ય કર્યું કે સર્વ પ્રજા સુખ અને આનંદમાં રહેવા લાગી. રામરાજ્યમાં વિધવા સ્ત્રી એક પણ દૃષ્ટિએ પડતી ન હતી: સર્પ કે રોગનો ભય ન હતો: ચોરી નાબુદ થઇ: સર્વ પ્રકારના અનર્થો દૂર થયા. વૃદ્ધ પહેલાં જુવાન માણસ મરણ પામવાના અનિષ્ટ પ્રસંગો બંધ• થયા: રામચંદ્રની ધર્મ-પરાયણ વૃત્તિ જોઇ સર્વ પ્રજા-જન ધર્મ-પરાયણ થયા. .ધન, ધાન્ય, ફળ ફુલ, અને બાળ બચ્ચાંઓની વૃદ્ધિ થવા લાગી. વરસાદ વેળેસર પડવા લાગ્યો. આ પ્રમાણે સર્વ રાજ્યમાં સુખ અને નીતિનો વધારો થઇ લોક આનંદ પામ્યા. રામચંદ્રે દશ અશ્વમેધ કરી, પુષ્કળ દક્ષિણા આપી, અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી. આ પ્રમાણે દશ હજાર દશશો (૧૧,૦૦૦) વર્ષ રાજ્ય કરી રામ વૈકુંઠમાં ગયા.

આ વાલ્મીકિકૃત ધન્ય અને યશ આપનારૂં રામાયણ કાવ્ય જે માણસ વાંચે અથવા સાંભળે તે સર્વ સંકટમાંથી મુક્ત થાય. (યુ. સ. ૧૩૦).

---

# ઉત્તરકાંડ.



શ્રી રામચંદ્ર અયોધ્યામાં પાછા આવી રાજ્ય કરવા લાગ્યા બાદ એક દિવસે ચારો દિશાના ઋષિઓ રામચંદ્રનું અભિનંદન કરવા માટે અયોધ્યા આવ્યા. વિશ્વામિત્ર,કશ્યપ, વસિષ્ઠ, અત્રિ, ગૌતમ, જમદગ્નિ, ભરદ્વાજ, એ ઉત્તર દિશામાંથી; આત્રેય, નમુચિ, પ્રમુચિ, અગસ્ત્ય, સુમુખ અને વિમુખ, એ દક્ષિણ દિશામાંથી; કૌશિક, યવક્રીત, ગાર્ગ્ય, ગાલવ, કણ્વ, મેધાતિથિનો પુત્ર વિગેરે પૂર્વ દિશામાંથી અને હપંગુ, કવષી, ધૌમ્ય, કૈં.તેય વિગેરે ઋષિઓ પશ્ચિમ દિશામાંથી પોતપોતાના શિષ્યોને લઇ રાજ્ય સભામાં આવ્યા. રામચંદ્રે ઉઠીને તેઓનો સત્કાર કર્યો અને તેમને ઉત્તમ આસનપર બેસાડી મધૂપર્કથી પૂજા કરી અને નમસ્કાર કરી સર્વના કુશળ સમાચાર પૂછયા. ત્યારે ઋષિઓ બોલ્યાઃ—" હે રામચંદ્ર ! હમે સર્વ કુશળ છીએ, અને તને કુશળ જોઇ હમને ઘણો આનંદ થાય છે. કારણ, ત્રૈલોક્યને તાપ આપનારા ભયંકર રાક્ષસ રાવણને તેં માર્યો અને તે દુષ્કર કાર્ય કરી તું અયોધ્યામાં નિર્વિઘ્ને આવ્યો, એજ મોટા આનંદની વાત છે. પ્રહસ્ત, વિરૂપાક્ષ, વિગેરે રાક્ષસો તમે માર્યા એમાં કાંઇ નવીન નથી. પણ આજ પર્યંત સર્વ રાક્ષસો ઉત્પન્ન થયા તે બધાથી પ્રચંડ એવા કુંભકર્ણ રાક્ષસને પણ તમે માર્યો તેથી તમને ધન્ય છે. સહુથી વધારે આશ્ચર્ય હમને ઇંદ્રજીતના વધ વિષે લાગે છે. કારણ ઇંદ્રજીત્ એ કુંભકર્ણથી પણ વધારે દુર્જય હતો. એવા સર્વ ભયંકર શત્રુઓને મારી તું સુખરૂપ પાછો આવ્યો છેઃ તારો હમેશાં જયજયકાર થાઓ." આ સાંભળી રામચંદ્રે ઋષિઓને પૂછ્યું, " ઇંદ્રજીતને તમે સહુથી બળવાન કેમ ગણો છો ? " ત્યારે અગસ્ત્ય ઋષિએ રાક્ષસોની સર્વ હકીકત રામને કહી સંભળાવી. અગસ્ત્ય ઋષિ દક્ષિણમાં વસતા હતા તેથી તેમને રાક્ષસોની પુષ્કળ માહીતી હતી. તેમણે જે હકીકત કહી તે નીચે પ્રમાણે છેઃ—

'બ્રહ્મદેવે સમુદ્ર નિર્માણ કર્યો ત્યારે સમુદ્રનું રક્ષણ કરવા માટે તેણે બે જાતિ નિર્માણ કરી,–એક યક્ષ અને એક રાક્ષસ. રાક્ષસોમાં બે સરદારો હતા–હેતિ અને પ્રહેતિ. પ્રહેતિ વિરક્ત સ્વભાવનો હોવાથી તપસ્વી થઇ ગયો અને હેતિ રાક્ષસોનો રાજા બન્યો. તેને કાળની બેહેન ભામાથી વિદ્યુત્કેશ નામનો પુત્ર ઉત્પન્ન થયો. તેને તેના પિતા હેતિએ સંધ્યાની પુત્રી સાલકટંકટા જોડે પરણાવ્યો, તે બેને સુકેશ નામનો પુત્ર થયો. સુકેશ દેવવતી નામની ગંધર્વ કન્યા સાથે પરણ્યો અને તેઓને માલ્યવાન્, સુમાલી અને માલી નામના ત્રણ પુત્રો થયા. એ ત્રણે જણાઓએ મેરૂ-પર્વતપર ઉગ્ર તપશ્ચર્યા કરી, ત્યારે બ્રહ્માએ પ્રસન્ન થઇ તમે શત્રુઓને હાથે હાર પામશો નહિ અને તમે દીર્ઘાયુષી થાઓ એમ વરદાન આપ્યું. તે વરથી ઉન્મત્ત થઇ તેઓએ દેવ, દાનવ વિગેરેને ત્રાસ આપવા માંડ્યો. તેઓએ વિશ્વકર્મા પાસે પોતાને માટે લંકામાં ત્રિકૂટ પર્વતના શિખર-પર એક અતિશય સુંદર અને વિશાળ નગરી બંધાવી. સુવર્ણના કોટથી વિંટાયલી તે લંકા નગરીમાં તે ત્રણે ભાઇઓ રહેવા અને રાક્ષસોનું રાજ્ય કરવા લાગ્યા. નર્મદા નામની અપ્સરાએ તે ત્રણે ભાઇને પોતાની ત્રણ કન્યાઓ આપી. કાળક્રમે માલ્યવાન્‌ને વજ્રમુષ્ટિ, વિરૂપાક્ષ, દુર્મુખ વિગેરે સાત પુત્ર અને અનલા નામની પુત્રી ઉત્પન્ન થયાં. સુમાલીને પ્રહસ્ત, અકંપન, ધૂમ્રાક્ષ વિગેરે દશ પુત્ર અને રાકા, પુષ્પોત્કટા, કૈકસી અને કુંભીનસા નામની ચાર પુત્રીઓ ઉત્પન્ન થઇ. માલીને અનલ, અનિલ, હર અને સંપાતિ નામના ચાર પુત્રો થયા અને એ ચાર રાક્ષસો વિભીષણના સાથીદારથઇ તેની સાથે તમારે શરણે આવ્યા હતા.

તે ત્રણ ભાઇઓ લંકાપર રાજ્ય કરતાં સર્વ પૃથ્વીનું રાજ્ય સંપાદન કરવા પામ્યા. પણ તેટલાથી તેઓને તૃપ્તિ થઇ નહિ અને તેઓ દેવતાઓપર હુમલા કરવા લાગ્યા. બ્રહ્માના વરદાનથી ઉન્મત્ત થઇ તે લોકોએ વૈકુંઠપર સુદ્ધાં હલ્લો કર્યો. ત્યારે વિષ્ણુએ સુદર્શન ચક્રવડે માલીનું શિર ઉડાવી દીધું; રાક્ષસોએ લડાઇમાં બને તેટલું જોર કર્યું પણ વિષ્ણુનાં ચક્ર અને ગરૂડની પાંખના ઝપાટા આગળ હજારો રાક્ષસ મરણ પામ્યા, ત્યારે માલ્યવાન્ અને સુમાલી પલાયમાન થયા. વિષ્ણુના ભયથી તેઓએ

લંકાનું રાજ્ય સુદ્ધાં છોડી દીધું અને પાતાળમાં જઇ રહ્યા. તેથી લંકા થોડા વખત સુધી નિર્જન થઇ પડી રહી.

પ્રજાપતિના માનસપુત્ર પુલસ્ય ઋષિને તૃણબિંદુ રાજાએ પોતાની પુત્રી પરણાવી. તેઓને વિશ્રવા નામને પુત્ર થયો. તે પણ પોતાના બાપ જેવોજ મહાતપસ્વી હતો. તેને ભરદ્વાજ ઋષિએ પોતાની પુત્રી પરણાવી. તેઓને જે પુત્ર થયો તે અત્યંત ભાગ્યવાન્ અને તપસ્વી થયો. બ્રહ્માએ તેને દેવોના દાનાધ્યક્ષ ( ખજાનચી ) અને લોકપાલ બનાવ્યો. વિશ્રવાના પુત્ર માટે તેને વૈશ્રવણ નામ મળ્યું. એ શિવાય કુબેર, ધનદ વિગેરે નામથી પણ તે ઓળખાવવા લાગ્યો. રાક્ષસોએ લંકા નગરી છોડી ત્યારથી તે શૂન્ય પડી રહી હતી. તે તેને રહેવા માટે તેના પિતાએ આપી. સર્વ ધનનો સ્વામી કુબેર થયો હતો તેથી સ્વાભાવિક રીતે સુવર્ણની લંકાની માલીકી તેનીજ થઇ. આ પ્રમાણે કુબેર લંકામાં રહી યક્ષોપર રાજ્ય કરવા લાગ્યો. બ્રહ્મદેવે જ્યારે કુબેરને લોકપાલ બનાવ્યો ત્યારે તેને પુષ્પક વિમાન બક્ષિસ કર્યું. તેમાં બેસી તે ઇંદ્ર માફક સર્વ લોકમાં ફરતો અને મધ્યે મધ્યે પોતાના પિતા પૌલસ્ત્ય અથવા વિશ્રવા ઋષિનાં દર્શન કરવા મેરૂ પર્વતપર આવતો હતો. ( ઉ. સ. ૧૦૮ ).

સુમાલી રાક્ષસ એક વખત પોતાની ઉપવર કન્યા કૈકસી માટે વર શોધતો શોધતો તેને સાથે લઇ પાતાળમાંથી મૃત્યુ લોકમાં આવ્યો તે વખતે પુષ્પક વિમાનમાં બેસી, લંકામાંથી નિકળી પોતાના પિતા પાસે જતો, કુબેર તેની દૃષ્ટિએ પડયો. ત્યારે કુબેરનો વૈભવ જોઇ તેને પોતાની હલકી સ્થિતિ વિષે ઘણું ખોટુ લાગ્યું, અને તેણે પોતાની કન્યાને કહ્યું “ પુત્રી ! આ કુબેરને પોતાના પિતાના પ્રસાદથી કેટલી સંપત્તિ મળી છે ? હમારા વંશમાં જન્મ લઇ તું હમારા વંશનો ઉદ્ધાર કરે, તો ખરેખર તારો આપણા કુળપર ઘણો ઉપકાર થશે. વિશ્રવા ઋષિને તારા તપથી સંતોષ પમાડી તેને પરણી તેની પાસથી કુબેર સરખો પુત્ર માગી લે: તે રાક્ષસોનો વૈભવ પાછો મેળવી આપશે. ” બાપનું વચન કૈકસીએ માન્ય કર્યું, અને તે વિશ્રવાના આશ્રમમાં ઉતરી. પોતાના તપથી તેણે ઋષિને સંતુષ્ટ કર્યાં અને તેની પાસથી કુબેર જેવો પુત્ર માંગી લીધો. પણ દુષ્ટ

લોકો ગમે તેવું સારૂં આચરણ કરે તો પણ તેઓનો હેતુ દુષ્ટ હોય છે તેથી તે કામ કદાપિ સંપૂર્ણ રીતે સિદ્ધ થતું નથી. જે વખતે કૈકસીએ વિશ્રવા ઋષિપાસે પુત્ર માગ્યો તે સમયે સધ્યાકાળનું ભયંકર ચોઘડીયું હતું. ઋષિએ તેની માંગણી કબૂલ તો કરી, પણ સાથે સાથે એમ પણ કહ્યું કે "આવા ભયંકર સમયે તેં વર માગ્યો છે તેથી તને ભયંકર પુત્ર ઉત્પન્ન થશે." ત્યારે તેણે પાછા હાથ જોડી તે મહર્ષિની સ્તુતિ કરી. તે પરથી એક પુત્ર સારો થશે એમ ઋષિએ વરદાન આપ્યું. કૈકસીને પહેલો પુત્ર દશ-ગ્રીવ થયો; તે સમયે હજારો ભય-સૂચક અપશુકન થયા. બીજો પુત્ર અતિ પ્રચંડ થયો, તેનું નામ કુંભકર્ણ પાડયું. ત્રીજી કન્યા થઇ તેનું નામ શૂર્પણખા પાડયું: અને ચોથો વિભીષણ થયો. તે છોકરાંઓ પિતાના આશ્રમમાં વૃદ્ધિ પામવા લાગ્યાં તેમ તેમ આશ્રમના તેમજ બહારના લોકોને ઘણોજ ત્રાસ આપવા લાગ્યાં. કુંભકર્ણ તો વચ્ચે વચ્ચે મુનિના બાળકોને ખાઇ જવા લાગ્યો. એક દિવસે કુબેર પોતાનાં વિમાનમાં બેસી પિતાના દર્શન માટે આશ્રમમાં આવ્યો: તેને જોઇ, પિતાનાં પહેલાનાં વચન યાદ કરી કૈકસીએ દશગ્રીવને કહ્યું:—"આ તારો ભાઇ કુબેર પોતાના પરાક્રમ તથા હોંશિયારીથી કેટલી ઉંચી પદવીપર ચઢયો છે? એના જેવાજ તમે સર્વ પુત્ર પરાક્રમી નિકળી વૈભવ પ્રાપ્ત કરો તોજ તમારા બાપના ખરા પુત્ર!" આમ માતુશ્રીનું મર્મ-ભેદક ઉત્સાહન સાંભળી તે ત્રણે ભાઇઓએ તપશ્ચર્યા આરંભી. તેમાં દશગ્રીવે તો છેક હદ કીધી! તેણે દશ હજાર વર્ષ સુધી નિરાહાર ઉભા રહી તપ કર્યું. તેમાં પહેલાં હજાર વર્ષ પૂરાં થયાં કે તેણે પોતાનાં દશ શિરમાંનું એક કાપી અગ્નિમાં હોમ્યું. આ પ્રમાણે નવ હજાર વર્ષ તપ કરી નવ શિર હોમ્યાં. દશ હજાર વર્ષ પૂરાં થયાં કે દશગ્રીવ દશમું શિર છેદવા તત્પર થયો; ત્યારે બ્રહ્માએ પ્રસન્ન થઇ તેને સાક્ષાત્ દર્શન આપ્યાં અને વર માગવા કહ્યું; દશગ્રીવે મૃત્યુની બીક દૂર કરવાના ઇરાદાથી અમરત્વ માંગ્યું. બ્રહ્માએ જવાબ આપ્યો "અમરત્વ કોઇને અપાય નહિ: તારે બીજો જે જોઇએ તે વર માગ." ત્યારે રાવણે યક્ષ, રાક્ષસ, ગંધર્વ, પિશાચ નાગ, અસુર, દેવ અને દાનવ એ કોઇથી પણ હું મરૂં નહિ એમ વર માંગ્યો. બ્રહ્મદેવે 'તથાસ્તુ,

તારાં હોમી દીધેલાં શિર તને પાછાં પ્રાપ્ત થશે અને તારા સર્વ મનોરથ પૂર્ણ થશે,' એમ વર આપ્યો. પછી બ્રહ્માએ વિભીષણ પાસ જઇ વર માગવા કહ્યું. ત્યારે તે ધર્માત્માએ "**કોઇ પણ પ્રસંગે મારી ધર્મ બુધ્ધિ ચળો નહિ**" એમ વર માગ્યો. ત્યારે સર્વેએ તેની ધર્મ-વૃત્તિનાં વખાણ કર્યાં. બ્રહ્મદેવે તેને તે વર આપ્યો અને તે ઉપરાંત અમર બનાવ્યો. "**અધર્મને મરણ છે, ધર્મ અને નીતિને મરણ નથી**" એ ભાવાર્થ આ ઠેકાણે બ્રહ્માએ સૂચવ્યો છે. બાદ બ્રહ્માએ કુંભકર્ણ પાસ જઇ 'વર માગ' કહ્યું: ત્યારે સર્વ દેવોએ બ્રહ્માની પ્રાર્થના કરી કે આ કુંભકર્ણ વર શિવાયજ માણસોને ખાઇ જાય છે અને તમે વર આપશો તો પછી વધારે બળવાન થઇ સર્વે માણસોને ગળી જશે, માટે એને વર આપશો નહિ. પરંતુ એક વખત 'વર માગ' કહેલું વચન બ્રહ્માએ પાછું ખેંચી લીધું નહિ. માત્ર સરસ્વતીની પ્રાર્થના કરી તેને સૂચવ્યું કે કુંભકર્ણના કંઠમાં પ્રવેશ કરી તેની પાસ કાંઇ સારો વર મંગાવ. આ સૂચના પ્રમાણે સરસ્વતીએ કુંભકર્ણના મુખમાંથી 'નિદ્રાસન' મંગાવ્યું. આ પ્રમાણે તે ત્રણે ભાઇઓએ તપશ્ચર્યા કરી બ્રહ્માપાસ વરદાન મેળવ્યાં અને પોતાના આશ્રમમાં પાછા આવી માતુશ્રીને સર્વ હકીકત કહી સંભળાવી. (ઉ. સ. ૯-૧૦).

આવા દુષ્ટ લોકોને બ્રહ્માએ વરદાન કેમ આપ્યાં એ શંકા અત્રે ઉભી થાય એ સાહજીક છે. પણ એનાં રહસ્યને ધ્યાનમાં રાખવું જોઇએ. બળ પ્રાપ્ત કરવાને તપશ્ચર્યા શિવાય બીજું કાંઇ સાધન નથી' એ સિધ્ધાંત અહીં દેખડાવ્યો છે. દેહ દમન કરી વ્રતવડે ચિત્ત એકાગ્ર કરી, ઇશ્વરની નિઃસીમ આરાધના કરવી, એનું નામ તેતપ. એવાપ્રકારના તપથી બળ પ્રાપ્ત થવુંજ જોઇએ, પછી તેતપ કરનાર સજ્જન હોય કે દુર્જન હોય જેવી રીતે રસોઇ કરી કે પાક તૈયાર થવોજ જોઇએ, પછી તે રસોઇ કર નાર ચોર હોય કે સાધુ હોય, તેમ દુષ્ટો પણ તપ કરે તો તેને પરમેશ્વર ફળ આપ્યા શિવાય રહેતો નથી. સારાંશ જ્યાં જ્યાં બળ દષ્ટિએ પડે ત્યાં ત્યાં એમ ખાત્રી રાખવી કે તે તપના પ્રભાવેજ મળેલું હોવું જોઇએ. દુષ્ટ લોકો પાસ બળ હોય છે તે પણ તપ કરી મેળવેલુંજ હોય છે.

માત્ર ફરક એટલોજ કે તેઓ તેનો દુરુપયોગ કરે છે અને તે કારણથી તેઓનું બળ ધીમે ધીમે ઓછું થતું જાય છે. એથી ઉલટું સજ્જનોની તપશ્ચર્યા કાયમ ચાલુજ હોય છે અને તેના જોરથી તેઓનું બળ હમેશ વધતુંજ જાય છે. તાત્પર્ય, બળ એ તપનું અબાધિત ફળ છે એમાં કાંઇજ સંશય નહિ. આ સિધ્ધાંત સમજવો સહેલ છેઃ કારણ જ્યાં સુધી મનુષ્ય તપશ્ચર્યા કરે છે ત્યાં સુધી દુષ્ટ અને સજ્જન સરખીજ રીતે નીતિ અને ધર્મને માર્ગે ચાલે છે. અને તેથીજ દુષ્ટોને પણ તપ ફળીભૂત થાય છે એમાં આશ્ચર્ય નથી.

દશગ્રીવ, કુંભકર્ણ અને વિભીષણ ત્રણેએ તપશ્ચર્યા કરી બ્રહ્માપાસ વરદાન મેળવ્યાં છે તે વાત તેઓના વડવા સુમાલીને ખબર પડતાંજ તેને મહાન આનંદ થયો, અને તેણે દશગ્રીવપાસ આવી લંકા પાછી મેળવવા તેને આગ્રહ કર્યો. દશગ્રીવે પોતાના પિતા પૈલસ્ય મુનિને વિનંતિ કરી કે કુબેરપાસ લંકા ખાલી કરી અપાવો. પરંતુ તેમણે તે વાત માની નહિ. પછી દશગ્રીવે પોતાના ભાઇ પ્રહસ્તને કુબેરપાસ મોકલ્યો અને લંકા મૂળ રાક્ષસોની છે માટે તે ખાલી કરી આપો એમ વિનંતિપૂર્વક કહેવડાવ્યું. કુબરને રાવણનો સ્વભાવ માલમજ હતો. તેથી પોતાના પિતા વિઃશ્રવા ઋષિની સંમતિથી લંકા ખાલી કરી રાવણને સ્વાધીન કરી અને પોતે પિતાની આજ્ઞાનુસાર કૈલાસ પર્વતપર 'અલકા' નામની નવીન નગરી બાંધી ત્યાં રહેવા લાગ્યો.

પાતાળમાં ગયલા સર્વ રાક્ષસો હવે લંકામાં આવ્યા અને દશમુખને રાજ્યાભિષેક કરી તેનાં છત્ર નીચે આનંદથી રહેવા લાગ્યા. થોડા વખત પછી દશગ્રીવે પોતાની બહેન સૂર્પણખાનાં લગ્ન કાલકેય દાનવોના રાજા વિદ્યુજ્જિવ્હની સાથે કર્યાં. પછી મયાસુરે હેમા નામની અપ્સરાથી થયલી પોતાની પુત્રી મંદોદરી રાવણ સાથે પરણાવી. પોતાના બે ભાઇઓનાં પણ લગ્ન દશગ્રીવે કર્યાં. કુંભકર્ણને વૈરોચનની પૈત્રી વજ્જવાલા પરણાવી અને વિભીષણને શૈલૂષ ગંધર્વની પુત્રી સરમા પરણાવી. આ પ્રમાણે તે ત્રણે બંધુઓ સુખેથી કાલક્રમણ કરતા હતાઃ તેઓને મોટા મોટા પરાક્રમી પુત્રો થયા. તેમાં દશગ્રીવને મંદોદરીથી જે પુત્ર ઉત્પન્ન થયો તેણે

જન્મતાંજ મેઘસરખા ગર્જના કરી તેથી તેને મેઘનાદ નામ આપ્યું. એને આગળ જતાં ઇંદ્રજીત્ નામ મળ્યું. થોડા વખત પછી બ્રહ્મદેવના વર પ્રમાણે કુંભકર્ણને અતિશય નિદ્રા આવવા લાગી. ત્યારે દશગ્રીવાએ તેને માટે બે યોજન પહોળી અને ચાર યોજન લાંબી એક વિશાળ ગુફા તૈયાર કરાવી. અને સુવર્ણ, રત્ન વિગેરે સાધનોથી ઉત્તમ રીતે સુશોભિત કરી. તેમાં કુંભકર્ણ ઉંઘી ગયો તે હજારો વર્ષસુધી ઉઠયો નહિ. આણી તરફ દશગ્રીવને પોતાના ઐશ્વર્યનો મદ આવ્યાથી તેણે દેવ, ઋષિ, ગંધર્વ, યક્ષ વિગેરેને હેરાન કરવા માંડયા. તેણે તેઓનાં શહેર લૂટયાં અને તેના નંદનવન સરખા બાગ ઉજ્જડ કર્યાં. અને દશગ્રીવનું આ પ્રમાણે ઉદ્ધત વર્તન જોઇ કુબેરે તેની પાસે દૂત મોકલ્યો અને તેને શુદ્ધિપપર આણુવા પ્રયત્ન કર્યો. ' મેં હજાર વર્ષ તપ કરી શંકરની આરાધના કરી તેમની મૈત્રી પ્રાપ્ત કરી છે તેમ તું પણ આપણાં કુળને યોગ્ય ધર્માચરણ કરી તારી ઉન્નતિ કર.'' એમ કુબેરે સંદેશો મોકલ્યો. તે સાંભળી દશમુખને એકદમ ક્રોપ ચઢયો અને '' મને શંકરની મૈત્રી મેળવી તેની બ્હીક બતાવે છે કે ? પહેલાં તારીજ ખબર લઉં છું,'' એમ કહી ઉન્મત્તપણામાં તે દૂતનું માથું કાપી નાંખ્યું અને તરતજ કુબેરપર સ્વારી કરી. મહોદર, પ્રહસ્ત, મારીચ, શુક, સારણ અને ધૂમ્રાક્ષ એ છ બળવાન્ સરદારો સાથે લાખો રાક્ષસ યોધ્ધાઓ સહિત, દશગ્રીવ કુબેરપર ચઢી આવ્યો. તે વખતે કુબેરનું યક્ષ સૈન્ય રાક્ષસ સૈન્ય સામું ટકાવ કરી શકયું નહિ. હજારો યક્ષ માર્યાં ગયા તે જોઇ કુબેરે મણિભદ્ર નામના પોતાના સરદારને તેઓની સામે મોકલ્યો. પણ પ્રહસ્તે મણિભદ્ર તેમજ બીજા તેનાં યક્ષ સૈન્યનો નાશ કર્યો. છેવટે કુબેર જાતે રણમાં-આવ્યોઃ તેનું અને દશગ્રીવનું મહાયુદ્ધ થયું. કુબેરે તેનાપર અનેક અસ્ત્રોનો પ્રયોગ કર્યો, પરંતુ તેથી રાવણને કાંઇ પણ ઇજા થઇ નહિ. છેવટે દશગ્રીવના ગદા-પ્રહારથી કુબેર બેશુદ્ધ થઇ રણમાં પડયો. દશગ્રીવે તેને જીવતો મૂકયો, પણ તેનું પુષ્પક વિમાન હરણ કર્યું અને તેની નગરી ઉજડ કરી તે પુષ્પક વિમાનમાં બેસી કૈલાસ પર્વતપરથી નીચે ઉતર્યો. (ઉ. સ. ૧૧-૧૫).

“ રાવણગર્વ પરિહાર. ”—



શંકરે પગના અંગુષ્ઠાગ્રવડે તે પર્વતને સહજ દબાવતાંજ દશગ્રીવના વીસ હાથ તે પર્વત નીચે છુંદાઇ ગયા. ( પૃષ્ટ. ૨૫૩ )

વિમાનમા બેસી દશગ્રીવ જતો હતો તેવામાં એક ઠેકાણે તેના વિમાનની ગતિ એકદમ અટકી પડી. ત્યારે તેને મોટુ આશ્ચર્ય લાગ્યું. એટલામાં વાનર રૂપ ધારણ કરેલા નંદી ત્યાં આવ્યા અને "આ પર્વતપર શંકર અને પાર્વતી ક્રીડા કરે છે, અહિં કોઇને આવવાની પરવાનગી નથી; માટે તું બીજે માર્ગેથી જા" એમ રાવણને વિનંતિ કરી. નંદીનું તે સ્વરૂપ જોઇ રાવણ તેની પ્રત્યે ખડખડ હસવા લાગ્યો. ત્યારે નંદીએ તેને ક્રોધ કરી શાપ આપ્યો કે વાનર કુળમાં હજારો વીરો ઉત્પન્ન થઇ તારો નાશ કરશે. દશમુખે તે તરફ કાંઇજ લક્ષ ન આપતાં કહ્યુ:—' અરે, તારો શંકર તે કોણ માત્ર? મારૂં વિમાન જે ડુંગરપર અટકી પડયું તે ડુંગરજ હુ ઉખેડી નાંખું છુ." એમ કહી તેણે વિમાનમાંથી નીચે ઉતરી પોતાના વીસ બાહુના બળનો ગર્વ કરી તે પર્વતનો પોતાના વીસો હાથવડે બાથ ભીડી અને તેને ઉંચકવા માંડયો. ત્યારે શંકરે ક્રોધ કરી સહેજ પગના અંગુઠાવડે તે પર્વતને દાબ્યો. તેની સાથેજ તે પર્વત નીચે પડી દશગ્રીવના વીસ હાથ તે પર્વત નીચે છુંદાઇ ગયા. હાથ છુંદાયાની વેદનાથી રાવણે જે પોકાર કર્યો તેથી સર્વ પૃથ્વી કાંપી ઉઠી અને દેવ, દાનવ, ગંધર્વ વિગેરે ભયભીત થઇ ત્યાં આવ્યા અને તે ચમત્કાર જોવા લાગ્યા. તે વખતની દશાનનની દીન સ્થિતિ જોઇ તેઓને ઘણી દયા આવી અને તેઓએ શંકરની સ્તુતિ કરવા તેને સુચના કરી. દશાનને શંકરની સ્તુતિ કરી તેમને પ્રસન્ન કર્યા. ત્યારે તેના હાથ મુક્ત થયા અને શંકરે દર્શન દઇ તેને એક તરવાર આપી. દશગ્રીવના આ પોકારથી સર્વ ચરાચર સૃષ્ટિ ખળભળી ઉઠી હતી અને તેના પોકાર હજાર વર્ષ સુધી ચાલુ રહ્યા હતા તેથી શંકરે તેને "રાવણ" એટલે પોકાર કરનાર એ નવીન નામ આપ્યું. તે દિવસથી દશાનન 'રાવણ' નામથી પ્રસિદ્ધ થયો.

આ પ્રમાણે શંકરને પ્રસન્ન કરી રાવણ પુષ્પક વિમાનમાં બેસી પાછો નિકળ્યો તે હિમાલય પર્વતપર એક સ્થળે મરૂત રાજા યજ્ઞ કરતા હતા ત્યાં આવી પહોંચ્યો. રાવણને જોતાંજ સર્વ દેવો બ્હીકથી ગુમ થઇ પશુ પક્ષીનું સ્વરૂપ ધારણ કરી બેઠા. ઇંદ્રે મોરનું, યમરાજાએ કાગડાનું, કુબેરે સરડાનું અને વરૂણે હંસનું રૂપ ધારણ કર્યું. બીજા દેવતાઓએ પણ

બીજાં પશુ-પક્ષીનાં રૂપ ધારણ કર્યાં. મરૂત રાજા ધનુષ્ય-બાણુ ગ્રહણ કરી યુદ્ધ કરવા તત્પર થયા, પણ બ્રહસ્પતિના બંધુ સંવર્ત, જે યજ્ઞ કરાવના હતા, તેમણે તેને નિવાર્યાં. "યજ્ઞદીક્ષા લીધા બાદ મનમાં પણ ક્રોધ આણુવો એ અયોગ્ય છેઃ તો યુદ્ધ તો કેમજ થાય?" એમ સમજાવી તેણે મરૂત રાજાને યુદ્ધમાંથી પાછા ફેરવ્યા. પછી રાવણુ તેનો યજ્ઞ ભંગ કરી કેટલાક ઋષિઓને ઠાર મારી ચાલતો થયો. તે ગયા પછી દેવોએ પોતપોતાનાં મૂળ રૂપ ધારણુ કર્યાં અને જે જે પ્રાણીઓનાં રૂપ ધારણુ કર્યાં હતાં તેઓને વરદાન આપ્યું. ઇંદ્રે મોરને આંખો જેવાં ટપકાંવાળી પાંખો આપી. યમે કાગડાને વરદાન આપ્યું કે કોઇએ માર્યાં શિવાય તને મરણુ આવશે નહિ. વરૂણે હંસને સ્વચ્છ સફેત રંગ આપ્યો અને કુબેરે સરડાને સુનેરી રંગ આપ્યો.

આ પ્રમાણે રાવણુ ત્યાંથી નિકળ્યો તે પૃથ્વીના સર્વ રાજાઓને જીતતો જીતતો આગળ ગયો. જે રાજા શરણુ આવે તેને તે છોડી દેતો, પણ જે સામા થાય તેને જીતી યુદ્ધમાં ઠાર મારતો. એ રીતે રાવણુ અયોધ્યામાં આવ્યો ત્યારે ત્યાંનો રાજા અનરણ્ય તેને શરણુ ન થતાં સૈન્ય લઇ તેની સામે લડવા આવ્યો. તેઓ વચ્ચે ભયંકર યુદ્ધ થયું, તેમાં અનરણ્ય માર્યો ગયો. આ પ્રમાણે પુષ્કળ રાજાઓ માર્યાં ગયા ત્યારે નારદે રાવણુને કહ્યું, "અરે મનુષ્યોને જીતી તેને મારવામાં શું પુરૂષાર્થ છે? મનુષ્ય તો મરવાને સરજેલાં છે. ખાસ યમદેવને સંગ્રામમાં જીતે તો તારી આબરૂ કહેવાય." આ ઉપદેશથી રાવણુની સ્વારી યમલોક તરફ ફરી, અને દક્ષિણુ દિશામાં જઇ રાવણે યમપુરીપર હલ્લો કર્યો. યમના દૂત યુદ્ધ કરવા આવ્યા તે સર્વ પરાજય પામ્યાઃ ત્યારે સર્વ લોકોના પ્રાણુ હરણુ કરનાર એવા પ્રત્યક્ષ યમદેવ પોતાના ભયંકર રથમાં બેસી યુદ્ધ કરવા આવ્યા. પ્રત્યક્ષ યમદેવને જોઇ રાવણુનું રાક્ષસ સૈન્ય ભયભીત થઇ નાસી ગયું. પણ રાવણના મનમાં તલમાત્ર પણ ભય ઉત્પન્ન થયો નહિ. રાક્ષસના રાજા અને પ્રેતના રાજાનું યુધ્ધ શરૂ થયું. યમરાજાએ હજારો શસ્ત્રાસ્ત્રોનો રાવણુપર પ્રયોગ કર્યો, પણ તે સર્વ વ્યર્થ ગયાં. તે યુધ્ધ એકસરખું સાત દિવસ અને સાત રાત ચાલુ રહ્યું. છેવટે યમરાજાએ

પોતાનો યમ–દંડ, રાવણપર ફેંકવાના ઇરાદાથી, હાથમાં લીધો. તે વખતે સાક્ષાત્ બ્રહ્મદેવ ત્યાં પ્રકટ થઇ તેને કહેવા લાગ્યા:—" આ કાળ–દંડ સર્વ પ્રાણીનો સંહાર કરનારો છે. એ અમોઘ દંડ મેંજ તને બક્ષીસ કર્યો છે. તેવીજ રીતે રાવણને મેંજ વરદાન આપ્યું છે. તેથી જો દંડ ફેંકી તું રાવણનો વધ કરશે તો મારો વર વૃથા થશે. એમ કરતાં યમ–દંડ વ્યર્થ ગયો અને રાવણ મુઓ નહિ, તો પણ મારો તને આપેલો વર વ્યર્થ જશે. માટે તું આ દંડનો રાવણપર ઉપયોગ કરીશ નહિ." આ સાંભળી, " તમે હમારા સર્વના નિયંતા છો, તમારી આજ્ઞા હમારા સર્વને શિરસાવંદ્ય છે. હું અહિંથી અદૃશ્ય થઇ જાઉં છું: તે શિવાય બીજો રસ્તો નથી." એમ કહી યમે પોતાનો દંડ ઉંચે મૂક્યો અને તરત અંતર્ધ્યાન થઇ ગયા. ત્યારે રાવણે જય–ઘોષ કરી, પોતાના નામનો ફરીથી યમપુરીમાં ડંકો બજાવી પોતાના સેનાપતિ સહિત પુષ્પક વિમાનમાં બેસી પાછો ફર્યો (ઉ. સ. ૧૬–૨૨ ).

યમને જીતી રાવણ પશ્ચિમ દિશા તરફ વળ્યો. વરૂણ લોકમાં આવેલી ભોગાવતી નગરીપર પ્રથમ હલ્લો કરી, તેણે નાગના રાજા વાસુકી પર વિજય મેળવ્યો. બાદ મણિમયી નગરીપર હલ્લો કરી તેણે નિવાતા કવચ રાક્ષસોને જીત્યા. ત્યાંથી નિકળી અશ્મવતી નગરીના કાલકેય રાજા પર ચઢાઇ કરી, અને પોતાની બ્હેન શૂર્પણખાના વર, વિદ્યુજ્જીહ્વાને યુદ્ધમાં ઠાર કર્યો ! કાલકેયોને જીતી રાવણ વરૂણપુરી આગળ જઇ પહોંચ્યો. ત્યાં સુરભી નામની કામધેનુ ઉભી હતી, તેને પ્રદક્ષિણા કરી તેણે વરૂણની સેનાને યુદ્ધ માટે આવ્હાન કર્યું. ત્યારે વરૂણના પુત્રો તેનાપર શસ્ત્ર લઇ ધસી આવ્યા; તેઓનો મહોદરે પરાજય કર્યો. બ્રહ્મદેવના વરદાનથી આ રાક્ષસ ન જીતાય એવો છે એમ જાણી વરૂણના માણસોએ વરૂણ બ્રહ્મલોકમાં ગયા છે એમ ખોટું સમજાવી રાવણને પાછો ફેરવ્યો. આ પ્રમાણે ઉત્તર દક્ષિણ અને પશ્ચિમ એ ત્રણે દિશાના લોકપાલ કુબેર, યમ અને વરૂણને, જીતી, રાવણ પુષ્પક વિમાનમાં બેસી લંકામાં પાછો આવ્યો. ત્યાં તેની વિધવા થયલી બહેન શૂર્પણખા રડતી રડતી તેની પાસે આવી ઉભી રહી; તેં તારા બનેવીને સુધ્ધાં ઓળખ્યો નહિ વિગેરે અનેક રીતે તેણીએ

રાવણનો તિરસ્કાર કર્યો. પણ રાવણે તેને સમજાવી કે "શત્રુ થઇ લડાઇમાં સામો ઉભો રહે પછી પિતા પુત્રનો સંબંધ પણ રાખી શકાતો નથી" અને તેને રહેવા માટે દંડકારણ્ય બક્ષીસ આપ્યું અને તેના રક્ષણ માટે તેના મશીઆઇ ભાઇ ખરને ૧૪ હજાર રાક્ષસનું લશ્કર આપી તેની સાથે મોકલ્યો. (ઉ. સ. ૨૩-૨૪).

લંકામાં નિકુંભિલા નામનો એક સુંદર બાગ હતો. તેમાં એક સુવર્ણ સ્તંભવાળું દેવળ બાંધી મેઘનાદે શુક્ર ઋષિની મદદથી યજ્ઞ કરી શંકરને સંતુષ્ટ કર્યા, અને તેમની પાસેથી એક દિવ્ય રથ, બાણના બે અક્ષય્ય ભાથા તથા ધનુષ્ય મેળવ્યાં. તે ઉપરાંત શંકરે તેને તામસી નામની વિદ્યા આપી; આ વિદ્યાના પ્રભાવથી રથમાં બેસી, અદૃશ્ય થઇ, શત્રુ સાથે યુદ્ધ કરી શકાતું. રાવણ પાછો આવ્યો ત્યારે મેઘનાદ તરતજ મહાદેવનો યજ્ઞ પૂરો કરી રહ્યો હતો. અને તે હકીકતની ખબર પડતાં રાવણે તેને પુષ્કળ શાબાસી આપી, પણ સાથે સાથે એમ પણ કહ્યું કે હવે દેવતાઓની જાતની આરાધના કરવાની જરૂર નથી. પછી રાવણે બાકી રહેલી પૂર્વ દિશાના દિગ્પાળ ઇંદ્રપર સ્વારી કરવાની તૈયારી કરી. તેણે કુંભકર્ણને જાગૃત કર્યો અને તેને તથા મેઘનાદને સાથે લીધા. વિભીષણને લંકામાં રાખી, રાવણ મોટું અને બળવાન સૈન્ય લઇ, દેવોને જીતવા સારૂ નિકળ્યો. તે કૈલાસપરથી થઇ સ્વર્ગલોક આગળ આવતાંજ આદિત્ય, રૂદ્ર, મરૂત, વસુ, અશ્વિનીકુમાર, ઇત્યાદિ દેવોને લઇ ઇંદ્ર તેની સાથે યુદ્ધ કરવા બહાર આવ્યો. દેવ અને રાક્ષસોનું ભયંકર યુદ્ધ શરૂ થયું અને તેમાં ઉભય પક્ષના યોધ્ધાઓ મરવા લાગ્યા. સુમાલી અને આઠમા વસુનું દ્વંદ્વ યુદ્ધ શરૂ થયું તેમાં વસુએ સુમાલીને ગદા-પ્રહારથી ઠાર કર્યો. તે જોઇ, રાવણ-પુત્ર મેઘનાદે દેવો સાથે માયાવી રીતે યુદ્ધ કરવા માંડયું. શંકરે આપેલા અક્ષય્ય ભાથામાંથી લાખો બાણો તેણે દેવોપર છોડ્યાં. કુંભકર્ણ અને રાવણથી કાંઇ દેવ હાર પામત નહિ; પણ મેઘનાદ અદૃશ્ય રહી યુદ્ધ કરતો તે સામે તેઓ ટકી શકયા નહિ. ઇંદ્રનો પુત્ર જયંત અગ્ર ભાગે રહી યુદ્ધ કરતો હતો તેને મેઘનાદે મૂર્છા પમાડયો. ત્યારે શચીના પિતા, એટલે જયંતના વડવા પુલીમા દૈત્યે, તેને એકદમ રણમાંથી લઇ જઇ,

સમુદ્રમાં ડૂબાવ્યો. પુત્ર યુદ્ધમાં પડયો તે ખબર પડતાંજ, ઇંદ્ર ક્રોધ ભર્યો મેઘનાદપર ધસી આવ્યો. પણ મેઘનાદે પોતાની અદૃશ્ય થવાની કળાનો ઉપયોગ કરી, તેમજ અસ્ત્રાવિદ્યાના પ્રભાવથી, ઇંદ્રને જર્જર કરી, બંદીવાન કરી, રાક્ષસ સૈન્યમાં પકડી આણ્યો! તે વખતે સર્વ રાક્ષસોને અવર્ણંવાનીય આનંદ થયો. રાવણ પુત્રને આલિંગન દઇ બોલ્યો:—"મારા કુળમાં મારા કરતાં પણ વધારે પ્રતાપી તું ઉત્પન્ન થયો છે. ખરેખર આ પૃથ્વીપર મારા સમાન બીજો કોઇ ભાગ્યવાન્ નથી. આપણે હવે ઇંદ્રને લંકામાં પકડી લઇ જઇએ." આ પ્રમાણે દેવોનો પરાભવ કરી, ઇંદ્રને કેદ કરી, રાવણ, પોતાના પુત્ર ભાઇ વિગેરે સહિત લંકામાં આવ્યો.

આણી તરફ સ્વર્ગમાં ચારે પાસે હાહાકાર વર્તી રહ્યો. છેવટે સર્વ દેવો બ્રહ્મદેવને લઇ લંકામાં આવ્યા. અને બ્રહ્માએ રાવણની આકાશમાંથી સ્તુતિ કરી કહ્યું:—"તારા પુત્રના પરાક્રમથી હું અતિશય સંતોષ પામેલો છું. તે તારા જેવોજ, અથવા તો તારાથી પણ વધારે, પરાક્રમી છે. આજથી એ ઇંદ્રજીત્ (ઇંદ્રને જીતનાર) નામથી પ્રસિદ્ધ થશે. પરંતુ હવે સર્વ દેવો તારે શરણે આવેલા છે, માટે તું ઇંદ્રને મુક્ત કર." તે વખતે ઇંદ્રે બ્રહ્માપાસે અમરત્વ માંગ્યું, પણ "પૃથ્વીપર કોઇ પણ અમર છેજ નહિ, તો તને અમર શી રીતે કરૂં?" એમ બ્રહ્માએ ઉત્તર આપ્યો. ત્યારે ઇંદ્રજીતે પુન: વિનંતિ કરી કે જ્યારે જ્યારે હું અગ્નિમાં હવન કરૂં ત્યારે ત્યારે મને અગ્નિકુંડમાંથી દિવ્ય રથ મળે અને તે રથપર બેસી હું શત્રુ સામે લડવા જાઉં તો હું મરણ પામું નહિ, એવો વર મને આપો." બ્રહ્માએ પ્રસન્ન થઇ એવો વર ઇંદ્રજીતને આપ્યો અને ઇંદ્રને છોડ્યો: પછી દેવ પાછા ફરી સ્વર્ગલોકમાં આવ્યા. આ પ્રમાણે રાવણ અને કુંભકર્ણને પણ કઠણ પડેલું કામ ઇંદ્રજીતે સિદ્ધ કર્યું હતું. તેનું પરાક્રમ અને મેળવેલાં વરદાન એવાં વિલક્ષણ હતાં કે તે કોઇ પણ રીતે જીતાય એવો નહતો; પરંતુ તેનો પણ વધ લક્ષ્મણે કર્યો, તેથી હમને આશ્ચર્ય લાગે છે; અને તે કારણથીજ, હમે તમને ધન્યવાદ આપીએ છીએ." (ઉ. સ. ૨૪–૩૦).

ઇંદ્રજીત્ અને રાવણનો આ અદ્દભૂત ઇતિહાસ સાંભળી રામચંદ્રે

અગસ્ત્ય મુનિને પુનઃ પ્રશ્ન કર્યો હતો કે "રાવણ પૃથ્વીપરના સર્વ રાજાને જીતતો ફરતો હતો, તે વખતે રાવણને પૂરા પડે એવા પૃથ્વીમાં કોઇ પણ ન હતા કે શું ? સર્વ પૃથ્વી તે વેળા નિર્વીર થઇ હતી કે કેમ ?" આ સાંભળી અગસ્ત્ય ઋષિ બોલ્યાઃ—"એમ કેમ થાય? **આ જગતમાં શેરને માથે સવાશેર હોયજ છે. મારા જેવો બીજો કોઈ પણ શાણો કે બળવાન્ નથી એવો ગર્વ કોઇએ પણ કરવો નહિ.** એક વખતે રાવણ પૃથ્વીપર ફરતાં ફરતાં માહિષ્મતી નગરી પાસ આવી ચહડયો. અને તેને જીતવાની ઇચ્છાથી રાવણે તેને યુદ્ધ કરવા આમંત્રણ કર્યું તે વખતે તેના પ્રધાને રાવણને વિનંતિ કરી કે "સહસ્રાર્જુન નર્મદા નદીપર સ્નાન કરવા ગયા છે; આપ અહિંજ રહો." ત્યારે રાવણે પોતાના સરદારો સહિત વિંધ્ય પર્વતપર મુકામ કર્યો અને નર્મદા નદીમાં સ્નાન કરી નિત્ય પ્રમાણે સુવર્ણલિંગની પૂજા કરવા બેઠો. ત્યાંથી એક કોસ નીચે સહસ્રાર્જુન નદીમાં ક્રીડા કરતો હતો. તેણે લીલામાં નદીનું પાણી પોતાના હજાર બાહુઓ વડે બાંધી રાખ્યું.; એટલે પાણી ઉપર ચઢવાથી, રાવણ જ્યાં પૂજા કરતો હતો ત્યાં સુધી પાણી આવ્યું અને તેથી સર્વ પૂજાસાહિત્ય તણાઇ ગયું. ત્યારે રાવણે ક્રોધ કરી, તેનું કારણ શોધી કહડવા શુક–સારણને મોકલ્યા. તે લોકો નદી કિનારે જોતા જોતા આગળ ગયા તો સહસ્રાર્જુને નદીમાં મધ્ય–જળે ઉભા રહી નદીનું પાણી રોકી રાખ્યું હતું તે જોયું અને પાછા જઇ તે હકીકત રાવણને કહી. તે સાંભળતાંજ સહસ્રાર્જુનપર રાવણ ધસી ગયો. આ વખત યુદ્ધની નથી એમ સહસ્રાર્જુનના પ્રધાનોએ રાવણને વિનંતિ કરી. પરંતુ રાવણે તે વાત કબૂલ ન કરતાં ઉલટા તે બધાને મારી ખાધા. આ વાત સહસ્રાર્જુનને ખબર પડતાંજ નદી બહાર નિકળી ગદા લઇ રાવણ સામે આવ્યો. તેની સામો રાવણનો સેનાપતિ પ્રહસ્ત પ્રથમ લડવા ઉભો થયો. પણ જ્યારે તેને અર્જુને એકજ પ્રહારથી જમીનદોસ્ત કર્યો ત્યારે બીજા રાક્ષસ સરદારો નાસી ગયા. આ જોઇ રાવણ ગદા લઇ આગળ થયો અને તે બે યોધ્ધાઓનું ગદાયુદ્ધ શરૂ થયું. રાવણના શરીરપર અર્જુન જોરથી ગદાપ્રહાર કરતો હતો, પરંતુ વરદાનના જોરથી રાવણને તેની ઇજા થતી નહતી. છેવટે સહસ્રાર્જુને

પોતાના પાંચશે હાથનું સામટું જોર કરી એક ગદાપ્રહાર કર્યો તે રાવણુને મર્મસ્થાનમાં વાગ્યો. તે ઘાના જોરથી તે ગદાના ટુકડે ટુકડા થઇ ગયા અને રાવણુ પોકાર કરતો જમીનપર પડ્યો. તે લાગ જોઇ સહસ્રાર્જુને આગળ ધસી તેને પોતાના હજાર હાથોમાં પકડી લીધો, અને દોરડાંએ બાંધી તેને પોતાની રાજ્યધાની માહિષ્મતીમાં લઇ ગયો. પ્રહસ્ત શુદ્ધિમાં આવ્યો ત્યારે તેણે સર્વ રાક્ષસોને લઇ અર્જુનપર હલ્લો કર્યો અને રાવણુને છોડવવા પુષ્કળ પ્રયત્ન કર્યો, પરંતુ તે સર્વ રાક્ષસો પરાજય પામી નાસી છૂટ્યા. રાવણુને બાંધી કેદ કર્યાની બાતમી ચારપાસ પસરી ત્યારે પુલસ્ત્યઋષિ પૌત્ર–પ્રેમથી દ્રવિત થઇ જાતે મહિષ્મતી નગરીમાં આવ્યા. સહસ્રાર્જુને તેમની સામે જઇ હાથ જોડી વિનંતિ કરી કે, " મહારાજ ! તમારા આગમનથી હું ધન્ય થયો છું; આપની શી આજ્ઞા છે " ? ત્યારે પૌલસ્ત મહર્ષિ બોલ્યાઃ—" રાવણુનો યશ તેં હરણુ કર્યો એમાં કાંઇ શંકા નથી. તારૂં પરાક્રમ અવર્ણનીય છે. પણુ તે મારો પૌત્ર છે, માટે હું એની તરફથી કાલાવાલા કરૂં છું: માટે એને મુક્ત કર. " આ પ્રમાણે પૌલસ્ત્ય ઋષિએ રાવણુને છોડવી બન્નેની મૈત્રી કરાવી.

આ શિવાય બીજા એક પ્રસંગે પણુ રાવણુની ફજેતી થઇ હતી. વાલી વાનરનાં પરાક્રમની વાત સાંભળી તેને જીતવાના ઇરાદાથી રાવણુ કિષ્કિંધા ગયો. વાલી દરરોજ ચારો સમુદ્રપર જઇ સંધ્યા કરતો હતો. રાવણુ આવ્યો તે વખતે વાલી દક્ષિણુ સમુદ્રના કિનારાપર સંધ્યા કરવા ગયો હતો. વાલીના માણસો તરફથી આ ખબર મળતાંજ રાવણુ પુષ્પક વિમાનમાં બેસી દક્ષિણુ સમુદ્ર તરફ ચાલ્યો. વાલી દષ્ટિએ પડતાંજ તેને ધીમે રહીને પાછળથી જઇ પકડવો એમ રાવણુના મનમાં વિચાર આવ્યો અને વિમાનમાંથી ઉતરી તે ધીમે ધીમે પગલે પાછળથી વાળીપાસ જઇ પહોંચ્યો. રાવણુ છાનામાના આવતો હતો, તેની ખબર વાળીને પડી હતી, તેથી તેણે પણુ રાવણુને અચાનક પકડવાનો વિચાર કર્યો હતો. રાવણુ તેને પકડવા માટે આગળ હાથ લંબાવવા જતો હતો એટલામાં તો વાલીએ પાછળ ડોકું ફેરવ્યા શિવાય પૂંછડીનો આંટો મારી તેને પકડ્યો અને આકાશમાં છલંગ મારી ! પછી પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર સમુદ્રપર જઇ

તેણે નિત્યક્રમ કર્યો અને કિષ્કિંધામાં આવી રાવણને પૂંછડાના પાશમાંથી છોડી "તું કોણ છે?" એમ પ્રશ્ન કર્યો. રાવણ અધમુઓ થઇ ગયો હતો, તેથી હાથ જોડી બોલ્યો, "તારા સરખો બળવાન પ્રાણી મેં કદાપિ જોયો નથી. હું તમને જીતવાના હેતુથી આવ્યો હતો. પણ તેં મારી બરોબર ખો ભૂલાવી નાંખી છે. તારી સાથે મૈત્રી થાય એવી મારી ઇચ્છા છે." ત્યારે વાલીએ તેનો હાથ ધરી તેની સાથે મૈત્રી કરી, અને તેને એક મહિનો કિષ્કિંધામાં રાખી લંકા પ્રત્યે મોકલી આપ્યો.

આ પ્રમાણે રાવણથી પણ વધારે બળવાન લોકો તે સમયે પૃથ્વીમાં વસતા હતા: પણ તેઓ સાત્વિક વૃત્તિવાળા હોવાથી લોકોને હેરાન કરતા ન હતા. રાવણનું બળ અને ઐશ્વર્ય તેના ઉન્મત્તપણા તેમજ દુરાચારથી કમી થયું; જો કે તે દેવતાથી પણ મરે નહિં એવો હતો તો પણ તમે તેને માર્યો અને પૃથ્વીને રાક્ષસોના ત્રાસથી મુક્ત કરી એ તમારો સર્વ લોક પર મોટો ઉપકાર છે. હવે હમે રજા લઇએ છીએ." ત્યારે રામચંદ્રે ઘણા વિનયથી તે ઋષિઓને વિનંતિ કરી કે સર્વ કામની વ્યવસ્થા થયા પછી મારા મનમાં અનેક યજ્ઞ કરવાની ઇચ્છા છે; માટે હું જ્યારે જ્યારે આપને બોલાવું ત્યારે ત્યારે આપ સર્વેએ પધારી મારા યજ્ઞનું કામ પાર પાર પાડવું. તે વિનંતિ કબૂલ રાખી અને શ્રીરામચંદ્રને આશીર્વાદ આપી તે ઋષિઓ પોતપોતાના આશ્રમ પ્રત્યે ચાલતા થયા. (ઉ. સ. ૩૧-૩૬).

જુદા જુદા દેશોના રાજાઓ પણ રામચંદ્રનું અભિનંદન કરવા આવ્યા હતા. તેનું રામચંદ્રે ઉત્તમ પ્રકારે સન્માન કરી થોડા દિવસ અયોધ્યામાં રાખ્યા અને તેઓને ઉત્તમ ઉત્તમ રત્નો આપી રામે યોગ્ય રીતે વળાવ્યા. વિદેહના રાજા, સીતાજીના પિતા જનક પણ રામને મળી તેમને વિધ વિધ પ્રકારનાં રત્ન, અલંકાર, વસ્ત્રો, દાસ દાસીઓ, ઘોડા, રથ, હાથી વિગેરે અર્પણ કરી પાછા ગયા. તેમજ ભરતજીના મામા યુધ્ધાજીત્ પણ રામચંદ્રને મળી ગયા. આ રીતે રામચંદ્રે કેટલાક મહિના ઘણાજ આનંદમાં કહાડ્યા. સવારના પહોરમાં ઉઠી, સ્નાન સંધ્યાદિ આટોપી લઇ, હોમ તથા દેવપૂજન કરી, અતિથિઓનો સત્કાર રામ કરતા; પછી બપોરે સર્વ રાજ્યકારભારને લગતાં કાર્ય કરતા; સંધ્યાકાળે સુગ્રીવ, વિભી-

પણાદિ મિત્ર-મંડળ સહિત આનંદમાં વખત કહાડતા; તેમજ સીતાને પણ સર્વ પ્રકારનું સુખ આપતા. આ પ્રમાણે કેટલાક દિવસ અતિશય આનંદમાં વીત્યા. સીતા પણ પ્રાતઃકાળનો વિધિ આટોપી લઇ, સર્વ સાસુઓની સેવા કરી, બપોરે તારા વિગેરે વાનર સ્ત્રીઓ સાથે રમતાં આનંદમાં વખત કહાડતાં. આ રીતે થોડા દિવસ વીત્યા પછી રામચંદ્રે સુગ્રીવને પોતાના દેશમાં પાછા વળવાની આજ્ઞા કરી તેમજ વિભીષણને પણ આજ્ઞા કરી. "તમારી પ્રજા હવે તમારે માટે ઘણી આતુર થઇ હશે, માટે તમે પાછા જાઓ; તમે મને અણી વખતે મદદ કરી હતી. તમારૂં સ્મરણ મને વારંવાર થયા વગર રહેશે નહિ." આમ કહી સુગ્રીવ, વિભીષણ, જાંબુવાન્, મૈંદ, દ્વિવિદ, અંગદ, હનુમાન્ વિગેરે સર્વ જણને રામે રત્નો તથા પોષાક આપી સત્કાર કર્યો. અને "હમારૂં સ્મરણ રાખજો." એમ વારંવાર કહ્યું. તે પ્રસંગે સર્વનાં નેત્રમાંથી આંસુ પડવા લાગ્યાં. સર્વેએ રામચંદ્રની પ્રદક્ષિણા કરી તેમને નમસ્કાર કરી ત્યાંથી રજા લીધી. હનુમાને જતાં જતાં હાથ જોડી વિનંતિ કરી, "હે મહારાજ! મારો પ્રેમ, અને મારી ભક્તિ તમારા વિષે નિશ્ચલ રહેશે; તમારા શિવાય બીજા કોઇ પર જશે નહિ. જ્યાં સુધી રામ-કથા આ જગતમાં પ્રચલિત હશે, ત્યાં સુધી મારા દેહમાં પ્રાણ રહેશે. તમારા ગુણનું ગાન હું રોજ સાંભળતો રહીશ. એ રીતે તમારા વિરહનું દુઃખ શાંત થશે." મારૂતિનાં આ વચન સાંભળી રામની છાતી ભરાઇ આવી અને તેમણે સિંહાસનપરથી એકદમ ઉભા થઇ જઇ મારૂતિને જોરથી આલિંગન કર્યું. "હે મારૂતી! મારાપર તારા એટલા તો ઉપકાર છે કે તેમાંથી એક પણ ઉપકારનો હું પાડ વાળી શકતો નથી. પણ તારા ઉપકાર મારા પર અક્ષય રહો એમ હું ઇચ્છું છું: કારણ પ્રત્યુપપકાર કરવા સરખો પ્રસંગ તારાપર કદી પણ આવો નહિ એમ મારી ઈચ્છા છે. તું કહે છે તેમ જ્યાં સુધી મારી કથા લોક ગાશે ત્યાં સુધી તું જીવતો રહી તારી કીર્તિ પણ સર્વત્ર પ્રસરશે." એમ કહી રામે પોતાના ગળામાંનો નવરત્નનો હાર તેના ગળામાં ઘાલ્યો. તે જોઇ સર્વ વાનરોએ કુદકા મારી પોતાનો હર્ષ પ્રદર્શિત કર્યો. આ પ્રમાણે રામચંદ્રે સર્વ વાનરો અને રાક્ષસોને રજા આપી પોતપોતાને દેશ વિદાય કર્યાં. (ઉ. સ. ૩૮-૪૦.)

નશીબ ઉઘડયું કે સર્વે બાજુથી સારૂંજ થાય છે. સીતાસહ રામ ચંદ્રને અયોધ્યામાં અભિષેક થયો, તે વખતે સર્વ રાજા રજવાડાઓએ આવી રામચંદ્રને અભિનંદન કરી નજરાણુંઓ કર્યાં. મોટ મોટા ઋષિએ-આવી રામચંદ્રને આશીર્વાદ આપી ગયા. વાનરો, રાક્ષસો વિગેરે સંતુષ્ટ થઇ પોતપોતાને દેશ રવાના થયા. એટલામાં પુષ્પક વિમાન કુબેર પાસે મોકલ્યું હતું તે કુબેરે રામપાસ મોકલાવી કહેવડાવ્યું કે " આપે રાવણુને જીત્યો છે તેથી વિમાન તમારી માલકીનું થયું છે. " કુબેરને રામે શાબાસી આપી તેનાપર વિમાન ફરી પાછું મોકલાવી આપ્યું અને કહાવ્યું કે " હું સ્મરણુ કરૂં તે વખતે મને વિમાન મોકલાવવું. " આગળ જતાં સીતાને ગર્ભ રહ્યો. ત્યારે રામને ઘણો આનંદ થયો. કૌસલ્યાને જે આનંદ થયો તેનો તો પારજ નહિ. સીતાનું મન ખુશ કરવા રામ હંમેશ પ્રયત્ન કરતા. કારણુ તે બિચારીને વનવાસમાં પુષ્કળ દુઃખ પડયું હતું એમ રામનાં મનમાં આવતું. અને તેનો પરિહાર કરવા રામચંદ્ર હંમેશ પ્રયત્ન કરતા. એક દિવસે સીતાને રામે પૂછયું:—" હે સીતા ! તને જે કાંઇ ઇચ્છા હોય તે મને કહે. તે પૂર્ણ કરવી એ મારૂં કર્તવ્ય છે. " સીતા જેવી ધર્મ-શીળ સાધ્વીની ઇચ્છાઓ પણુ તેના જેવીજ પવિત્ર થાય એમાં કાંઇ નવાઇ નહિ ! તે બોલ્યાં:—" મને એમ ઇચ્છા થાય છે કે ગંગા તીરપર વસ-નારા મુનિઓની પત્નિને ઉત્તમ ઉત્તમ વસ્ત્રાલંકાર આપવાં. " રામે ઉત્તર આપ્યો:—" આ ઘણો સારો વિચાર છે. આ ઇચ્છા તારા સદ્ગુણુ અને કુલીનપણાને ઘણીજ શોભે છે. તારા જવાની હું હમણાંને હમણાં વ્ય. વસ્થા કરૂં છું. " એમ કહી રામચંદ્ર અંતઃપુરમાંથી રાજ્યસભામાં આવ્યા" ( ઉ. સ. ૪૧–૪૨ ).

પણુ આગળ જતાં વિચિત્રજ ભાવી હતું. રામ અને સીતાના સુખ-રૂપી નિર્મળ આકાશમાં ઓચીંતાં દુઃખનાં વાદળાં ચઢી આવી તેઓનાં બાકી રહેલાં આયુષ્યપર દુઃખનો ડુંગર તુટી પડવાનો હતો. પણુ તે પ્રસંગ શાંતિથી સહન કરી, આવા અકલ્પિત દુઃખના સમયે પણુ માણુસે કેમ વર્તવું, તેનું ઉત્કૃષ્ટ ઉત્તમ ઉદાહરણુ રામચંદ્રે આપેલું છે. રામચંદ્ર રાજ્ય સભામાં આવી નિત્ય પ્રમાણે પોતાના મિત્ર અને સખાઓ સાથે વાર્તા-

વિનોદ કરતા હતા. વાત કરતાં કરતાં રામચંદ્રે સહેજ પ્રશ્ન કર્યો, "હે મિત્રો ! શહેરમાં અને દેશમાં લોકો શું બોલે છે ? લોકો મુખ્ય કયા વિષય પર ચર્ચા કરે છે ?" ત્યારે ભદ્ર નામના દૂતે હાથ જોડી વિનંતિ કરી:—"મહારાજ ! રાજમાર્ગનાં ચૌટાંઓમાં, બજારમાં, વનમાં, ઉપવનમાં, જે સારી નઠારી વાતો ચાલે છે, તેમાં લોકો આપનાં પરાક્રમનાં ઘણાંજ વખાણ કરે છે. આપે સમુદ્રપર સેતુ બાંધ્યો, તે સાંભળી લોકો આશ્ચર્યથી મ્હોમાં આંગળાં ઘાલે છે. આ કામ તો દેવ દાનવને પણ દુષ્કર છે એમ તેઓ કહે છે. વાનરો અને રીંછો સાથે મૈત્રી કરી, રાક્ષસોનો પરાભવ કરી, રાવણ જેવા બળવાન્ રાજાને પણ તમે માર્યો, તેથી પણ લોકો આશ્ચર્ય પામે છે. પણ રાવણના ઘરમાં એક વર્ષ સુધી કેદ રહેલી સીતાને છોડવી લાવી પાછી તમે અંગિકાર કરી, તે વિષે ફક્ત લોકો તમને દોષ દે છે. રાજાએજ જયારે આમ કર્યું ત્યારે હમારે પણ એમ કરવાની શી હરકત છે ? કોઇ તો એમ પણ કહે છે કે "રાજા તેવી પ્રજા." દૂતનું આ ભાષણ સાંભળી રામચંદ્રનું હૃદય દુઃખથી એકદમ ફાટી ગયું અને તેણે પોતાના સર્વ મિત્રોને રજા આપી. પછી લાંબો વખત એકાંતમાં બેસી પોતાના મનમાં રામે એક નિશ્ચય કર્યો અને દ્વારપાળને બોલાવી ભરત, શત્રુઘ્ન અને લક્ષ્મણને તેડી લાવવા હુકમ કર્યો. તે આજ્ઞાનુસાર ત્રણે ભાઇ જલદીથી આવી પહોંચ્યા. ત્યારે ગ્રહણ થયલા ચંદ્રના જેવું રામનું મુખ નિસ્તેજ થયલું છે અને આંખમાંથી આંસુ પડે છે એ જોઇ તે ત્રણેના પેટમાં ધાસ્કો પડયો. ત્રણેએ આગળ આવી રામને સાષ્ટાંગ કર્યા. પછી રામે પ્રેમપૂર્વક તે ત્રણેને ઉઠાડ્યા અને આલિંગન કરી ઉત્તમ આસનોપર બેસાડ્યા અને કહ્યું:—"હે પ્રિય બંધુઓ ! તમે મને પ્રાણથી પણ અધિક પ્રિય છો. તમે મારૂં સર્વસ્વ છો. હું તો ફક્ત જોયાં કરૂં છું, પણ ખરા રાજ્ય ચલાવનારા તમે છો. તમે સર્વ બુદ્ધિમાન અને શાસ્ત્ર શિખેલા છો. માટે મારી ગુંચવણનો નિકાલ તમે કરો." આમ રામ બોલતા હતા તે વખતે તે ત્રણેનાં મુખો દીન થઇ ગયાં અને રામચંદ્રજી આગળ શું કહે છે તે જાણવાને તેઓ ખિન્ન મનથી અતિશય આતુર થઇ રહ્યા. રામ બોલ્યા:—"હે પ્રિય બંધુઓ ! તમે શાંતપણે સાંભળો. તમારા મન ભ્રષ્ટ થવા દેશો

નહિ. સીતાને અંગિકાર કર્યાં માટે લોક મારી નિંદા કરે છે. આ લોકાપવાદ મારૂં કાળજું કોરી ખાય છે. હે લક્ષ્મણ! તને સર્વ હકીકત માલમ છે. જનસ્થાનમાંથી રાવણ સીતાને જબરજસ્તીથી ઉંચકી લઇ ગયો, તે અપયશ મેં લંકાપર સ્વારી કરી રાવણને ઠાર મારી, ધોઇ નાંખ્યો. તે વખતેજ સીતાનો અંગિકાર કરવો કે નહિ તેની મને શંકા ઉત્પન્ન થઇ હતી અને તેનો અંગિકાર કરવા મેં ના પાડી હતી! હે લક્ષ્મણ! તે વખતે તેણે તારી સમક્ષ દિવ્ય કર્યું અને અગ્નિમાં ઝંપલાવ્યું ત્યારે અગ્નિ નારાયણે સાક્ષાત્ પ્રકટ થઇ મને સીતા અર્પણ કરી અને કહ્યું કે સીતા નિષ્પાપ છે. હે લક્ષ્મણ! એ સર્વ તેં જોયું છે. હું પણ મારા મનમાં જાણું છું કે સીતા શુદ્ધ છે. અને તેથીજ તેને હું સાથે લઇ અયોધ્યામાં પાછો ફર્યો અને તેની સાથે રાજ્યાભિષેક કરાવ્યો. છતાં આ લોકાપવાદ ઉત્પન્ન થયો છે અને સર્વ દેશમાં અને આ શહેરમાં ચારેપાસ અપકીર્તિ પ્રસરી રહી છે. હે પ્રિય બંધુઓ! **જે માણસની લોકમાં અપકીર્તિ થાય છે તે ખરેખર અધઃપાત પામે છે.** આપણી અપકીર્તિ થાય એ સારૂં નથી. સર્વ લોક તો શું, પણ દેવો પણ સત્કીર્તિને પૂજ્ય માને છે. સારા લોકો પોતાની સત્કીર્તિ થાય તે માટે કાયમ પ્રયત્ન કર્યાં કરે છે: એટલુંજ નહિ પણ અપકીર્તિનો ડાઘ દૂર થવા સારૂ પોતાના પ્રાણ પણ આપે છે. હે પ્રિય બંધુઓ! સત્કીર્તિ માટે હું તમારો પણ ત્યાગ કરતાં અચકાઉં નહિ, તો સીતાની તો શીજ વાત? માટે હવે જે કર્તવ્ય છે તે કાર્ય કરવુંજ જોઇએ. જો કે હું શોકસમુદ્રમાં ડૂબી જાઉં છું અને મારા જેવો દુઃખી પ્રાણી આ વખતે જગતમાં બીજો કોઇ પણ દેખાતો નથી, તો પણ લોકમતને માન આપવું એજ મારૂં કર્તવ્ય છે. માટે હે લક્ષ્મણ! કાલ સવારે સીતાને રથમાં ઘાલી ગંગાપાર તમસા નદીને કિનારે વાલ્મીકિ ઋષિના આશ્રમ પાસે અરણ્યમાં મૂકી આવ. હું જે કહું છું તેમ તું નિઃશંક મનથી કરી આવ. જો મારાપર તમને પ્રેમ હોય, તો તમે મારો આ નિશ્ચય ફેરવવાનો પ્રયત્ન કરશો નહિ. તમને મારા પગના સોગંદ છે. તમે આ વાતને ટેકો આપો અને મને એક શબ્દ પણ કહેશો નહિ. થોડા વખતપરજ સીતાએ ગંગા કિનારાપર વસનારી ઋષિ પત્નીને

વસ્ત્રાલંકાર આપવા જવાનો વિચાર મારી આગળ દર્શાવ્યો હતો. અને મેં તેને ત્યાં મોકલવા કબૂલી આપી હતી. તેથી હે લક્ષ્મણ, સીતા તારી સાથે ખુશીથી આવશે. માટે હાલ જા અને મારી આજ્ઞા અમલમાં આણ." એમ કહી રામે દુઃખના આવેશમાં મ્હો ફેરવી નાંખ્યું અને તેઓને ત્યાંથી મોકલી દીધા, અને તેઓ પણ શોકાકુળ થઇ મોટા કષ્ટથી બહાર પડ્યા. (ઉ. સ. ૪૩-૪૫).

બીજે દિવસે પ્રાતઃકાળે રામચંદ્રના શીઘ્રગામી રથમાં સીતા અને લક્ષ્મણને બેસાડી સુમંત ઝપાટાથી હાંકતો હાંકતો નગરની બહાર પડ્યો. તે વખતે લક્ષ્મણના ડોળા શોકથી લાલચોળ હતા: પણ સીતા બિચારી આનંદમાં હતી. તેનીપાસ મુનિપત્નીને આપવાના અનેક સુંદર વસ્ત્રાલંકાર હતા. તેના ચેહેરાપર ગર્ભની કાંતિ ચમકી રહી હતી; તેમજ તેના નિર્દોષ અને નિષ્કપટ હૃદયમાં મુનિપત્નીને વસ્ત્રાલંકાર આપવાથી તેઓના મનમાં થનારા આનંદની કલ્પના ભરાઇ રહી હતી; તેથી તેના મુખકમલપર એક પ્રકારની ધર્મ અને ઔદાર્યના ઉત્સાહની છટા પ્રસરી રહી હતી. વચ્ચે વચ્ચે "આ વસ્ત્રો મુનિપત્નીઓને પસંદ પડશે કે નહિ? આવા અલંકાર તેઓએ કદીજ જોયા નહિ હોય!" વિગેરે વિગેરે પ્રશ્ન તે લક્ષ્મણને વિચારતી, તે વખતે લક્ષ્મણના હૃદયમાં ભડકા ઉઠતા: અને આ બિચારીને આગળ પોતાના પર પડનારા અત્યંત કષ્ટવાળા પ્રસંગની જરા પણ કલ્પના નથી એમ વિચાર કરી તેનું અંતઃકરણ અતિશય ભરાઇ જતું. "હે લક્ષ્મણ! તું આટલો ઉદાસ કેમ દીસે છે? તારી આંખમાંથી આંસુ કેમ પડે છે? મહાબાહુ રામચંદ્રનો વિયોગ મને પણ દુઃસહ લાગે છે. પણ આપણે મુનિના આશ્રમમાં એકજ રાત્ર રહેવાનું છે: જાસ્તી રહેવાનું નથી. હે દિયેરજી! રાજાધિરાજ રામચંદ્ર પાસથી આપણે ઘણો વખત દૂર રહેવાનું નથી." આ શબ્દો તો લક્ષ્મણના કાળજામાં ભાલા સરખા વાગ્યા: અને આ નિરપરાધી અને સંપૂર્ણ વિશ્વાસ રાખનારી દેવી સાથે આપણે કપટથી વર્તી તેનું ગળું કાપવાના છીએ એમ તેના મનમાં થઇ આવી તે દુઃખ અને દીનતાથી વિહ્વળ થઇ ગયા. પરંતુ તે કાંઇ બોલ્યા નહિ. સીતાએ તેને શોકનું કારણ પુનઃ પુનઃ

પૂછ્યું, "મને કાંઇ કાંઇ થઇ જાય છે, મને પણ કેમ અપશુકન થતા હશે? હું તો સારૂં ધર્મનું કામ કરવા જાઉં છું." વિગેરે વિગેરે ભાષણ કરતાં સાયંકાળને સુમારે તેઓ ભાગીરથીને કિનારે આવી પહોંચ્યાં. ત્યાંથી ગુહરાજાના સેવકોએ તેઓને સારૂ તાબડતોબ મછવાની વ્યવસ્થા કરી. એટલે લક્ષ્મણ અને સીતા નાવમાં જઇ બેઠાં. નાવ હાંકનારાઓએ નાવ જલદીથી સામે કિનારે ઉતારી. અને લક્ષ્મણે સીતાને નાવમાંથી જમીનપર ઉતાર્યાં. તે પ્રદેશમાં પહોંચતાંજ લક્ષ્મણે સીતાને એકદમ સાષ્ટાંગ દંડવત્ કર્યાં અને હાથ જોડી "હે સીતા માતા," એટલાજ શબ્દ ઉચ્ચાર્યાં. તેનો કંઠ ભરાઇ આવવાથી તેમનાથી વધારે બોલાયું નહિ. તે જોઇ સીતાના પેટમાં એકદમ ધાસકો પડયો અને તેણે ઘણી આતુરતાથી કહ્યું:—"હે લક્ષ્મણ! તું આખો દિવસ રડ્યાં કરે છે. અને હવે મને પગે પડે છે. જે હોય તે મને જલદીથી કહે. મારી ધીરજ રહેતી નથી." ત્યારે લક્ષ્મણ ઘણા કષ્ટે બોલ્યા:—"હે માતા, રાજા રામચંદ્રે લોકાપવાદથી બ્હીને મને આજ્ઞા કરી છે કે સીતાને વાલ્મીકિના આશ્રમ પાસ અરણ્યમાં મૂકી આવ." આ વાકય પૂરૂં ન થાય એટલામાં તો સીતા બિચારાં તૂટી પડેલી કેળની માફક એકદમ મૂર્છા ખાઇ જમીનપર પડ્યાં. થોડીક વેળા પછી શુધ્ધિમાં આવી સીતા રડતાં રડતાં બોલ્યાં:—"હે કૃતાંત! હજી પણ તું મારી પાછળ લાગ્યો છે? હે લક્ષ્મણ! બ્રહ્માએ મને દુ:ખ ભોગવવાનેજ સરજી છે કે શું? કોણ જાણે મેં પૂર્વે જન્મે શું પાપ કર્યું હશે? ખરેખર મેં કોઇ સુખી પતિ-પત્ની વચ્ચે તૂટાતૂટ કરાવી હશે! હે લક્ષ્મણ! મેં તમારી સમક્ષ અગ્નિમાં પ્રવેશ કરી મારી શુદ્ધતા સાબીત કરી આપી હતી; છતાં પણ ન્યાયી એવા મહારાજ રામચંદ્ર લોકાપવાદથી બ્હી જઇ મને દૂર કેમ કરે છે? પૂર્વે વનવાસમાં મેં પુષ્કળ દુ:ખ ભોગવ્યાં છે; પણ તે વખતે શ્રીરામનાં ચરણ કમળનાં દર્શનના પ્રતાપે મને તે દુ:ખ છે એમ લાગ્યું પણ ન હતું: તેમના આશ્રયથી મને પ્રત્યેક આશ્રમમાં આવકાર મળતો હતો. પણ હવે આ સ્થિતિમાં મને કોણ આશ્રય આપશે? અને આપશે તો રામ વિના હું દિવસ કેમ કહાડીશ? મારૂં દુ:ખ કોણ સાંભળશે? રામચંદ્રે મારો ત્યાગ કર્યો તેનું શું

કારણ મારે લોકોને બતાવવું ? હે દેવ ! મારે હવે જીવવાની ઇચ્છા નથી. હે લક્ષ્મણ ! મને એમ થાય છે કે હમણાજ તારી સમક્ષ આ ગંગામાં ઝંપલાવું. પણ શું કરૂં ? મારા પેટમાં આ રામચંદ્રનો અંશ છે, તેનો ઘાત કરવો ઉચિત નથી.” આમ શોક કરતાં કરતાં ભાવી સંતતિના પ્રેમના પ્રભાવે સીતાને પોતાના જીવની કાંઇક પરવા ઉત્પન્ન થઇ અને તેને ધીરજ આવી. પછી તેમણે કહ્યું:—“ લક્ષ્મણ ! ઠીક છે: જે મારા નસીબમાં છે તે ભોગવવા હું તૈયાર છું. તું પાછો જા. રાજાની આજ્ઞા પ્રમાણે તું મને અહીં છોડી જા. તારૂં કર્તવ્ય તું કર ! સર્વે સાસુને મારા નમસ્કાર કહેજે. અને તે પરમ ધાર્મિક રાજાને મારી તરફથી સંદેશો કહેજે કે:— “ મહારાજ ! સર્વ લોકો સમક્ષ મેં અગ્નિમાં પડીને મારી શુદ્ધિ સાબીત કરી આપી. તમારાપર મારી ભક્તિ કેટલી છે તે તમને સંપૂર્ણ રીતે માલમ છે. એમ છતાં પણ લોકાપવાદની બ્હીકથી તમે મારો ત્યાગ કર્યો તો તે મને સર્વથા કબૂલ છે. કારણ સ્ત્રીને પતિ એજ દેવતા, બંધુ, ગુરૂ, જે કહો તે છે. લોકાપવાદથી સત્કીર્તિને કલંક લાગે નહિ એ તમારી ઇચ્છા છે તે તમને શોભા આપનારી છે, અને. રાજા તરીકે તમારો એ પરમ ધર્મ છે. તમારી કીર્તિને કલંક ન લાગે એવી મને પણ ઇચ્છા છે, તેથી મારો ત્યાગ કર્યો તેમાં હું તમને જરા પણ દોષ દેતી નથી. મને આ દેહની હવે જરા પણ પરવા નથી. આપનો વંશ મારા ઉદરમાં છે તે જન્મ પામ્યા પછી મને જન્મોજન્મ તમેજ પતિ મળો, પણ સાથે સાથે આ જન્મ પ્રમાણે મારો અને તમારો વિયોગ થાઓ નહિ, એવા હેતુથી ઉગ્ર તપ કરનાર છું. માટે જો આપ પત્ની તરીકે મારાપર હવે પછી પ્રેમ રાખો નહિ, તો આપના રાજ્યમાંની એક સાધારણ તપસ્વિની તરીકે તો મારાપર કૃપાદૃષ્ટિ કાયમ રાખજો.” તે પતિવ્રતાનો આ બેહદ પ્રેમ જોઇ તેમજ નિશ્ચલ સદાચરણ દેખાડનારા શબ્દો સાંભળી લક્ષ્મણનાં નેત્રમાંથી એકસરખી અશ્રુધારા વહેવા લાગી. છેવટે “ જા, લક્ષ્મણ ! જા. રાજાની આજ્ઞા પાળવી તારૂં કર્તવ્ય છે,” એમ તેની આજ્ઞા સાંભળી લક્ષ્મણે પુનઃ એકવાર તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને તેની પ્રદક્ષિણા કરી તે ગંગા કિનારાપર જઇ નાવમાં ચઢી બેઠા. થોડા સમયમાં તે ગંગાપાર ઉતર

સામે કિનારે પહોંચ્યા. અને રથમાં બેસી અયોધ્યામાં પાછા આવ્યા. વચ્ચે વચ્ચે તેઓ પાછા ફરી જોતા તો તેને સીતા મારી તરફ જોયાં કરે છે એમ લાગતું. જ્યારે રથ દેખાતો બંધ થયો ત્યારે સીતા બિચારી એકદમ, "હે મહારાજ! મને અરણ્યમાં કેમ કહાડી મૂકી?" એમ મોટે સ્વરે પોકાર કરતી રડવા લાગી. તેણીનાં અત્યંત દુ:ખમય રૂદનનો અવાજ અરણ્યમાં ચારેપાસ પ્રસરી રહ્યો અને વનમાંના મોર સુધ્ધાં ટહુકાર કરતા બંધ થઇ ગયા. તે સમયે વાલ્મીકિ ઋષિના શિષ્યો વનમાં સમિધ્ આણવા ગયા હતા તેઓને તે રૂદન સાંભળી દયા આવી, અને સીતાની સ્થિતિ જોઇ તેઓએ દોડતા દોડતા જઇ વાલ્મીકિને કહ્યું કે "કોઇ સારા કુટુંબની સ્ત્રી અરણ્યમાં ગંગાને કિનારે એકલી બેઠી બેઠી રૂદન કરે છે." શિષ્યના શબ્દો સાંભળી વાલ્મીકિ એકદમ ઉઠયા અને અર્ઘ્ય લઇ દોડતા દોડતા ત્યાં આવી પહોંચ્યા અને કહ્યું "હે સીતા! તું મારા પરમ પ્રિય મિત્ર દશરથ રાજાના પુત્રની વહુ છે. રામે તારો શા માટે ત્યાગ કર્યો તે મને અંતર્જ્ઞાનથી ખબર પડી છે. તું શુદ્ધ છે તે મને સંપૂર્ણ રીતે માલમ છે માટે તું શોક કર નહિ. મારી સાથે ચાલ. મારા આશ્રમમાંની તાપસીઓ તારી પુત્રીની માફક સંભાળ કરશે. આશ્રમ પાસેજ એક ઝુંપડીમાં તારી વ્યવસ્થા કરીશું. માટે ચાલ." આવું વાલ્મીકિનું આશ્વાસન સાંભળી સીતાએ ઉઠીને તેને નમસ્કાર કર્યાં અને તેની પાછળ પાછળ તેના આશ્રમમાં ગયાં. (ઉ. ૪૬.૬૯.)

સીતાને વાલ્મીકિ ઋષિએ આશ્રમમાં રાખ્યાં છે તે વાતની ખાત્રી કરી લક્ષ્મણ દુ:ખિત અંતઃકરણથી અયોધ્યા તરફ વળ્યા. તેની શોકાકુલ મુદ્રા તરફ જોઇ સુમંત બોલ્યા, "લક્ષ્મણ! તું વ્યર્થ શોક કર નહિ. આ વાત એમજ ભાવી હતી. એ ભાવી પૂર્વેજ દુર્વાસા ઋષિએ દશરથ આગળ ભાખ્યું હતું. જે વાતનો ઉપાય નથી તેનો શોક કરવો નહિ. સીતાને બે પુત્ર થશે અને તેને ગાદીપર બેસાડી રામચંદ્ર સ્વધામ જશે એમ પણ દુર્વાસાએ ભવિષ્ય કહી બતાવ્યું હતું. આમાંનું પ્રથમ ભવિષ્ય ખરૂં પડયું ત્યારે બીજું ભવિષ્ય પણ ખરૂં પડશેજ. પરંતુ આ વાત

" સીતાપરિત્યાગ. "—



" હે મહારાજ ! મને અરણ્યમાં કેમ કહાડી મૂકી ? " ( પૃષ્ઠ. ૨૬૮ )

ાઇને કહીશ નહિ; આજ પ્રસંગ આવ્યો ત્યારે મેં તને કહી છે." સુમંત્રની આ વાણી સાંભળી લક્ષ્મણનો શોક ઘણો કમી થયો અને તે જલદીથી અયોધ્યામાં આવી પહોંચ્યા. રાજમહેલમાં જઇ લક્ષ્મણ રામને મળ્યા અને નમસ્કાર કરી વિનંતિ કરી:—" મહારાજ ! આપની આજ્ઞાનુસાર જાનકીને ગંગાપાર વાલ્મીકિના આશ્રમમાં મૂકી આવ્યો છું. તે પરમ સાધ્વીએ સંદેશો કહેવડાવ્યો છે તે સાંભળો." એમ કહી લક્ષ્મણે રામને સીતાનો સંદેશો અક્ષરે અક્ષર કહી સંભળાવ્યો. તે વખતે રામચંદ્રની આંખમાંથી ખળખળ અશ્રુધારા વહેવા લાગી. લક્ષ્મણે રામને શાંત પાડી કહ્યું:—" મહારાજ ! કાળની ગતિ વિચિત્ર છે. જે ભાવી હોય છે તે ચૂકતું નથી. એ ધ્યાનમાં રાખી શોક છોડી દો. આપના જેવા નિશ્ચયી પુરૂષ શોકાધીન થતા નથી. **સંચયના અંતે ક્ષય હોયજ છે. ઉન્નતિ પછી અવનતિ, સંયોગ પછી વિયોગ, જન્મને અંતે મૃત્યુ એ નિર્માણ કરેલાંજ છે. માટે પુત્ર, સ્ત્રી, મિત્ર, ધન વિગેરે પર અતિશય સ્નેહ કરવો.નહિ.** હું અલ્પ બુદ્ધિ માણસ તમને ઉપદેશ કરવા યોગ્ય નથી. તમે પોતાની મેળે પોતાના મનનું સમાધાન કરવાને શક્તિમાન છો, એટલુંજ નહિ પણ તમે બીજાનું પણ સમાધાન કરવાને શક્તિમાન છો. તો આ શોક છોડી દેવાનું આપને કઠિણ પડશે નહિ. આવી વિપત્તિઓમાં તમારા જેવા પુરૂષસિંહ જરા પણ ડગમગતા નથી. જે અપવાદની બ્હીકથી તમે સીતાનો ત્યાગ કર્યો તે અપવાદ આપના કાને વારંવાર સંભળાશે. તથાપિ તે તરફ લક્ષ ન આપતાં ધીરજથી મન કાબુમાં રાખવું અને આ દુર્બલતા ફેંકી દઇ સંતાપ કરવો છોડી દો." લક્ષ્મણની આ વિનંતિ સાંભળી રામચંદ્રે તેને છાતી સરસા દાબ્યા અને કહ્યું:—" તું કહે છે તે શબ્દે શબ્દ ખરૂં છે. તેં મારી કઠણ આજ્ઞા પાર પાડી તેથી મને ઘણો સંતોષ થયો છે. તારા ભાષણથી મારા મનમાં ઘણો સંતોષ થયો છે, અને મારા શોકનો મેં ત્યાગ કર્યો છે. આજ ચાર દિવસથી મેં રાજ્યકારભાર તરફ લક્ષ આપ્યું નથી; પ્રજાની કાંઇ ફરીયાદ છે કે નહિ તેની મે ચૌકશી કરી નથી. જે રાજા પ્રજાની ફરિયાદ સાંભળતો નથી તે નરકમાં પડે છે. એજ કારણથી નૃગ નામના એક રાજાને,

બે પક્ષકારોએ "તું સરડો થઇશ" એમ શાપ આપ્યો હતો. માટે રાજ-સભામાં જઇ કોઇ ફરીયાદ કરવા આવ્યો છે કે કેમ તેની તપાસ કર." આ પ્રમાણે લક્ષ્મણને આજ્ઞા કરી, રામચંદ્ર નિયમ પ્રમાણે રાજસભામાં ગયા. (ઉ. સ. ૫૦-૫૩).

શિશિર ઋતુ પૂરી થઇ વસંત ઋતુ આવી પહોંચી. રામચંદ્ર નિત્ય નિયમ પ્રમાણે પ્રાતઃકર્મ આટોપી લઇ પૌરજનોની ફરીયાદ સાંભળવા રાજસભામાં આવી બિરાજમાન થયા. એટલામાં દ્વારપાળે આવી કહ્યું "મહારાજ! યમુના કિનારાપર રહેનારા ઋષિઓ ચ્યવન ઋષિને આગળ કરી રાજદ્વારપર આવી ઉભા છે, અને આપને ભેટવાને ઇંતેજાર છે." ત્યારે રામે તેઓને તાબડતોબ લઇ આવાની આજ્ઞા કરી. રામચંદ્રે તેઓનું મોટા પ્રેમથી અને વિનયથી સ્વાગત કર્યું અને તેઓને ઉત્તમ આસનપર બેસાડ્યા. બાદ રામચંદ્રે હાથ જોડી વિનતિ કરી કે "હે ઋષિઓ! આપની શી ઇચ્છા છે તે કહો. મારૂં શરીર, મારૂં રાજ્ય મારા બંધુ વિગેરે મારૂં સર્વસ્વ આપની સેવામાં અર્પણ કર્યું છે." ત્યારે સર્વ ઋષિઓએ રામને શાબાસી આપી. અને ચ્યવન ભાર્ગવ ઋષિઓએ તેમને નીચે પ્રમાણે કહ્યું:—"મધુનો પુત્ર લવણ રાક્ષસ ઋષિઓને ઘણો ત્રાસ આપે છે. શંકરે તેના પિતાને આપેલું ત્રિશૂળ તેની પાસે છે તેથી તેને કોઇ પણ જીતી શકતું નથી. આ કારણથી તે અતિશય ઉન્મત્ત થયો છે. તમે રાવણ જેવાનો વધ કર્યો તો આનો પણ વધ તમે કરી શકશો એમ ધારી હમે બધા તમારે શરણે આવ્યા છીએ." આ સાંભળી રામે પૂછ્યું "આ રાક્ષસનો વધ કરવાં કોણ તૈયાર છે? ભરત કે શત્રુઘ્ન?" શત્રુઘ્ન બોલ્યા:—"ભરતે ચૌદ વર્ષ તપ કરી કષ્ટ ભોગવ્યું છે. માટે તેમને કષ્ટ ન આપતાં મને એ કામ કરવા દો." આ સાંભળી તેનું વચન માન્ય કરી રામે તે કામ શત્રુઘ્નને સોંપ્યું "લવણને મારી મધુપુરીનું રાજ્ય તુંજ કર. હાલનો હાલ તને મધુપુરીનો રાજ્યાભિષેક હું કરૂં છું," એમ કહી વસિષ્ઠ મુનિપાસ રાજ્યાભિષેકની સામગ્રી તૈયાર કરાવી રામે તરતજ સર્વ ઋષિઓને હાથે શત્રુઘ્નનો રાજ્યાભિષેક કર્યો. પછી બીજે દિવસે રામચંદ્રે તેને લશ્કર આપ્યું અને કહ્યું:—"આ ઋષિઓ સૈન્ય સહિત પાછળથી આવશે

પણ તું આગળ જા. લવણ રાક્ષસની દૃષ્ટિએ જે પડે તે મરણ પામે છે એવું તેને વરદાન છે. માટે તું ગુપ્ત રહીને તેને ઠાર મારજે. આ શર વિષ્ણુએ મધુકૈટભના વધ માટે નિર્માણ કર્યું હતું ". એમ કહી રામે તેને તે બાણ આપ્યું. શત્રુઘ્ને રામના ચરણુપર મસ્તક મૂકી તેની પ્રદક્ષિણા કરી કૂચ કીધી. સુર્યાસ્ત સમયે ગંગા ઉતરી તેમણે વાલ્મિકિના આશ્રમમાં મુકામ કર્યો. તેજ રાત્રે મધરાતને સમયે સીતાને બે પુત્રની જોડ પ્રસવ થઇ. ત્યારે આશ્રમમાં ચારેપાસ આનંદ પ્રસરી રહ્યો. આ બાતમી શત્રુઘ્નને ખબર પડતાંજ તે ત્યાં આવ્યા અને તે નાનાં બાળકોને જોઇ ઘણા ખુશ થયા. તેમણે સીતામાતાને નમ્રતાપૂર્વક અભિનંદન કર્યું. વાલ્મીકિ મુનિએ છોકરાઓનું રક્ષાબંધન કરવા માટે દર્ભ મંત્રી તેનો અગ્ર-ભાગ (કુશ) તોડી તેણેવતી દાઇ પાસે જ્યેષ્ઠ છોકરાને પાણી છંટાવ્યું. પછી દર્ભનો પાછલો ભાગ (લવ) દાઇના હાથમાં આપી કનિષ્ઠ છોકરાપર પાણી છંટાવ્યું. આ કારણથી છોકરાઓ આગળ જતાં લવ અને કુશ એ નામથી ઓળખાશે એમ ઋષિએ તે વખતે આશીર્વાદ આપ્યો. (ઉ. સ. ૬૦-૬૬.)

બીજે દિવસે સવારે શત્રુઘ્ને ઉઠી પ્રાતઃકર્મ આટોપી લઇ પશ્ચિમ દિશા તરફ પ્રયાણ કર્યું. સાત દિવસ પછી તે યમુના નદીપર ભાર્ગવ ઋષિનો આશ્રમ આવી રહ્યો હતો ત્યાં પહોંચ્યા. ત્યાં રાત્રે વાસ કરી સવારે લવણ રાક્ષસ આહાર શોધવા માટે ગામ બહાર પડયો કે તરતજ શત્રુઘ્ને યમુનાપાર ઉતરી મથુરા નગરીના દરવાજામાં છાવણી નાંખી. બપોરે લવણ રાક્ષસ અનેક પશુ તેમજ મનુષ્ય મારી તેઓનું માંસ લઇ નગરને દરવાજે આવી ચઢયો. તેને જોઇ શત્રુઘ્ને તેનાપર ધનુષ્ય સજ્જ કર્યું અને કહ્યું " લડવાને સિદ્ધ થા; હું દશરથ-પુત્ર રામચંદ્રનો કનિષ્ઠ ભાઇ શત્રુઘ્ન છું અને તારો વધ કરી આ દેશને અભય કરવા આવેલો છું." આ હાક સાંભળી લવણ માંસનો ભાર માથાપરથી ઉતારી, એક વૃક્ષ ઉંચકી, શત્રુઘ્નપર ધસી ગયો. શત્રુઘ્ને રામચંદ્રે આપેલું બાણ તેનાપર મૂકયું તે તેનું હૃદય ફાડી બહાર નિકળ્યું અને પાછું શત્રુઘ્નના ભાથામાં આવ્યું. આ પ્રમાણે લવણનો વધ કરી શત્રુઘ્ને તે દેશને નિર્ભય કર્યો. થોડા સમય પછી તેની શૂર સેના આવી

પહોંચ્યા અને તેની સાથે અયોધ્યાથી આવેલા વેપારી, શિલ્પી વિગેરે સર્વ લોક પણ આવ્યા. તે લોકોએ મથુરાંપુરી પાછી વસાવી. પછી તે દેશ 'સૂરસેન' નામથી પ્રસિદ્ધ થયો. અને શત્રુઘ્નના અમલ નીચે સર્વ પ્રકારના ધન ધાન્યાદિથી સમુદ્ધ થયો. શત્રુઘ્ને બાર વરસ સારી રીતે રાજ્ય કરી તે દેશને સુખી કર્યો. પછી તે રામચંદ્રના દર્શનની ઇચ્છાથી તે નગરી છોડી અયોધ્યા જવા નિકળ્યા. રસ્તામાં તેમણે વાલ્મીકિના આશ્રમમાં એક દિવસ વિશ્રામાં કર્યો. તે આશ્રમમાં રામાયણનું સુસ્વર વીણામૃદંગ-સહિત ગાયન ચાલતું હતું. તે સાંભળતાં રામનું ચરિત્ર યથાવૃત્ત પોતાની આગળ પ્રત્યક્ષ સાક્ષાત્કાર થતું હોય એમ તેને ભાસ થઇ તેઓ તેમાં તલ્લીન થઇ ગયા. પરંતુ આ કૌતુક શું છે એમ પૂછવાની તેની વાલ્મીકિ આગળ હિંમત ચાલી નહિ. ઋષિના આશ્રમમાં નાના નાના પ્રકારના ચમત્કાર દૃષ્ટિએ પડે છે એમ તેમણે વિચાર કર્યો અને સૈનિકોને પણ એમજ સમજ પાડી. બીજે દિવસે ત્યાંથી નિકળી શત્રુઘ્ન ત્રીજે દિવસે અયોધ્યા જઇ પહોંચ્યા. રાજસભામ રામચંદ્રનાં પેટપૂર દર્શન કરી તેમણે રામના ચરણની પાસેજ હમેશ રહેવાની ઇચ્છા બતાવી. પણ રામચંદ્રે તેને શાંત પાડી "પ્રજા પાલન આપણો મુખ્ય ધર્મ છે તે આપણે પાળવોજ જોઇએ." એમ કહી તેમને સાત દિવસ પાસે રાખી પાછા મથુરાં પ્રત્યે મોકલી આપ્યા. (ઉ. સ. ૬૭-૭૨.)

શત્રુઘ્ન ગયા પછી એક દિવસે એક બ્રાહ્મણ પ્રાતઃકાળે બારતેર વરસના બાળકનું પ્રેત લઇ સભામંડપ બહાર આવી શોક કરતો કહેવા લાગ્યો:—"અહો! હમે માબાપ જીવતાં છતાં આ અલ્પ વયનો બાળક કેમ મૃત્યુ પામ્યો? હમે કદી પણ અસત્ય ભાષણ કિંવા બીજું કાંઇ પાપ કર્યું હોય એમ હમને યાદ નથી. પૂર્વજન્મમાં મેં કાંઇ ભયંકર કામ કર્યું હોય તે પણ મારી હાલની સ્થિતિ જોતાં સંભવિત લાગતું નથી. ત્યારે આ અનર્થ મારાપર રાજાના દોષને લીધે આવ્યો હોવો જોઇએ. જે પાપ રાજા કરે છે અથવા તેના અમલ નીચે કરવામાં આવે છે તેનું દુષ્ટ ફળ પ્રજાને વેઠવું પડે છે. રામચંદ્ર! આ બાબતનો વિચાર કરો. નહિ તો હું મારી પત્ની સહિત અહિંનો અહિં જીવ આપીશ." તે બ્રાહ્મણનો આક્રોશ સાંભળી રામચંદ્રે વસિષ્ઠ વિગેરે સર્વ વિદ્વાન્ બ્રાહ્મણો તેમજ પ્રધાનોને

સભામાં બોલાવ્યા અને તેમને તે સર્વ હકીકત કહી. "મારામાં દોષ છે અથવા મારા રાજ્યમાં પાતક થાય છે. એમ આ બ્રાહ્મણ કહે છે તે વાત ખરી છે કે કેમ?" આ પ્રમાણે રામચંદ્રે ખિન્ન અને આતુર સ્વરથી પૂછેલો પ્રશ્ન સાંભળી નારદે ઉત્તર આપ્યો:—" હે રામ! આ અનર્થનું કારણ સાંભળ. પૂર્વે કૃતયુગમાં ફક્ત બ્રાહ્મણોજ તપશ્ચર્યા કરતા હતા. તે યુગમાં સર્વ લોક દીર્ઘદષ્ટિવાળા નીરોગી અને દીર્ઘાયુષી હતા. પછી ત્રેતાયુગમાં ક્ષત્રિય તપ કરવા લાગ્યા. તેથી બ્રાહ્મણ તેમજ ક્ષાત્રયો તપ અને વીર્ય બન્ને ગુણથી સંપન્ન થયા. પણ તેથી અધર્મે પોતાનો એક પગ પૃથ્વીપર મૂકયો. **અસત્ય ભાષણ, હિંસા, અસંતોષ અને કલેશ** એ અધર્મનાં ચાર પગ છે. તેમાંનો એક પગ પૃથ્વીપર પડતાંજ ત્રેતાયુગમાં માણસનાં આયુષ્યની મર્યાદા કમતી થઇ. આગળ જતાં દ્વાપરમાં વૈશ્ય .લોકો પણ તપશ્ચર્યા કરવા લાગ્યા, એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણો તપ કરતા થયા. તેથી અધર્મનો બીજો પગ 'હિંસા' જમિનપર પડયો અને માનવી આયુશ્યની મર્યાદા અધિક કમતી થઇ. તથાપિ શૂદ્રને તો કદીપણ તપ કરવાનો અધિકાર નહોતો. ભવિષ્યમાં કળયુગમાં તેઓ તપ કરશે તે વાત જુદી છે. મારા મત પ્રમાણે હાલ કોઇપણ શૂદ્ર આ પૃથ્વીપર તપ કરતો હોવો જોઇયે, જેને પરિણામે આ બ્રાહ્મણના મૃત્યુરૂપી અનર્થ બન્યો છે. માટે હે રામ! તે શૂદ્રની તપાસ કરો અને તેને શિક્ષા કરો; એટલે આ બ્રાહ્મણનો પુત્ર જીવતો થશે." આ ભાષણ સાંભળી રામચંદ્રે લક્ષ્મણને તે બ્રાહ્મણને શાંત કરવા અને તે શબ તેલમાં રાખવા આજ્ઞા કરી. પછી રામે પુષ્પક વિમાનનું સ્મરણ કર્યું એટલે તે આવી હાજર થયું. એટલે રામચંદ્ર સર્વ ઋષિને નમસ્કાર કરી, તેમાં બેઠા અને સર્વ પૃથ્વીપર શોધ કરવા લાગ્યા. તે પૂર્વ, ઉત્તર અને દક્ષિણ દિશા જોઇ વળ્યા. પણ તપ કરનાર શૂદ્રની તપાસ લાગી નહિ. છેવટે દક્ષિણ દિશામાં શોધ કરતાં કરતાં શૈવલ પર્વતની તળેટી આગળ એક સુંદર સરોવરપાસેના એક વૃક્ષપર ઉંધે મસ્તકે લટકતા એક માણસને તપશ્ચર્યા કરતા રામે જોયો. ત્યારે તરતજ વિમાન અટકાવી 'તું કોણ છે? શા માટે તપ કરે છે?' વિગેરે

પ્રશ્નો રામે તેને પૂછ્યા; અને હું અયોધ્યાનો રાજા રામચંદ્ર છું એમ તેને ખખડાવીને કહ્યું. ત્યારે તે માણસે જવાબ આપ્યો કે હું શંબૂક નામનો શૂદ્ર છું અને સ્વર્ગ પ્રાપ્તિ માટે તપ કરૂં છું. એ સાંભળતાંજ રામે તેનું શિર ઉડાવી નાંખ્યું. તે સમયે રામચંદ્રપર સ્વર્ગમાંથી પુષ્પ-વૃષ્ટિ થઇ અને દેવતાઓએ રામને પ્રત્યક્ષ દર્શન આપ્યું. બ્રાહ્મણનો પુત્ર અયોધ્યામાં જીવતો થયો છે અને પાસે અગસ્ત્યનો આશ્રમ છે માટે તેનાં દર્શન કરી અયોધ્યા જવું એવી આજ્ઞા કરી દેવો અદ્દશ્ય થઇ ગયા. પછી રામચંદ્ર અગસ્ત્યને આશ્રમે ગયા. ત્યાં અગસ્ત્યે તેમની પ્રેમપૂર્વક આગતા સ્વાગતા કરી અને શંબૂકને શિક્ષા કરવા માટે રામની તારીફ કરી. "તપ શિવાય સિદ્ધિ મળતી નથી એ સિધ્ધાંત જેટલો ખરો છે તેટલોજ પાત્રતા શિવાય તપનો અધિકાર નથી એ સિધ્ધાંત ખરો છે. શંબૂકને મારી બ્રાહ્મણપુત્રને તેં જીવતો કર્યો એ તેં એક મહાન્ કાર્ય કર્યું છે." એમ કહી અગસ્ત્ય ઋષિએ રામને એક દિવ્ય કંકણ આપ્યું. તે રામચંદ્રે ભક્તિથી ગ્રહણ કર્યું. પછી 'આ વિસ્તીર્ણ દેશ અરણ્ય જેવો કેમ થઇ ગયો? આ દિવ્ય સરોવર કેમ ઉત્પન્ન થયું?' વિગેરે પ્રશ્નો રામે પૂછવાથી અગસ્ત્યે દંડકારણ્યની ઉત્પત્તિ કહી સંભળાવી. "મનુના પુત્ર ઇક્ષ્વાકુને સો પુત્રો હતા. તે સર્વ વચ્ચે તેણે પૃથ્વી વેંચી આપી. સર્વથી નાનો પુત્ર દંડ અતિશય દુષ્ટ અને ઉન્મત્ત હતો, તેથી તેને વિંધ્ય અને શૈવલ પર્વતોની વચ્ચે આવેલો સો યોજન લાંબો પહોળો પ્રદેશ ઇક્ષ્વાકુએ આપ્યો. દંડે એક વખત ભૃગુ ઋષિની બાળક કન્યા અરજાપર બળાત્કાર કર્યો. તેથી ક્રોધ પામી, ભૃગુ ઋષિએ એવો શાપ આપ્યો કે 'આ દેશપર સાત દિવસ સુધી રાખની વૃષ્ટિ થઇ આ દેશ દંડ રાજા સહિત નાશ પામશે,' અને પોતાના આશ્રમવાસીઓને તે દેશ છોડી બીજે સ્થળે વસવા આજ્ઞા કરી. ભૃગુ ઋષિના શાપથી આ દેશ ઉજડ થઇ નાશ પામ્યો અને એનું દંડકારણ્ય નામ પડયું. આ દેશ છોડી બીજા દેશમાં જઇ લોકોએ વાસ કર્યો તે દેશનું 'જનસ્થાન' નામ પડયું. ભૃગુ ઋષિએ પોતાની કન્યા અરજાને તપશ્ચર્યા કરવા સારૂ આશ્રમમાંજ રાખી અને ત્યાં એક સુંદર સરોવર નિર્માણ કર્યું." આ પ્રમાણે દંડકારણ્યની હકીકત કહી અગસ્ત્યે રામને

તે રાત્રે આશ્રમમાં રાખી સત્કાર કર્યો. બીજે દિવસે સવારે રામ પુષ્પક વિમાનમાં બેસી અયોધ્યામાં પાછા આવ્યા, અને તે બ્રાહ્મણ તથા સજીવન થયલા પુત્રને યોગ્ય સત્કાર કરી તેઓને ઘેર પહોંચાડ્યા.. (ઉ. સ. ૭૩-૮૨.)

ત્યાર પછી ભરત અને લક્ષ્મણનો અભિપ્રાય લઇ સર્વ પાપને ધોઇ નાંખનાર એવો અશ્વમેધ યજ્ઞ કરવા રામે નિશ્ચય કર્યો. તેમણે ચારે દિશામાંથી મોટા મોટા ઋષિઓને તેડાવ્યા, તેમજ જુદા જુદા દેશના રાજાઓને પણ આમંત્રણ કર્યું. રામચંદ્રનું આમંત્રણ પહોંચતાંજ કિષ્કિંધાથી સુગ્રીવ પોતાના વાનરોને લઇ યજ્ઞમાં મદદ કરવા આવી પહોંચ્યો. તેમજ વિભીષણ પણ લંકાથી પોતાના રાક્ષસ સરદારોને લઇ આવી પહોંચ્યો. શત્રુઘ્ન મથુરાંમાંથી તાડતોબ આવ્યા. પછી ભરત શત્રુઘ્ને ઋષિઓની સંમતિ લઇ ગોમતી કિનારે નૈમિષ્યારણ્યમાં એક વિશાળ યજ્ઞમંડપ તૈયાર કર્યો. રાજાઓ તેમજ ઋષિઓને રહેવા માટે પાસેજ સુંદર ઇમારતો અને પર્ણશાળાઓ બંધાવી અને ત્યાં સર્વ પ્રકારની ધાન્યાદિક સામગ્રી એકઠી કરી. આ પ્રમાણે સર્વ સામગ્રી તૈયાર થયા બાદ સૂમુહૂર્ત જોઇ સીતાની સુવર્ણની મૂર્તિ કરી તેનો મોટા ઠાઠથી વરઘોડો કહાડી તેને લક્ષ્મણ, અયોધ્યામાંથી બહાર ગોમતીપરના યજ્ઞમંડપમાં લઇ આવ્યા. પછી ઋષિઓએ રામચંદ્રને યજ્ઞની દીક્ષા આપી. ઉત્તમ લક્ષણોવાળા અશ્વને છોડી મૂકી પાછળ રક્ષણાર્થે લક્ષ્મણને સૈન્ય સહિત રવાના કર્યા. જે જે રાજા, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો આવતા તેમનો યોગ્ય સત્કાર કરી ભરત શત્રુઘ્ન ઉતારો આપતા અને તેમની યોગ્ય પરોણાચાકરી કરતા. યજ્ઞ શરૂ થતાંજ બ્રાહ્મણોનું સંતર્પણ શરૂ થયું. તેમનાં ભોજનનીવ્યવસ્થાપર સુગ્રીવની યોજના કરી હતી. અને દક્ષિણા આપવાપર વિભીષણની યોજના કરી હતી. સુગ્રીવે ભોજનની એવી ઉત્તમ વ્યવસ્થા કરી કે જેને જેને જે જે ભોજન જોઇએ તે તાબડતોબ મળતું: તેમજ વિભીષણે પણ જેને જેને જે જે દાન જોઇએ તે મળે એવી ઉત્તમ વ્યવસ્થા કરી હતી. તેણે સુવર્ણ અને રત્નનો અપરંપાર ઢગલો દાન માટે તૈયાર કરી રાખ્યો હતો. આ પ્રમાણે દાન થવા લાગ્યાં તે સમયે 'આજ પર્યંત કોઇ પણ અશ્વમેધમાં

આટલાં બધાં દાન થયાં નથી ' એમ સર્વ મુનિઓ બોલવા લાગ્યા. આ પ્રમાણે તે યજ્ઞ એક વરસ સુધી ચાલ્યો. રામના અશ્વમેધની અપૂર્વ કીર્તિ સાંભળી વાલ્મીકિ પોતાના શિષ્યો સહિત યજ્ઞ જોવા આવ્યા. ત્યારે ભરતે અતિશય પ્રેમથી અને વિનયથી સામા જઇ તેમને એક સુંદર પર્ણ-શાળામાં ઉતાર્યા. વાલ્મીકિએ કુશ-લવને સાથે આણ્યા હતા. તેમને તેણે સર્વ ઠેકાણે,—રાજમહેલમાં, ઋષિઓના આશ્રમમાં, બજારમાં તેમજ રાજદ્વારમાં—વીણા મૃદંગાદિ સહિત રામાયણ ગાવાની આજ્ઞા કરી. તે પ્રમાણે તે સુંદરરાજ-પુત્રો પોતાના મધુર કંઠે સર્વ ઠેકાણે તે અદ્‌ભુતકાવ્યનું ગાન કરવા લાગ્યા ત્યારે શ્રોતાજનો સ્તબ્ધ થઇ જવા લાગ્યા. હજારો લોકો તે છોકરાઓની તારીફ કરવા લાગ્યા. તેઓની કીર્તિ છેક રામચં-દ્રના કાન સૂધી પહોંચી. ત્યારે રામચંદ્રે તે બાળકોને યજ્ઞ-મંડપમાં બોલાવી સર્વ ઋષિઓ સમક્ષ તે કાવ્ય ગાવાની આજ્ઞા કરી. તે દિવસે તે બાળકોએ આદિકાંડના વીસ સર્ગ ગાઇ સંભળાવ્યા. તે સાંભળી રામચંદ્ર એટલા ખુશી થયા કે તેમણે ત્યાંને ત્યાં તેઓને અરાઢ હજાર મહોર આપવાની ભરતને આજ્ઞા કરી. પણ તે પ્રમાણે ભરત તેમને આપવા લાગ્યા ત્યારે "હમે આશ્રમવાસી બાળકો છીએ, હમારે સુવર્ણ લઇ શું કરવું છે?" એમ કહી તે બક્ષિસ લેવા તેઓએ ના કહી. તે જોઇ સભાને આશ્ચર્ય લાગ્યું. તે છોકરાઓનું રૂપ તે લોકોને વધારે આશ્ચર્ય લાગ્યું. કારણ તેઓ રામચંદ્રનાં કેવળ પ્રતિબિંબજ હતા. ફરક માત્ર એટલોજ કે તેઓનાં માથાંપર જટા વધી હતી અને તેનાં શરીરપર વલ્કલો પહેર્યાં હતાં. તેઓના રામના સરખાજ ચહેરા જોઇ લોક વધારે મોહ પામવા લાગ્યા. અને તે સુંદર કુંવરો મધુર સ્વરે આદિકાવ્ય જ્યારે પ્રત્યક્ષ રાજ સભામાં ગાતા ત્યારે તે સર્વ સભાજનોની વૃત્તિ તદ્દન તલ્લીન થઇ જઇ તેઓ તટસ્થ થઇ જતા! આ પ્રમાણે યજ્ઞમંડપમાં ફુરસદની વખતે કેટલાક દિવસ તે કુંવરોનું ગાયન ચલાવ્યું. પછી આ આપણાજ પુત્રો છે અને સીતા પણ વાલ્મીકિના આશ્રમમાંજ છે એ વાત લક્ષમાં આણી, શ્રીરામચંદ્રે કુશળ અને રીતરિવાજ જાણનારા દૂતોને બોલાવી તેમને સર્વ સભા સમક્ષ કહ્યું:—" તમે જઇને વાલ્મીકિ ઋષિને નમસ્કાર કરી મારો સંદેશો

કહો કે, ‘ મહારાજ ! જો આપની પરવાનગી હોય તો સીતાએ રાજસભામાં આવી પોતાની શુદ્ધતા વિષે દિવ્ય કરવું; તો તેથી મને ઘણો સંતોષ થશે.’ વાલ્મીકિ અને સીતા તેપરથી શું જવાબ આપે છે તે મને આવી જણાવો.” દૂતોનો સંદેશો સાંભળી વાલ્મીકિ મુનિએ જવાબ આપ્યો, “ઠીક છે; સીતા આપની આજ્ઞા પ્રમાણે કાલે સભાસમક્ષ દિવ્ય કરશે; પતિ એજ સ્ત્રીનું દૈવત છે.” બીજે દિવસે યજ્ઞમંડપમાં સભા ભરાયા પછી રામે યજ્ઞ માટે આવેલા સર્વ ઋષિ તેમજ લોકોને મુદ્દામ બોલાવી આણ્યા. ત્યારે વસિષ્ઠ, વિશ્વામિત્ર, જાબાલિ, કાશ્યપ, અગસ્ત્ય, દુર્વાસા, ભૃગુ, માર્કંડેય, પુલસ્ત્ય, મૌદ્ગલ, ગાર્ગ્ય, ચ્યવન. શંતાનંદ, ભરદ્વાજ, નારદ, પર્વત વિગેરે મોટા મોટા ઋષિઓ રાજસભામાં આવ્યા. તેઓને રામે દિવ્ય આસનોપર બેસાડ્યા. તેમજ સર્વ રાજાઓ, વાનર અને રાક્ષસો પણ પોતપોતાને ઠેકાણે ગોઠવાયા. ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વિગેરે સર્વ લોક આ દિવ્ય જોવા માટે યજ્ઞમંડપમાં ભેગા થયા. હવે આગળ શું થશે તે જોવા સારૂ ઉત્સુક થઇ સર્વ પ્રજા પાષાણુ જેવી સ્તબ્ધ થઇ બેઠી. એટલામાં વાલ્મીકિ મહર્ષિની પાછળ હાથ જોડી આંખમાંથી આંસુ ગાળતાં, નીચું વદન કરી, સીતા સભામાં આવ્યાં. તે વખતે સર્વ સભામાંથી ‘ ધન્ય ધન્ય, ’ એવો અવાજ થઇ રહ્યા. રામચંદ્ર તેમજ સીતાનો વિલક્ષણ પ્રેમ અને તે લોકપર પડેલાં તેથી પણ વિલક્ષણ દુ:ખોની પ્રતિમા તેઓનાં અંત:કરણમાં ઉભી રહી. પ્રત્યેકનાં નેત્રમાંથી અશ્રુધારા પડવા લાગી, અને કોઇ ‘ ધન્ય છે રામચંદ્રને, ’ તો કોઇ ‘ ધન્ય છે સીતાને, ’ એમ બોલવા લાગ્યા. થોડા વખત પછી સર્વ સભા શાંત થઇ ત્યારે સભા વચ્ચે ઉભા રહી વાલ્મીકી બોલ્યા:—“ હે દશરથી રામ ! આ, તારી પતીવ્રતા ધર્મશીલ પત્ની ?..તાને તેં લોકાપવાદની બ્હીકથી અરણ્યમાં મોકલી દીધી: ત્યારથી તે મારા આશ્રમમાં રહેલી છે. તારા મનનું સમાધાન કરવા તે આજ દિવ્ય કરી બતાવવાની છે. સીતાના આ બે પુત્ર તારાજ પુત્ર છે. હું પ્રચેતસાનો આઠમો પુત્ર છું. આજ પર્યંત હું કદી ખોટું બોલ્યો નથી. હું કહું છું કે આ વૈદેહી સર્વ પ્રકારે નિષ્પાપ અને શુદ્ધ છે. એ જો અસત્ય હોય તો મારી હજારો વર્ષની તપશ્ચર્યા નિષ્ફળ જાઓ. તે

શિવાય સીતા પણ તને પોતે શુદ્ધ છે તે વીષે ખાત્રી કરી આપશે." આ સાંભળી રામ હાથ જોડી બોલ્યાઃ—"સીતાએ એક વેળા અગ્નિ દિવ્ય કર્યું હતું અને સર્વ દેવતાઓએ પણ તે નિષ્પાપ છે એમ મને ખાત્રી કરી આપી હતી. તે પરથીજ મેં તેનો સ્વીકાર કર્યો હતો અને તેને હું મારી સાથે અયોધ્યા લાવ્યો હતો. પરંતુ અહીં તેની વિરૂદ્ધ લોકાપવાદ શરૂ થયો, તેથી સીતા શુદ્ધ છે એમ જાણતાં છતાં પણ મેં તેનો ત્યાગ કર્યો. તે માટે તમે મને ક્ષમા કરો. આ બે પુત્રો મારાજ છે તે મને માલમ છે. પણ આ સર્વ લોકોની ખાત્રી કરવા સીતાએ ફરીથી પોતાનું પારખું બતાવવું જોઇએ. સીતાની શુધ્ધિ સર્વ લોક સમક્ષ સાબીત થઇ તો મને તેનાપર અત્યંત પ્રીતિ લાગશે." આ પ્રમાણેનો રામચંદ્રનો અભિ-પ્રાય સાંભળી સીતા આવ્યાં. તે સમયે તપસ્વી લોકોને યોગ્ય એવાં ભગવાં ધારણ કર્યાં હતાં. મૂળમાં તો તેનું શરીર કૃશ, તેમાં શોકને લીધે વધારે કૃશ થયાં હતાં. તેમની દૃષ્ટિ જમીનપર ચોંટાડેલી હતી. તેમણે હાથ જોડી મોટે સ્વરે કહ્યુંઃ—"હે પૃથ્વી માતા! જો રામચંદ્ર શિવાય બીજો કોઇ પણ પુરૂપ આજ સુધી મેં મનમાં પણ ચિંતવ્યો ન હોય, તો મને તારા ઉદરમાં આશ્રય આપ. જો મન, કર્મ અને શબ્દથી મેં આજ પર્યંત રામચંદ્રપરજ પ્રેમ રાખ્યો હોય, અને રામચંદ્ર શિવાય બીજા કોઇ પણ પુરૂષને હું ઓળખતી સુધ્ધાં નથી એ વાત જો અક્ષરશઃ ખરી હોય તો, હે ધરણી માતા! તું મને તારા ઉદરમાં આશ્રય આપ." આમ ત્રણ વાર સીતાએ શપથ કર્યા તેની સાથેજ પૃથ્વીના બે ભાગ થયા અને તેમાંથી એક દિવ્ય સિંહાસન બહાર આવ્યું; તે રત્ન વિભૂષિત સિંહાસનપર પ્રત્યક્ષ પૃથ્વી માતા બેઠાં હતાં. તેણે પોતે પોતાની પ્રિય કન્યા સીતાને સિંહાસ-નપર બેસાડ્યાં, અને હજારો લોકો સમક્ષ સિંહાસન પૃથ્વીમાં અલોપ થયું! તે ચમત્કાર જોતાંજ સર્વ સભાજનો પોતપોતાના સ્થાનકપર સ્તબ્ધ થઇ ગયા! મુનીઓ, રાજાઓ, વાનરો, રાક્ષસો વિસ્મય પામી સીતા પ્રત્યે જોતા હતા. તે સભા એક ક્ષણભર ચિત્ર જેવી તટસ્થ થઇ રહી. થોડા સમયપર જાગૃત થતાં, સીતા માતા પૃથ્વીમાં અદૃશ્ય થયાં, તે જોઇ, સર્વ વાનરોએ 'ધન્ય ધન્ય' એવો ઉચ્ચાર કર્યો, અને તે સ્વર સર્વ સભાએ

ઉપાડી લીધો. ઋષીઓએ પણ તે સ્વર ઉચ્ચાર્યો ત્યારે તે રામચંદ્રના કાનપર પડયો. આ વખતે રામચંદ્ર પોતાનું ભાન ભૂલી ગયા હતા તે 'ધન્ય' શબ્દથી શુદ્ધિપર આવ્યા અને નીચું મોડું કરી દીન થઇ આંસુ પાડતા દુઃખનાં દરીયાંમાં ડુબી ગયા હતા. આ સ્થિતિમાં ઘણો વખત કહાડ્યા પછી તેમના ક્રોધ અને શોકનો વેગ અસહ્ય થઇ પડવાથી તેઓ બોલ્યાઃ—"આજ પર્યંત કદી પણ નહિ અનુભવેલા એવા દુઃખનો વેગ મારા મનમાં વ્યાપી રહ્યો છે. મારી સમક્ષ, હું જોતાં છતાં મારી પ્રત્યક્ષ લક્ષ્મી સરખી પ્રિય પત્ની અદૃશ્ય થઇ ગઇ. પૂર્વે પણ સીતા એમજ ગુમ થઇ રાવણે સમુદ્ર પાર લંકામાં લઇ જઇ કેદમાં રાખી હતી; ત્યાંથી પણ મુક્ત કરી હું તેને પાછો લાવ્યો હતો. તો પછી પૃથ્વીના ઉદરમાંથી તેને ઉપર લાવવી કઠણ નથી." એમ બોલતાં બોલતાં તેમનાં નેત્ર ક્રોધથી લાલ થયાં, અને પોતાનું દેહભાન ભૂલી જઇ તેઓ બોલ્યાઃ—"હે પૃથ્વી માતા! મારી સીતા મને પાછી આપ. નહિ તો મારો સર્વ ક્રોધ તારાપર કહાડીશ. મારી સીતા મને પાછી આપ, નહિ તો મને તું તારા પેટમાં લે. તેના સહવાસમાં મને પાતાળમાં સુખ્ધાં સ્વર્ગ લોક જેટલુંજ સુખ પ્રાપ્ત થશે. હે પૃથ્વી માતા! મને મારી સીતા પાછી આપીશ નહિ તો હું નદી, પર્વત અને સમુદ્ર સહિત તારો નાશ કરીશ. સર્વ પૃથ્વીનો નાશ કરી સર્વત્ર જળમય કરીશ." એમ બોલી રામચંદ્ર ધનુષ્ય બાણ લેવા ઉઠયા. ત્યારે સર્વ ઋષિઓ અને દેવોએ મળી તેમનો ક્રોધ શાંત કર્યો. "આ સર્વ શા કારણથી થયું તે તમને માલમજ છે. તમે કોણ છો તેનો તમે વિચાર કરો." એમ કહી તેમણે રામને શાંત પાડ્યા. પછી રામે સભા બરખાસ કરી અને દીન થઇ, પર્ણશાળામાં એકલા દ્વાર બંધ કરી ભરાઇ રહ્યાઃ અને એક રાત અને એક દિવસસીતાએ કરેલાં અદ્ભુત દિવ્યનું મનન કરતાં કહાડયાં. બીજે દિવસે રામની પ્રકૃતિ હમેશ પ્રમાણે શાંત થઇ અને તેઓ યજ્ઞમંડપમાં આવ્યા, અને સર્વ રાજાઓને ભેગા કરી પોતાના પુત્રોને ભવિષ્ય-રામાયણ-એટલે શ્રીવાલ્મીકિએ ભાખ્યા પ્રમાણે જે હકીકત ભવિષ્યમાં બનવાની હતી—તે નિઃશંક મનથી ગઇ બતાવવા આજ્ઞા કરી. તે ભવિષ્ય-રામાયણ નીચે પ્રમાણે છેઃ—
(ઉ. સ. ૮૩-૯૮.)

યજ્ઞ પૂરો થયા પછી મહર્ષિઓ, રાજાઓ, સુગ્રીવ સહિત વાનરો અને વિભીષણ સહિત રાક્ષસોને રામે આદરપૂર્વક પોતપોતાને ઘેર વિદાય કર્યાં. સીતાના વિરહથી થતું દુઃખ રામે પોતાના પુત્રો તરફ નજર રાખી કમી કર્યું અને પોતાનો સર્વ વખત રાજ-કારભારમાં અને પ્રજાનું કલ્યાણ કરવામાં ગાળ્યો. આ રીતે હજાર વરસ નિકળી ગયાં. રામ-રાજ્યમાં પ્રજા અતિશય સુખ પામતી હતી. પર્જન્ય યોગ્ય વેળાએ પડતો તેથી લોકો ધન ધાન્ય સંપન્ન હતા. કોઇ પણ અકાળ-મરણ પામતા નહિ, કિંવા કોઇ સ્ત્રી પણ વિધવા થતી નહિ. રામચંદ્રે અનેક વાજપેય, અગ્નિષ્ટોમ, અતિરાત્ર વિગેરે યજ્ઞ કર્યાં. તે સર્વ યજ્ઞોમાં સીતાની સુવર્ણમય મૂર્તિ સીતાને ઠેકાણે ગોઠવવામાં આવતી. કારણ રામચંદ્ર બીજી ભાર્યા પરણ્યા નહિ. કેટલેક વરસે રાજમાતા કૌસલ્યા મરણ પામ્યાં તે વખતે રામે અનેક પ્રકારે ધર્મ-દાન કર્યાં. કૌસલ્યા પાછળ સુમિત્રા અને કૈકેયી પણ કાળક્રમે મરણ પામ્યાં. તેમનાં શ્રાધ્ધાદિક પણ રામચંદ્રે પોતાના વૈભવને છાજે એવી રીતે કર્યાં. આ પ્રમાણે કેટલાંક વરસ વીત્યાં બાદ ભરતના મામા યુધ્ધાજીતે પોતાના રાજગુરૂ ગાર્ગ્ય ઋષિને રામચંદ્ર પાસે ઘોડા, હાથી, રત્ન વિગેરે નજરાણાં સહિત મોકલ્યા, અને કહેવડાવ્યું કે "સિંધુ નદીના બન્ને કાંઠા પરનો પ્રદેશ ગંધર્વ લોકો કબજે કરી બેઠા છે, તે તમે જીતી લેશો તો ઘણું ઉત્તમ થશે. આ મુશીબત કામ તમારા શિવાય બીજાથી થવાનું નથી." રામચંદ્રે ગાર્ગ્ય ગુરૂની સામે જઇ સન્માનપૂર્વક અયોધ્યામાં આણ્યા અને યુધ્ધાજીતનો સંદેશો સાંભળી તરતજ ભરતને આજ્ઞા કરી કે દેશ જીતી લાવવો. રામે વિશેષ આજ્ઞા કરી કે "એ દેશ તારા બે પુત્ર તક્ષ અને પુષ્કલ એ બેને વ્હેંચી આપજે. અને તેમને રાજધાની માટે નવીન શહેર વસાવી આપજે." પછી રામચંદ્રે તે બન્ને ભત્રીજાઓને રાજ્યાભિષેક કરાવ્યો અને ભરત સાથે તેઓને મોટાં લશ્કર આપી મોકલ્યા. દોઢ મહિના પછી તેઓ કૈકેય નગરમાં પહોંચ્યા અને મામાને સાથે લઇ તેઓએ ગંધર્વો પર સ્વારી કરી, તેઓને હરાવી દેશમાંથી હાંકી કહાડયા. પછી સિંધુની પૂર્વના ભાગના દેશમાં તક્ષને રાજ્ય આપી તેને તક્ષશિલા નગરી વસાવી આપી. અને પશ્ચિમના ભાગમાં પુષ્કલાવતી નગરી

વસાવી પુષ્કલને ત્યાંનો રાજા બનાવ્યો. આ પ્રમાણે વ્યવસ્થા કરી ભરત પાછા આવ્યા. ત્યારે રામને મહા આનંદ થયો. રામે લક્ષ્મણના બન્ને પુત્રો અંગદ અને ચંદ્રસેન માટે વાયવ્ય દિશામાં કારૂપથ દેશમાં અને મલદ ભૂમિમાં અંગેદિયા અને ચંદ્રકાંતા નામની બે નગરીઓ સ્થાપન કરી તેઓને ત્યાંનું રાજ્ય આપ્યું. લક્ષ્મણ અને ભરત એ બન્ને તેઓની સાથે ગયા અને તે બન્ને રાજ્યપુત્રોનો અમલ નવીન રાજ્યમાં પક્કો કરી આપી તેઓ અયોધ્યામાં પાછા ફર્યા. શત્રુઘ્નને તો આ પહેલાંનુંજ રામે મથુરાનું રાજ્ય આપ્યું હતું. આ રીતે પોતાના બંધુના છોકરાઓને રામે નવીન રાજ્ય મેળવી આપી સુખી કર્યા. (ઉ. સ. ૯૯–૧૦૨).

એક દિવસે સર્વ જગતનો સંહાર કરનાર પ્રત્યક્ષ યમરાજા (કાળ) મુનિનો વેષ લઇ રામચંદ્રને મળવા આવ્યા. બ્રહ્મદેવનો એક અત્યંત તેજસ્વી દૂત આવ્યો છે, એવી વરદી પહોંચતાંજ રામચંદ્રે તેને ઘણા માનથી બોલાવી ઉત્તમ આસનપર બેસાડયા: અને બ્રહ્મદેવની શી આજ્ઞા છે, એમ પૂછ્યું. ત્યારે તે દૂતે જવાબ આપ્યો "મારો અને તમારો સંવાદ કોઇ સાંભળે નહિ એમ એકાંતમાં થવો જોઇએ: અને કોઇ તે સાંભળે તો તેને દેહાંત દંડ થાય એવી આજ્ઞા કરો." ત્યારે રામચંદ્રે તરતજ તે પ્રમાણે લક્ષ્મણને આજ્ઞા આપી તેને દરવાજાપર ચોકી કરવા કહ્યું. પછી કાળે "આપ વિષ્ણુનો અવતાર છો; તમે જે કાર્ય માટે પૃથ્વીપર અવતાર ધર્યો હતો તે હવે સિદ્ધ થયું. હવે દેવો આપની વાટ જુએ છે, માટે આપ જલદી ચલો. અથવા તો પ્રજાની વધારે સેવા કરવાની હોય તો વધારે વખત પૃથ્વીપર રહો." એવો બ્રહ્મદેવનો સંદેશો રામને કહ્યો. ત્યારે રામચંદ્રે "ઠીક છે" એવો ઉત્તર આપ્યો. એટલામાં દુર્વાસા મુનિ આવ્યા અને લક્ષ્મણને કહેવા લાગ્યા:—"મારે રામચંદ્રને હમણાંને હમણાં મળવાની ઇચ્છા છે. માટે તાબડતોબ તેમની ભેટ કરાવ." લક્ષ્મણ આનાકાની કરવા લાગ્યા ત્યારે દુર્વાસા લાલચોળ થઇ બોલ્યા:—"જો વિલંબ કરીશ તો તને, ભરતને, રામચંદ્રને એટલાનેજ નહિ પણ રાજ્યને શ્રાપ આપીશ. મારો ક્રોધ આ વખતે વાર્યો રહેતો નથી." આ સાંભળી લક્ષ્મણ ઘણી મુશ્કેલીમાં આવી પડયા. છેવટે સઘળાપર આપત્તિ આવી પડે તે કરતાં પોતાના

**એકલાપરજ આપત્તિ આવે તે વધારે સારૂં,** એમ વિચાર કરી લક્ષ્મણ અંદર ગયા અને દુર્વાસા તરતાતરત આપને મળવા માગે છે એમ રામને વિનંતિ કરી. રામે મુનિવેષ ધારી યમરાજાને તરતજ રજા આપી દુર્વાસાને અંદર બોલાવ્યા અને નમસ્કાર કરી 'શી આજ્ઞા છે ?' એમ પૂછ્યું. ત્યારે "હું હજાર વર્ષ તપ કરી ઉઠયો છું. મને બહુ ભૂખ લાગી છેઃ માટે જે રસોઇ તૈયાર હોય તે મને આપો" એમ તેઓએ ઉત્તર આપ્યો. આ સાંભળતાંજ રામે તેમને પ્રેમથીજ આદરપૂર્વક ઉત્તમ ભોજન કરાવ્યું. એટલે દુર્વાસા મુનિ તેમને આશીર્વાદ દઇ ચાલતા થયા.

તે ગયા પછી રામચંદ્ર એકદમ શોકમાં પડયા. પ્રતિજ્ઞા કર્યા પ્રમાણે લક્ષ્મણને દેહાંત શિક્ષા શી રીતે થાય, એ વિચારમાં તેમનું હૃદય દુઃખથી ભરાઇ ગયું અને ડોકું નીચું ઘાલી આંખમાંથી આંસુ ઢાળતા તેઓ ઘણી વાર સ્તબ્ધ થઇ બેસી રહ્યા. લક્ષ્મણ રામચંદ્રના મનની સ્થિતિ તરતજ સમજી ગયા અને હાથ જોડી બોલ્યાઃ—"જે પ્રતિજ્ઞા આપે કરી છે તે પાળવીજ જોઇએ. તમે નિઃશંક મનથી મારો શિરચ્છેદ કરવા આજ્ઞા આપો. એ પ્રસંગનો વિચાર કરીનેજ હું આપના એકાંતમાં આવ્યો હતો. હાલ મને કોઇપણ ઇચ્છા મનમાં અપૂર્ણ રહી નથી. આપને હાથે હું મૃત્યુ પામું એ મારૂં મોટું સદ્ભાગ્યજ સમજવું. આપ જરા પણ દુઃખ કરશો નહિ." પરંતુ રામચંદ્રને શું કરવું તે સુઝે નહિ. તેથી તેમણે સર્વ પ્રજાજનને તેમજ વસિષ્ઠ ઋષિને બોલાવી સર્વ હકીકત કહી સંભળાવી અને "હવે શું કરવું ?" એમ પ્રશ્ન કર્યો. ત્યારે વસિષ્ઠ મુનિ બોલ્યા, "લક્ષ્મણનો ત્યાગ કરવો એજ ઉચિત છે. એથી તેં ઋષિ સમક્ષ કરેલી પ્રતિજ્ઞા પળાશે. પ્રતિજ્ઞા પાળો નહિ તો પછી ધર્મનો નાશ થશે. અને **ધર્મ નાશ પામે તો પછી સર્વ પ્રજાનું અકલ્યાણ થશે.** આ કારણથી **લક્ષ્મણનો ત્યાગ કરી તું ધર્મનું પ્રતિપાલન કર."** વસિષ્ઠની આ સલાહ સાંભળી રામે લક્ષ્મણને કહ્યુંઃ—"હે લક્ષ્મણ ! ધર્મ-રક્ષણ કરવા અર્થે હું તારો ત્યાગ કરૂં છું. કારણ **સજ્જનનો ત્યાગ વધ સમાનજ છે."** આજ્ઞા સાંભળતાંજ લક્ષ્મણ રામચંદ્રને નમસ્કાર કરી સભા છોડી ગયા; અને ઘેર ન જતાં સરયુ કિનારે જઇ, તેમાં સ્નાન કરી પવિત્ર થઇ દર્ભાસનપર આસન માંડી શ્વાસ ચઢાવી દઇ દેહ છોડયો.

**આપણે પોતાને ગમે તેવું દુઃખ થાય તો પણ ધર્મખાતર પ્રાણથી પણ પ્રિય વસ્તુનો ત્યાગ કરવો જોઇએ.** આ તત્ત્વ રામચંદ્રના ચરિત્રનો મુખ્ય સાર છે. આ તત્ત્વ માન્ય કરી તેમણે પ્રથમ સીતાનો ત્યાગ કર્યો અને પછી લક્ષ્મણનો પણ ત્યાગ કર્યો. લક્ષ્મણના ત્યાગ પછી દુઃખથી વિહ્વળ થઇ વસિષ્ઠ મહર્ષિ તેમજ બીજા સર્વ પ્રધાનો અને સભાજનો પ્રત્યે રામચંદ્ર બોલ્યાઃ—"ભરતને આજજ અયોધ્યાનું રાજપાટ આપી હું વનવાસ જાઉં છું. જે ગતિએ લક્ષ્મણ ગયો તે ગતિએ હું પણ જવા ઇચ્છું છું. માટે તાબડતોબ ભરતના રાજ્યાભિષેકની તૈયારી કરો: વિલંબ કરો નહિ. હું આજજ મારી છેવટની મુસાફરીપર નિકળી પડું છું." તેમના આ દુઃખોદ્ગાર સાંભળી ભરત અને સર્વ પ્રજાજન દુઃખમાં ડુબી ગયાં અને સર્વેએ એકદમ રામચંદ્રના ચરણમાં સાષ્ટાંગ નમસ્કાર કર્યા. ભરતે સોગંદ ખાઇ કહ્યું:—"હે રામ! મને રાજ્ય કરવાની તલમાત્ર ઇચ્છા નથી. મને તમારી સાથે લો. આ કોસલ દેશમાં કુશને રાજ્ય આપો અને ઉત્તર કોસલમાં લવને રાજ્ય આપો." સર્વ પ્રધાનોએ પણ હાથ જોડી તેવીજ પ્રાર્થના કરીઃ અને રામ સંગાથે સ્વર્ગ જવાની હઠ લીધી. વસિષ્ઠ મહાઋષિએ પણ તેઓની તરફેણ કરી. સર્વ પ્રજાજનોએ રામને હાથ જોડી વિનંતિ કરી, "હે રામચંદ્ર! હમારાપર આપની પ્રીતિ હોય તો તમે હમને તમારી સાથે લઇ જાઓ." આ પ્રમાણે સર્વનું પ્રેમાતિશય અને દુઃખના ઉભરાનું ભરેલું ભાષણ સાંભળી રામચંદ્રથી તેઓની માગણીનો નકાર થઇ શક્યો નહિ. પછી તરતજ દક્ષિણ કોસલ દેશમાં કુશાવતી નગરીમાં કુશનો, અને ઉત્તર કોસલ દેશમાં શ્રાવસ્તીમાં લવનો, રાજ્યાભિષેક કરી, તેમાંના દરેકને હજારો રથ, હાથી, ઘોડા ધન, રત્નો વિગેરે આપ્યાં; અને દાસ, દાસી, માણસ, સૈન્ય વિગેરે તેઓને આપી પોતપોતાની રાજ્યધાની પ્રત્યે વિદાય કર્યા. પછી શત્રુઘ્નને બોલાવવા માટે મથુરાં દૂત મોકલ્યો, તેણે ત્રણ દિવસમાં મથુરાં પહોંચી શત્રુઘ્નને સર્વ હકીકત કહી. તે પણ આ કુળ-ક્ષયની ઘોર બાતમી સાંભળી ખિન્ન થયા, અને પોતાનું રાજ્ય પોતાના બે પુત્રોને વ્હેંચી આપી, સુબાહુને મથુરાં અને શત્રુઘાતિને વૈદિશા નગરી આપી. તેજ પ્રમાણે પોતાની સર્વ સંપત્તિ,

નોકર ચાકર વિગેરે તે બન્નેને વ્હેંચી આપ્યું. પછી શત્રુઘ્ન એકલાજ રથમાં બેસી અયોધ્યા આવ્યા અને રામને મળી "મને પણ સાથે લઇ ચલો, જરા પણ દૂર રાખશો નહી," એમ તેણે રામને સાગ્રહ વિનતિ કરી. ત્યારે તેની નિષ્ઠા જોઇ રામે તેમની વાત પણ કબૂલ રાખી. એટલામાં હજારો વાનંર, રીંછ અને રાક્ષસો ત્યાં આવી લાગ્યા. સુગ્રીવે હાથ જોડી વિનંતિ કરી, "આપ સ્વર્ગમાં સીધારો છો એ સાંભળતાંજ અંગદને રાજ્યાભિષેક કરી હું આપની સાથે આવવાનો નિશ્ચય કરી આવેલો છું. મને સાથે લો." એજ પ્રમાણે બીજાઓએ પણ વિનંતિ કરી અને હમને સાથે લેશો નહી તો હમને મૃત્યુની શિક્ષા કર્યાં સરખું લાગશે એમ હઠ પકડી બેઠા. ત્યારે રામે સર્વની વિનંતિ માન્ય કરી. ફક્ત વિભીષણને આજ્ઞા કરી કે "તું યાવચ્ચંદ્ર દિવાકર લંકાનું રાજ્ય કર." તેમજ હનુમાનને પણ આજ્ઞા કરી કે "જ્યાં સુધી રામકથા આ જગતમાં ચાલુ રહે ત્યાં સુધી તારે પૃથ્વીપર વસવું. જાંબુવાનને આજ્ઞા કરી કે, "કલીયુગ બેસે ત્યાં સુધી તારે પૃથ્વીપર રહેવું." બાકી સર્વને પોતાની સાથે આવવા રામે પરવાનગી આપી.

બીજે દિવસે પ્રાતઃકાળે રામે વસિષ્ઠ મુનિને અગ્નિહોત્ર આગળ કરી વાજપેય છત્રસહિત આગળ થવાની વિનંતિ કરતાંજ તે પ્રકાશમાન અગ્નિ તથા યજ્ઞનું છત્ર લઇ આગળ થયા. પાછળ રામચંદ્ર મહાપ્રસ્થાનનો વિધિ કરી ઘરમાંથી બ્હાર નિકળ્યા અને એક પણ શબ્દ ન ઉચ્ચારતાં સરયૂ નદી તરફ ચાલ્યા; તેમની આસપાસ દિવ્ય અસ્ત્રો, વેદ અને ગાયત્રી મનુષ્યરૂપ ધારણ કરી ચાલતાં હતાં; પાછળ અંતઃપુરની સર્વ સ્ત્રીઓ, બાળકો વિગેરે સર્વ જનો નિકળ્યાં. તેઓની પાછળ પોતપોતાના અંતઃપુર સહિત ભરત અને શત્રુઘ્ન, તેમની પાછળ સર્વ મંત્રી, પ્રધાન વિગેરે, તેના પાછળ સ્ત્રી–પુત્રો સહિત સર્વ શહેરીઓ, અને તેની પાછળ સર્વ વાંનર, રીંછ અને રાક્ષસો, આ પ્રમાણે લાખો જનોનો સમૂહ નિકળ્યો. તે સર્વનાં હૃદયમાં અવર્ણનીય આનંદ અને ઉત્સાહ ભરેલો હતો, અને તે સર્વ રાજી ખુશીથી દેહ છોડવા તૈયાર થયાં હતાં. એટલુંજ નહિ પણ બહારના લોકો રામનું મહાપ્રયાણ જોવાને આવેલા તે પણ તે ટોળામાં આનંદથી જોડાઇ

ગયા. તે ઉપરાંત પશુપક્ષી પણ અયોધ્યામાંથી બહાર પડી રામની પાછળ જવા લાગ્યાં. અયોધ્યામાં જેટલી સજીવ વસ્તુઓ હતી તે સર્વ રામની પાછળ નિકળી. ફક્ત નિર્જીવ ઘરોજ રહ્યાં. દોઢ યોજન ચાલ્યા બાદ, જ્યાં સરયૂ પશ્ચિમ-વાહિની થાય છે તે તીર્થપર રામચંદ્ર આવી પહોંચ્યા. તે સમયે તે પ્રચંડ જન-સમૂહપર આકાશમાંથી પુષ્પ-વૃષ્ટિ થવા લાગી: લાખો દિવ્ય વિમાનો આકાશમાં ચમકવા લાગ્યાં: અને સુગંધી વાયુ વાવવા લાગ્યો. શ્રીરામચંદ્ર સરયૂમાં સ્નાન કરતાંજ વિષ્ણુના દિવ્ય શરીરમાં મળી ગયા. પછી જેમ જેમ લોકો શરયૂમાં સ્નાન કરતા ગયા તેમ તેમ તેઓ દિવ્ય દેહ ધારણ કરી વિમાનમાં બેસી સ્વર્ગ લોકમાં જવા લાગ્યા. તે લોકો માટે બ્રહ્માએ સંતાનાકં નામનું એક નવુંજ સ્વર્ગ ખાસ ઉત્પન્ન કર્યું. આ પ્રમાણે અસંખ્ય જીવો શ્રીરામની ભક્તિથી તે તીર્થપર સ્નાન કરી મુક્તિ પામ્યા. આ પ્રમાણે શ્રીરામચંદ્રે પોતાના અગાધ પ્રેમથી અયોધ્યામાં નાનાં મોટાં દરેક પ્રાણીને ઉત્તમ ગતિએ પહોંચાડયા. આ બનાવ પછી અયોધ્યા નગરી સેંકડો વરસ સુધી શૂન્ય રહી, તે ઋષભ રાજાની કારકીર્દિમાં પાછી વસાવવામાં આવી. ( ઉ. સ. ૧૦૨ ).

---

# ઉપસંહાર.

વાલ્મીકિ મુનિએ રચેલાં રામચંદ્રના ઉચ્ચ ચરિત્રને વાંચી પ્રેમ, આનંદ અને આદરભાવની લાગણી કયા ભારતવાસી જનને થશે નહીં; આપણી આર્યભૂમિ વૈભવ અને નીતિના શિખરપર પહોંચી હતી એવા તે સમયનું ચિત્ર આંખ આગળ ઉભું રહેતાં કોનું હૃદય આનંદથી ઉછળી રહેશે નહીં? જો કે આપણા આર્ય દેશનો પ્રાચીન ઇતિહાસનો ઘણો થોડો ભાગ આપણને મળી આવ્યો છે, તો પણ એ અંધકારમય પ્રાચીન કાળમાં શ્રીરામચંદ્રનો સમય શરદ્ ઋતુની પૂર્ણિમાની રાત્રી પ્રમાણે સફેદ અને આનંદદાયક પ્રકાશથી ભરપૂર દેખાય છે. એ સમયમાં શ્રીરામચંદ્રની મોહક મૂર્તિ પૂર્ણ ચંદ્ર પ્રમાણે મધ્યે વિરાજમાન થયલી માલમ પડે છે અને તેમનાથી ક્ષણભર પણ વેગળી ન પડનારી જાનકી ચંદ્રની જ્યોત્સના પ્રમાણે શોભી રહે છે. તેજસ્વી અને શીઘ્ર કોપ કરનાર લક્ષ્મણજી મંગળના લાલ ગ્રહ પ્રમાણે પ્રકાશમાન દેખાય છે; અને શાંત, પ્રેમાળ ભરતજી બૃહસ્પતિના તારા પ્રમાણે શુભ્ર અને કોમળ તેજથી શોભી રહે છે. વસિષ્ઠ, વિશ્વામિત્ર, જનક, દશરથ, ભરદ્વાજ, અગસ્ત્ય, કૌસલ્યા, અનુસૂયા ઇત્યાદિ અનેક વંદ્ય સ્ત્રી-પુરૂષોની મૂર્તિઓ, આપણા પોતાના તેજથી ચળકતા ગ્રહો પ્રમાણે તે સમયમાં ચળકી રહ્યાં છે. આવા ઉત્તમ સમય પ્રત્યે ભારતવાસી આર્ય લોકો આનંદ અને અભિમાનની દૃષ્ટિથી જુવે એમાં નવાઇ શું? આવા તે સમયનું, પ્રત્યેક જનની દૃષ્ટિ સામે ઉભું રહેનારૂં ચિત્ર શબ્દ-રૂપિ રેખાથી આ ઉપસંહારમાં ચિતરવાથી આ ગ્રંથ પૂર્ણ થશે એ કહેવાની જરૂર નથી.

તે સમયનો આર્ય દેશ પશ્ચિમે સિંધુ નદીથી તે પુર્વે ગંડકી નદી સુધી, અને ઉત્તરે હિમાલયથી તે દક્ષિણે પ્રયાગ પર્યંત હતો. તે દેશમાં કોસલ, વિદેહ વિગેરે અનેક રાજ્યો આવી રહ્યાં હતાં. તેમાં સિંધુ, વિતસ્તા (જેલમ,) વિપાશા (બિયાસ,) શતદ્રુ (સતલજ) વિગેરે નદીઓ પશ્ચિમ વાહિની હતી: અને યમુના, ગંગા, શરયૂ, વિગેરે નદીઓ પૂર્વ વાહિની

હતી: અને મધ્યે સરસ્વતી નદી દક્ષિણમાં કુરૂક્ષેત્રમાં થઇ વહેતી હતી. આ નદીઓમાં હિમાલય પર્વતના બરફનું થયલું થંડું અને મીઠું પાણી વહેતું હતું. સર્વ નદીમાં ગંગા નદી વિશાળ હતી અને તેનું પાણી અત્યંત શીતલ, મધુર સ્વચ્છ અને પાચક હતું; તે નદી પ્રત્યે લોકોનો એટલો પૂજ્યભાવ હતો કે તેને સ્વર્ગની નદી અથવા સ્વર્ણદી નામ આપ્યું હતું. આ પ્રદેશની જમીન સપાટ અને અત્યંત ફળદ્રૂપ હતી અને ત્યાંની હવા નિરોગી, શક્તિ આપનારી અને સમશીતોષ્ણ હતી. આ કારણોથી તેમજ રાજ્યાવસ્થા ઉત્તમ હોવાથી ત્યાંના લોકો સુખી અને આનંદિત રહેતા હતા. શ્રીરામચંદ્ર વનવાસ નિકળ્યા ત્યારે કોસલ દેશની હૃષ્ટપુષ્ટ પ્રજાથી ભરેલા જનપદને જોઇ તેને આનંદ થયો. ગામડાંનાં લોકો હૃષ્ટપુષ્ટ હોય એ દેશની સમૃદ્ધિ અને સુસ્થિતિનું એક અનુપમ લક્ષણ છે. રામ-ચંદ્રના રથને વારંવાર ગાયનાં ટોળાંને લીધે ઉભા રહેવું પડતું હતું એમ વાલ્મિકિએ ખૂબીથી વર્ણન કરેલું છે. તે પરથી તે સમયમાં ગામડાં-ઓમાં હજારો ગાયનાં ટોળાં હશે અને તે પુષ્કળ દૂધ આપતાં હશે અને ખેતીવાડી માટે હજારો બળદોને જન્મ આપતાં હશે, એમ સ્પષ્ટ દેખાય છે. આ પ્રમાણે આર્યોનાં આ નાનકડાં રાજ્યોમાં વૈશ્યાદિ સામાન્ય લોકો જાનવરો અને અનાજ વિગેરે સંપત્તિથી સંપૂર્ણ રીતે સુખી હતા.

કોઇ પણ દેશમાંથી સામાન્ય જન-સમૂહની સ્થિતિનો આધાર વરિષ્ઠ વર્ગની હોંશીઆરી અને નીતિપર રહેલો છે એ સ્પષ્ટ છે. આ સમ-યનો વરિષ્ઠ વર્ગ એટલે કે બ્રાહ્મણ અને ક્ષત્રિયો પોતપોતાના કામમાં દક્ષ અને તેજસ્વી હતા એ સહેજ જણાઇ આવે છે. આર્યોનું તેજ અને ઉંચું નૈતિક બળ તેઓમાં સંપૂર્ણ રીતે જણાતું હતું. અનાર્યો કરતાં આર્ય લોકો વધારે મજબૂત, સુસ્વરૂપ અને સુધરેલા હતા તેમજ તેઓ વધારે નીતિવાન હતા. એટલુંજ નહિ પણ તેઓ નીતિમત્તા એ આર્યત્વનું મુખ્ય લક્ષણ સમજતા હતા. 'આર્ય' શબ્દમાં સર્વ પ્રકારની ઉચ્ચ કલ્પનાઓ તેમજ ઉંચી વર્તણુકનો સમાવેશ થાય છે એમ તેઓ સમજતા હતા. કોઇ ચીજ ખરાબ હોય તો તેને "અનાર્ય-જુષ્ટ" એટલે 'આર્ય જનને ન છાજે એવી' એમ નામ આપવાનો તે વખતે સંપ્રદાય

પડયો હતો. ટુંકમાં આર્ય લોકોનું આર્યત્વ તેઓની ઉચ્ચ નીતિપર રચાયલું છે એમ તેઓની સમજ હતી; અને તે સમજ પ્રમાણે બ્રાહ્મણ તેમજ ક્ષત્રિયો પોતાનાં આચરણો શુદ્ધ અને ઉદાત્ત રાખવામાં તત્પર રહેતા. આવા પ્રકારનો વરિષ્ઠ વર્ગ જે સમાજમાં હોય તે સમાજમાં સુખ અને આનંદ વ્યાપી રહે એમાં શી નવાઇ?

પ્રથમ આપણે તે વખતના બ્રાહ્મણની સ્થિતિ અવલોકન કરીએ. વિદ્યા શિખવી તથા શિખવવી, પોતે યજ્ઞ–યાગાદિ કરવા અને કરાવવા, એ તેઓનાં મુખ્ય કર્તવ્ય હતાં. તે સમયના બ્રાહ્મણો આ કર્તવ્યમાં તત્પર હતા. શિખવું અને શિખવવું એજ પોતાના આયુષ્યનો મુખ્ય ઉદ્દેશ તેઓએ રાખ્યો હતો. એ કામ ઉત્તમ રીતે થઇ શકે માટે બ્રાહ્મણો ઘણુંખરૂં મોટાં શહેરોમાં ન રહેતાં, શહેર બહાર કિંવા અરણ્યમાં આશ્રમ બાંધી રહેતા હતા. વસિષ્ઠનો આશ્રમ અયોધ્યાપાસે ગામ બહાર હતો. વાલ્મીકિ મુનિ ગંગા અને તમસાના સંગમપર રહેતા હતા. ભરદ્વાજ પ્રયાગમાં રહેતા હતા. વિશ્વામિત્ર ગંગા પાર સિધ્ધાશ્રમમાં રહેતા હતા. જનકના ઉપાધ્યાય ગૌતમ મિથિલા પાસેના એક સુંદર વનમાં રહેતા. બ્રાહ્મણો આ પ્રમાણે નિર્ભય સ્થાનકોમાં આશ્રમ બાંધી રહેતા એટલુંજ નહિ પણ, મોટા મોટા ભયંકર અરણ્યમાં પણ આશ્રમ બાંધી રહેતા હતા. દંડકારણ્યમાં પણ આશ્રમ બાંધી ઋષિઓ જુદે જુદે સ્થળે રહ્યા હતા. અત્રિ, સુચક્ષુ, અગસ્ત્ય, આદિ ઋષિઓના આશ્રમો ભયંકર અરણ્યમાં હતા અને કોઇ કોઇ પ્રસંગે આત્મ–રક્ષણ માટે તેઓને શસ્ત્ર પણ ધારણ કરવાં પડતાં. પરંતુ તેઓ પોતાનાં મુખ્ય કર્તવ્ય—એટલે કે વિદ્યાર્જન અને વિદ્યાદાન—કદી પણ વિસરતા નહિ.

તે સમયનાં વિદ્યાલયનાં વર્ણન વાંચતાં આનંદ થયા શિવાય રહેતો નથી. એ આશ્રમો ઘણુંખરૂં શહેરની ગડબડથી દૂર એકાદા રમ્ય નદીના કાંઠાપર શાંત અને રમણીય સ્થળે રાખવામાં આવતા. તેઓની આસપાસ સુંદર બાગબાગીચા અને ખેતરો અને વાડીઓ હતી. કારણ આશ્રમવાસી ઋષિઓ અને શિષ્યો પોતાનો સાદો ચરિતાર્થ ઘણુંખરૂં પોતાના શ્રમથીજ મેળવતા હતા. વિદ્યાર્થીઓ રાનમાંથી લાકડાં કાપી

લાવી તેનો ઢગ આશ્રમમાં કરતાઃ તેમજ તેઓ વનમાંથી કંદમૂળ અને ફળો તોડી લાવતા. આ કારણથી વિદ્યાર્થીપર વિદ્યાભ્યાસનો ભાર એકસરખો ન પડતાં તેઓને અરણ્યોમાં અને વનમાં ખુલ્લી હવામાં ફરવાનો તેમજ બીજી કસરત. કરવાનો અભ્યાસ થતો હતો. ઋષિના આશ્રમોની અંદર હંમેશ શાંત અને રમણીય દેખાવ હતો અને ત્યાં સુંદર સુંદર પક્ષી અને પશુઓ આનંદથી આમતેમ ફરતાં હતાં. ઇંદ્ર, વરૂણ, યમ ઇત્યાદિ વૈદિક દેવોનાં દેવાલયો આશ્રમમાં રાખવામાં આવતાં અને અગ્નિની હોમશાળા પણ હતી. વિદ્યાર્થીઓને રહેવાની જગ્યાઓ આશ્રમમાં નિરાળી રાખવામાં આવતી. આવા પ્રકારના શાંત અને વેરભાવ વગરનાં સ્થળોમાં વિદ્યાર્થીઓનું શિક્ષણ સતત ચાલુ રહેતું તેમાં તેઓને સંસારના દુઃખ કિંવા મોહનો પવન સુધ્ધાં લાગી શકતો નહિ. આ કારણથીજ ઋષ્યશ્રૃગ જેવા તેજસ્વી અને પુણ્યશીલ વિદ્યાર્થીઓ તૈયાર થતા. અને તેમાં નવાઇ નથી.

આ પ્રમાણે આશ્રમોમાં ફક્ત બ્રાહ્મણના છોકરાઓ આવતા એમ ન હતું, પણ ત્રણે વર્ણના વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ માટે આવતા અને તેઓને ધર્મ-શિક્ષણ શિવાય બીજું પોતપોતાની સ્થિતિને યોગ્ય એવું શિક્ષણ બ્રાહ્મણો આપતા. બ્રાહ્મણોએ ત્રણે વર્ણના શિક્ષણની જવાબદારી પોતાના ડોકાંપર રાખી હતી. એ કારણથી સાહજીક રીતે બીજી વર્ણના લોકો બ્રાહ્મણોના નિર્વાહની વ્યવસ્થા વિષે કાળજી રાખતા. આશ્રમવાસી ઋષિઓ પોતાના નિર્વાહ માટે બીજાઓપર આધાર રાખતા નહિ એ તો આપણે ઉપર કહી ગયા છીએ. તથાપિ વિશેષ પ્રસંગે રાજાઓ તેમને બક્ષિસો આપતા. શ્રીરામચંદ્રે વનવાસ જતી વેળા પોતાનું દ્રવ્ય બ્રાહ્મણોને વ્હેંચી આપતાં લક્ષ્મણને કહ્યું હતું કે "બ્રાહ્મણો અભ્યાસમાં મગ્ન હોવાથી પોતાના નિર્વાહની કાળજી રાખતા નથી. એવા બ્રાહ્મણોને આપણું દ્રવ્ય આપવું એ આપણું કર્તવ્ય છે." આ પ્રમાણે વિદ્યાર્જન અને વિદ્યાદાનમાં મગ્ન રહેતા બ્રાહ્મણોને દાન આપવું એ આપણું કર્તવ્ય છે એમ તે વખતના લોક સમજતા. અને તેથી બ્રાહ્મણોને પોતાના નિર્વાહની કાળજી ન રહેતાં તે વિદ્યાદાનનું કર્તવ્ય ઉત્તમ રીતે બજાવી શકતા.

વિદ્યાર્જન ઉપરાંત બીજું કર્તવ્ય યજ્ઞ કરવા એ હતું. જેવી રીતે બીજી વર્ણને વિદ્યાનું દાન કરવું એ બ્રાહ્મણોનું કર્તવ્ય હતું તેમજ તેઓને યજ્ઞ કરાવવા એ પણ તેઓનુંજ કર્તવ્ય હતું. અશ્વમેધ સરખા યજ્ઞનો અધિકાર ક્ષત્રિઓનેજ હતો, તેથી તે યજ્ઞ તેઓ પાસ બ્રાહ્મણો કરાવતા. પણ તેઓનું લક્ષ તે તરફ બહુ ન હતું. તેઓનો મુખ્ય કટાક્ષ પોતે જાતે યજ્ઞ કરવા તરફ હતો. વિશ્વામિત્રે જાતે યજ્ઞ કર્યો તેનું વર્ણન રામાયણમાં છે. બ્રાહ્મણને કરવા યોગ્ય ઘણા યજ્ઞો હતા. "યજ્ઞાના જપયજ્ઞોસ્મિ," એ ભગવદ્ગીતાના શબ્દોમાં જપ-યજ્ઞને યજ્ઞોમાં ઉત્તમ ગણ્યો છે. તે જપમાં તે સમયના બ્રાહ્મણો મગ્ન રહેતા. સારાંશ બ્રાહ્મણો સર્વ પ્રકારના યજ્ઞ કરવામાંજ પોતાનો સર્વ વખત અને આયુષ્ય ગાળતા. આ પ્રમાણે વિદ્યા અને તપ કરનારા બ્રાહ્મણો બીજી વર્ણો કરતાં હરેક પ્રકારે વંદ્ય અને પૂજ્ય ગણાતા એમાં આશ્ચર્ય જેવું નથી. કારણ વિદ્યા અને તપનું સામર્થ્ય અલૌકિક અને વિલક્ષણ છે. "ધિગ્ બલં ક્ષત્રિયબલં, બ્રહ્મતેજો બલં બલં," એટલે ક્ષત્રિય બળ તુચ્છ છે, ખરૂં બળ તો બ્રહ્મતેજનુંજ છે એમ જે વિશ્વામિત્રે કહ્યું છે તેમાં તેમણે વિદ્યા અને તપનીજ સ્તુતિ કરી છે.

જેમ બ્રાહ્મણો પોતાના કર્તવ્યમાં દક્ષ હતા તેમજ ક્ષત્રિયો પણ તે સમયમાં પોતાના કર્તવ્યમાં પ્રવીણ હતા. બ્રાહ્મણની માફક વિદ્યાભ્યાસ અને યજ્ઞ-યાગ કરવા શિવાય યુદ્ધ અને રાજ્યકારભાર અથવા પ્રજાપાલન એ તેમના વિશેષ કર્તવ્ય હતાં. તે સર્વમાં તે સમયના ક્ષત્રિયો કુશળ અને આગળ પડતા હતા. વિદ્યા સંપાદન કરવામાં તેઓ બ્રાહ્મણોથી તલમાત્ર પણ પાછા પડતા ન હતા. "યથાવત્ સાંગવેદવિત્" એટલે 'છ અંગ સહિત વેદ જાણનારા બ્રાહ્મણોની બરોબરજ' એ શબ્દોમાં રામચંદ્રના અભ્યાસની પ્રજાજનોએ દશરથ આગળ સ્તુતિ કરી હતી. રામચંદ્રે વસિષ્ઠ ગુરૂપાસ જઇ તેમનાં આશ્રમાંજ વેદ વિદ્યાનું અધ્યયન કર્યું હતું એ નિરાળું જણાવવાની જરૂર નથી. અસ્તુ. તે વખતના ક્ષત્રિયો ફકત વેદાભ્યાસ કરતા એટલુંજ નહિ. પણ વૈદિક કર્મ પણ શાસ્ત્ર પ્રમાણે કરતા. શ્રીરામચંદ્ર નિયમ પ્રમાણે સંધ્યા કરતા એ વર્ણવવું વાલ્મીક મુનિ કદી પણ ચૂકતા નથી. એટલુંજ નહિ પણ વાસ્તુ વિગેરે ધાર્મિક

વિધિ યથાશાસ્ત્ર રામે કર્યાનું વર્ણન રામાયણમાં તેમણે કર્યું છે. સારાંશ, વિદ્યાભ્યાસ અને યજ્ઞ-યાગમાં તે વખતના ક્ષત્રિયો બ્રાહ્મણો જેટલાજ કુશળ અને વિદ્વાન્ હતા.

શત્રુ સાથે યુદ્ધ કરવું એ ક્ષત્રિયોનું વિશેષ કર્તવ્ય હોવાથી વેદાભ્યાસ પૂરો થતાંજ તે વખતના ક્ષત્રિયો યુધ્ધોપયોગી સર્વ વિદ્યા શિખતા હતા. તરવારનો ઉપયોગ, ઘોડાપર બેસવું, હાથીપર બેસવું, વિગેરે વિદ્યા તેઓ ઘણી મહેનત કરી પ્રાપ્ત કરતા. તરવા વિગેરેની ઉપયોગી કળામાં પણ તેઓ કુશળ હતા. રામ-લક્ષ્મણ, સીતાને લાકડાંના તરાપાપર બેસાડી, તરતા તરતા યમુનાપાર લઇ ગયા એ વાંચી તેઓનાં તરવાનાં કૌશલ્ય વિષે આપણે આશ્ચર્ય પામીએ છીએ. પણ સર્વથી વિશેષ ધનુર્વિદ્યા તરફ ક્ષત્રિયોનું લક્ષ હતું. કારણ તે સમયનાં સર્વ આયુધોમાં ધનુષ્ય વિશેષ હતું. ધનુર્વિદ્યામાં તેઓ એવા પ્રવીણ હતા કે ફક્ત શબ્દપરથી તે અચુક બાણ મારતા. મૃગયામાં યુદ્ધની તાલેમ મળતી હોવાથી તેઓ મૃગયા કરતા અને વાઘ, સિંહ, હાથી વિગેરે ભયંકર પશુઓ મારતા. એટલુંજ નહિ પણ ક્ષત્રિયોએ પોતાનું બાહુબળ એટલું વધાર્યું હતું કે આયુધ વગર ફક્ત બાહુથીજ તેઓ વાઘ સાથે કુસ્તી કરી તેને ઠાર.મારી શકતા. એવા ક્ષત્રિયો દશરથ રાજાના લશ્કરમાં સેંકડો હતા. અસ્તુ. શારીરિક શક્તિ ગમે તેટલી હોય અને શસ્ત્રવિદ્યા ગમે તેટલી ઉત્તમ આવડતી હોય તોપણ મનુષ્યમાં ધૈર્ય અથવા હિંમત ન હોય તો તે સર્વ વ્યર્થ છે. તે વાત લક્ષમાં રાખી તે સમયના ક્ષત્રિયોએ બહાદુરી એટલી તો વધારી દીધી હતી કે યુદ્ધમાંથી પાછાં ફરવું એ તેઓને માહિત પણ નહતું. 'યુદ્ધમાંથી પલાયન થવું નહિ' એ તે વખતના ક્ષત્રિયો એક મહાન ગુણ સમજતા. યુદ્ધમાંથી પલાયન કરતાં પાછળથી ઘા ખાવો એ ક્ષત્રિઓ મોટામાં મોટું પાપ સમજતા. પોતાનું મન શુદ્ધ છે એમ દેખડાવવા માટે ભરતે કૌશલ્યા માતા આગળ અનેક શપથ લીધા તેમાં એક શપથ એમ હતો કે "મને યુધ્ધમાં પળતાં પાછળથી ઘા પડે." આપરથી રણમાંથી પલાયમાન થવું એ કેવું ઘોર પાતક હતું તે જણાશે. સારાંશ, શસ્ત્ર કૌશલ્ય, શરીર સામર્થ્ય અને શૌર્ય આ ત્રણે બાબતમાં તે વખતના ક્ષત્રિયો આગળ પડતા હતા અને તે કારણથી તેઓના શત્રુ તેમનાથી બ્હીતા હતા, તેમને અજેય માનતાહતા.

શત્રુને જીતવા એ કદાચિત્ સહેલ છે, પણ આપણું મન જીતવું એ ઘણું કઠણ છે. અને પોતાનાં મનપર કાબુ મેળવ્યા વગર પ્રજાનું યથાયોગ્ય રીતે પાલન કરવું શકય નથી. રામને દશરથે યુવરાજ–પદ આપતી વખતે ઉપદેશ દીધો હતો કે રાજાએ વિનય શીલ હોઇ કામક્રોધ પગનીચે દાબી દેવો. જેઓનામાં શસ્ત્રવિદ્યાનું અને શરીરનું બળ જાસ્તી હોય તેઓને આ પ્રમાણે આત્મ–સંયમન કરવું ઘણું કઠણ પડે એ દેખીતું છે. જ્ઞાન અને શિક્ષણુથી તેમ કરવું સાધ્ય છે. તે સમયના ક્ષત્રિયો જેમ યુદ્ધ કરવામાં સમર્થ હતા તેમજ શિક્ષણુના પ્રભાવથી પ્રજા–પાલનમાં પણ સમર્થ હતા. તેઓને ગુરૂના આશ્રમમાં વિદ્યાધ્યયન કરવું પડતું તેથી તેઓને વિદ્યા અને વિનય સાહજીક રીતે પ્રાપ્ત થતાં. તેમજ ઘણાખરાઓને ગુરૂના આશ્રમમાં રાજધર્મનું પણ શિક્ષણુ મળતું. રાજાનો ધર્મ શું છે તે મનુના સમયથી ઠર્યું હતું અને તેથી પ્રજાસંબંધી આપણું કર્તવ્ય શું છે એ રાજાઓ સહેલથી સમજતા. સારાંશ, તે સમયના ક્ષત્રિયો પોતાનો મુખ્ય ધર્મ, પ્રજા–પાલન, બરાબર બજાવતા હતા.

પ્રજાપ્રત્યે રાજાનું શું કર્તવ્ય છે તે અને રાજાએ કેમ વર્તવું તે વિષે વાલ્મિકિએ ઘણી ઉંચી કલ્પના રાખી છે. કલ્પનાતીત ઉત્તમ રાજ્ય કયું તો કે રામ–રાજ્ય એમ આપણે સમજીએ છીએ. અતિ ઉત્તમ રાજાનાં મુખ્ય લક્ષણો જોઇતાં હોય તો તે રામચંદ્રનાં ચરિત્રપરથી સમજી શકાય છે. પ્રથમ રાજાએ પ્રજાપાસેથી ષડ્–ભાગ, એટલે જમીનની પેદાસનો છઠો ભાગ લેવાનો, તે રાજા પ્રજાનું રક્ષણુ કરવામાટે જવાબદાર છે તેના બદલામાં લેતા એવો સિધ્ધાંત તે સમયે હતો. ભરતે ઉપર શપથ લીધા હતા તેમાં એક એવો હતો કે "ષડ્ભાગ લેતાં છતાં પણ પ્રજાનું રક્ષણુ ન કરનારા રાજાનું પાપ મને લાગો." બીજો મુદ્દો એ હતો કે રાજ્યની ઇમારત સત્યના પાયાપર રચાઇ છે એમ તે વખતે લોકો સંપૂર્ણ રીતે માનતા હતા. ચૌદ વર્ષ વનવાસ કરીશ એમ દશરથે આપેલું વચન તમે નહિ પાળો તો પણ ચાલશે એમ જ્યારે જાબાલિએ રામચંદ્રને સમજાવવાનો પ્રયત્ન કર્યો ત્યારે શ્રી–રામે સત્યની અતિશય પ્રશંસા કરી એને રાજાઓએ તો સત્ય વિશેષ કરી પાળવું જોઇએ તેનું કારણુ સમજાવ્યું. ત્રીજો મુદ્દો એ હતો કે પ્રજાનું

આરાધન કરવું એજ રાજાનું મુખ્ય અને શ્રેષ્ઠ કર્તવ્ય છે. આ કારણથી પ્રજાનું આરાધન રાજા લોક પોતાનું સર્વસ્વ ખર્ચીને પણ કરતા હતા. ચોથો મુદ્દો, અધર્મથી રાજ્ય કદી પણ ચાલવાનું નથી, ધર્મ પાળ્યો નહી તો પ્રજાનું અકલ્યાણ થશે, એમ તે વખતે દૃઢ સમજુત હતી અને તેથી રાજાઓ ધર્મ પ્રમાણે ચાલવાની અત્યંત કાળજી રાખતા. અસ્તુ. આ ચારે તત્ત્વો રામ–રાજ્યમાં પૂર્ણપણે અમલમાં આવતાં અને તેથી રામ–રાજ્ય સર્વથી પણ વધારે ઉત્તમ રાજ્ય ગણાતું. એવા રામ–રાજ્યમાં સર્વ પ્રકારનાં સુખો સંપૂર્ણ રીતે વાસ કરી રહ્યાં હતાં એમ આપણે માનીયે છીએ તેમાં આશ્ચર્ય શું ?

એવા સમયમાં સર્વ પ્રજા પણ ધર્મ અને ન્યાયથી વર્તતી હતી એમ કહેવાની જરૂર નથી. અહિંસા, ચોરી કરવી નહિ વિગેરે જે ધર્મનાં મુખ્ય અંગો મનુએ વર્ણવ્યાં છે તે સર્વ તે સમયે સંપૂર્ણ રીતે પાળવામાં આવતાં, વડીલ લોકો તરફ, એટલે માબાળુ ગુરૂ, જ્યેષ્ઠ બંધુ વિગેરે તરફ લોકો અત્યંત પૂજ્ય ભાવ રાખતા. માતાપિતાની આજ્ઞા પાળવી અને સેવા કરવી એ મારો પરમ ધર્મ છે એમ રામ કહે છે. તેવીજ રીતે સજ્જનો તરફ પણ લોકોને પૂજ્ય ભાવ હતો. સજ્જનોનાં વર્તન પ્રમાણે આપણું વર્તન રાખવું એમ લોકોને હોંસ રહેતી. વડીલો પ્રત્યે ભક્તિ, તૃષ્ણાપર અંકોશ, અને સજ્જનોને પગલે ચાલવું, એ આર્યનીતિનાં મુખ્ય લક્ષણો છે એમ ભરદ્વાજે કહ્યું છે. તૃષ્ણાપર અંકોશ રાખ્યા શિવાય સન્માર્ગ સાધી શકાય નહિ એ દેખીતું છે. લોભ એ પાપનું મૂળ છે. તે જીત્યા શિવાય ધર્મ અને નીતિનો માર્ગ શકય નથી. અસ્તુ. સત્યમાટે પણ લોકોને ઘણી આકાંક્ષા હતી. સદાચરણ અને સત્ય ભાષણ એ પરમ શ્રેયનાં મુખ્ય સાધન છે એમ લોક માનતા. આ વિષયમાં બ્રાહ્મણો વિશેષ પરાયણ હતા. "ખોટા બોલનારા રૂષિ–પ્રમાણે નિસ્તેજ પડયો" એમ રામાયણમાં દૃષ્ટાંત છે તે વાંચતાં હાલના બ્રાહ્મણોને અભિમાન તેમજ ખેદ લાગ્યા શિવાય રહેશે નહિ. તે વખતના લોકો માનતા હતા કે પરસ્ત્રી ગમન જેવું બીજું કોઇ પણ ઘોર પાપ નથી. તેમજ પર–દ્રવ્યનું હરણ કરવું એ પણ મહાન પાપ છે એમ તેઓ માનતા હતા. બ્રાહ્મણો તેમજ અપંગોને દાન આપવું એ સારૂં

કામ ગણાતું હતું; પણ વિનાં કારણ ભિક્ષા માગવી એ અયોગ્ય છે એમ પણ લોકોની દૃઢ સમજુત હતી. એટલુંજ નહિં પણ ભિક્ષા માગતાં ફરવું એ ઘોર પાતક ગણાતું હતું એમ ભરતજીએ લીધેલા એક શપથપરથી સ્પષ્ટરીતે દીસે છે. સુરા–પાન પ્રત્યે લોકો ઘણાજ તિરસ્કાર પૂર્વક જોતા. વિશેષ કરી લોકોના ધર્મ શિક્ષક બ્રાહ્મણ તેજ જો સુરાપાન કરતા તો તેઓ પર લોકો ઘણા ચ્હીડાતા હતા, અને એવા મદ્યપી બ્રાહ્મણોને રસ્તામાં કાંકરાનો માર પડતો હતો. સારાંશ, એકંદર રીતે લોકોની ધર્મપર અતિશય આસ્થા હતી. ધર્મમાટે ગમે તેવી પ્રિય વસ્તુનો પણ ત્યાગ કરવો, પણ ધર્મનો ત્યાગ કરવો નહિ, એવી તેઓની ધર્મપર શ્રદ્ધા હતી. તેમજ પોતાની કીર્તિને જરાપણ કલંક લાગે નહિ તે માટે દરેક માણુસ કાળજી રાખતો. જે માણસની જનસમાજમાં અપકીર્તિ થાય તે માણસ અધઃપાત પામે છે એમ તેઓ માનતા હતા. તેમજ પ્રત્યેક માણસ પોતાનું શિળ સાચવવામાં તત્પર રહેતો. કારણ સદ્વર્તન એજ સજ્જનનું ભૂષણ છે, એમ તે બધાની સમજુત હતી. આ રીતે ઘણે ભાગે સર્વ લોક તે વખતે ધર્મ, નીતિ અને સદ્વર્તનને માર્ગે ચાલતા હતા.

સ્ત્રીઓનાં કર્તવ્યની કલ્પના પણ તે વખતે ઉચ્ચ હતી. આર્ય–સ્ત્રીઓ, એટલે સુશીલ સ્ત્રીઓ, તે વખતે પતિને પોતાનું દૈવત, ગુરૂ, બંધુ અને સર્વસ્વ સમજતી હતી. પતિ સાથે તેઓ અરણ્યમાં ખુશીથી જતી. બાપે જેનું પાણી ગ્રહણ કરાવ્યું તે પતિ આપણું સર્વસ્વ છે એમજ તેઓ સમજતી. તેના સહવાસમાં જે સુખ મળે તે સ્વર્ગમાં પણ મળવાનું નથી, તેના શિવાય રાજ્ય–વૈભવસુદ્ધાં નરકવાસ જેવો છે એમ તેઓ માનતાં. પતિની સેવા કરવામાં તેઓને અત્યંત આનંદ લાગતો હતો. રાજાના ઐશ્વર્યમાં માણસ ચાકરોની કમી હોતી નથી, તથાપિ રામચંદ્ર બેસે એટલે સીતા ઉભાં રહી તેમને પવન નાખતાં. આવી ભાવના અને વર્તનવાળી સ્ત્રીઓ કેવી તેજસ્વી હશે તેની કલ્પના સહેજ કરી શકાશે. એવી સ્ત્રીઓ આસપાસ એક પ્રકારનું સદગુણનું અભેદ્ય કવચજ રહેતું એમ કહીયે તો ચાલે. એવી પતિવ્રતા સ્ત્રીઓનું અપમાન કરેથી આપણાપર ભયંકર ઇશ્વરી કોપ આવી પડશે, એમ લોકો માનતા. પતિવ્રતાનાં અશ્રુ જમીનપર વ્યર્થ

પડતાં નથી, એમ તે લોકો માનતા હતા. સારાંશ, તે સમયની સ્ત્રીઓ પોતાના પતિવ્રતના સદ્‌ગુણથી, પોતાની જાતને, પોતાના સ્વામીને અને, પોતાના સમાજને ભૂષણ રૂપ થઇ રહી હતી. બીજી બાબતોમાં પણ તે વખતની સ્ત્રીઓ—વિશેષ કરી બ્રાહ્મણ અને ક્ષત્રિય સ્ત્રીઓ—ની યોગ્યતા મોટી હતી. તેઓ પોતાના ઘરમાં રહી, વેદાધ્યયન કરી શકતાં અને તેઓ સંધ્યાવંદન, હોમ વિગેરે વૈદિકક્રિયાનો અધિકાર ભોગવતાં. ક્ષત્રિય સ્ત્રીઓ ક્ષત્રિણીને યોગ્ય વિદ્યા શિખતાં હતાં. કૈકેયીએ રણસંગ્રામમાં અણીવખતે દશરથના સારથીનું કામ કર્યું, એ વાંચી કોને આશ્ચર્ય થશે નહિ? જો કે સ્ત્રીઓ મોટે ભાગે બહાર પડતાં ન હતાં, તથાપિ ઉત્સવને દિવસે કિંવા યજ્ઞ કિંવા વિવાહ જેવા શુભ પ્રસંગે સ્ત્રીઓને સમાજમાં બહાર પાડવામાં કોઇ જાતનો અટકાવ ન હતો. એજ પ્રમાણે સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ મળતું અને યોગ્ય રીતે સ્વતંત્રતા પણ હતી અને તેઓ પોતાના પતિના સંસારમાં હર પ્રકારે ઉપયોગી થઇ પડતાં.

તે કાળના સર્વ લોક ધર્મશીલ કિંવા નીતિમાન હતા અથવા સર્વ સ્ત્રીઓ સદ્‌ગુણી અને સુગૃહિણી હતી એમ આપણા કહેવાનો ઉદ્દેશ નથી. તોપણ “યદ્યદ્ આચરતિ શ્રેષ્ઠ: તત્ત દેવેતરે જન:” એટલે કે મોટા મોટા પુરૂષો જેમ વર્તન કરે તેમજ બીજાઓ કરે એ સૂત્ર પ્રમાણે તે કાળના સમાજમાંના અગ્રેસરો ધર્મ અને નીતિથી ચાલતા તેથી જન-સમાજનું વળણ ઘણે ભાગે નીતિ અને ધર્મના માર્ગ પ્રત્યે હતું એમ કહેવામાં હરકત નથી. તે વખતે કોઇ કોઇ પાપી પુરૂષો તો હતાજ; પણ તેઓનું પણ સન્માર્ગ તરફ વળણ રહેતું. કારણ તે વખતે એવી સમજુત હતી કે પાપ કરનારા પુરૂષો રાજ્ય દંડ ભોગવી પાપ-મુક્ત થતા હતા. જેમ સુવર્ણ અગ્નિમાં નાંખ્યાથી શુદ્ધ થાય તેમ પાપીઓ રાજ-દંડ પામી શુધ્ધ થતા એમ તેઓ માનતા. આ કારણથી ઘણાખરા પાપીઓ રાજ-સભામાં હાજર થઇ પોતાનાં પાપોથી કબુલ કરતા, એટલુંજ નહિ પણ પોતાનાં પાપો બદલ યોગ્ય શિક્ષા માગી લેતા. અપરાધીને શિક્ષા કર્યા વગર છોડી દે તો રાજાને પોતાને તે શિક્ષા ભોગવવી પડે એમ લોકો માનતા. નિરપરાધીને શિક્ષા કરવી અને અપરાધીને છોડી દેવો એ બન્નેથી રાજા એકસરખો

પાપમાં પડે છે એમ લોકો માનતા હતા. રાજપુત્રો પણ રાજા-દંડથી છુટતા નહિ. જો કોઇ રાજપુત્ર ઉન્મત્ત થઇ, પ્રજાને રંજાડે અથવા પર સ્ત્રી પ્રત્યે આડી નજર કરે, તો તેને હદપાર કરતા. સારાંશ, પ્રજાને યોગ્ય ન્યાય મળતો અને પ્રત્યેક ગુન્હેગારને યોગ્ય દંડ કરવામાં આવતો.

તે સમયમાં પ્રજાનો યોગ્ય ન્યાય કરવો એજ રાજાનું શ્રેષ્ઠ અને મુખ્ય કર્તવ્ય ગણાતું હતું. ન્યાય-અન્યાય, સારૂં-નરસું, ઠરવનારો યોગ્ય રાજા ન હોય તો દેશમાં સર્વત્ર અંધકાર પ્રસરી રહે એમ લોકોના મનમાં બ્હીક રહેતી. અરાજક સ્થિતિ ઘણી ભયંકર છે એમ લોકોને ખાત્રી હતી અને તેથી દેશમાં રાજા જોઇયેજ, એમ લોકોની દ્રઢ સમજ હતી; અને વિશેષ પ્રસંગે રાજ્યમાં કોઇજ અધિકારી ન હોય તો તે વખતે લોકો સભાને મેળવી, કોઇને પણ, ન્યાય કરવા સારૂ. રાજા નિમતા હતા. રાજાએ રોજ રાજસભામાં આવી ન્યાય આપવો, એ નિયમ હતો. આળસ અથવા એષ આરામમાં પડી જઇ, રાજા ઇનસાફ આપવામાં ગાફેલ રહે, તો કોઇ કોઇ વખતે રૂષિઓ તેને શાપ આપતા હતા. પ્રજાનો ન્યાય, રાજા રાજ-સભામાં બેસી, અષ્ટ પ્રધાનની સલાહ લઇ, કરતા હતા. મહત્વનો રાજકીય સવાલ હોય ત્યારે સર્વ પ્રજાની સલાહ લેતા. આવી લોકસભામાં રાજ્ય ધાની તેમજ દેશના બીજા ભાગોમાંના ચારે વર્ણના પ્રમુખ લોકો તેમજ માંડળિક રાજાઓને બોલાવવામાં આવતા. રાજા વૃદ્ધ થાય એટલે કામમાં મદદ કરવા માટે પોતાના જ્યેષ્ઠ પુત્રને યુવરાજ નિમતા. તેને ઇન્સાફ ચુકવવાનો તેમજ બીજો અધિકાર મળતો. એક વામ જેવડા વ્યાસનો દુંદુભિ અને શ્વેત છત્ર એ રાજ-ચિન્હ ગણાતાં, અને રાજાના રથને આઠ ઘોડા જોડવામાં આવતા. તેમજ સૂત, માગધ અને બંદીજનો, રાજાના તેમજ રાજ-વંશના ગુણ અને યશનું ગાન દર પ્રહરે દરરોજ કરતા; આનો હેતુ ફક્ત વખત જણાવવાનો ન હતો, પરંતુ પોતાના પૂર્વજોની યાદ આપી પોતાની કીર્તિ કાયમ રાખવાને ઉત્તેજીત કરવાનો હતો. આ પ્રમાણે ન્યાયપૂર્વક રીતે પ્રજાનું પાલન કરી અને રાજ્યનો ઉપભોગ કરી, વિશેષ વૃધ્ધાવસ્થા થતાં રાજાઓ સંસારનો મોહ ત્યાગ કરી રાજ્ય

છોડી દઇ, વનવાસ કરતા કિંવા બીજી રીતે મોક્ષનો માર્ગ સ્વીકારતા.

આ પ્રમાણે તે વખતે ભારતવાસી આર્યોની નૈતિક તેમજ રાજકીય સ્થિતિ સર્વથી વધારે ટોચપર પહોંચી હતી. પ્રવૃતિ અને નિવૃત્તિ બન્ને માર્ગનું જે સમાજમાં યથાયોગ્ય સેવન થાય છે તે સમાજ ઉન્નતિ પામે એ સ્વભાવિક છે. " कामात्मता न प्रशस्ता नचैवेहास्त्यकामता " એ મનુ ભગવાનનું અમુલ્ય વચન લક્ષમાં રાખવા યોગ્ય છે. ભૌતિક સુખને અત્યંત સ્વાધીન થયલો માણસ અથવા સમાજ અવનતિ પામ્યા વગર રહેજ નહિ. તેથી ઉલટું એકદમ નિવૃત્તિ માર્ગે રહેવું કોઇ પણ માણસને અથવા સમાજને શક્ય નથી. સારાંશ, પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્ને માર્ગોનું રીતસર સેવન કરવામાંજ ખરૂં સુખ અને ખરી ઉન્નતિ છે. આ પ્રકારની ઉંચી, ઉન્નત સ્થિતિપર તે વખતના ભારત-વાસી આર્યો પહોંચ્યા હતા. શરીરે ઉંચા, રંગે ગોરા, અને અણીદાર નાક આંખવાળા એવા તે સમયના આર્યો સશક્ત અને બુદ્ધિમાન્ હતા અને તેઓ ઉત્સાહ અને તપના તેજથી ચમકી રહ્યા હતા. સંસારમાં ઉત્સાહ રાખવો એજ માણસનું મુખ્ય બળ એમ તે લોકો માનતા હતા. તેમજ પારકાએ કરેલાં અપમાનનો બદલો પોતાના તેજથી આપે નહિ તેનું પુરૂષાર્થ નકામું છે એમ તેઓ માનતા. ઉદ્યોગમાં તેઓ વખણાયલા હતા. વારંવાર અડચણ આવે કે નિરાશા ઉત્પન્ન થાય તો પણ પોતાનો ઉદ્યોગ તેઓ છોડતા નહિ. ભાગીરથનુ નામ અખંડ ઉદ્યોગ માટે એટલું તો પ્રસિદ્ધ થયલું છે, કે આર્ય-ભાષામાં 'ભગીરથ' શબ્દ અખંડ-પ્રયત્નસૂચક થઇ પડયો છે. આ ઉદ્યોગની સાથે તેઓ સાહસી પણ હતા. મોટા મોટા અરણ્યમાં અથવા તો પરદેશી ક્રૂર લોકોના દેશોમાં જતાં તેઓ જરા પણ બ્હીતા નહિ. સારાંશ, ઉત્સાહ, તેજ, ઉદ્યોગ, સાહસ વિગેરે જે ગુણો ભૌતિક ઉન્નતિ માટે જરૂરના છે, તેઓ તે સમયના આર્યોમાં હતાં. અને વિશેષમાં તે ઉપરાંત ધર્મ, નીતિ, તપ, અને નિષ્કામ બુદ્ધિ એ ગુણો પણ તેમનામાં હતાં. અને તે કારણોથીજ તેઓની સર્વ પ્રકારે ઉન્નતિ અને ચઢતી તે સમયે થઇ હતી; એટલુંજ નહિ પણ રાક્ષસોના રાવણ જેવા બલાઢ્ય રાજાને પણ તેઓ જીતી શકયા હતા.

આ સમયમાં આર્ય લોકોનાં રાજ્યો હિમાલયથી તે પ્રયાગપર્યંત પ્રસરી રહ્યાં હતાં તે આપણે ઉપર કહી ગયા છીએ. યમુનાની દક્ષિણે ગોદાવરી પર્યંતનો ભાગ તે સમયે નિર્જન અને ભયંકર અરણ્ય હતો. તે ભાગને દંડકારણ્ય કહેતા. હાલના મધ્ય પ્રાંતોની સીમા લગભગ દંડકારણ્યને મળતી આવે છે; હજુ પણ આ દેશમાં મોટાં મોટાં અરણ્યો તેમજ વિંધ્યાચળ અને સાતપુડા પર્વતની વિશાળ અને દુર્ગમ રાંગ ઉભી રહેલી છે. આ દંડકારણ્યમાં કેટલાંક યોગ્ય સ્થળે આચાર્યોએ પોતાના આશ્રમો સ્થાપ્યા હતા. ગોદાવરીની પેલી બાજુએ દક્ષિણ તરફ લંકા પર્યંત અનાર્યોની વસ્તી પુષ્કળ હતી. તેમાં રાક્ષસો વધારે બળવાન્ હતા અને તેઓનું લંકામાં અત્યંત સમૃદ્ધિવાળું રાજ્ય હતું. રાક્ષસો શરીરે મજબૂત, કાળા રંગના, તથા ક્રૂર સ્વભાવના અને કપટી હતા. હવે રાક્ષસ અને અસુરમાં ભેદ છે તે અહિં ધ્યાનમાં રાખવો જોઇએ. અસુર એ આર્યોનાજ ભાઇબંધ હોઇ તેઓ સિંધુ નદીને પેલે કિનારે ઉત્તરમાં રહેતા હતા. રાક્ષસો અનાર્ય હતા અને દક્ષિણ દેશમાં સમુદ્ર–કિનારે રહેતા હતા. અસ્તુ. આ રાક્ષસોનો સૌથી ભયંકર દુર્ગુણ એ હતો કે તેઓ નરમાંસ ખાનારા હતા. દંડકારણ્યના આશ્રમમાં તેઓનો ઘણોજ ત્રાસ હતો અને તેઓ ઘણાં માણસોને મારી ખાતા. એ શિવાય પર–સ્ત્રી અથવા પુત્રીઓને જબરજસ્તીથી હરણ કરી જઇ તેઓ સાથે લગ્ન કરવાનો તેઓમાં ચાલ હતો. આ પ્રકારનાં લગ્નને આપણાં ધર્મશાસ્ત્રોમાં ‘ રાક્ષસ-વિવાહ ’ નામ આપેલું છે. આ બે ભયંકર કૃત્યોથી રાક્ષસ અને આર્યોમાં સાહજીક રીતે વારંવાર વિરોધ પડતો. આ કારણથીજ તે સમયે હદપાર કરેલા આર્ય રાજ–પુત્રોને દંડકારણ્યમાં મોકલવાની રૂઢિ પડી હશે. તેનો ઉદ્દેશ એ હશે કે હદપાર થયલા રાજ–પુત્રોએ દંડકારણ્યમાં રહેનારા બ્રાહ્મણોને રાક્ષાસોની વિરૂદ્ધ મદદ કરવી. શ્રીરામચંદ્ર અને રાક્ષસો વચ્ચે વૈર–ભાવ ઉત્પન્ન થયો અને શ્રીરામચંદ્રે પોતાનાં અલૌકિક પરાક્રમવડે રાક્ષસનાં બલાઢ્ય રાજ્યોનો નાશ કર્યો વિગેરે સમગ્ર હકીકત ઉપર આવી ગઇ છે. હિંદુસ્થાનના એક છેડાથી તે બીજા છેડા સુધી નરમાંસ ભક્ષકોનો સમૂળગો નાશ કર્યો એ રામચંદ્રે અવતાર લીધો તેનું મુખ્ય કૃત્ય છે. તે

ઉપરાંત રામચંદ્રે પોતાના અતિ ઉદાત્ત ચરિત્રથી લોકમાં નીતિનો એક ઉત્કૃષ્ટ નમુનો ચીત્રી બતાવ્યો છે. " હે લક્ષ્મણ ! અપરાધી તેમજ નિર-પરાધી બન્નેનો એક સાથે વધ કરીશ નહિ ! " એમ કહી રામે ઇંદ્ર-જીતનાં માયાવી આકાશ-યુદ્ધ જેવા ભયંકર સંકટના પ્રસંગમાં નીતિનો માર્ગ છોડયો નહિઃ અને સુવર્ણના કોટથી વેષ્ટિત અને રત્નોથી ભરપૂર લંકા નગરી, તેના હાથમાં આવ્યા પછી પણ તલમાત્ર પણ લોભ કર્યા વગર, તેમણે સુવર્ણ રત્ન સહિત લંકાનું રાજ્ય વિભીષણને હવાલે કર્યું. સારાંશ, પોતાનાં અલૌકિક ઉદાહરણથી શ્રીરામચંદ્રે પોતાના સમયના ભારતવાસી આર્યોને વૈભવ અને નીતિનાં શિખરપર પહોંચાડયા, એટલુંજ નહિ પણ ભવિષ્યની સર્વ આર્ય પ્રજાને માટે, સંસારમાં મનુષ્યે ઉદાત્ત અને ઉચ્ચ નીતિ ભરેલું વર્તન કેમ કરવું, એ દેખાડવનારો, પોતાનો ચરિત્રરૂપી આદર્શ, પાછળ મૂકી ગયા, એ આપણું મોટું સદ્ભાગ્ય !

